આંતરભારતીય પુસ્તકમાળા

કથાભારતી

# તેલુગુ વાર્તાઓ

સંપાદકો

પુરાણમ્ સુબ્રહ્મણ્ય શર્મા

વાકાટિ પાંડુરંગારાવ

અનુવાદિકા

કુન્દનિકા કાપડીઆ



નેશનલ બુક ટ્રસ્ટ, ઈન્ડિયા

# અનુક્રમણિકા

# પ્રાક્કથન

મનુષ્યની સાથે જ વાર્તાનો જન્મ થયો. વાર્તા પછી જ સાહિત્યમાં અન્ય સ્વરૂપો વિકસ્યાં. આજની આખ્યાયિકા જેટલી અદ્યતન છે, તેનો ઈતિહાસ એટલો જ પુરાતન છે. આખ્યાયિકા અથવા નવલિકા પાસે નવલકથા તો નાનું બચ્ચું ગણાય. જીવન જેટજેટલા પ્રકારના વળાંકો લે છે, સાહિત્યે પણ એટલા વળાંકો લેવા પડે છે. તેલુગુભાષીઓના જીવનમાં જડાયેલા અનેક વળાંકોને અભિવ્યક્તિ આપતું સાહિત્યિક સ્વરૂપ છે   તેલુગુ નવલિકા.

તેલુગુ નવલિકાનું એ સૌભાગ્ય હતું કે મહાકવિ ગુરજાડ અપ્પારાવની કલમે આ દિગ્દર્શક સાહિત્યસ્વરૂપનો જન્મ થયો. એનો ઈતિહાસ એકંદરે સાઠેક વર્ષથી વધુ જૂનો નથી. પશ્ચિમી સાહિત્યના પ્રભાવ હેઠળ જન્મેલું આ અભિનવ રૂપ જગન્મોહિનીની જેમ વાચકોના મનનું રંજન કરે છે. ત્યારથી આજ સુધીમાં આ નવા સ્વરૂપને વિકસાવવાનું અને સમૃદ્ધ કરવાનું શ્રેય કેટલાક પ્રાતઃસ્મરણીય મનીષીઓને છે.

'સ્થાલીપુલાકવત્' નામની તેલુગુ નવલિકામાં આધુનિક તેલુગુ ગદ્યનો વિકાસ જોવા મળે છે. તેલુગુ વાર્તાનું નામ લેતાં જ કેટલાક મનીષીઓનું આપોઆપ સ્મરણ થઈ આવે છે. આગળ વધતાં પહેલાં એમને શ્રદ્ધાંજલિ આપવી જ જોઈએ.

'બેરિસ્ટર પાર્વતીશમ્'ના લેખક શ્રી મોક્કપાટિ નરસિંહ શાસ્ત્રી, 'વટીરાવુ કથલુ'(વટીરાવની વાર્તાઓ)ના લેખક શ્રી ચિંતા દીક્ષિતુલુ, ' કાંતમ્ કથલુ' (કાંતમ્‌ની વાર્તાઓ)ના લેખક શ્રી મુનિમાણિક્યમ્ નરસિંહ રાવ, 'પીતળનો દરવાજો'ના લેખક શ્રી વેલૂરિ શિવ રામશાસ્ત્રી, 'એમિ અનુબંધમ્? ' (આ કેવો અનુબંધ છે ?) જેવી સ્મરણીય નવલિકાના રચયિતા શ્રી વિશ્વનાથ સત્યનારાયણ, 'અસાવેરી', 'અલ્લો નેરેડુ', 'મુનિ ગોરિંતા' વગેરે વાર્તાઓના રચયિતા શ્રી મલ્લાદિ રામકૃષ્ણ શાસ્ત્રી, 'અરિકાલુ ક્રિંદ મંટલુ' (તળિયા હેઠે બળતરા)ના સર્જક અને યશસ્વી લેખક શ્રી શ્રીપાદ સુબ્રહ્મણ્ય શાસ્ત્રી, 'કરુણ કુમાર' વાર્તાઓના લેખક

કરુણ કુમાર—આ બધાએ આધુનિક તેલુગુ વાર્તાને પ્રાણાન્વિત કરી છે. આ પ્રારંભિક લેખકોની સાથે 'સાહિતી' પત્રિકાના અંકોના લેખક શ્રી ત્રિપુરારિ મટૂલા વીર રાઘવ સ્વામી, શ્રી કોડવટિ ગંટિ વેંકટ સુબ્બય્યા વગેરેનાં નામોનો પણ ઉલ્લેખ કરવો જોઈએ.

ગુરજાડથી માંડીને આજ સુધીના ક્રમિક વિકાસમાં ઉપર્યુક્ત ગુરુજનોથી આજની પેઢી સુધીની યાત્રામાં તેલુગુ નવલિકામાં વિષય, શૈલી, શિલ્પ અને ભાષા બધી દૃષ્ટિએ સારી પેઠે પરિવર્તન આવ્યું છે. એમાં હવે પહેલાં કરતાં વધારે ગતિ અને વધારે મનોહરતા છે. આ સંગ્રહમાં લેવાયેલી વાર્તાઓમાં આ વૈવિધ્ય રજૂ કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. હકીકતમાં જોઈએ તો, રાષ્ટ્રીય અથવા આંતરરાષ્ટ્રીય દૃષ્ટિએ પણ તેલુગુ વાર્તા ઊતરતી સ્તરની નથી.

સેંકડો-હજારોની સંખ્યામાં પ્રગટ થતી વાર્તાઓમાંથી આ સંગ્રહ માટે તેલુગુ વાર્તાકલાનું પ્રતિનિધિત્વ કરે તેવી નવલિકાઓ પસંદ કરવાનું કામ સહેલું નથી. માત્ર એક સંગ્રહ બહાર પાડવાથી આ પ્રયત્ન પૂરો થઈ ગયો છે એમ પણ ન માનવું જોઈએ. તેલુગુ વાર્તા પ્રત્યે ખરેખર ન્યાય કરવો હોય તો છેલ્લાં સાઠ વર્ષના ગાળાને છ દાયકામાં વહેંચી નાખી, પ્રત્યેક દાયકા દીઠ એકએક સંગ્રહ તૈયાર કરવો જોઈએ. અમારા ખ્યાલ પ્રમાણે આ સંકલન, તેલુગુ વાર્તાની પ્રકૃતિ સમજવામાં માત્ર મુખ-પરિચય જેટલું જ કામ આપે તેમ છે.

નેશનલ બુક ટ્રસ્ટે દરેક ભારતીય ભાષાની ઉત્કૃષ્ટ સાહિત્યકૃતિઓને બીજી ભાષાઓમાં જન-સમુદાય માટે સુલભ બનાવવાના હેતુથી આદાન-પ્રદાનની યોજના કરી, એ યોજના હેઠળ તેલુગુ વાર્તાઓ પ્રગટ કરવાનું નક્કી કર્યું છે. એમણે આંકેલી મર્યાદાઓને ખ્યાલમાં રાખીને સત્તાવીશ ચૂંટેલી વાર્તાઓનો આ સંગ્રહ રજૂ કરવામાં આવે છે.

સ્વ. ગોપીચંદની વાર્તાથી આ સંગ્રહની શરૂઆત થાય છે અને નાર્લ ચિરંજીવીની વાર્તાથી તે સમાપ્ત થાય છે. બન્ને લેખક તેલુગુભાષી ખેડૂતોના ગ્રામ્ય જીવનનું પ્રતિનિધિત્વ કરે છે. આ સંગ્રહમાં જે વાર્તાકારોની વાર્તા સંગ્રહિત છે તેમનો પરિચય આ પુસ્તકમાં જ અન્યત્ર જોઈ શકાય છે. નેશનલ- બુક ટ્રસ્ટની અપેક્ષાઓની દૃષ્ટિએ જોઈએ તો, આ સંગ્રહ તેની પૂર્તિમાં સહાયક બની શકશે. પણ આગળ કહ્યું તેમ, આ સંકલનનો, સમગ્ર અથવા સંપૂર્ણ હોવાનો દાવો નથી.

સ્થળની મર્યાદાને કારણે અમારે ઘણી સારી સારી વાર્તાઓ છોડી દેવી પડી છે. છેવટ જતાં અમારા હાથમાં તો આ પસ્તાવો જ રહ્યો છે કે અરે, આટલી સારી નવલિકા તો રહી ગઈ !

આ સંગ્રહની વાર્તાઓ બિન-તેલુગુ વાચકોને થોડોક પણ આનંદ આપી શકશે તો અમારો પ્રયત્ન લેખે લાગ્યો ગણીશું.

**વાકાટિ પાંડુરંગારાવ**
**પુરાણમ્ સુબ્રહ્મણ્ય શર્મા**

# મમતા

**ગોપીચંદ**

લાઠીને ટેકે ટેકે ચાલતો મામા જોગય્યા નહેરના કાંઠે પહોંચી જાંબુના ઝાડની છાયામાં બેસી પડ્યો. સૂરજનાં કિરણોને હાથની આડશથી રોકવાનો પ્રયત્ન કરતાં તેણે એકવાર પોતાના ખેતર તરફ નજર નાખી. ત્યાં ખેતરની વાડે ઊભેલાં બાવળિયાનાં ઝાડોને તે સારી પેઠે ઓળખતો હતો; તે પણ એની જ સાથે ઊગ્યાં અને એની જ સાથે વધતાં આવ્યાં હતાં. એકવાર હળમાં નાખવા માટે એને લાકડાની જરૂર પડી ત્યારે એણે એમાંથી બે ઝાડ કપાવેલાં. એ ઝાડ જ્યાં હતાં, એ જગ્યાને જોતાં એને આજે જ કાંઈક સૂનું સૂનું લાગે છે. જ્યારે પણ એ તરફ નજર જાય છે ત્યારે એવું લાગે છે જાણે પાળીપોષીને ઉછેરેલા બે છોકરા તેનાથી વિખૂટા પડી ગયા હોય.

લાંબો નિસાસો નાખી માથાની પાઘડી ભોંય પર પાથરીને મામા જોગય્યા જાંબુના ઝાડ હેઠળ બેસી ગયો. ત્રણ છોકરા છે એને. મોટો છોકરો નરસય્યા ખેતીનું કામ સંભાળે છે. વચલો દોરય્યા કાપડની દુકાન ચલાવીને બે પૈસા કમાય તેવો થયો છે. સૌથી નાના વેંકટસુબ્બય્યાએ અંગ્રેજી ભણી લીધું છે. આ ઉપરાંત બે દીકરીઓ પણ છે. એનાં બધાં સંતાનો એને ખૂબ ચાહે છે. તે પોતે પણ એમને બહુ જ ચાહે છે. ક્યારેક નાછૂટકે છોકરાઓને છોડીને રહેવાનું એને માટે ભલે શક્ય હોય, પણ પોતાનું ખેતર જોયા વિના તો તે પળવારેય રહી શકે તેમ નથી. એની એમ ઇચ્છા છે કે એના બધા દીકરાઓ ખેતીનું જ કામ કરે. એના ખ્યાલ પ્રમાણે ખેતીવાડી કરવામાં જ એમના જીવનની સાર્થકતા છે. આથી કાપડની દુકાન ચલાવતા દીકરા તરફ તે જરા ઉદાસીન જેવો રહે છે. કહે છે : "આમ તો એ સારો છોકરો છે, પણ એની વહુની ભંભેરણીથી બગડી ગયો છે."

મામા જોગય્યા પાસે અત્યારે સો એકર જમીન છે. પોતાની જાયદાદનો ઘણોખરો ભાગ એણે જાતે મહેનત કરીને મેળવેલો છે. આથી એને જમીન

આગળ બીજા બધા સંબંધો ગૌણ લાગે છે. જમીનને તે પોતાના જીવસમાણી ગણીને એની દેખભાળ કરે છે. સારો પાક લેવા માટે તે બધી તરેહના ઉપાય અજમાવે છે. પોતાના જીવનીયે પરવા કર્યા વિના તે પડોશીઓએ ઊભી કરેલી પાળ તોડાવીને પોતાના ખેતરની સિંચાઈ કરાવી લે છે. "આવી જાય, કોઈની રોકવાની તાકાત હોય તો આવી જાય," કહીને તે જબરી લાઠી હાથમાં લઈ ખેતરને શેઢે ઊભો રહેતો ત્યારે આખું ગામ ડરી રહેતું. સૂકી-તરસી જમીન જ્યારે ઘૂંટડે ઘૂંટડે પાણી પીવા લાગતી ત્યારે તે બાળકને ખોળામાં બેસાડી દૂધ પાતી માતાની જેમ મનોમન ખુશ થતો. એના દીકરાઓ મોટા થઈને હવે એને કહે છે : "અમે લોકો છીએ પછી તમે શું કરવાને હેરાન થાવ છો ? આરામથી ભગવાનનું નામ લેતા બેસોને !"

"નાના છોકરા છે. એમને શી ખબર પડે ? આ હેરાનગતિથી મને કેટલું સુખ થાય છે, એ વાત એ લોકો શી રીતે અનુભવી શકે ?" જોગય્યા મનમાં ને મનમાં વિચારતો.

એક મહિનાથી મામા જોગય્યાની પત્ની માંદી હતી અને તેની હાલત વણસતી જતી હતી. દસ દિવસથી તે પીડાથી કણસાટ કરે છે, પણ જોગય્યાએ લક્ષ આપ્યું નહિ. ઘરના લોકો કંઈ કહેતા તો "માંદગી માણસને ન આવે તો કોને આવે ?" કહીને વાત ઉડાવી દેતો.

કાપણીના દિવસો હતા. એને સહેજે નવરાશ મળતી નહોતી. બીજી વાત એ કે રોગ આટલો જલદી આટલું ભયાનક રૂપ ધારણ કરી લેશે એવું એણે જરાય વિચાર્યું નહોતું.

"તમે ઘરમાં મા પાસે બેસી રહો, ખેતરને પાણી હું પિવડાવીશ," મોટા છોકરાએ કહ્યું. પણ જોગય્યાથી ઘરમાં રહી શકાયું નહિ. આમ પણ પાણીની તંગી ઘણી હતી. કોને ખબર, કોણ કઈ જગ્યાએ અટકાવવાની કોશિશ કરે ! એનો મોટો છોકરો છે તો હોશિયાર, પણ જરા નરમ સ્વભાવનો છે. સામેવાળો સહેજ જોરથી વાત કરવા લાગે કે પાછળ ખસી જાય તેવો છે. આખા ખેતરને જો પાણી ન પવાય, તો પાછળથી પસ્તાવાથી કંઈ દહાડો ન વળે. આથી તેણે ગામના વૈદને બોલાવી ચાર ગોળીઓ થોડા પાણી સાથે પત્નીને આપીને કહ્યું : "આંખ મીંચીને સૂઈ જા, ઊંઘ આવી જશે."

અને તે ખેતર તરફ ઊપડ્યો. ગામની બહાર આમલીના ઝાડ સુધી હજી તે પહોંચ્યો ત્યાં જ મોટા છોકરાનો સંદેશો લઈને એક માણસ આવ્યો અને બોલ્યો :

"પેલી બાજુવાળા ભાલાબરછી લઈને મારવા પર આવી ગયા છે અને મોટા શેઠના હાથ બરફની જેમ થીજી ગયા છે."

જોગય્યા તાબડતોબ ખેતર ભણી ઊપડ્યો. જતાંવેંત એણે નહેરમાં જે આડ મૂકેલી હતી તે તોડી પાડીને ખેતરમાં પાણી આવવા માટેનો રસ્તો ખુલ્લો કર્યો. પેલી બાજુવાળા ભાલાબરછી લઈ ચુપચાપ ઊભા રહી ગયા, કશું કરી શક્યા નહિ. પોતાનાં ખેતર ભણી વહેતાં પાણીનો ખળખળ અવાજ સાંભળતાં, જોગય્યા આખી દુનિયાને વીસરી જઈ, ખેતરના શેઢે ઊભો રહ્યો.

"માને કેમ છે ?" નરસય્યાએ પૂછ્યું.

"છે તેમ ને તેમ," જોગય્યાએ જવાબ દીધો.

"થોડીક રાહત તો મળી ને !" ફરી નરસય્યાએ પૂછ્યું.

"મળે તો ખરી જ ને !" જોગય્યાએ જવાબ વાળ્યો.

"હવે આપણે જઈશું ?" નરસય્યાની આ વાત સાંભળતાં જોગય્યા ચોંકી ગયો અને બોલ્યો : "ખેતરને પૂરું પાણી પવાઈ રહે તે પહેલાં કેમ જવાય ?"

"ઘરમાં કોઈ નથી. કોને ખબર ક્યારે શું થાય ?" નરસય્યાએ કહ્યું.

"તું જા, હું અહીં રહીશ," જોગય્યાએ કહ્યું. નરસય્યાને ખબર છે કે જોગય્યા કામ અધૂરું મૂકીને નહિ જાય. નરસય્યાને એ સારું ન લાગ્યું, પણ નાછૂટકે ખેતરને શેઢે પિતાને છોડીને તેણે ઘરનો રસ્તો લીધો.

કાગડાઓ કા-કા કરતા હતા; એ વખતે જોગય્યાને તાબડતોબ ઘેર પહોંચવાનો સંદેશો મળ્યો. એને ખબર હતી કે એની સાથેનો એની પત્નીનો સંબંધ છૂટી રહ્યો છે. પણ ખેતરનો એક ખૂણો હજી સૂકો છે. આખા ખેતરમાં પાણી હજી પહોંચ્યું નથી. કામ અધૂરું મૂકીને જોગય્યા જઈ શક્યો નહિ.

થોડીવારમાં પાણી બધી ફાટને પૂરતું એ ખૂણામાં પણ પહોંચી ગયું. પછી જોગય્યા ઝટપટ ઘર ભણી ઊપડ્યો - પત્નીને જોવા માટે.

તે ઘેર પહોંચ્યો ત્યારે તેની પત્ની છેલ્લા શ્વાસ ગણતી હતી. એવી સ્થિતિમાં પણ તે ઘરની વાતો કરતી હતી : "નાનાનાં લગ્ન માટે મેં કેટલીવાર કહ્યું, પણ તમે કંઈ કાને ધર્યું જ નહિ." પોતાના પતિને તે ફરિયાદ કરતી હતી. નાની વહુ તેનું કહ્યું માનતી નહોતી તે વિશે તેણે આક્રોશ પ્રગટ કર્યો. "ઉંદર ... કરડી ખાય છે." ક્યારેક કોઈને કહેતી : "દર બધાં માટીથી ખૂરી દો, જેથી ઉંદર બહાર ન નીકળી શકે."

અને ક્યારેક ધોબીને ફરિયાદ કરતી : "કાંજી માટેનાં કપડાં સરખાં ધોવાતાં નથી." છાશ બનાવવા તે પોતે જ બેસતી અને કહેતી : "મોટી વહુને માખણ કાઢતાં જરાયે નથી આવડતું. અડધું માખણ તો છાશમાં જ રહી જાય છે." એને ચિંતા હતી કે એના પ્રાણ નીકળી જશે પછી આ ઘરનું શું થશે ?

"અત્યારે આ વાત કરવાથી શો ફાયદો ? એક ક્ષણ શાંતિથી પડી રહે ને !" જોગય્યા સમજાવવા લાગ્યો.

પણ છેલ્લી ક્ષણ સુધી તે કાંઈ ને કાંઈ બોલતી જ રહી. દરેકને કંઈક ને કંઈક કહેતી હતી, કંઈક કરવાની સૂચના આપતી હતી. અને જ્યારે એનાથી બોલાયું નહિ ત્યારે એણે કણસતાં કણસતાં જોગય્યાનો હાથ જોરથી પકડી લીધો. એના હાથનો આધાર લઈને જ તે આ દુનિયાને છોડીને ચાલી ગઈ.

જોગય્યાની પત્નીને આ દુનિયામાંથી વિદાય લીધાને બરોબર એક મહિનો થયો. પત્નીની તબિયત તરફ ધ્યાન આપ્યા વિના અને પોતાના પ્રાણની પણ પરવા કર્યા વિના કમરતોડ મહેનત કરીને જોગય્યાએ જે ખેતરને સીંચ્યું હતું તેમાં હવે ફસલ પાકી ગઈ છે. મજૂરો ખેતરમાં નિંદામણ કરે છે. સ્ત્રી-પુરુષ સહુ મળીને આનંદનાં ગીત ગાય છે.

જોગય્યા તો જાંબુના થડને અઢિંગીને એમ જ બેસી રહ્યો. એનું મન હવે પહેલાં જેવું મજબૂત નથી. એની પત્નીએ મૃત્યુ પહેલાં જે ચિંતા અને વ્યાકુળતાનો અનુભવ કર્યો હતો એને તે હજુ સુધી ભૂલી શક્યો નથી. તે જાણતી હતી કે પોતે જઈ રહી છે. એમ છતાં વાતો તે એવી રીતે કરતી હતી જાણે તે સૂઈને ઊઠવાની હોય. મરનારાઓને આ બધી વાતો સાથે શો સંબંધ ? ખરું પૂછો તો કોઈનો પણ એની સાથે શો સંબંધ છે ? બધા લોકોને એક અથવા બીજા દિવસે મરવાનું જ છે. પછી આ બધા સાથે શો સંબંધ ?

ખેતરમાંથી ગીત સંભળાયું. જોગય્યાએ એકવાર આંખ ખોલીને ખેતરમાં ચારેકોર જોયું. થોડા દિવસ પહેલાં એનો પૌત્ર એની સાથે ખેતર જોવા આવ્યો હતો. "દાદા, આપણું ખેતર ક્યાં છે ?" એણે પૂછેલું. "સામે જેટલું દેખાય છે તે બધું ખેતર આપણું જ છે, દીકરા !" જોગય્યાએ જવાબ દીધો હતો.

સો એકરની લાંબી-પહોળી જમીન. સમુદ્રની જેમ પેલી તરફનો છેડો ન દેખાય એવું ખેતર પૌત્રને બતાવતાં જોગય્યાનું મન આનંદથી પુલકિત થઈ ઊઠ્યું હતું. શરૂમાં તે આ ગામે બળદ વેચવા આવ્યો હતો. જે ઘેર એણે બળદ વેચ્યા, એ જ ઘરનો તે જમાઈ બન્યો. લગ્ન પછી તે સસરાને ઘેર જ રહેવા લાગ્યો. એની

ચાલચલગતથી પ્રભાવિત થઈને સાસુ-સસરાએ એને ઘરજમાઈ બનાવ્યો. તે દિવસથી તે આકરી મહેનત કરવા લાગ્યો. એનાં લગ્ન થયાં ત્યારે એના સસરા પાસે ફક્ત પાંચ એકરનું ખેતર હતું. દસ વર્ષ વીત્યાં ન વીત્યાં ત્યાં એણે, લોહી-પરસેવો એક કરી જમીનની ઊપજ વધારી અને પાંચ એકરમાં બીજા પાંચ એકર જમીન ઉમેરી. હવે એના સસરાને એના પ્રત્યે વધારે લાગણી થઈ. છેલ્લો શ્વાસ લેતી વખતે સસરાએ એને પાસે બોલાવીને કહ્યું : "મેં તને આશ્રય આપ્યો. તેં મારાં માન-આબરૂ વધાર્યાં." બસ, આ વાતમાં એને પોતાની સઘળી મહેનતનું વળતર મળી ગયું. સસરાનું મૃત્યુ થતાં સુધીમાં જોગય્યાએ સો એકરનું ખેતર મેળવી લીધું હતું. પણ મહેનતથી જમીન એકઠી કરતી વેળા એને જે પ્રસન્નતા થતી હતી, તે હવે નથી. હવે તો રોજ ખેતર જોવા જવું, એકવાર આખા ખેતર પર નજર ફેરવી લેવી, મજૂરોને હુકમ આપવો – બસ એ જ કાર્યક્રમ રહ્યો. ટૂંકમાં આનંદ ચાલ્યો ગયો, આદત રહી ગઈ.

મામા જોગય્યા જાંબુના ઝાડને અઢેલીને ત્યાં જ બેસી રહ્યો. બપોર થઈ ગઈ. જાંબુના ઝાડનાં પાંદડાંમાંથી ચળાઈ આવતો તડકો મામા જોગય્યાના ચહેરા પર પડતો હતો. ગરમી લાગતાં જોગય્યાએ આંખ ઉઘાડીને જોયું. ખેતરમાં મજૂરો નથી. તરત જ ઊભો થઈને ચાલવાનો પ્રયત્ન કર્યો. ઝાડની ડાળીએ લટકાવેલી ભાતાની પોટલીઓ ખોલીને ખાતા મજૂરો સામે દેખાયા. થોડા લોકો કોળિયા બનાવીને ખાતા હતા, કેટલાક પાઘડી માથા હેઠળ મૂકી આડા પડ્યા હતા.

"ઊઠો ઊઠો," જોગય્યાએ હાંક મારી.

"આટલી મોટી ઉંમરે પણ શેઠ કામનું કેટલું ધ્યાન રાખે છે !" કહેતા બધા મજૂરો હસ્યા.

"હજી હમણાં તો ખાવા બેઠા છીએ, શેઠ !" કોઈએ વિનવણીના સ્વરમાં કહ્યું. પછી એક એક કરીને બધા લોકો ખેતરના કામમાં લાગી ગયા.

જોગય્યાએ એકવાર ગામ તરફ જોયું. બપોરવેળાએ પેલા જાંબુના ઝાડ હેઠળ બેસી તે પણ ખાવાનું ખાતો. હજુ પણ એની પૌત્રી રોજ એને માટે ખાવાનું લાવે છે. ખાવાનું વાસણ માથે રાખીને આવતી પૌત્રીને એણે દૂરથી જોઈ. વાદળ ખૂબ ઘેરાયાં હતાં. કદાચ વરસાદ પડે. પોતે ભીંજાઈ જાય તો કાંઈ વાંધો નહિ, પણ છોકરી ભીંજાઈ જાય તો ... ! વરસાદ બહુ જોરથી પડે તો તો ફણસના ઝાડ તળે બનાવેલી ઝૂંપડીમાં જવું પડશે. આ ઝૂંપડી આજકાલની નથી, જ્યારે એણે

આ ખેતર ખરીદ્યું ત્યારની બનાવેલી એ ઝૂંપડી છે. ત્યારથી આજ સુધી તડકો-વરસાદ બધું સહી લેતી તે એવી ને એવી ઊભી છે.

"દાદા, આ લો જમવાનું લાવી છું," કહીને છોકરીએ વાસણ પરનું કપડું લઈ લીધું. એક તરફ ગોંગૂર (એક જાતનું શાક)ની ચટણી શ્યામલ કોમળતાથી ઝગમગી રહી છે, તો બીજી તરફ કેરીનું અથાણું લાલ-લાલ લોહીની જેમ જીભને લલચાવે છે. બન્નેની વચ્ચે છે સફેદ ભાત.

"દાદા, તમે જમી લો, ત્યાં સુધી હું ખેતરમાં જઈ આવું," કહીને જોગય્યાની પૌત્રી ફર્રર્ર કરતી દોડી ગઈ. મામા જોગય્યા ધીરે-ધીરે બેઠો થયો. કપડાં ખંખેરી પાઘડી બાંધી અને લાકડી ટેકવતો નીચે નહેર તરફ ચાલ્યો. નહેરનું પાણી હાથમાં લઈને કોગળા કર્યા. ધીરે ધીરે ફરી ઉપર આવી ઝાડના છાંયામાં બેસી ગયો. લાકડી બાજુમાં મૂકી વાસણ પાસે ખેંચ્યું. કેરીનું અથાણું આંગળીથી લઈને ચાટ્યું. જીભ વડે સિસકારો બોલાવીને ચટકો લેવાની કોશિશ કરી, પણ સિસકારવાનો અવાજ નીકળ્યો નહિ. તોપણ હંમેશની ટેવ મુજબ આજે પણ એ જ સ્વાદ અનુભવ્યો.

ખેતરમાં મજૂરો ઘાસ નિંદતા હતા. મામા જોગય્યાની પૌત્રી ખેતરની ધારે બેસી થોડી વાર આ બધું જોઈ રહી. મજૂરોએ "નાની મેમસાહેબ" કહીને એને ચીડવવા માંડી. પગમાં ઘાઘરી અટવાતી હતી, એટલે એનો છેડો હાથથી ઊંચો લઈ ખેતરની ધારે ધારે દાદા પાસે જવા તે દોડવા લાગી. રસ્તામાં એના પિતા દેખાયા.

"જરીવાળી ઘાઘરી પહેરીને ખેતરમાં કેમ આવી, દીકરી ? અહીં તો કાદવ છે." પિતાએ પૂછ્યું.

"ના બાપા, દાદાએ મને આ ઘાઘરી પહેરીને આવવાનું કહ્યું હતું. એમને મને આ ઘાઘરીમાં જોવી હતી." છોકરીએ જવાબ દીધો.

"અચ્છા, તો દાદાએ એ જોઈ ?"

"ના, એ ભૂલી ગયા."

"દાદાએ ખાઈ લીધું, બેટી ?"

"ખાવાનું આપીને આવી છું."

"ક્યાં છે દાદા ?"

"ત્યાં જ. જાંબુડાની નીચે."

બન્ને જાંબુના ઝાડ તરફ આગળ વધ્યાં. આકાશમાં વાદળ ઘેરાયાં હતાં. કદાચ વરસાદ પડશે એમ લાગતું હતું. સાઠી વળોટ્યા પછી પણ બાપા ખેતરની દેખરેખ રાખવા આવ-જા કરે તે નરસય્યાને ગમતું નહોતું. ખેતરમાં ભાત મંગાવીને ખાવાનું તો એને સહેજે પસંદ નહોતું. તે પંચાયત મંડળનો પ્રમુખ હતો. પોતાના ગામમાં તે પોતાના હોદ્દા પ્રમાણે મોભાથી રહેવા માગતો હતો. પણ શો ફાયદો ? બાપા એની વાત સાંભળતા નહોતા. કહેતા : "ખેતરમાં ખાવાથી શું આબરૂ ઘટી જાય છે ?"

ક્યાંક કોઈ વાદળ ગરજી ઊઠ્યાં. વીજળી પણ ચમકી. પછી ટપ ટપ ફોરાં પડવાં શરૂ થઈ ગયાં. છોકરી જીભ બહાર કાઢી ટીપાંનો સ્વાદ માણતી આગળ વધતી હતી. નરસય્યા જલદી જલદી જાંબુના ઝાડ ભણી ચાલ્યો. બાપા ઝાડને ઓઠિંગણે બેઠા હતા.

લાકડી અને પાઘડી પડખે મૂક્યાં હતાં. ખબર નહિ, આંખો મીંચીને તે શું વિચારતા હશે ! વિચાર હોય કે ન હોય, વિચારવું તો પડે છે. મૂઠી બંધ કરીને કોઈ ચીજ સૂંઘતા હતા. મૂઠીમાં શું છે ? ફૂલ છે ? ના. તમાકુ ? ના. માટી ... ખાલી માટી. જાંબુના ઝાડ હેઠળની ભીની માટી.

"બાપા, બાપા !" પુત્રે સાદ કર્યો, ફરી સાદ કર્યો.

"બેટા !" પિતાનો અવાજ નબળો હતો. મૂઠી ઢીલી થઈ ગઈ ને હાથ નીચે લબડી પડ્યો. માટી ઝરઝર કરતી જમીન પર વેરાઈ ગઈ. માટીમાં માટી સમાઈ ગઈ.

"બાપા ! બાપા !"

બાપાએ જવાબ દીધો નહિ.

# નૌકાયાત્રા

પાલગુમ્મિ પદ્‌મરાજુ

સૂર્યાસ્ત પછી આખી સૃષ્ટિ પર એક ઉદાસી છવાઈ ગઈ છે. પાણી પર નૌકા છે. પાણી પર નૌકા ધીરે ધીરે સરી રહી છે. પાણી નૌકા સાથે અથડાઈને કલકલ અવાજ કરે છે. નજર પહોંચે ત્યાં સુધી, ક્યાંયે કશો સંચાર સંભળાતો નથી. આ નીરવતામાં બસ ઝુમ-ઝુમ એવો ધ્વનિ સંભળાય છે અને તે કાનમાં નહિ, આખા શરીર પર છવાઈ જાય છે. મનના અંદરના ભાગને ભરી દેતો એ અવાજ કાંપતો હોય એવું લાગે છે: એમાં જીવનની અંતિમ ક્ષણોની કોઈક નિશાનીની ઝલક છે. દૂરનાં વૃક્ષ આગળ વધે છે અને નજીક ઊભેલાં વૃક્ષ ખુલ્લાં ઝીંથરાંવાળાં પ્રેતોની જેમ પાછળ ખસતાં જાય છે. નાવ નથી ચાલતી, નદીનો કાંઠો ચાલે છે. મારી આંખો પાણીને વીંધીને જોઈ રહી છે, ઉપર છવાયેલા અંધકારને વીંધીને જોઈ રહી છે. ઉપરના તારા ધીરે-ધીરે લાચાર થઈને તરંગોના હીંચકે ઝૂલતા, ઉઘાડી આંખે ઊંઘી રહ્યા છે.

પવન સાવ પડી ગયો છે. નાવને ખેંચતાં દોરડાં તીક્ષ્ણ અવાજ સાથે ક્યારેક સખત બને છે, તો ક્યારેક ઢીલાં પડે છે. નૌકાના પાછલા ભાગમાં સગડીમાં દેવતા બળે છે. રહી રહીને તે ભડકી ઊઠે છે ને ફરી મંદ થઈ જાય છે. નૌકાની અંદર આવી જતું પાણી બાલદી વડે કોઈ છોકરો ઉલેચી રહ્યો છે. નૌકામાં ઘણી ગૂણો પડેલી છે—અનાજની, ગોળની, મીઠાની, આમલીની. નાવના તૂતક પર હું ચત્તોપાટ પડ્યો છું. નાવની અંદરની ચિરૂટનો ધુમાડો અને લોકોની વાતચીતનો અવાજ ધીરે ધીરે ચારે દિશામાં ફેલાઈ રહ્યો છે. મુનીમ બેઠો છે ત્યાં એક નાનો સરખો દીવો ટમટમે છે. નૌકા આગળ ચાલી રહી છે.

"એ નૌકાવાળા, અહીં લઈ આવ, આ બાજુના કાંઠે," કોઈએ હાંક મારીને કહ્યું.

નાવ કાંઠે આવી કે તરત બે જણા અંદર ચડી બેઠા. નાવ કાંઠા તરફ જરા નમી ગઈ.

"કંઈ નહિ, અમે તૂતક પર બેસીશું," કોઈ સ્ત્રીનો અવાજ આવ્યો.

"આટલા દિવસ ક્યાં હતી ? ક્યાંય દેખાતી નહોતી ?" સુકાન સંભાળનાર માણસે પૂછ્યું.

"વિજયનગર, વિઝાગાપટનમ–મારા ઘરવાળા સાથે ખૂબ ફરી આવી. અપ્પન્નાને ટેકરેય ગયેલાં."

"હવે ક્યાં જવું છે ?"

"મંડપાક જવું છે, દિયરજી. તમે કેમ છો ? મુનીમ તો પેલો હતો તે જ છે ને ?"

"હા."

એની સાથેનો માણસ તૂતક પર ઊંધા મોંએ પડ્યો છે. મોંમાં ચિરૂટ આમતેમ હાલે છે. સ્ત્રીએ એના મોંમાંથી તે કાઢી લઈ ઓલવી નાખી.

"એઈ, ઊઠીને સરખા બેસો ને !"

"છાની મર .... રંડી ! તું એમ માને છે કે મેં ઢીંચ્યો છે ? હાડકાં ખોખરાં કરી નાખીશ." પડખું ફેરવીને એ પડ્યો રહ્યો. સ્ત્રીએ એને ઓઢાડી દીધું. પછી એક ચિરૂટ કાઢી તેણે સળગાવી. દીવાસળીના અજવાળામાં મેં એનો ચહેરો જોયો. શામળું મોં આગના અજવાળામાં રતૂમડું બની ગયું.

એના અવાજને મર્દાનગીનો પાસ લાગેલો છે. વાતોમાં આત્મીયતા અને વિશ્વાસ જન્માવવાનો ગુણ છે. ચહેરો ખાસ આકર્ષક નથી. વાળ ઝીંથરાં જેવા છે પણ મોં પર પ્રૌઢતાના ભાવ છે. કાળો કબજો ... કદાચ નથી. અંધારામાં પણ એની આંખો સજાગપણે ચમકી રહી છે. દિવાસળીના પ્રકાશમાં, એણે મને નજીકમાં સૂતેલો જોઈ લીધો છે.

"એઈ, અહીં તો કોઈ સૂતું છે," કહીને તે પુરુષને ઉઠાડવા લાગી.

"હવે, આવીને સૂઈ જા ને હરામી ! બૂમો પાડી છે તો બરડો જ ભાંગી નાખીશ." બહુ મહેનત કરતાં છેવટે તે જરા ખસીને સૂતો.

એટલામાં દીવો લઈને મુનીમે બાજુમાં ઊભા રહીને જોયું ને પૂછ્યું : "રંગી, આ કોણ છે ?"

"મારો ઘરવાળો છે, બાબુ ! નોંધ-બોંધ લખતા નહિ, બાબુજી !" રંગીએ કહ્યું.

"અચ્છા, આ પદ્માલ છે ? ઉતાર એને. હરામીનો બેટો છે એ તો. મૂળે તારામાં જરાય અક્કલ નથી, એ દારૂડિયાને પાછો નાવમાં ચડાવ્યો !"

"મેં ક્યાં પીધો છે ? કોણ કહે છે કે હું પીધેલો છું ?" પદ્માલે કહ્યું.

"અરે, કોણ છે, ત્યાં ? ઉતારો આને. બેહદ પીધો છે."

"બેહદ નહિ, જરા અમથો."

"અરે ચુપ મર. મુનીમજી છે. બાબુજી, અમે મંડપાકમાં ઊતરી જઈશું.'

"મુનીમજી, હાથ જોડું છું. મેં પીધો નથી, બાબુજી !"

"ધાંધલ કરી છે તો પાણીમાં ધકેલી દઈશ, સમજ્યો ?" કહીને મુનીમ એની ઓરડીમાં ચાલ્યો ગયો. પદ્માલ ઊઠીને બેઠો થયો. ખરેખર જ તેણે બહુ પીધો નથી.

"પાણીમાં ધકેલી દેવા માગે છે, સાલો નાલાયક !" પદ્માલે ધીરેથી કહ્યું.

"હવે છાનો રહે ને, બાજી બગડી જશે."

"કાલે સવારે નાવ જોશે એટલે ખબર પડશે બેટમજીને. સાલો ડિંગ હાંકે છે તે !"

"ચુપ, પણે કોઈક સૂતું છે."

"કોણ ? ... એ તો ઊંઘે છે." પદ્માલે ચિરૂટ સળગાવી. તેની મૂંછ ઘટ્ટ અને મોં લાંબા જેવું છે. છાતી આગળની તરફ ફૂલેલી છે. કરોડરજ્જુ ગલોલની જેમ વળેલી છે. એકંદરે તે એકવડા કાઠાનો અને દગાખોર છે.

નૌકા ફરી ચુપચાપ આગળ સરી રહી છે.. પાછળના ભાગમાં હવે દેવતા બળતો નથી. નાવિકો ખાઈને થાળી માંજતાં, વાતો કરી રહ્યા છે.

હવામાં ઠંડી નથી, તો પણ મેં ચાદર ઓઢી લીધી. એ અસીમ અંધકારને, અસહાય થઈને શરીર અર્પણ કરી દેતાં મને ભય લાગતો હતો. હવામાં ગતિ છે—કોમળ નારીના સ્પર્શની જેમ નાવ પાણી પર પ્રફુલ્લ મૃદુલ ગતિએ આગળ વધે છે. એની કોમળતાને વ્યક્ત કરવાનું અઘરું છે. એ નિશામાં વ્યાપક નારી-ભાવ સર્વત્ર છવાયેલો છે. મને બહુ જ પુરાણી, કરુણ કથાઓ—ચિરકાળથી પુરુષનું મન બહેલાવ્યે જતી નારી-જીવનની રમણીય કથાઓ—ધીરે ધીરે આત્મીયતાથી યાદ આવે છે.

હું સૂતો છું ત્યાંથી થોડે જ દૂર, બન્ને ચિરૂટ લાલઘૂમ સળગી રહી છે. મને એવું લાગે છે, જાણે જીવન પોતાનો સઘળો ભાર સાથે લઈને ત્યાં બેઠું બેઠું ચિરૂટ સળગાવી કંઈક વિચારી રહ્યું છે.

"આગળ કયું ગામ આવશે ?" પદ્દાલે પૂછ્યું.

"કાલદારી." રંગીએ જવાબ આપ્યો.

"હજી તો બહુ દૂર છે."

"આજે રહેવા દે ને ! ના ... ના ... લાગ જોઈને પછી. કેમ મારી વાત નહિ માને ?" રંગીએ દીનતાથી આજીજી કરી.

"સાલીને બીક લાગે છે,' કહી પદ્દાલે એના પડખામાં ચીમટો ભર્યો.

"ઓ મા !" રંગીએ ચીસ પાડી અને પછી પોતાને ભૂલીને આકાશ ભણી મોં ઊંચું કરી, અંધારાને ભેદતી જોઈ રહી. જાણે તે આકાશ પાસેથી માગતી હોય કે આ કોમળ સ્પર્શનું સુખ તેને નિરંતર મળતું રહે.

ધીરે-ધીરે મને ઊંઘ આવવા માંડી. નાવ આખી ઊંઘી ગઈ છે અને વહેણની દિશામાં ધીમે ધીમે આગળ સર્યે જાય છે. મારાથી થોડેક દૂર સૂતેલાં પેલાં બે જણ થોડીવાર ગુસપુસ વાતો કરતાં રહ્યાં. હું ઊંઘમાં છું, પણ ઊંઘી નથી ગયો. નાવ ચાલે છે, પાણી સરે છે અને ઝાડ પાછળની તરફ સરકતાં જાય છે, એ બધી બાબતોની મને ખબર હતી. નાવને કોઈ હંકારતું નથી. એમાં બેઠેલા બધા લોકો ઊંઘે છે. રંગી મારી પાસે થઈને સુકાન પાસે જઈ ત્યાં બેસી ગઈ.

"શા ખબર છે, દિયરજી ?" તેણે પૂછ્યું.

"તારા શા ખબર છે ?" સુકાન સંભાળનારે પૂછ્યું.

"એણે મને કેવી ચિત્રવિચિત્ર વસ્તુઓ દેખાડી; સિનેમા જોયો, નોકાઓ જોઈ. નૌકા એટલે કાંઈ જેવીતેવી નહિ, આપણા ગામ જેવડી મોટી, સુકાન ક્યાં છે તેની તો કાંઈ ખબર જ ન પડે." આવી બધી વાતો કહેતાં કહેતાં રંગી ક્યાંય સુધી બેસી રહી. એની વાતો મને નીંદરની ઝોળીમાં ઝુલાવી રહી.

"રંગી, મને તો ઊંઘ આવે છે," સુકાનવાળા દિયરે કહ્યું.

"સુકાન હું સંભાળી લઈશ, દિયરજી ! તમે અહીં નજીકમાં સૂઈ જાવ," રંગીએ કહ્યું.

નાવ ફરી ધીરે ધીરે ચુપચાપ ચાલી જાય છે. એ નીરવતાંમાં ભંગ પાડ્યા વિના રંગી પોતાના મીઠા અવાજે ધીરે-ધીરે ગાવા લાગી :

ક્યાં ગયા રે વાલમ, મારા ક્યાં ગયા રે, વાલમ ?
ભોજન રાખ્યું ભાણામાં હું ખાલી બેઠું ભાળી વાટ

નીંદ બની વેરણ રજનીભર, -- ક્યાં ગયા રે, વાલમ ?
હવા હઠીલી ડંખ મારતી વીંછણ જેવી ટાઢીહિમ

ભીંસી મારે આખું અંબર, – ક્યાં ગયા રે, વાલમ ?
ગરમ રજાઈ જેવું તારું હૈયું હૂંફ મને આપે

તો જ ટળે આ જમ જોરાવર, – ક્યાં ગયા રે, વાલમ ?

રંગીના અવાજમાં મર્દાનગીની સાથે સંગીતનો પણ પાસ છે. એ સંગીતની લહેરોમાં ત્યાં સૂતેલા બધા જીવ નીંદને ખોળે પોઢી ગયા. અતીતની પ્રેમકથાઓ પોતાની વિચિત્ર કોમળ ઉદાસ છાયાઓ સહિત, એ ગીત સાથે કંપિત થઈ ઉઠી. જાણે એ ગીત જળનો પ્રવાહ બનીને છલકાયું અને આખી સૃષ્ટિ એમાં નાવ બનીને તરવા લાગી. માનવ-જીવન આ પ્રેમથી ઓતપ્રોત થઈ ભ્રાંત, વિચિત્ર, બોજભર્યું લાગવા માંડ્યું.

થોડે દૂર પદ્માલ માથે ચાદર ઓઢીને બેઠો છે. એની ને રંગીની વચ્ચે યુગો જેવડી ખાઈ દેખાય છે. તે તૂતક પરથી ઊતરી નીચે નાવની અંદર ચાલ્યો ગયો. હું એકલો ચત્તો સૂતો સૂતો જોયા કરું છું. રંગીનું સંગીત આગળ ચાલે છે :

આઘી શેરીની ઓલી છેલછબીલી
એને મળીને જાવ, મુંગા રઈ.
કોણ છે ક્યોને એ તો નાર નવેલી,
બોલો બનેવી, એ તો હું જ કે નંઈ ?

મને ઊંઘ આવવા માંડી. રંગીનું ગીત જાણે આખી દુનિયાની યાત્રા કરી પાછું આવે છે ને ફરી મારા હૃદયને સ્પર્શ કરે છે. હું ઊંઘી ગયો. એ સુષુપ્તિમાં મારી સામે પ્રાકૃતિક પ્રેમની ક્રીડા શરૂ થઈ ગઈ. ગામડામાં ખેડુકન્યાઓ પોતાના વહાલમ સાથે સંતાકૂકડી રમતાં ગીતોની મસ્તીમાં ડૂબી ગઈ છે. સપનાંની એક એવી દુનિયા મારી સામે ઊઘડવા લાગી જે મેં પહેલાં ક્યારેય જોઈ નહોતી. એમાં રંગી અને પદ્માલ અનેક રૂપોમાં વિચરી રહ્યાં છે. ધીમે ધીમે ગીત મારા સ્મૃતિપટલથી દૂર થતું જાય છે. ઊંઘ મારા મનનાં કમાડ બંધ કરી દે છે.

નાવમાં કંઈક ધમાલ મચી ગઈ. આંખો ચોળતો હું બેઠો થયો. નાવ કાંઠે લાગી છે. હાથમાં બે ફાનસ લઈને નાવિક લોકો ગભરાટથી નાવમાં

ઊતરતા-ચડતા દેખાય છે. કાંઠે ઊભેલી રંગીને બે માણસોએ મજબૂતીથી પકડી છે. એમાં એક મુનીમ છે. તેના હાથમાં દોરડું લપેટેલું છે. રંગીએ માર ખાધો હશે. હું ઝટઝટ નીચે જઈ કાંઠા પર કૂદી પડ્યો.

"પેલો ચોરટો ભાગી ગયો. સાલો સામાન લઈને ભાગી ગયો. એની આ રખાતે જ નાવને ક્યાંક કાંઠે કરી દીધી. સુકાન પાસે પહોંચી ગઈ દુષ્ટા.' મુનીમે ખિજવાટમાં ગુસ્સા અને નિરાશાથી કહ્યું.

"શું શું ગયું છે ?" મેં પૂછ્યું.

'બે ગોળની, ત્રણ આમલીની ગૂણો ગઈ. એટલે જ હું એને ચડવા નહોતો દેતો. આ બધું નુકસાન શેઠ હવે મારે માથે ઓઢાડશે. અરે બોલ તો, એ સામાન ઉતાર્યો ક્યાં ?"

"કાલદારીમાં, બાબુજી !"

"છટ્ નાલાયક ! કાલદારી પર તો હું જાગતો જ હતો."

"તો પછી નિડદ્રવોલ ઉતાર્યો હશે."

"એ એમ અત્યારે નહિ કહે. કાલે અત્તિલિમાં પોલીસને સોંપી દઈશું. ચાલો ભાઈ, ચડી જાવ."

"મને અહીં છોડી દો, બાબુજી !"

"નખરાં ન કર. ચડ, નાવમાં ચડી જા." મુનીમે એને નાવમાં ધકેલી. બે નાવિકોએ એને ઉપર ચડાવી દીધી.

"નવરા લોકો હમેશાં ઊંઘી જ જાય છે. જોવું તો જોઈએ ને કે ક્યાં શું થઈ રહ્યું છે. એના હાથમાં સુકાન આવ્યું જ ક્યાંથી ? આ લોકોમાં કંઈ અક્કલ જ બળી નથી." મુનીમ બધા પર ખિજાયો અને પોતાની ઓરડીમાં ચાલ્યો ગયો. રંગીને એણે જોરજબરીથી તૂતક પર બેસાડી દીધી. હું પણ તૂતક પર પહોંચી ગયો. નાવ ફરી ચાલવા લાગી. મેં ચિરૂટ સળગાવી.

"દિયરજી, મને પોલીસને સોંપવાથી તમને શું મળશે ?"

"મુનીમ નહિ છોડે," નાવિકે કહ્યું.

આ પદ્માલ તારો કોણ થાય છે ? પતિ છે ? મેં પૂછ્યું.

"મારો મરદ છે."

"આને ભગાડીને લઈ ગયો હતો. લગ્ન નથી કર્યાં આની સાથે. એને તો એક બીજીયે રખાત છે. રંગી, હવે એ ક્યાં રહે છે ?" નાવિકે રંગી તરફ જોયું.

"કોવ્વૂરમાં છે. ખૂબ બનીઠનીને મોજમાં રહે છે. મારી જેમ માર ખાતી હોત તો તે પણ મારા જેવી થઈ ગઈ હોત ઝૂંપડીવાળી બૈરી."

"તો પછી એની સાથે શું કરવાને જાય છે ?" મેં પૂછ્યું.

"એ તો મારો મરદ છે, સાબ !" રંગીએ કહ્યું, જાણે એટલામાં બધું જ કહી દીધું હોય.

"પણ તું તો કહે છે કે એને કોઈ બીજી સાથે સંબંધ છે."

"પણ એ મારી પાસે આવવાનો તે નક્કી. મરદ છે ને ? ગમે તેટલીની પાસે જાય, એથી શું ? એ તો બાબુજી, રાજા માણસ છે. એવો માણસ ફરી ન મળે."

"અરે બાબુજી, તમને કાંઈ ખબર નથી. એની વાત મને પૂછો ને ! આ તો કેટલી મોજથી રહેતી હતી ! એકવાર મને ઝૂંપડીમાં પૂરી પેલાએ બહારથી આગ ચાંપી. અંદર ને અંદર ગૂંગળાઈ રહી. એ તો નસીબમાં જીવવાનું લખ્યું હશે એટલે, નહિ તો ... " એક નાવિકે કહ્યું.

"બાબુજી, એ દિવસોમાં તો, એ નજર સામે આવે તો એનો ટોટો પીસી નાખવાનું મન થતું હતું. છતમાંથી એક લાકડું સળગીને મારા વાંસા પર પડેલું," કહીને તેણે કબજો જરા ઊંચો કરીને બતાવ્યું. એટલા અંધારામાં પણ એ ધોળો ડાઘ ચોખ્ખો દેખાયો.

"એ તને આટલી હેરાન કરે છે તો તું શું કામ એની પાછળ પાછળ ફરે છે ?" મેં પૂછ્યું.

"શું કરું બાબુજી ? એ સામે આવે છે ત્યારે બધું ભૂલીને પીગળી જાઉં છું. એ બહુ આજીજી કરે છે. હજી સાંજે જ અમે કોવ્વૂરથી નીકળ્યાં. રસ્તામાં બહુ કાલાવાલા કરતો વાત કરવા લાગ્યો. આ નાવમાં ચડીને જે કાંઈ સામાન હાથ લાગે, તે ઉતારવા માગતો હતો. મારા વિના આ કામ થાય તેમ નહોતું. નજીકના રસ્તેથી નદીના કાંઠે પહોંચી ગયાં..."

"માલ-સામાન ક્યાં ઉતાર્યો ?"

"ખબર નથી, મને યાદ નથી."

"સાલી ચોરટી !" નાવિકે હસતાં હસતાં કહ્યું.

રંગીનો ચહેરો જોવા બહુ ઉત્સુક હતો, પણ એ અંધારામાં એ શક્ય નહોતું.

નાવ ધીરે-ધીરે સરી રહી છે. મધરાત પછી હવા જરા શીળી થવા લાગી. ઝાડ પર પાંદડાં થોડાં થોડાં હલે છે. નાવિકો ફરી નાવને હંકારવા લાગ્યા છે. મને

ઊંઘ ન આવી. પહેરો દેતો માણસ થોડીવારમાં, ઝોકાં ખાતો ખાતો છેવટ ઢળી પડ્યો. રંગીએ હવે ભાગી જવાનો પ્રયત્ન છોડી દીધો. તે નિરાંતે ચિરૂટ પીતી બેઠી.

"તારાં લગ્ન થયાં છે કે નહિ ?" મેં પૂછ્યું.

"ના, બચપણમાં જ પદ્દાલ મને ભગાડીને લઈ ગયેલો."

"તું કયા ગામની છે ?"

"ઈડુપાલેમની ... ત્યારે મને ખબર નહોતી કે તે પીએ છે. હવે તો, ખેર, હુંયે પીઉં છું. પીએ તેનો કશો વાંધો નહિ. પણ તે પીને મને મારે છે."

"એને છોડી કેમ નથી દેતી ?"

"એ મારે ત્યારે તો એવું જ મન થાય છે. પણ આવો બીજો માણસ ગોત્યો ન જડે, બાબુ ! તમને ખબર નથી. ઢીંચ્યો ન હોય ત્યારે તો કૂણો માખણ જેવો થઈ જાય છે. સો રંડીઓ પાસે જઈને પણ એ મારી પાસે આવવાનો. હું એને છોડી દઉં તો એનું દિલ ભાંગી જાય ને પલકવારમાં મરી જાય."

આ સ્ત્રીનો સ્વભાવ મને વિચિત્ર લાગ્યો. બન્ને વચ્ચેનો સંબંધ સરખો સમજાયો નહિ. રંગી ફરી પોતાની રામકહાણી સંભળાવવા લાગી :

"અમે બન્ને કોઈ કામધંધામાં ટક્યાં જ નહિ. છેવટ આ રીતે ચોરી કરવા માંડી. મારી મા હતી. પરમ દિવસે જ તે મરી ગઈ. તે મને તદ્દન નાલાયક કહેતી હતી. એક દિવસ તો બાબુજી, એ પેલી રાંડનેયે મારી પાસે લઈ આવેલો."

"કોને ?"

"એને, જેની પાસે અત્યારે એ ગયો છે. મારી સામે મારા ઘરમાં તે એની સાથે સૂતો. મારી આંખોની સામે. ખૂબ ચડાવીને આવેલો. પેલીએ, મારી શોક્યેય પીધેલો. હું એના પર તૂટી જ પડી. પછી પદ્દાલ મને મારવા લાગ્યો અને અડધી રાતે જ એને લઈને ક્યાંક જતો રહ્યો. પછી તે ફરીથી મારી પાસે આવ્યો. મેં એને ખરી-ખોટી સંભળાવી અંદર ન આવવા દીધો. તે બારણા પાસે બેસી નાના છોકરાની જેમ રોવા લાગ્યો. મારું દિલ પીગળી ગયું. હું એની પાસે ગઈ તો મને તેના ખોળામાં બેસાડીને મારી કંઠી માગી. મેં કારણ પૂછ્યું તો કહે, 'પેલી માગે છે." હું ભાનમાં નહોતી. સાચું-ખોટું બહુ સંભળાવ્યું. તે રોવા લાગ્યો. કહે : "એના વિના હું જીવી નહિ શકું." મારો ગુસ્સો આસમાને પહોંચ્યો. એને બહાર હડસેલી અંદરથી બારણું બંધ કરી દીધું. તેણે ક્યાંય સુધી બારણે ધક્કા માર્યા.

છેવટે જતો રહ્યો. ક્યાંય સુધી મને ઊંઘ ન આવી. આંખ મળતાં જ ઘરમાં આગ લાગી. બારણું બહારથી બંધ કરી કરી એણે ઉપર છતમાં આગ ચાંપી. કોઈ આવ્યું નહિ. મધરાતની વેળા હતી. મારું આખું શરીર થાકી ગયું. ઘણીવાર સુધી દરવાજો ઠોક્યો પછી બેભાન થઈ ગઈ. એટલામાં બહારથી કોઈએ બારણું ઉઘાડ્યું. બીજે દિવસે પોલીસે તેને પકડી લીધો. મને પૂછ્યું કે કોના પર શક છે ? મેં કહ્યું કે આ તો હોઈ જ ન શકે. સાંજે ફરી મારી પાસે આવીને રડવા માંડ્યું. નશામાં હોય છે ત્યારે રડે છે. બાકી જરાયે રડતો નથી. હમેશાં હસતો રહે છે. પણ એક ટીપું અંદર પહોંચ્યું કે બસ, રડવાનું શરૂ થઈ જાય છે. નાના છોકરાની જેમ ખૂબ રુએ છે. પછી મેં મારી કંઠી એને આપી દીધી."

"આટલું બધું થાય છે તોય તું એને ચોરીમાં મદદ કેમ કરે છે ?"

"શું કરું બાબુજી, તે લડી પડે તો...."

"પણ તું તો કહેતી હતી કે તે તને વિજયાનગરમ્ અને બીજી જગ્યાઓએ લઈ ગયો હતો...."

"બધું ખોટું. મેં તો અમથું જ કહી દીધું હતું. આ નાવિકો મારી વાત માને છે. આ ઉપરાંત પહેલાં બેવાર આ નાવમાં ચોરી થઈ હતી."

"પોલીસવાળા તને પકડશે તો તું શું કરીશ ?"

"કંઈ નહિ. મને પકડીને શું કરશે ? મારી પાસે ચોરીનો માલ તો નથી. કોણ જાણે કોણ લઈ ગયું ! એક દિવસ મારપીટ કરશે, બીજા દિવસે છોડી દેશે."

"પદ્દાલ પકડાઈ જશે તો ? ચોરીના માલ સાથે એ લોકો એને પકડી લેશે તો ?"

"એ હાથમાં નહિ આવે. અત્યાર સુધીમાં માલ પણ ઠેકાણે પડી ગયો હશે. એ નહિ મળે ને હું નાવમાં રહી જઈશ."

એણે લાંબો શ્વાસ લીધો અને ધીરે-ધીરે તે મનમાં ને મનમાં ગણગણવા લાગી: "આ વખતે પણ આ બધા પૈસા પેલી રાંડ પાસે જશે. જ્યાં સુધી મોજમજા છે, ત્યાં સુધી તે એને નહિ છોડે. મુશ્કેલી બધી હું વેઠું છું. મારું લોહી પીને જીવે છે, રાંડ ચુડેલ !"

રંગીની આ વાતોમાં કોઈ આક્રોશ નહોતો, કોઈ ઉત્તેજના નહોતી. એણે પોતાના માણસને જેવો છે તેવો સ્વીકારી લીધો છે. પદ્દાલ માટે ગમે તેવું કામ કરવા તૈયાર છે. એમાં કોઈ આદર્શ નથી, ભક્તિ નથી, પ્રેમ નથી. અદેખાઈ, આસક્તિ અને એવા અનેક ભાવોથી ભરેલું એ સ્ત્રી- હૃદય છે. આ બધા ભાવો

છતાં, એનું હૃદય એક ઠેકાણે જ વળગેલું છે. પોતાના માણસ માટે તે હંમેશાં તલસે છે ઝૂરે છે. પણ એનો વર્તાવ દોષરહિત હોય, નીતિમય હોય, એવો એનો કોઈ ખાસ આગ્રહ નથી. પોતાના માણસનો એના બધા ગુણ-અવગુણ સમેત એણે સ્વીકાર કર્યો છે. મને એનું જીવન ભારે અને મુશ્કેલ લાગ્યું. કોને ખબર છે, મારું જીવન કદાચ તેનાથીયે ભારે હશે.

ધીરે-ધીરે હવામાં વધુ ગતિ અને આનંદનો અનુભવ થવા લાગ્યો. નાવ પણ વધુ ઝડપથી જઈ રહી હતી. આખી દુનિયા થાક ઉતારીને, ઊઠવાની તૈયારી કરે છે. અહીંતહીં ખેતરની સીમે ખેડૂતો જતા દેખાય છે. પ્રભાતનો તારો હજુ આકાશમાં ઊગ્યો નથી. રંગી ગોઠણ સંકોડીને બેપરવાઈથી ક્યાંક જોઈ રહી છે.

"એ મારો માણસ છે. ગમે ત્યાં ભટકે, છેવટ તે જરૂર મારી પાસે આવવાનો." તે મનમાં ને મનમાં ગણગણતી રહી. આ વાતોમાં એક પ્રકારની આશા, ધીરજ, વિશ્વાસની ઝલક છે. એની વાતોને ભય, આદર અને કરુણાથી સાંભળતો હું ચુપ જ રહ્યો. અમે બન્ને એ જ મુદ્રામાં મોંસૂઝણું થતાં સુધી બેસી રહ્યાં.

નાવમાંથી ઊતરીને જતીવેળા મેં ખીસામાંથી એક રૂપિયો કાઢી અચાનક જ એના હાથમાં મૂક્યો અને ઝટપટ ગામ તરફ પગ ઉપાડ્યા. એના ઉત્તરની રાહમાં ત્યાં ઊભો રહ્યો નહિ.

ખબર નથી, પછી એનું શું થયું !

# દોષગુણ

## ગુડિપાટિ વેંકટચલમ્

"પુત્રને રાજતિલક કર્યા પછી રાજા અને રાણી બન્ને બાકીનું જીવન આનંદ અને આરામથી વિતાવવા લાગ્યાં." ગઈ રાતે જોયેલી 'મંગમ્મશપથમ્' નામની ફિલ્મની વાર્તા દાદાજી પોતાનાં પૌત્ર-પૌત્રીઓને દરિયાકાંઠે બેસીને સંભળાવે છે.

ફિલ્મની વાર્તામાં ખાસ રુચિ ન હોવા છતાં, દાદાની વાર્તા કહેવાની ઢબથી આકર્ષાઈને ત્યાં નજીકમાં બેઠેલા નગરપાલિકાના કર્મચારીઓ પોતાની કચેરીની વાતો છોડીને એમની વાત ધ્યાનથી સાંભળવા લાગ્યા. દાદા અને એમના પૌત્રો ઘેર જાય છે—ત્યાં સંભળાતા રેડિયોના સંગીતની મઝા માણતા અને એ અનુસાર નાચતા-કૂદતા. છોકરાઓની સાથે દાદાને પણ નાચતા-કૂદતા જોઈને રંગમે ઈર્ષ્યા પ્રગટ કરતાં કહ્યું : "જુઓ,જૂના જમાનાના લોકો કેટલા ઉત્સાહી છે ! આપણે આટલું જીવવાના નથી, ને જીવીશું તોય આવો તરવરાટ આપણામાં નહિ હોય."

"તમારા ખ્યાલ પ્રમાણે, જીવન આટલું બદલાઈ કેમ જાય છે ?' સૂરીએ પૂછ્યું."

"કળજુગ છે !"

"નોન્સેન્સ ! આપણી ટેવો, શહેરી જીવન, મશીનના ચોખા, માખણ વગરની છાશ—એ બધું આપણા શરીરને કમતાકાત બનાવી દે છે."

"આ બધાનું મુખ્ય કારણ રાજકીય ગુલામી છે," જૉને કહ્યું.

"કેમ, સરકારે શું આપણને હાથછડના ચોખા ખાવાની મનાઈ કરી છે ?"

"મનાઈ તો નથી કરી, પણ મશીનના ચોખા ખાવાની મનાઈ હોવી જોઈએ."

"તો લોકો એમ બૂમો મારશે કે અમારી વ્યક્તિગત સ્વતંત્રતા છિનવાઈ રહી છે. રશિયામાં લોકો એટલા માટે બુમરાણ મચાવે છે ને કે એમને પરાણે આરામ અપાઈ રહ્યો છે !"

"લાખ વાતેય એટલું ખરું કે જૂની બાબતો જ સારી છે. ડેમોક્રસી, કમ્યુનિઝમ,

લોકશાસન — આ બધું અશાંતિ અને ઉપદ્રવ ફેલાવનારું છે. સંપૂર્ણ અધિકાર ધરાવતો રાજા હોય તો કોઈની મગદૂર છે કે વાત કરી શકે ?"

"તો ડિક્ટેટર એને જ કહે છે ને ?"

"પણ દરેક માણસ એ પ્રકારનો ડિક્ટેટર બનવા માગે છે. એ કરતાં તો રાજા જ સારો."

'મંગમ્મશપથમ્' માં આપણે જોયું તેમ લોકો તો બનીઠનીને હરવા-ફરવા માટે જ રાજા બને છે. એમને રાજ્ય ચલાવવા સાથે શું લાગેવળગે ?"

"ઠીક, તો એ કહો, એ શપથ કયા છે ? જૂની વાર્તામાં પણ વાત કંઈક દમવાળી તો હોવી જોઈએ ને ?"

"દીકરાને રાજતિલક કરતી વખતે રાણીની ઉંમર શી હશે ? ઓછામાં ઓછી ચાલીસ. રાજાની ઉંમર પચાસ હશે. આખી જુવાની નકામા શપથોમાં વીતી ગઈ, પછી એ અવસ્થામાં એમનું જીવન સુખમય દેખાડવાથી શો લાભ ? હરિશ્ચંદ્ર, શ્રીરામ એ બધા લોકો આખો જનમારો યાતના વેઠીને છેવટ મરતાં પહેલાં થોડા સુખી થયા તો તેથી શું વળે ?"

"કોઈક આદર્શ માટે જીવનારાઓનું જીવન આ રીતે જ વીતે છે."

"વીતે છે, પણ એમના જીવનમાં કોઈક પ્રકારનું સુખ દેખાડીને વાર્તાકાર આપણી આંખોને છેતરે છે."

"પણ ઘણા લોકોના જીવનમાં તો આ અંતિમ સુખ પણ નથી હોતું."

"જે લોકો કોઈક આદર્શ માટે ઊભા હોય છે તેમને માટે એ આદર્શ સિદ્ધ કરવા વાસ્તે ભોગવેલાં દુઃખ જ સુખ જેવાં લાગે છે. એમના મનમાં કોઈ મહાન કાર્યને માટે કામ કર્યાનો સંતોષ ભરેલો હોય છે. પણ સામાન્ય જનતામાં એવા ઘણા લોકો હોય છે, જેમનું આખુંયે જીવન દુઃખથી જ ભરેલું રહે છે."

"એનું કારણ આપણી આર્થિક વ્યવસ્થા છે. અસલમાં ગરીબીને કારણે જ બધી મુશ્કેલીઓ ઊભી થાય છે."

"તો પછી આ હત્યાકાંડ, અત્યાચાર અને ધૂર્તતા – એ બધાંનું કારણ શું ?

"પ્રારબ્ધ !"

"આપણે જ્યારે કંઈ કરી શકતા નથી, સમજી શકતા નથી અને આપણું અજ્ઞાન સ્વીકારવા ઇચ્છતા નથી ત્યારે આપણે આમ જ કહીએ છીએ. કેટલાક

લોકો 'ઈશ્વરની ઇચ્છા' કહે છે, કેટલાક લોકો કહે છે પ્રારબ્ધ. એ રીતે આપણે આપણા પર આવતાં સંકટોનું સમર્થન કરીએ છીએ."

"માત્ર સંકટોનું જ નહિ, અનુચિતતાનું. સ્વાર્થને સાથ ન આપતા અયોગ્ય વિધાનોનું અને એ પ્રકારની બીજી સંસ્થાઓનું તેઓ ભગવાનના જોર પર જ નિર્માણ કરે છે. એટલા માટે જ રશિયામાં ભગવાનને દેશનિકાલ કરવામાં આવ્યો છે."

'હું તમને એક સાચી કથા સંભળાવું છું. સાંભળો, પછી કહેજો, તમારો શો મત છે,' અત્યાર સુધી ચુપ બેઠેલા ડૉક્ટર જૉસેફ (જૉનના મામા)એ કહ્યું –

"ચાર વરસ પહેલાં, હજુ હું નિવૃત્ત નહોતો થયો તે વખતે હું સામેની ઇસ્પિતાલમાં કામ કરતો હતો. મારા 'વૉર્ડની' સામે હમેશાં એક ડોસી ઊભી રહેતી હતી. એનામાં રડવાની પણ શક્તિ નહોતી. આથી આકાશ સામે તાકીને કંઈક ગણગણતી તે ત્યાં જ ઊભી રહેતી. ડૉક્ટર લોકો તો સારી પેઠે કામમાં રોકાયેલા હોય છે. એમની નજરમાં સૌથી પહેલી ઇસ્પિતાલ જ હોય છે. આવા અભાગીઓ તો એમના જીવનમાં રોજ આવતા હોય છે. એવા લોકોને જોવાની એમને ટેવ પડી જાય છે. ગમે તેટલી વ્યથા હોય, એમના હૃદયને વિચલિત નથી કરી શકતી. લડાઈમાં દરેક દરદી મૃત્યુના દ્વાર પર ઊભેલો જ દેખાય છે. ફૂટેલું માથું, તૂટેલા પગ, પેટની બહાર નીકળી આવેલાં આંતરડૉ–દરેક માણસ કહે છે : 'ડૉક્ટર, મારી વાત સાંભળો, મારી તરફ જુઓ.' સેંકડો લોકો એકસાથે પુકારવા લાગે છે. એ પુકારોથી દિલ પીગળી જાય તો એક્કે કામ ન થાય. મોટી ઇસ્પિતાલોમાં વળી વધારે તકલીફ હોય છે. દરદી જ નહિ એમનાં સગાંવહાલાં આવીને પણ રોકકળ કરે છે. જરૂર તો બધાને છે. ડૉક્ટર થોડો દયાળુ હોય તો તેને પોતાના વૉર્ડ ઉપરાંત બીજા વૉર્ડની તકલીફ પણ ઉઠાવવી પડે છે. ભૂખથી તરફડતા લોકો પર દવાની શી અસર થવાની હતી ? અચ્છા, જવા દો.

"મારા કામમાં ડૂબેલો હોવાને કારણે એ બિચારી ડોસીની દીન-હીન છબી મારા મનના કોઈક ખૂણે ઝાંખા જેવી જ અંકાઈ હતી. એક દિવસ નર્સ એના વિશે વાત કરતી હતી તો મેં પૂછ્યું, એ કોણ છે ? ખબર પડી કે મારા વૉર્ડના એક દરદીની મા છે. ફેફસાંના ગૂમડાને કારણે એની સ્થિતિ ઘણી જોખમકારક બની ગઈ છે. તેની ઉંમર ચાલીસેક વર્ષની હશે. એની મા એની પાસે જાય કે તે એને ધુત્કારે છે અને કહે છે કે આને બહાર કાઢો. આથી તે ઊંઘી જાય ત્યારે ડોસી આવે છે અને એને જોઈને આંસુ વહાવે છે. બાકીનો વખત બહાર જ ઊભી રહે છે. એ દિવસે

સાંજે મને એના પર દયા આવી. મેં એની સાથે વાત કરી. એણે રોઈ-રોઈને વિનતિ કરી કે મારા દીકરાને કોઈ પણ રીતે બચાવો. આવી સ્થિતિમાં ડૉક્ટરે શું કરવું જોઈએ ? જૂઠી આશા આપી સાંત્વના આપવી જોઈએ કે સાચી વાત કરી એના હૃદય પર પ્રહાર કરવો જોઈએ ? આમાંથી શું કરવું યોગ્ય એ હું મારા ચાલીસ વર્ષના અનુભવમાં હજુ સુધી નક્કી કરી શક્યો નથી.

'મેં ડોસીને પૂછ્યું :' તારો દીકરો તારા પર આટલો નારાજ કેમ છે ?' એણે કહ્યું : 'મારું પ્રારબ્ધ.' બીજું કાંઈ તે બોલી નહિ. પછી મેં એના દીકરા પાસે જઈ એનેયે પૂછ્યું : 'તારી મા આ રીતે આક્રંદ કરે છે ત્યારે તું એના પર નારાજ કેમ થાય છે ? ગમે તેવી દુશ્મનાવટ હોય, આવી સ્થિતિમાં તો વાત કરવી જ જોઈએ.'

'એની દાનત ખરાબ છે. મારી આગળ એનું નામ લેતા નહિ.'

'એવું તે એણે શું કર્યું છે કે તું એને માફ નથી કરી શકતો ? એ તો તારી મા છે ને !'

' મા ? એ મારી મા છે ? કોઈ પણ કૃત્ય માફ કરી શકાય, પણ એણે મારા આખા જીવતરને આગ ચાંપી દીધી. એણે જે કામ કર્યું છે એ માટે હું છેલ્લાં ચાલીસ વર્ષથી પસ્તાઉં છું કે મેં એની કૂખે શા માટે જન્મ લીધો. એની વાત મારી સામે નહિ કરતા.'

"મારા મનમાં એના પ્રત્યે સમવેદના પેદા ન થઈ. બની શકે કે એની વાત સાચી હોય. પણ આજે એના મનમાં જે દુઃખ છે, જે પ્રેમ છે, તે તો વાસ્તવિક છે. એ દરદી પણ કાંઈ દુષ્ટ હોય એવું લાગ્યું નહિ. એકલો છે, કુટુંબ નથી. ભણેલો-ગણેલો છે, સંસ્કારી છે. કોને શું કહેવું ?

"મા-બાપનો પ્રેમ સાચો હોય છે. સંતાનોમાં કૃતજ્ઞતા હોઈ શકે છે, ભક્તિની ભાવના પણ હોઈ શકે છે, પણ પ્રેમ એમનામાં કદી નથી હોતો. જ્યારે આપણે બીજાના અપકારને ઘણો વધારે માનીએ છીએ, ત્યારે બીજાનો આપણે જે અપકાર કરીએ છીએ એને આપણે કદી યાદ કરતા નથી. આટલી સ્પર્ધા અને આક્રોશથી મલિન થવા છતાં વિસ્મૃતિ, ક્ષમા અને મમતા જેવી ભાવનાઓને કારણે જ આ સંસાર આપણને રહેવા માટે લાયક બન્યો છે.

"બીજા દિવસથી મારી શ્રદ્ધાનું બિંદુ એ દરદી નહિ, પણ એની મા બની. પણ એને સહેજ પણ કોઈનો આદર મળ્યો નહિ. પુત્ર અને પુત્રનો જીવ બાદ કરતાં એના મનમાં બીજી કોઈ કામના નહોતી. ગમે તે કહીએ, ગમે તે પૂછીએ, તે હમેશાં કહેતી : ' એને જીવાડી દે, બેટા !'

'તારું નામ સાંભળીને તો એ થૂંકે છે. આવો દીકરો જીવતો રહે કે ન રહે. તારે શું ?' એક દિવસ અધીર થઈને મેં કહ્યું. તે કંઈ બોલી નહિ.

"કંઈ નહિ તો એના દીકરાને ભરોસે એનો ગુજારો તો ચાલતો નહોતો. તે કોઈને ઘેર નોકર તરીકે કામ કરીને પોતાનું પેટ ભરતી હતી. હવે તે એ કામ પણ છોડીને ઇસ્પિતાલમાં ખુલ્લી ભોંય પર દહાડા કાઢે છે." મને થયું : એ તો પોતાના ગુનાની સજા આપમેળે જ ભોગવે છે.

"તેના બે દિવસ પછી મેં એક દિવસની રજા લીધી હતી. ઘેર કોઈ મહેમાન આવવાના સમાચાર મળ્યા હતા."

"મહેમાન આવે તેમાં રજા શા માટે લીધી ?" રંગમે પૂછ્યું.

"તારે શી પંચાત ? રજા લીધી, બસ. હવે વાત સાંભળ."

"હમેશાં એની જ વાત સંભળાવે છે. જરા તમારી યે વાત સંભળાવોને અંકલ !" જૉને હસતાં હસતાં કહ્યું.

"મહેમાન કોઈ પુરુષ હતા કે સ્ત્રી ?" સૂરીએ પૂછ્યું.

"સ્ત્રી જ માનો. મારી સાસુ. એને મર્યાને હવે વીસ વર્ષ થઈ ગયાં છે."

"ટેમ્પરરી સાસુ હતી ?"

"વાર્તા સાંભળવી છે કે નહિ ?" ડૉક્ટરે ધમકાવ્યા.

"સાંભળવી કેમ નથી ? કહો."

"પણ મહેમાન આવ્યા નહીં"

"બિચારી !"

"એ દિવસે દરદીઓ પર શું વીતી હશે, ભગવાન જાણે !" સૂરીએ કહ્યું.

"નર્સો પણ નહોતી, ડૉક્ટર ?"

"તો હું જાઉં ?" ડૉક્ટરે હસતાં હસતાં કહ્યું.

"હવે ગરબડ નહિ કરીએ, કહો."

"ઘરમાં હું એકલો હતો."

"મૂળ મુદ્દે આ જ વાત છે."

"મોં બંધ રાખી વાત સાંભળો. ઘરમાં બેઠાં બેઠાં કંટાળી ગયો તો ઇસ્પિતાલમાં જઈ દરિયા તરફ જોતો વરંડામાં આરામથી બેસી ગયો. વરંડાની પેલી તરફ બેઠેલી બે નર્સો અને એમની બાજુમાં ઊભેલા ત્રણ મેડિકલ

વિદ્યાર્થીઓની વાતો મને સંભળાતી હતી. જેમ હું વાત સંભળાવું છું, સમજો કે એ લોકો બિલકુલ એવી જ વાત કરતાં હતાં. એ કથાને હું ફરીથી રચીને સંભાળવું છું –

" પેલી કોણ હતી, અત્યાર સુધી તને જળોની જેમ વળગી રહીને જતી હતી તે ?" વિદ્યાર્થી વેંકટપ્પાએ પૂછ્યું.

"એ અમારા જ ગામની છે." શ્રીનિવાસે જવાબ દીધો.

"તો પછી તારી ઉંમર શું ?" વેંકટપ્પાએ પૂછ્યું.

"મને ખબર નથી. એનો દીકરો મારા મોટાભાઈનો ક્લાસ-ફેલો છે. કોઈએ કહ્યું કે એનો ભૂતકાળ બહુ રોમાન્ટિક હતો."

"આ વાત સાંભળતાં જ મેં મારા કાન તે તરફ માંડ્યા. જૂના ફાટેલા કેન્વાસના પડદામાંથી એમનાં મોં સવારના પ્રકાશમાં અલપઝલપ દેખાતાં હતાં."

"અચ્છા, એટલે તેં આટલી વાતો કરી !"

"મેં નહિ, મારા પિતાજીએ, સાંભળ્યું છે કે એને માટે બહુ પ્રયત્નો કર્યા હતા."

"ભલે ભઈ, પણ એ કહે કે તારે માટે એ કયા પ્રયત્નો કરી રહી છે ?"

"એનો દીકરો અહીં આ જ વૉર્ડમાં દરદી છે."

"કોણ ? એકવીસ નંબર ને ? બિચારી પેલી ડોસી કેટલી રડે છે !" અંગ્રેજીમાં વાત કરવાનો પ્રયત્ન કરતાં નર્સ બાલમ્માએ કહ્યું.

"દવાદારૂનાં નામ બાદ કરતાં બાલમ્માને અંગ્રેજીની વધારે જાણકારી નથી."

"ઠીક, છે, મા હોવાના લીધે ..."

"એ દરદી તો એની સાથે વાત નથી કરતો. એની તરફ આંખ ફેરવીને જોતો પણ નથી. એની વાત સાંભળતાં ચિડાઈ જાય છે," બાલમ્માએ કહ્યું.

"એ પોતાની માને ગાળ પણ દે છે ... આટલા દિવસ પછી હું તને નજરે પડ્યો છું. છી : હું તારું કદરૂપું મોં જોવા જ નથી માગતો – પોતાની માને તે કહેતો હતો."

'કેમ ભાઈ શ્રીનિવાસ, તેં કહ્યું, એ તારા ગામની છે અને એની પૂર્વકથા ઘણી વિચિત્ર છે. તને એના વિશે બીજી કાંઈ ખબર છે ?'

'મને તો કશી ખબર નથી. અમારું ગામ છોડીને એ લોકોને ચાલ્યા ગયાને ઘણા દિવસ થઈ ગયા.'

'ચાલો ભાઈ, જઈએ,' ત્રીજા વિદ્યાર્થીએ પોતાની ઘડિયાળ તરફ જોતાં કહ્યું.

'શી ઉતાવળ છે ?' કહીને બીજી નર્સ એલિઝાબેથે તીરછી નજરે એની તરફ જોયું.

"પુરુષો એમના પર મુગ્ધ થઈને એમની પાછળ કેમ નથી પડતા, એ એમને સમજાતું નથી. સિનેમા થિયેટરમાં હાથ મિલાવવા છતાં બત્તી થતાં જ ચહેરો જોઈને મોં ફેરવી લેવું પડે છે. એમની વેશભૂષા જોઈને એકવાર સાવ નજીક થઈ જવા છતાં જિંદગીભર એમાંથી બચીને રહેવું પડે છે."

'તું કહે છે, ઉતાવળ શી છે ? આજે ઑપરેશનનો દિવસ છે. થિયેટરમાં પહોંચવામાં એક મિનિટનીયે વાર લાગી તો પેલો હજામ ડોક્ટર દરદીને બદલે મને જ ટેબલ પર સુવડાવી દેશે,' શ્રીનિવાસે કહ્યું.

"ત્રણે વિદ્યાર્થીઓ ત્યાંથી ચાલ્યા ગયા પછી બન્ને નર્સ સીવણકામમાં પરોવાઈ ગપ્પાં મારવા લાગી. ઝાડ-છોડને સ્પર્શ કરીને, મધમાખીઓનું મન બહેલાવીને ગલીપચી પેદા કરતી સ્વૈરવિહાર કરતી ઠંડી હવા કે સાગરનાં જળની કોમળતા લઈને દીવાલ પર પ્રતિબિંબિત થતાં કિરણોની પરિપૂર્ણતા એમના હૃદયને સહેજ પણ સ્પર્શી શકી નહિ. હેડ નર્સની પાસે પુલાવની પ્લેટ પહોંચી કે નહિ, એ બક્ષિસ કહેવાય કે નહિ, એ બાબત પર તેઓ આપસમાં ચર્ચા કરી રહી હતી. થોડી જ વારમાં એમની વાતોએ એ પુલાવના પાઠવનાર પોલીસ ઈન્સ્પેક્ટરને અને ચાલીસ વરસની એ નર્સને એક જ પલંગ પર રોજ રાતે આરામથી સુવડાવી દીધાં. ત્યાર પછી એ બન્ને વચ્ચે જે વીત્યું તેની કલ્પના કરીને વિસ્તારથી એનું વર્ણન કરવા ઈચ્છતી હતી, પણ એ અશ્લીલ છે, આથી એમના હોઠોએ એ શબ્દોનું ઉચ્ચારણ કરવાનો ઈનકાર કર્યો."

'વૉર્ડમાંથી બહાર નીકળીને ડૉક્ટર કામેશ્વર રાવે કહ્યું : 'તમે લોકો અહીં નિરાંતે બેઠાં છો અને ત્યાં બાર નંબરના મોંમાંથી લોહી નીકળી રહ્યું છે.'

'અમે શું કરીએ ? દવા આપો, લોહી બંધ થઈ જશે.'

'આપું તો છું. પણ ...'

'કોઈને ને કોઈને, હમેશાં ક્યાંકથી ને ક્યાંકથી, કોઈ ને કોઈ ચીજ નીકળતી રહે છે. અમેય માણસો છીએ. તમારે શું ? બે અક્ષર લખી આરામથી ઘેર જઈ પત્તાં રમો છો.'

'ગયા અઠવાડિયે આરોગ્યપ્રધાને જે ભાષણ આપેલું તે તમે લોકોએ સાંભળ્યું હશે.

'જી હા, ધ્યાનથી સાંભળ્યું છે. પછી રેડિયો પર પણ સાંભળ્યું અને છાપાંમાં પણ વાંચ્યું. પછી એ જ બાબત પર હેડ નર્સેય ભાષણ ઠોક્યું. એમની પહેલાંના પ્રધાને પણ એ જ કહ્યું હતું અને ભવિષ્યમાં પ્રધાન બનનાર સજ્જન પણ એ જ કહેવાના છે. અને અમે વાત કરીએ તો કોઈ જવાબ નથી દેતું.' બાલમ્માએ કહ્યું. 'કહે છે, આ દરદીઓ જ અમારાં બાળકો છે.'

'અરે ગાંડી, એ પ્રધાનસાહેબને અગિયાર બાળકો છે,' એલિઝાબેથે કહ્યું.

'અચ્છા ભલે, આપણાં બાળકો આ દરદીઓ છે. તો પછી આપણાં બાળકોના બાપ ?'

'ડૉક્ટર લોકો ...' કહીને એલિઝાબેથ હસી પડી અને કામેશ્વર રાવ તરફ જોવા લાગી.

'સરકાર આ રીતનો એક ફતવો બહાર પાડે તો...' નર્સ બાલમ્માએ હસતાં હસતાં કહ્યું.

'કહે છે, ભથ્થું વધારવા માટે પૈસા નથી.'

'પણ દવાઓના ઈંડેન્ટમાં પેલા બે લાખવાળા મામલાનું શું થયું ?'

'કોને પૂછે છે ?'

'છેવટે ...' એટલામાં જોયું કે પેલા ત્રણે વિદ્યાર્થીઓ દોડતા આવે છે.

'ઓહો, આટલું જલદી ઑપરેશન થઈ ગયું ?'

'આજે સાહેબે એક જ ઑપરેશન કર્યું.'

'કેમ ?'

'જલદી ઘેર જવા માટે.'

'જલદી શાને માટે ?'

'એમનો ગેસ્ટ છે ને, પેલો જે ઈંગ્લેન્ડથી આવ્યો છે – ન્યૂઝપ્રિન્ટ એજન્ટ છે એ–પોતાની પત્ની સાથે એ મહાશય એકલા ઘેર રહે એ એમને પસંદ નથી, એટલે બધા પર ગુસ્સો ઠાલવે છે.'

'એ એક માત્ર ઓપરેશન પેશંટ–છેવટ ખબર પડી કે મરી ગયો છે.

'નસીબ હોય તો આવો સાથ આપે છે.'

'ઇસ્પિતાલમાં નસીબની વાત છોડ. ઘેર કોને ખબર એનું નસીબ કેવું નીકળ્યું હશે.'

'અચ્છા ડૉક્ટરસાહેબ, તમને આ વૉર્ડના એકવીસ નંબર વિશે કાંઈ ખબર છે ? તે આપણા ગામનો જ છે ને ?' શ્રીનિવાસે પૂછ્યું.

'એકવીસ નંબરની તો મને ખબર નથી, પણ ...'

'મા દીકરાને બનતું નથી.'

'એ બધી મને ખબર નથી. પણ એની માનો કિસ્સો વૈદકની દૃષ્ટિએ ઘણો રોચક છે. તમે સાંભળવા ઇચ્છો તો સંભળાવું.'

'હા, હા, સંભળાવો, એક વાગ્યા સુધી ખાવાપીવાની કશી ઉતાવળ નથી.'

પોતાના દરદીઓને ભગવાનને ભરોસે છોડીને ડૉક્ટર કામેશ્વર રાવે કહેવાનું શરૂ કર્યું.

'અમે લોકો હાઈસ્કૂલમાં ભણતા ત્યારે અમારી સાથે કનકય્યા નામનો એક છોકરો ભણતો હતો. તે બધાથી વધારે હોશિયાર હતો. એનાં માબાપ ઘણાં ગરીબ હતાં. અચાનક એક દિવસ એને સખત તાવ આવ્યો. આવ્યો એવો ઝડપથી વધવા લાગ્યો. એ ગામમાં અંગ્રેજી દવાનો એક જ ડૉક્ટર હતો. ઇસ્પિતાલમાં તે વખતે એક મુસલમાન ડૉક્ટર હતો. એણે દવા આપી. પણ બીજા દિવસ સુધીમાં કનકય્યા બેભાન થઈ ગયો અને સન્નિપાતમાં લવવા લાગ્યો. ઘણીવાર તે સાધારણ તાવમાં પણ આ રીતે બબડતો. તે બહુ 'નર્વસ' હતો – હોશિયાર છોકરાઓ સવારસાંજ એની ખબર કાઢવા જતા. અમારા મુખ્ય અધ્યાપકે પૂછતાં ડૉક્ટરસાહેબે કહ્યું : 'સેપ્ટિસિમિયા નામની માંદગી છે. છોકરો થોડા દિવસમાં સાજો થઈ જશે.' બીજે દિવસે રાતે તાવ વધુ ભરાયો.ગામના બધા લોકોને ખબર પડી ગઈ. બદા ચિંતિત હતા. ગરીબ છોકરો હોવાને કારણે કનકય્યા બધાને ઘેર વારાફરતી જતો હતો અને ફાળો કરી નિશાળની ફી ભરતો હતો. એના બાપા એ ગામના પુરોહિત હતા. બાપ-દીકરા માટે બધા લોકોના મનમાં પ્રેમ હતો.

'બધા લોકોએ ગભરાઈ જઈને આયુર્વેદના વૈદ્ય ગોપય્યાને બોલાવ્યો. એણે દરદીની નાડી જોતાં જ કહ્યું કે આ દોષગુણ નામનો રોગ છે. એને માટે એક જ ઇલાજ છે. જે સ્ત્રી સાથે સહગમન કરતાં આ દોષગુણ લાગુ પડ્યો હોય તે સ્ત્રીની જાંઘમાંથી લોહી કાઢીને રોગીની આંખમાં આંજવું જોઈએ. વૈદ્ય ગોપય્યાની વાતનું બધાએ ખંડન કર્યું. કનકય્યા સાવ નાનો છે, દેખાવમાં પણ

ખાસ સુંદર નથી, મોં પર શીતળાના ડાઘ છે, ભણવા સિવાય બીજી કોઈ વસ્તુમાં તેનું ધ્યાન નથી. એ જમાનાના લોકો (એમાંયે અમારા જેવા નાના ગામના લોકો) અંગ્રેજી દવા તરફ શંકાની નજરે જોતા હતા.'

'શંકાની નજરે જોવું એટલે શું ?' એલિઝાબેથે પૂછ્યું.

'જેમ કે દોષગુણ સ્ત્રીના સંપર્કથી થતો નથી.'

'એ શી વસ્તુ છે ?'

'માંદગીની સ્થિતિમાં ...'

'પણ ચિકિત્સાના ગ્રંથોમાં આવું ક્યાંય લખ્યું નથી.'

'અંગ્રેજી પુસ્તકોમાં નથી.'

'તો પછી તમે એ માનો છો ?'

'એ જ તો વાત છે. આ વાત સાંભળીને તમે જ નિર્ણય કરજો. વાત સાંભળો. છેવટ – આ તો સાચો દીકરો છે, પણ કોને ખબર કઈ ચૂડેલ એને ખોટા માર્ગે ઘસડી ગઈ. ખબર નથી, કોની મતિ મારી ગઈ. મીઠી વાતો કરીને કે પૈસા આપીને ફસાવ્યો હશે.' બધા લોકો વિચારવા લાગ્યા.

'મુસલમાન ડૉક્ટરને આ વાત કરી તેમણે કહ્યું : 'નૉનસેન્સ, દોષગુણ નામનો કોઈ રોગ નથી. છોડો આ બધી ભાંજગડ.'

'એના લીધે એ ડોક્ટર પ્રત્યેની લોકોની આસ્થા ખતમ થઈ ગઈ. હવે પ્રશ્ન એ રહ્યો કે એ સ્ત્રી કોણ છે ?

'એ સ્ત્રી કોણ છે – એ પ્રશ્ને અમારા ગામમાં સારી પેઠે સેન્સેશન પેદા કર્યું. ગવર્નર જનરલને ગોળી મારીને ખતમ કરવાથી છાપાંઓમાં એ દિવસોમાં જે ચર્ચા ચાલી હતી એનાથી પણ આટલું સેન્સેશન પેદા નહિ થયું હોય. દરદીને પુછાય તેમ નહોતું, કારણ કે તે ભાનમાં નહોતો. તો ભાળ કેમ મળે ? ગામમાં કોઈ શેરલોક હોમ્સ તો હતો નહિ ! પણ ડિટેક્ટિવ તો બધા હોય છે. છેવટ ગામની બહાર એક નાની સરખી ઝૂંપડીમાં રહેતી નાગી પર લોકોને શંકા ગઈ. મધરાતના વખતે લોકોના ટોળાએ જઈને નાગીની ઝૂંપડી પર હુમલો કર્યો. લોકોનો ખ્યાલ હતો કે નાગીને બાદ કરતાં, ગામની બધી સ્ત્રીઓ પતિવ્રતા છે. તેમને ભય હતો કે નાગી પર આ રીતે હુમલો નહિ કરીએ તો શંકા બધા પર આવશે. કનકય્યા ગામમાં બધા લોકોની પત્નીઓ સાથે, ખાસ કરીને વિધવાઓ સાથે હળીમળીને રહેતો હતો. કોઈ એના વાળ ઓળી આપતું, તો કોઈ ઝભ્ભો

સિવડાવી આપતું, તો કોઈ એના નાના કપાળને હેતથી ચૂમતું. દરેકને ભય હતો કે આ વીજળી ક્યાંક એના માથા પર ન ત્રાટકે. આથી બધા લોકોએ મુક્તકંઠે એ પ્રસ્તાવ સ્વીકારી લીધો કે એમની સહુની ઘરવાળી પતિવ્રતા છે. અને બધા એકઠા થઈને નાગીની ઝૂંપડી પર તૂટી પડ્યા. કોને ખબર એ રાતે તેઓ નાગીનું શું કરત ! પણ સદ્‌ભાગ્યે એ વખતે રામન્ના ખૂબ ઢીંચીને નશામાં નાગી સાથે સૂઈ રહ્યો હતો. ધમાલ સાંભળી તે હાથમાં દાતરડું લઈ બહાર નીકળ્યો – આવો, કોણ છે છાતીવાળો ? એની આ બૂમ સાંભળતાં બધા લોકોને થયું કે નાગી પરની શંકા પાયા વગરની છે અને સહુ પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.

'પણ આ દરમિયાન કનકય્યાનાં માબાપ વિમાસણમાં પડ્યાં હતાં, કારણ કે તાવ શરૂ થયો ત્યારથી કનકય્યા વારંવાર શારદાબા, શારદાબા કહી રહ્યો હતો.

'શારદાબા એ ગામમાં સાક્ષાત્ ભગવતી શારદાનો અવતાર મનાય છે. જોવામાં સુંદર અને ગુણોમાં આદર્શ ગૃહિણી છે. તે મોટા શ્રીમંત પરિવારની છે. એને એક જ દીકરો છે. કનકય્યા સાથે દૂરનું સગપણ પણ છે. હાઈસ્કૂલમાં ભણવાનું શરૂ કર્યા પછી અઠવાડિયામાં ત્રણ દિવસ કનકય્યાનું જમવાનું એને ત્યાં જ હોય છે. આર્થિક મદદ પણ સારા પ્રમાણમાં મળતી હતી.

'પારકા માણસની વાત એની સામે કહેવાની યમરાજની તો શું સીતાનો અગ્નિપ્રવેશ કરાવનાર શ્રીરામનીયે હિંમત ન ચાલે. કોઈ રીતે વાત બેસતી નહોતી. એ તો ધર્મની મૂર્તિ છે. આખું ગામ એને મા સમાન ગણે છે.

'શરૂ શરૂમાં કનકય્યા વારંવાર શારદાબાનું નામ લેવા લાગ્યો ત્યારે લોકોને થયું કે એની સેવાચાકરીમાં જે ત્રુટિ છે તેના માટે તે ચિંતા વ્યક્ત કરે છે, અથવા કદાચ તે માને છે કે શારદાબા તેની પાસે રહે તો તેની પીડા દૂર થઈ જાય.

'શારદાબા કનકય્યાને જોવા બેવાર આવી અને રડી કરીને ચાલી ગઈ. એને ઘેર નવરાત્રિની પૂજા અને બ્રહ્મભોજન વિધિવત્ ચાલતાં હતાં. એમાં રોકાયેલી રહેવાને કારણે તે કનકય્યાને વધુ સમય આપી શકતી નહોતી. નહિ તો આઠે પહોર ત્યાં બેસી રહેત. એની ચિંતા જોઈને લોકોને એની દયાળુતા વિશે નવાઈ લાગી.

'પણ વૈદનું કહેવું હતું કે આ દોષગુણ નામનો વ્યાધિ છે અને છોકરો હમેશાં શારદાબાનું નામ લેતો – આ બન્ને બાબતોને કારણે કનકય્યાનાં માબાપને કોઈ પણ રીતે એ સ્ત્રીની સંમતિ મેળવીને પોતાના દીકરાને બચાવવાની કોશિશ કરવા માટે પ્રેરણા મળી, પણ શારદાબાને આ વાત શી રીતે કહેવી ?

'ના છૂટકે, તાવમાં પડેલા દીકરાને ઉઠાડીને માએ પૂછ્યું : 'બેટા, તું વારંવાર શારદાબાનું નામ કેમ લે છે ? ખરી વાત શી છે ? અમને કહે બેટા, અમે કોઈને નહિ કહીએ.' ઘણું પૂછવા છતાં, તે કદાચ ભાનમાં નહોતો એટલે કે પછી કહેવા નહોતો માગતો એટલે, જવાબ મળ્યો નહિ.

'તાવ વધતો જતો હતો. ઓછામાં ઓછા ચોવીસ કલાક કાઢશે કે નહિ, તેની શંકા હતી. હવે એની મા હતાશ થઈને સવારે ઊઠતાંવેંત શારદાબાના ઘરની પાછળ જઈને બેઠી, શારદાબા ઊઠીને આવે તેની વાટ જોતી.

'તમે છો ? મને થયું, કોઈ બીજું છે. કેમ છે કનકય્યાની સ્થિતિ ?'

'શું કહું, માતાજી ? ગોપાલમે કહ્યું કે હવે કશી આશા નથી, કાલ પરમ દિવસે—' તે રડી પડી. શારદાબાએ એને છાતીસરસી લઈને સાંત્વના આપી.,

'કનકય્યાની માએ ઝટ દઈને – મને પુત્રદાન આપો, મા ! – કહીને શારદાબાના બન્ને પગ પકડી લીધા. શારદાબાએ નવાઈ પામીને એને ઊભી કરી અને કહ્યું : 'શું કરીએ, કહો ! ભગવાન પર ભરોસો રાખો, ચિંતાનું કાંઈ કારણ નથી. હું આવીને જોઈ જઈશ' – જાણે તે કાંઈ જાણતી જ ન હોય.

'એમ વાત નથી, મા ! હવે તમારો જ આધાર છે. મારો એ એકનો એક છોકરો છે. એ પણ નહિ રહે તો હું શી રીતે જીવી શકીશ ?' કહીને તે પોક મૂકીને રડી પડી.

'હું પણ શું કરી શકું બહેન ! હું પણ મનુષ્ય છું. દેવીનું કંકુ આપું છું, લઈ જજો. ભગવાન દયામય છે. તમારા તરફ અન્યાય નહિ કરે. ધીરજ રાખો.'

'કોઈ સાધારણ તાવ હોય તો તો ચિંતાની કશી વાત નથી. દવા આપીએ કે સારું થઈ જાય. પણ લોકો કહે છે, આ દોષગુણ છે. કોને ખબર કઈ માઈએ આ ઉપકાર કર્યો છે.'

'એ ગોપય્યા કોણ છે ? એને શી ખબર પડે ? તમે લોકોએ અંગ્રેજી દવા બંધ કેમ કરી દીધી ? પૈસાનું કારણ હોય તો તો અમારે ત્યાંથી લઈ જવા'તા.' દોષગુણ ? ખાસડું મારો એને. આટલો નાનો છોકરો અને દોષગુણ ? કોઈ આપણને ગાંડાં જ ગણે. તમને લોકોને વિશ્વાસ કેમ બેઠો ?'

'ના માઈજી, એ તો દોષગુણ જ છે. બધાં એનાં જ લક્ષણ છે. બીજો કોઈ તાવ હોત તો આવી આફત ન થાત.'

'તો પછી ગોપય્યા એને ઠીક કેમ નથી કરતો ?'

'કેવી રીતે કરે ? એને માટે દવા પણ મળવી જોઈએ ને ? કોણ એવી સ્ત્રી છે જે પોતાની ભૂલ કબૂલવા તૈયાર થાય અને મને પુત્રદાન આપીને અમારા કુળની રક્ષા કરે ?'

'શારદાબા ખૂબ સારું-ખોટું સંભળાવી શકે તેમ હતી, પણ પોતાના જ અપમાનની આશંકાથી જાતને સંભાળીને તે બોલી : 'તો પછી કનકય્યાને ન પૂછ્યું ?'

'પૂછ્યું છે, પણ એ તો શુદ્ધિમાં નથી.' પછી હિંમત કરીને બોલી : 'જ્યારથી તાવ આવ્યો છે ત્યારથી એના મોંએથી એક જ વાત સંભળાય છે – શારદાબા.' જરા વાર અટકી ફરી બોલી : 'જ્યારે પણ પૂછીએ તે શારદાબાનું જ નામ લે છે.'

'બિચારો મને બહુ માને છે. સારો છોકરો છે. જે કાંઈ કામ ચીંધતી તે દિલ દઈને કરતો,' કહીને શારદાબાએ આંસુ સાર્યાં.

'કનકય્યાની માથી રહેવાયું નહિ. કામ કરાવી લેવાના ખ્યાલથી તે પોતાનો રાગ આલાપવા લાગી :

'એ તો વારંવાર કહે છે, શારદાબા, મને હેરાન ન કરો. હું કંઈ જાણતો નથી હું એવો છોકરો નથી.'

'હા, હવે યાદ આવ્યું. ચાર દિવસ પહેલાં મેં કબાટમાં છ રૂપિયા મૂક્યા હતા. પાછળથી દેખાયા નહિ. મને થયું, કદાચ એને કોઈ ચીજ ખરીદવા આપ્યા હશે ને પછી હું ભૂલી ગઈ હોઈશ. મેં એને એ વાત પૂછી હતી. કદાચ એ એના મનમાં હશે. એનું મન કેટલું નાજુક છે !'

'હવે કનકય્યાની માએ લાચાર થઈને કહેવાનું શરૂ કર્યું : 'પાપપુણ્ય બધું ભગવાન જાણે, માતાજી ! તમારી સાથે ખુલ્લી રીતે વાત કરતાં જીભ ઊપડતી નથી. પણ ભલેને ગમે તેટલી પતિવ્રતા સ્ત્રી હોય, ક્યારે કેવો વિચાર મનમાં ઊઠશે, કહેવાનું મુશ્કેલ છે ... તમારે તમારું લોહી આપીને દીકરાનો જીવ બચાવવો જ પડશે. એણે તમારું જ નામ લીધું છે ... માઈજી, આ વાત હું કોઈને નહિ કહું. આ વાત મારી ને તમારી વચ્ચે જ રહેશે. આખો જનમારો તમારે ઘેર કામ કરીશ.'

'હજુ પણ શારદાબાનો વર્તાવ એવો હતો, જાણે તે કશું જ જાણતી ન હોય.

'મારું લોહી લઈને શું કરશો ?' ઇસ્પિતાલના લોકો શું લોહી ચડાવવા માગે છે ?'

'ના ના, આ તો દોષગુણ છે ને !'

'હવે શારદાબા સમજી અને તેનો મિજાજ ગયો : 'શું બોલી ? શી વાત કરે છે ?' પરોઢના વખતે પૂર્વ દિશા તરફ પીળી-પીળી નજરે જોતી તે બોલી.

'ગમે તેવા લોકો હોય, ક્યારેક ક્યારેક ભૂલ થઈ જાય છે. હું તમને કંઈ કહેતી નથી. માત્ર મારા દીકરાના પ્રાણની ભીખ માગું છું.' તે બોલતી હતી કે શારદાબા તેના પર તૂટી પડી : 'આગળ બોલીશ નહિ. ટળ અહીંથી. અચ્છા એમ વાત છે ? મને એવી ધારી તમે લોકોએ ? તારો કનકય્યા જેવો તારો દીકરો તેવો મારો દીકરો. જા, જતી રહે અહીંથી. અને બીજા કોઈ આગળ બોલીશ નહિ. તારું મગજ ફરી ગયું છે. સીધી ઘેર જા. કોઈ સાંભળશે તો તારા મોં પર ગરમ પાણી ફેંકશે, જા. જા,' કહીને એને બહાર કાઢીને તે અંદર ચાલી ગઈ.

'તે દિવસે સવારથી ગામવાળાઓએ કનકય્યાને ઘેર આવવાનું બંધ કરી દીધું. કોને ખબર કયો ચહેરો જોઈને તે કોનું નામ દેશે ! સ્ત્રીઓ તો ત્યાં બિલકુલ જતી નહોતી. સાંજ પડતાં-પડતાંમાં તો કનકય્યા છેલ્લી સ્થિતિએ પહોંચી ગયો. માબાપ હતાશ થઈ ગયાં. અડધી રાતે બન્ને જણાં શારદાબાને ઘેર જઈ બારણે ઊભાં રહી ગાળો દેવા લાગ્યાં : તેં મારા દીકરાનો જીવ ભરખી લીધો ... કુલટા છે, રંડી છે ... વગેરે વગેરે.

'ભલોભોળો અમારો જ દીકરો તને મળ્યો ? એટલો નશો હતો તો કોઈ મરદ ન મળ્યો ... બહાર મજૂર લોકો છે, જાનવર છે ... વગેરે વગેરે.

'એના પતિએ બારણાં ઉઘાડી, શી વાત છે તે જાણ્યું. માબાપ એના પગમાં પડી ગયાં. એમની પાછળ વૈદ્ય ગોપય્યા પણ ઊભો હતો. શારદાબા બહાર ન નીકળી. એના પતિએ એ લોકોની વાતો પર સહેજે વિશ્વાસ ન મૂક્યો. અથવા વિશ્વાસ મૂક્યો હોય કે શંકા આવી હોય તો પણ, એવો કોણ પુરુષ હોય જે પોતાના મનોભાવ બહાર પ્રગટ થવા દે ? ઓરડામાં જઈને એણે એની પત્નીને પૂછ્યું :

'એ શું ? તમારું પણ ચસકી ગયું છે ? એ લોકો તો ચસકેલ છે જ. એ લોકોને બરોબર પાઠ ભણાવીને તમારે રવાના કરવા જોઈતા હતા. એ તો કર્યું નહિ, ઊલટાના મને આવીને પૂછો છો !'

'કોને ખબર, સ્ત્રીનો વિશ્વાસ કેમ કરવો ? કંઈ ન હોય તો આ બધા લોકો તારા પર શંકા કેમ લાવે છે ? એમાં સચ્ચાઈ હોય કે ન હોય, એ છોકરો મરી ગયો તો આખું જીવન તારા પર કલંક લાગેલું રહેશે. લાંછન તો લાગી જ ગયું છે. હવે લોહી આપવામાં શું નુકસાન છે ? એ તો બચવાનો નથી. લોકો માનશે કે તારો કોઈ દોષ નથી.' પતિએ સમજાવી.

'છીઃ છીઃ મારી આગળ આવી વાત કરતા નહિ. હું લોહી આપું તો એનો અર્થ એ કે હું માની ગઈ છું. એ કમબખ્ત મારું નામ કેમ બબડે છે ? એને લઈને આ લોકો ...'

'બધું તારું પ્રારબ્ધ છે. શું થાય ? વિચાર કરી લે. એમની વાત મૂક, મારી વાત સાંભળ, હું કહું છું એટલા ખાતર આપ.' આ રીતે પતિએ પત્નીએ સમજાવવાની સેંકડો કોશિશ કરી, પણ એણે ન માન્યું તે ન જ માન્યું.

'પણ પતિ મહાશય પોતાની વાત પર મંડ્યા રહ્યા : 'કોઈનો જીવ બચાવવા માટેનો આ ત્યાગ છે એમ માન,' એવું કહ્યું. પુરાણયુગની પતિવ્રતા નારીઓનાં નામ ગણાવ્યાં, શરીરમાંથી માંસ કાઢી આપનાર શિબિનું અને ચામડી કાપીને આપનાર કર્ણનું સ્મરણ કરાવ્યું. કનકય્યાનાં માબાપ અને વૈદ ગોપય્યા પાસે શપથ લેવડાવ્યા કે આ વાત બહાર કોઈને તેઓ નહિ કરે. આમ છતાં તે તૈયાર ન થઈ. છેવટ જાનવરની જેમ એના હાથપગ બાંધી, એનું લોહી કાઢી તેઓ લઈ ગયાં. અંજન બનાવી છોકરાની આંખોમાં આંજ્યું.

'અઠવાડિયામાં કનકય્યા સાજો થઈ ગયો, અને સ્કૂલે જવા લાગ્યો,' આટલું કહીને ડૉક્ટર કામેશ્વર રાવ અટકી ગયા.

'ડૉક્ટરસાહેબ, તમારા મત પ્રમાણે ખરેખર દોષગુણ નામનો, કોઈ રોગ છે ?' વેંકટપ્પય્યાએ પૂછ્યું.

સાગર ઉપર વાદળ ઝળૂંબતાં હતાં. આછો પવન મોજાં સાથે ખેલી રહ્યો હતો. સમુદ્રની શાખાના અધિકારીઓ માટે રસ્તો બનાવતી હોય એવી એક લકીર સમુદ્ર વચ્ચે પથરાતી જઈ રહી હતી. હવામાં હલચલ ઓછી થઈ ગઈ.

'રોગ છે, કેમ નહિ ? બેશક છે.'

'પણ આપણી ચોપડીઓમાં તો નથી.'

'એક વાત સમજી લો – પછી સમજવાનું નકામું છે. તમે લોકો ડૉક્ટર બનશો પછી થોડા જ દિવસોમાં પુસ્તકો પરથી તમારો વિશ્વાસ ઊઠી જશે. એમ નહિ થાય તો તમે લોકો બેવકૂફ ગણાવા માંડશો.'

'તો પછી આ બધું શિક્ષણ શાને માટે ?'

'એ જાણવા માટે કે આપણે શું કરવું જોઈએ. એ સમજવા માટે કે આપણે બહુ ઓછું સમજીએ છીએ.'

'તો પછી લોહી એ જ એનો ઉપાય છે ?'

'અત્યાર સુધી તો એટલું જ જણાયું છે '

'તો અમને કેવી રીતે ખબર પડે કે આ દોષગુણ છે ?'

'ખબર શી રીતે પડે ?'

'એટલે ?'

'જીવવાની ઈચ્છા રાખતો કોઈ પણ માણસ દોષગુણનો ઈલાજ કરાવવા માટે એલોપથી ડૉક્ટર પાસે નહિ જાય.'

'સાધારણ તાવ માનીને આપણી પાસે આવે તો ?'

'તો દરદી મરી જશે. એમાં તમને શું નુકસાન ? તમને તમારી ફી મળી જશે.'

'તો ડૉક્ટર બદનામ નહિ થાય ?'

'કશું નહિ થાય. આપણે કહીશું : દરદીની આવરદા પૂરી થઈ ગઈ હોય તો અમે એને બચાવી શકનાર ભગવાન થોડા જ છીએ ?'

'તો પછી આપણા દેશ માટે આયુર્વેદ જ વધારે ઉપયોગી છે ?'

'ના, કારણ કે આયુર્વેદના વૈદોને તો શું કરવું જોઈએ, શું નહિ, એ વાતની પણ ખબર નથી.'

'અચ્છા, હવે ચર્ચા બંધ કરો. તમારી કથા પૂરી થઈ ગઈ ને ? કે હજી બાકી છે ? મારે જઈને તપાસ કરવાની છે કે પેલા દરદીનું લોહી બંધ થયું કે નહિ !' નર્સ એલિઝાબેથે કહ્યું.

'હજી થોડીક બાકી છે.'

'તો આ બધો સ્વાંગ પેલી સાધ્વીએ રચ્યો ?' નર્સ બાલમ્માએ આશ્ચર્યથી કહ્યું.

'સ્વાંગ શાનો રચ્યો ? જે બધા લોકો કરે છે તે તેણે પણ કર્યું. એને ખબર નહોતી કે એનું આવું પરિણામ આવશે. એ એનું દુર્ભાગ્ય હતું.'

'પણ જ્યારે એને લીધે એક નિઃસહાય બાળકનો જીવ જતો હતો અને બિચારાં માબાપ રડતાં હતાં ત્યારે એનું દિલ કેટલું કઠોર બની ગયું હશે ! એ મનુષ્ય નથી, ડાકણ છે.'

'દૂરથી કથા સાંભળનારને એમ જ લાગે છે. પણ આપણે આપણી જાતને એની સ્થિતિમાં મૂકીને વિચારીએ તો ખબર પડે કે આપણે એનાથી વધારે ઉદાર વ્યવહાર કરી શકીએ છીએ કે કેમ. આ આત્મનિરીક્ષણનો વિષય છે. તે લગભગ

ચાલીસ વર્ષની છે. ઘણા માન-સમ્માન સાથે તે ...'

'એવી સ્ત્રીએ આ જાતનું કર્મ કરવું જ ન જોઈએ.'

'અબોધ બાળ સાથે.'

'કોને ખબર છે, પ્રેરણા કોના તરફથી મળી હતી ? છોકરા તરફથી કે સ્ત્રી તરફથી કોને ખબર છે ?'

'એ તો નિશાળે ભણતો છોકરો હતો, એ શું આવું કરે ?'

'તો એ પણ કુટુંબવાળી હતી; પતિ હતો, એક છોકરો હતો, બે છોકરીઓ હતી, ત્રણ છોકરાંની મા હતી. પેલો પણ એના છોકરા જેવો જ હતો !'

'તમારો ખ્યાલ શો છે, ડૉક્ટર ?'

'મને પણ ખબર નથી. પણ મારા અનુભવના આધારે હું કહી શકું ...'

'તમે આવી બાબતોમાં ઠીક ઠીક અનુભવી જણાવ છો, ડૉક્ટર !'

'અનુભવ પોતાના જ હોય એવી જરૂર નથી. આપણી પાસે જે દરદીઓ આવે છે એમના રોગની માહિતી મેળવીને ચોપડીઓમાં લખેલી દવાઓના નુસખા લખી આપવા માત્રથી કોઈ અનુભવ મળતો નથી. પણ કોઈ કોઈ માણસ આપણા પર વિશ્વાસ મૂકી આપણા સંપર્કમાં આવ્યા પછી માંદો પડી જાય, તો જોવું જોઈએ કે તે કઈ પરિસ્થિતિમાં શાથી માંદો પડ્યો. દવા આપવાથી કામ નહિ ચાલે, આપણે એની શારીરિક પરિસ્થિતિ, ખાવાપીવાની ટેવો અને સૌથી વધારે તો એનું મન-આ બધી બાબતો પિછાણવી જોઈએ. વૈદક એટલે શું ? કેટલું ઊંડું છે આ વિજ્ઞાન ?'

આ રીતે જોવા બેસીએ તો તો અમે કંઈ કરી જ ન શકીએ.'

'નહિ કરી શકો. પોણા ભાગના લોકો આપણી સલાહ પ્રમાણેનો ખોરાક લેવાની સ્થિતિમાં નથી. આ બધું રહેવા દો. મને તો મારો અનુભવ દરદીઓ પાસેથી મળ્યો છે,' કહીને કામેશ્વર રાવ દરિયા તરફ જોવા લાગ્યા.

'ત્યાં પેલાં મોજાં, પેલાં ફીણ જુઓ છો ને ! જો બધા રોગો હોય, તો તમે લોકો કેટલાં મોજાંને રોકશો, કેટલું ફીણ બહાર કાઢશો ?'

'મારે જલદી જવું છે, વાર્તા પૂરી કરો છો કે નહિ ?' નર્સ બાલમ્માએ કહ્યું.

'ત્યારપછી ? ત્યારપછી કનકય્યા એક વિચિત્ર પ્રાણી બની ગયો. નિશાળમાં શિક્ષકો કાંઈ કહેતા નહિ. માત્ર 'કનકય્યા' કહીને એનું નામ લેતાં જ એમને હસવું આવતું. જુગુપ્સા પણ થતી, અને કેટલાક લોકોને એના પર દયા પણ આવતી.

'કેવું હતું યાર – ? કેવી રીતે શું કર્યું ?' – આ રીતના પ્રશ્નોથી અમે એને હેરાન કરતા તો તે ખિજાઈને કહેતો : 'અરે, ખસો અહીંથી.' બીજું કહી પણ શું શકે ? શારદાબાને ઘેર જવાનું સુધ્ધાં તે નામ નહોતો લેતો.

'એની પાછળ છોકરાં શારદાબા, શારદાબા કરતાં બૂમો મારતાં. ગામમાં કોઈ એને પોતાને ઘેર આવવા દેતું નહિ. થોડા જ દિવસોમાં તે માબાપને છોડીને ક્યાંક ભાગી ગયો.'

'પછી આવ્યો નહિ ?'

'બીજા દિવસથી શારદાબાનો પતિ એની સાથે કેવો વ્યવહાર કરવા લાગ્યો હશે એની તમે સહેલાઈથી કલ્પના કરી શકશો. ચામડી આપનાર કર્ણ અને હાડકાં વગરના દધિચિ પર ખબર નથી શું વીતેલું, પણ શારદાબાના પતિને પાક્કો વિશ્વાસ હતો કે કનકચ્યા નહિ બચે અને એની પત્નીનું ચારિત્ર્ય બધા લોકો સામે ઉજ્જ્વળ થઈ ઊઠશે. જાનકી જ્વાળામાં સળગી ગઈ હોત તો શ્રીરામની શી દશા થાત ? આગની વચ્ચેથી અડધી સળગેલી સીતા બહાર નીકળી આવી હોત તો શ્રીરામે શું કર્યું હોત ? આખા ગામમાં ઉપહાસ અને જુગુપ્સા ફેલાઈ ગયાં.

'કોઈ ને કોઈ બહાને એને ઘેર જઈને એને મળનારની સંખ્યા વધી ગઈ. અત્યાર સુધી લોકોના મનમાં તેના પ્રત્યે જે ઉચ્ચ ખ્યાલ અને ભાવના હતાં, તે બધાનો અંત આવી ગયો.

'અચાનક તે ગામ છોડીને ક્યાંક ગાયબ થઈ ગઈ. લોકોએ કહ્યું : તે પોતાની બહેનની દીકરીની પ્રસૂતિના પ્રસંગે એને ગામ ગઈ છે. પણ એ પ્રસૂતિકાંડ હજુ સુધી પૂરો થયો નથી. એનો દીકરો સુબ્રહ્મણ્યમ્ અમારી સાથે નિશાળમાં ભણતો હતો. અમારા લોકોની વાતોથી હેરાન થઈ જઈને છેવટ તેણે નિશાળે આવવાનું બંધ કરી દીધું. ગામમાં બહાર ફરવા-રમવાનું પણ એને માટે મુશ્કેલ બની ગયું. એટલું જ નહિ, બે વર્ષની અંદર એનો પિતા પણ પોતાની બધી જાયદાદ વેચીને છોકરાને સાથે લઈને ક્યાંક ચાલ્યો ગયો. બન્ને છોકરીઓનાં લગ્ન ત્યાં સુધીમાં થઈ ગયાં હતાં અને બન્ને સાસરે ગઈ હતી. નહિ તો એમનાં યે લગ્ન ન થાત,' આટલું કહીને કામેશ્વર રાવ અટકી ગયા.

'વાર્તા પૂરી થઈ ગઈ ?' નર્સ બાલમ્માએ પૂછ્યું.

'હા.'

'તો આ એ જ લોકો છે ?'

'ત્યાં બહાર જે અભાગણી ઊભી છે તે શારદાબા છે. એ ગામને છોડીને

ગયા પછી એ લોકો ગરીબ થઈ ગયાં. પિતા તો જલદી જ સિધાવી ગયા. આ છોકરાનાં પણ લગ્ન નથી થયાં. કુટુંબમાં કોઈ નથી.'

'આટલા દિવસ સુધી એની મા ક્યાં રહી ?'

'એમાં પૂછવાનું શું ?' આ બધું પહેલાં નક્કી થઈ ગયું હશે. કનકય્યા સાથે એણે ઘર વસાવ્યું હશે. એ છોકરો એ બુઢ્ઢીને કેટલા દિવસ સંભાળે ? ત્યાંથી લાચાર થઈ કોઈના ઘેર નોકર રહી હશે.' મેડિકલ વિદ્યાર્થી ચૌધરી નાગય્યાએ કહ્યું.

'જુઓ તો, લોકો કેટલા વિચિત્ર હોય છે ! એક નાના છોકરાના લોભમાં પડીને એણે આખું કુટુંબ પાયમાલ કર્યું.'

'બધા લોકો એવા નથી હોતા. કેટલાક મહાત્મા લોકો દુનિયાનો ઉદ્ધાર કરવા માટે ક્યારેક ક્યારેક આ રીતે અવતાર લે છે.'

'હવે એને છોકરાને મળવા આવતાં શરમ નથી આવતી ?'

'ગમે તેમ, માનું હૃદય છે ને – તરફડે છે.'

'પેલા કનકય્યાનું શું થયું તે ખબર નથી ?'

'છોડીને જતો રહ્યો હશે એ જવાન છોકરો. આ ડોસીના ભરોસે કેટલા દિવસ રહે ?'

'કનકય્યાનાં માબાપ ક્યાં છે, તે ખબર નથી ?'

'થોડા જ દિવસમાં મરી ગયાં.' કહીને કામેશ્વર રાવે ત્યાંથી ચાલવા માંડ્યું.

'તમે પછી એ કનકય્યાને કદી જોયો નહિ ? નર્સ બાલમ્માએ પૂછ્યું.

'જોયો કેમ નહિ ?' કનકય્યા તો હું પોતે જ છું.' કહીને ડૉક્ટરે વરંડાનો વળાંક ઓળંગ્યો.

એક મિનિટની ચુપકીદી પછી પાંચે જણ ઊઠીને તરત ડૉક્ટર કામેશ્વર પાસે પહોંચ્યાં અને ઘેરી વળ્યાં.

'શું આ વાત સાચી છે, ડોક્ટર ?'

'સાચી છે.'

બધા લોકો એમની ચારે તરફ, ઊભા રહી ગયા અને એમને જવા ન દીધા.

'હવે કહો, સાચી વાત કહો. ખરેખર શું બનેલું ?'

'શું થયું ? કેવી રીતે થયું ?'

'કઈ બાબત ?'

'એ જ. તમે માંદા શી રીતે પડ્યા ?'

'અંગૂઠામાં વાગેલું, તેમાંથી સેપ્ટિક થઈ ગયું તેનો તાવ આવ્યો.'

'તો આ દોષગુણ નથી.'

'ના.'

'તો એણે કાંઈ નહોતું કર્યું ?'

'ખબર નહિ એણે શું કરેલું, પણ મારી સાથે કાંઈ નહોતું કર્યું. મેડિકલ કૉલેજમાં દાખલ થયા પછી વિદ્યાર્થિનીઓ મારા પર પ્રસન્ન ન થઈ ત્યાં સુધી સ્ત્રી સાથે મારો કોઈ પરિચય નહોતો. હું બહુ સંકોચશીલ છું.'

'તો પછી તે કશું જાણતી નથી ? જરા પણ નહિ ?'

'બિચારી કંઈ નથી જાણતી.'

'તમારો રોગ કેવી રીતે સારો થઈ ગયો ?'

'એની તરફ આટલો અન્યાય થઈ રહ્યો હતો. ત્યારે તમે ચુપ શી રીતે રહી શક્યા ?'

'મને શી ખબર કે ખરેખર શું બન્યું હતું ! આખું ગામ અમારું દુશ્મન બની ગયું હતું એટલી મને ખબર હતી. મારી મા એ ઇલાજ વિશે કંઈક કહેતી હતી. પણ મને તે વાત પૂરી સમજાતી નહોતી. જ્યારે મને ખબર પડી કે શારદાબાએ પોતાની જાંઘમાંથી રક્ત કાઢીને મારો જીવ બચાવ્યો છે, તો મારા મનમાં એના પ્રત્યે ઘણી ભક્તિ પેદા થઈ. મને એમ થયું કે આ રીતે લોહી આપવા કોઈ સ્ત્રી તૈયાર ન થાય, અને આટલો અપૂર્વ ત્યાગ કરનાર શારદાબા મારે માટે પરમ આરાધ્ય હોવી જોઈએ; ત્યારથી આજ સુધી મારી દૃષ્ટિએ તે આદર્શ નારી છે. લોકો માટેની એની દયા, એનો શિષ્ટાચાર, અતિથિ-સત્કારની ભાવના, વિનમ્રતા, ઉદારતા, બધા ગુણોથી યુક્ત તે આદર્શ હિંદુ ગૃહિણી છે. સાજો થતાં જ હું તેની પાસે ગયો – આખી જિંદગી એના ચરણે અર્પિત કરવાના વિચારથી. પણ મને જોતાં જ તે એટલી ડરી ગઈ કે જાણે ભૂત-પ્રેત જોયું હોય. અને એણે ફટ કરતાંકને બારણાં બંધ કરી દીધાં, મને એટલો ઊંડો આઘાત લાગ્યો કે એ ગામમાં રહેવાનું મન ન થયું. મારા ભણવા માટે આર્થિક મદદ આપવાનું પણ બંધ કરી દીધું. મને કોઈ પોતાને ઘેર આવવા દેતું નહોતું. મારાં માતાપિતા પણ મને હલકી નજરે જોવા લાગ્યાં.'

'તો પછી તમે તેની કદી ભાળ મેળવી નહિ ?'

'પાછળની બાબતોની મને ક્યાં ખબર હતી ? એ પહેલાં જ હું કાશી ચાલ્યો ગયો અને મારું નામ બદલી, ધર્મશાળાઓમાં રહી ભણવાનું પૂરું કર્યું. ત્યાર પછી છેક આજે એને જોઉં છું.'

'તમે એની સાથે ફરી વાત ન કરી ?'

'એણે મને ઓળખ્યો નહિ. મેં મારી ઓળખ આપી તો તે બૂમો પાડતી ભાગી ગઈ.'

'તમારા પર તે આટલી ગુસ્સે કેમ છે ?'

'એમાં નવાઈ જેવું શું છે ? મારે કારણે એની જિંદગી બરબાદ થઈ છે. મારા બબડવાને કારણે જ આ ગરબડ થઈ.'

'તમે કેમ બબડતા હતા ?'

'એ તો હું કેમ કહી શકું ? એના પ્રત્યે મારા મનમાં બહુ આદર હતો. એને હું ભગવતીનો અવતાર માનતો હતો. મને કદાચ એમ હતું કે એનું નામ લેવાથી મારી પીડા દૂર થઈ જશે.'

'તો તમને આ આખા કિસ્સાની શી રીતે જાણ થઈ ?'

'પાછળથી ગામ જઈને મેં જાણ મેળવી,' કહેતાં ડોક્ટર કામેશ્વર રાવ પોતાના વૉર્ડમાં ચાલ્યા ગયા અને બાકીનાં લોકો પણ પોતેપોતાના કામ પર જતા રહ્યા.

'આ આખી વાત પડદાની પાછળથી મેં સાંભળી અને સાંભળ્યા પછી દરિયા તરફ જોતો વિચારવા લાગ્યો – જીવનનો અને જીવનમાં ઊભી થતી આ આપત્તિઓનો શો અર્થ છે ? એ લોકોની જિંદગી આમ પાયમાલ શાથી થઈ ? એ સાધ્વીએ કરેલાં પૂજાપાઠ, વ્રતઉપવાસ બધાંનું એને શું ફળ મળ્યું ? કોઈ દુર્ભાગી વિદ્યાર્થી પર દયા દેખાડવાને કારણે જ તો એનો આવો સર્વનાશ થયો. એના કારણે એના પતિ અને પુત્રને પણ એનું ફળ મળ્યું. આટલાં વર્ષોમાં ખબર નથી, એના પર શું વીત્યું, એણે કેટલી યાતના સહી ? માણસ કૂતરા જેવો છે. માલિકે પેટમાં શા માટે માર્યું એનું કારણ સમજ્યા વિના એની તરફ વ્યર્થ તાકી રહે છે. આ બધા અત્યાચાર કોણ કરે છે – માણસ કે ઈશ્વર ?

"સમાજ–સમાજ કરી રહ્યો છે, આજકાલ બધા લેખકો આ સમાજની ધૂળ ઉડાડી રહ્યા છે. સમાજ એટલે વળી આપણે લોકો. આપણે શું કરવાનું છે ? કેવી

રીતે બદલાવાનું છે ? જે લોકોએ એમને ગામમાં રહેવા ન દીધા, તે પણ આપણા જેવા માણસ જ છે ને !

"પણ એ દિવસે, એ પ્રમાણનું ખંડન કરીને શારદાબાના નિર્દોષ પુરવાર કરવાની હિંમત કોઈએ દેખાડી હતી ? આટલા ઉચ્ચ કુળની સ્ત્રીએ નાના છોકરા સાથે આવો જઘન્ય વ્યવહાર કર્યો હોય તો એના તરફ ઘૃણા સેવવામાં લોકોની શી ભૂલ હતી ? અથવા તો ચલમ્ અનુસાર કદાચ આ વ્યભિચાર કોઈ ખોટું કાર્ય નથી. અથવા એને જો ઉત્કૃષ્ટ ગુણ જ માની લેવામાં આવે, તો બાકીના અવગુણોનું શું થાય ? સારા–ખરાબનો ભેદ જ મટી જાય તો સમાજ અને સત્યતાનો આધાર ક્યો રહેશે ?

"બસ, જીવન આમ જ ચાલે છે. આને પ્રારબ્ધ નહિ તો બીજું શું કહી શકાય ? જો આવું જ હોય, તો ભાગ્ય જેવી કોઈ વસ્તુ નથી, ભગવાન નથી, ન્યાય નથી, આ આખી સૃષ્ટિ ચેતના વિનાનો એક અંધ સંયોગ છે. સામેના સમુદ્રમાંથી નિત્ય પાણીનાં અનેક ફોરાં ઊછળે છે – એમાંથી કેટલાંક તડકામાં ચમકી ઊઠે છે, કેટલાંક પગ સાથે અથડાઈને ફૂટી જાય છે, કેટલાંક રેતીમાં સુકાઈ જાય છે, કેટલાંક સમુદ્રમાં જ વિલીન થઈ જાય છે. મનુષ્ય પણ આ જ પ્રકારના હોય છે, બસ બીજું શું કહી શકાય ?"

"આ પ્રકારના જીવનના પ્રયોજન વિશે વિચારવું તે જ કદાચ અવિવેક છે. પણ જે લોકોને હૃદય છે તેઓ વિચાર્યા વિના, ઉદાસીન કેવી રીતે રહી શકે ? આટલા યુગોથી વિચાર કર્યા પછીયે શું તેઓ મૂળ વાત સમજ્યા છે ? શો ફાયદો ? ઉદારચિત્ત મનુષ્યોનાં મગજ થાકીને કોઈ સીમા પર, કોઈ સિદ્ધાંત પર સંતુષ્ટ થઈ જાય છે. થોડાક નિશ્ચિત સિદ્ધાંતોને પ્રમાણ માનીને વિચારયાત્રા પૂરી કરવામાં ન આવે તો શાંતિ મળતી નથી. તોપણ એ વિશે સતત શંકા તો રહે છે. જે લોકો કહે છે કે બસ, આટલું જ જાણવાનું છે એ લોકો આળસુ છે, કમજોર છે. બની શકે કે કોઈ સત્ય જરૂર હશે. આપણે કદાચ ન જાણતાં હોઈએ, અથવા બની શકે કે આપણે કદી ન જાણીએ. પણ એમ કહેવું કે અમે બધું જ જાણીએ છીએ, અને જાણવાલાયક બીજું કાંઈ છે જ નહિ, તે મારા ખ્યાલ પ્રમાણે આળસનું દ્યોતક છે."

# પસ્તાવો નથી

**બુચ્ચિ બાબૂ**

કમલમ્માએ મને ફરી બે સાડીઓ ખરીદી લાવવા કહ્યું. કહે છે કે ગઈ વખતે હું જે સાડીઓ લઈ ગયો હતો તે એની સખીઓને બહુ ગમી હતી. એમનું કહેવું છે કે કોને કઈ સાડી શોભશે તેનું મને બહુ સારું જ્ઞાન છે. સાડીઓની ખૂબી. જાત, બનાવટ, બોર્ડરનું મેચિંગ – આ બધી બાબતો હું જેટલી સારી રીતે જાણું છું તેટલી ઝીણવટથી બીજું કોઈ નથી જાણતું. ખરું પૂછો તો મને આ વસ્તુઓની ખાસ કશી જાણપિછાણ નથી. એમાં મિથ્યા અભિમાનની કશી જરૂર નથી. હું માની લઉં છું કે આ વસ્તુઓની મને બિલકુલ પરખ નથી. મહાભારતના કોઈક પ્રસંગમાં ધર્મરાજ ધર્મની મૂર્તિ તરીકે પ્રખ્યાત થયા. પછીથી ખબર પડી કે આ યશને જાળવી રાખવા માટે એમને ઘણાં કષ્ટો વેઠવાં પડ્યાં હતાં. બીજા લોકો જ્યારે આપણને પૂરેપૂરા સમજી શકતા નથી ત્યારે આપણે મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે. તેઓ પૂરા સમજી લે તો કોને ખબર, કેટલીયે વધારે હેરાનગતિ થાય. કેટલાક લોકો વિશે કેટલાક ખ્યાલ બંધાય છે. એ ખ્યાલને અનુરૂપ આચરણ કરવાનો પછી એ લોકો પ્રયત્ન કરે છે અને એ સિદ્ધ કરવા માટે કદીક-કદીક નાટક પણ રચવા માંડે છે કે એમના વિષયમાં લોકોનો એ ખ્યાલ ખોટો નથી.

જ્યારથી કમલમ્માએ કહ્યું કે સાડીઓની મને સારી પરખ છે, ત્યારથી સાડીઓની દુકાને આંટાફેરા મારવાનું મારે માટે અનિવાર્ય બની ગયું. ગ્રાહક બની દુકાનમાં જવું, જાતજાતની સાડીઓ કઢાવીને જોવી, કઈ સાડી કોને શોભશે તેની અટકળ કરવી, એનો ભાવ, ઉત્પાદનનું સ્થળ વગેરેની માહિતી મેળવવી – એક પ્રણાલી જેવું બની ગયું.

શહેરમાં મારું કામ પૂરું કરી કમલમ્મા માટે હું સાડીઓ ખરીદવા દુકાને

પહોંચ્યો ત્યારે સાંજના ચાર વાગી ગયા હતા. દુકાનદારે જાતજાતની સાડીઓ મારી સામે પાથરી એના વિશે જણાવવા માંડ્યું. પંદર-વીસ મિનિટ સુધી ધ્યાનથી જોવા છતાં એમાંથી કઈ સાડીઓ સારી, એ હું નક્કી કરી શક્યો નહિ. એમ તો દરેક સાડી સારી છે પણ કમાલ બાબત એ છે કે સહુથી વધારે કીમતી સાડી સૌથી સારી લાગે છે. આ સાડીઓ જોતાં આપણા દેશના કારીગરોના કૌશલ્યની કલ્પના કરવામાં (ગયા જમાનામાં આથીય વધુ કુશળ કારીગરો હશે) દિવાસળીની ડબ્બીમાંથી સાડી કાઢીને પહેરનારી મુમતાઝ બેગમ, ઝાંસીની લક્ષ્મીબાઈ અને ઘણા પુરાણા જમાનાની ગાર્ગી, મંદોદરી, દમયંતી તથા સાડીઓના પ્રસંગમાં સૌથી પહેલાં યાદ કરવા લાયક દ્રૌપદી વગેરે સૌંદર્યમૂર્તિઓની કલ્પના કરવામાં અત્યંત આનંદ આવે છે. સાડીઓની ડિઝાઈન અને પ્રિન્ટિંગની ખૂબી જોતાં, પહેલીવાર જે લોકોએ એની કલ્પના ઘડીને એને પ્રચલિત કરી હશે, તેમની પ્રશંસા કરવાનું એથી યે વધારે મનોરંજક હોય છે. પણ દુકાનદાર જ્યારે આપણી મુખમુદ્રા જોઈને કંટાળી જઈ ખીજથી કહે છે : "કંઈ ખરીદવું પણ છે કે નહિ, સાહેબ ?" ત્યારે એનાં ખેંચાયેલાં ભવાં જોતાં જ, દાદીમાએ બનાવેલી ચીંથરાની ગાદીમાંથી નીકળતા ફાટલાતૂટલા ગાભાની જેમ જ આપણી સમગ્ર કલ્પના છિન્નભિન્ન થઈ જાય છે.

હકીકતમાં આજે એમ જ બન્યું. દુકાનદાર કંટાળીને કોઈ બીજા ગ્રાહકને માલ બતાવવા બીજી જગ્યાએ ચાલ્યો ગયો. મુમતાઝ બેગમ, ઝાંસીની લક્ષ્મીબાઈ, ગાર્ગી, મંદોદરી, દમયંતી, દ્રૌપદી જેવી સ્ત્રીઓ ત્યાં 'આ જોઈએ', 'પેલી બતાવો', 'આ નહિ, પેલી,' કહેતી પોતપોતાની રુચિ અનુસાર સાડીઓની પસંદગી કરી રહી છે. એમની તો વાત જ જુદી. તેઓ જે ઇચ્છે તે કરી શકે છે. સોના જેવો રંગ છે એમના શરીરનો. જે કોઈ સાડી પહેરે તે તેમને શોભવાની જ. પણ કમલમ્માના શરીરનો રંગ કાળો છે, કાળો ન કહેતાં તે ભીને વાન છે એમ કહેવું વધારે ઠીક છે. તે નારાજ નહિ થાય. આથી હું ભડક પાકા રંગોવાળી સાડીઓ બાજુએ રાખી આછા રંગની સાડીઓ બહાર કાઢીને જોવા લાગ્યો. આજુબાજુ જોતાં ઘણાં સ્ત્રી-પુરુષ દેખાયાં. એ ભીડમાં દુકાનદારને મુશ્કેલીએ ઓળખ્યો. ઈશારો કરીને તેને પાસે બોલાવી, સાડીઓના ઢગલામાંથી એક સાડી કાઢી, પાસે ઊભેલ વ્યક્તિ તરફ ધ્યાન આપ્યા વિના સહજભાવે મેં પૂછ્યું :

"આ સાડી ઠીક છે ?"

"એના કરતાં પેલી સિમેંટ રંગની સાડી સારી છે," એ વ્યક્તિના અવાજે જવાબ દીધો. હું ચોંકી ઊઠ્યો. પાછળ વળીને જોયું. એક સ્ત્રી હતી. મનમાં થયું કે માફી માગી લઉં. પણ મારાથી નાની ઉંમરની વ્યક્તિ પાસે માફી માગવાનું મને ગમ્યું નહિ. તે વીસ વર્ષ કરતાં નાની ઉંમરની હોય તેમ લાગ્યું.

"નહિ તો પેલી તપખીરી રંગવાળી સાડી પણ સારી છે." એણે ફરીથી કહ્યું. એણે પસંદ કરેલી સાડી મૂકી દેવાનું મને મન ન થયું. પણ કમલમ્મા માટે તપખીરી કે સિમેંટ રંગની સાડી 'સૂટ' નહિ થાય.

"તમારા મતે જરા કાળા રંગના શરીર માટે આ બરોબર રહેશે ?"

"મારાથી કાળાં છે ?" તે કાળી નથી, બલકે ગોરામાં ખપે તેવી છે.

"એમ નહિ ... તમારો રંગ તો તમે ..." મારી વાત એને કેમ કહું તે સમજાયું નહિ. તેણે સ્મિત કર્યું.

"ખૂબ કાળો સમજી લો ને !" કહેતાં મને હસવું આવ્યું.

"આ સાડીઓ કોને માટે લઈ જાવ છો ?" તેણે પૂછ્યું.

"કમલમ્મા નામે અમારાં એક સગાં છે."

સ્ત્રીઓ સોદો કરવામાં ગમે તેટલી વાર લગાડે, દુકાનદારો કંટાળતા નથી. તે ઝટ લઈને અમારી પાસે આવ્યો. એની સાથે મોકળી રીતે વાત કરતાં મારી હિંમત જરા વધી.

"તમે જે સાડી પહેરી છે તે સરસ છે." મને ખબર છે કે આવું કહેવાથી સ્ત્રીઓ બહુ ખુશ થાય છે.

"આ સાડી ..." તેણે પોતાની સાડી તરફ જોયું.

"આ મેં મદ્રાસમાં ખરીદી હતી. હવે તો જૂની થઈ ગઈ છે."

"મારા ખ્યાલ પ્રમાણે આવી સાડીઓ અહીં મળતી નથી," હું કંઈક ગણગણવા લાગ્યો.

થોડી જ વારમાં પોતાની પસંદગીની બે સાડીઓ કાઢીને તેણે બિલ લાવવાનું કહ્યું.

"હું તો કાંઈ નક્કી કરી શકતો નથી. તમે જ નક્કી કરી આપો. હું ધારું છું. કે આવું બધું તમને બહુ સારું આવડે છે." મારી વાતથી ગર્વ અનુભવતાં તે હસી પડી.

"તો પછી તમે એ કમલમ્માને જ દુકાને કેમ ન લઈ આવ્યા ?"

"કમલમ્મા અહીં નથી રહેતી."

"તમે ?"

"હું પણ આ શહેરનો નથી."

છેવટે એણે બે સાડી પસંદ કરી આપી. કમલમ્મા નારાજ થશે એવી પરવા કર્યા વિના જ સિમેંટ રંગની સાડી મેં લઈ લીધી. એણે ગર્વ સાથે સંમતિ પ્રગટ કરતાં માથું હલાવ્યું. બાકી પૈસા લેતાં પહેલાં અનાયાસ જ હું એની તરફ જોવા લાગ્યો. અસલમાં સ્ત્રીઓ સાથે વાત કરતાં હું બહુ જ સંકોચાઉં છું. પરાઈ સ્ત્રી સાથે તો વળી વધુ સંકોચ થાય છે. પણ એના ભોળપણામાંથી જન્મેલી આત્મીયતા, 'મારી સાથે નિઃસંકોચ વાત કરી શકો છો' કહીને આમંત્રિત કરતી એની ચપળતા, પરખ કરીને મૂલ્યાંકન કરવાની વૃત્તિ, અપરિચિત યૌવનની નિકટતા—એની આ બધી વિશેષતાઓએ મને એના ભણી ખેંચ્યો અને હું આરામથી વાતચીત કરવાને શક્તિમાન બન્યો. જ્યાં સુધી હું એની સાથે વાત કરતો રહ્યો ત્યાં સુધી, તે દેખાવમાં સુંદર છે કે નહિ એ પ્રશ્ન મારા મનમાં ઊઠ્યો નહિ.

"બ્લાઉઝનું કાપડ નથી લેવું ?" એણે ફરી પૂછ્યું.

મેં હસીને એના ખભા તરફ જોયું. બે-ત્રણ હાર દેખાયા. લાલ રંગની સાડીની પાલવથી ખભો ઢાંકી પછી ખેસની જેમ એણે પાલવ પાછળ નાખી દીધો.

"આમાંથી તમને કયું પસંદ છે ?" બીજું થોડું કાપડ દેખાડીને એણે પૂછ્યું. ભીડ ઓછી થઈ ગઈ.

દુકાનની ઘડિયાળે અડધા કલાકનો ડંકો વગાડ્યો. સાડીઓની ઝોળી હાથમાં લઈ હું દરવાજે પહોંચ્યો તેવામાં થોડીવારથી વરસવા લાગેલો વરસાદ જોરથી તૂટી પડ્યો. તે પણ મારી સાથે આવી.

"આ વરસાદમાં કેમ જશું ?"

"હું પણ એજ વિચાર કરું છું." દુકાનદારે ખુરસી લાવીને મૂકી કે તે બેસી ગઈ.

"તમારે માટે ?"

"કાંઈ વાંધો નહિ."

"તમે શું કરો છો ?"

"કંઈ નથી કરતો, ક્યારેક ક્યારેક વાર્તાઓ લખું છું."

"અચ્છા !" એણે આશ્ચર્ય પ્રગટ કર્યું, પણ હું પસ્તાવા લાગ્યો કે એ વાત મેં શું કરવા કહી. વાર્તાઓ વિષે અપરિચિત લોકો સાથે, એમાં યે સ્ત્રીઓ સાથે ચર્ચા કરવાનું મને પસંદ નથી.

"તમારું નામ તો મેં કદી સાંભળ્યું નથી. ખરું કહું તો હું કદી વાંચતી નથી ... ભણવાની ચોપડીઓ વાંચવામાં જ મારો બધો વખત પસાર થઈ જાય છે."

મેં રાહતનો દમ લીધો.

"વાર્તા એટલે નવલકથા ?"

"બહુ મોટી વાર્તા હોય તેને નવલકથા કહે છે."

મારા વિશે ઘણું પૂછ્યું, પોતાના વિશે પણ ઘણું જણાવ્યું. અમારા બન્ને વચ્ચે સમાનતાની કોઈ વાત નથી. મારા પિતાનો ધંધો જુદો છે. એનાં માબાપ ગુજરી ગયાં છે. મોટા ભાઈ વકીલ છે. તેમની સાથે રહે છે. મા વિશે એણે લાંબા વખત સુધી વાત કરી. ફાલતુ વાતોએ વળગીએ તે પહેલાં વરસાદ અટકી ગયો. તે ઊઠીને ઊભી થઈ. હું પણ ચાલવા લાગ્યો. એ વખતે એણે એક નાજુક પ્રશ્ન પૂછ્યો : "તમારા" લગ્ન થઈ ગયાં છે ?"

"ના."

અમે રસ્તા પર પહોંચી ગયાં. બહાર હવા ઠંડી છે. પંખીઓના અવાજમાં ઠંડીને કારણે આવતી ધ્રુજારી ચોખ્ખી જણાંઈ આવે છે.

"તમારાં ?" મેં ધીરેથી પૂછ્યું.

મને કૉફી પીવાનું મન થયું. મેં એ ઈચ્છા વ્યકત કરી, તે પણ મારી સાથે કૉફી પીવા તૈયાર થઈ છે. પહેલાં મને ભય લાગ્યો, પણ અંધારાને કારણે હિંમત આવી. કોઈ અમને જોઈ લે તો પણ કશી હરકત નહિ. આ શહેર પણ મારું નથી.

અમે હોટેલના એક ખૂણે જઈને બેઠાં.

"તમે તમારી વાત કહી નહિ," મારા પહેલાના પ્રશ્નનો હવાલો દેતાં મેં કહ્યું.

"ના,"કહીને કદાચ લજ્જાને કારણે તે પોતાની ડોક તરફ જોઈને હસી પડી.

હું એની સાથે વાતો તો કરું છું, પણ મારું મન એમાં નથી. કોઈ પણ વાતમાં મેળ ન ધરાવતાં અમે લગ્નની બાબતમાં સમાન થઈ ગયાં. અમે બન્ને અવિવાહિત છીએ, એ જ દૂર-સુદૂર દેખાતા અમારા સ્નેહ-ભવનનો પાયો છે.

ત્યાર પછી અમે ચુપ થઈ ગયાં. વાત કરવાનું કંઈ સૂઝ્યું નહિ.

"કંઈ લેશો ?"

"લીધી તો ખરી."

"શું લીધું ?"

"સાડીઓ લીધી ને !"

"એ નહિ. હું એમ પૂછતો હતો કે ખાવાની કોઈ ચીજ લેશો ?"

"અચ્છા, એ પૂછો છો ! ના, ના," તે હસી પડી. સુંદર દંતાવલિ—બધો વખત હસતી રહે છે. ટૂથપેસ્ટની જાહેરખબરની હરીફાઈમાં એની હસમુખી છબિ મોકલી શકાય.

"અને તમે ?"

"હું શું ?"

"કંઈ નહિ લો ?"

"અચ્છા, એ જ !" હસતાં હસતાં મેં હાથ-રૂમાલ કાઢી એનાથી દાંત ઢાંકી દીધા. મારા દાંતમાં એક જરા પાછળની તરફ રહે છે. આ કારણે અમે જરા ચુપ રહ્યાં. વેઈટર કપ-પ્લેટ વગેરે ઉઠાવીને લઈ ગયો. એ કાળો સરખો છે, માથે લાલ રંગની પાઘડી છે. અજંતાની અંધારી ગુફામાં ભીંત પર દોરેલાં ચિત્રોમાં રાજાના પગની પાસે પગટેકણની જેમ સહેજ ઝૂકેલા છોકરા જેવો છે આ પણ.

બિલ મેં ચૂકવી દીધું અને બહાર નીકળ્યાં. પગપાળા જ ચાલ્યાં. થોડે આગળ જતાં રસ્તો બે ફાંટામાં વહેંચાઈ જતો હતો.

"તમે સહાય ન કરી હોત તો સાડીઓની પસંદગી આટલી જલદી, આટલી ખાતરીથી ભાગ્યે જ થઈ શકત," કાંઈક વાત કરવી હતી એટલે કહ્યું.

"મને 'તમે' કેમ કહો છો ? હું તો તમારાથી નાની છું. મને 'તમે' ન કહેતા."

નાના-મોટાની આ ઝંઝટ ચાળીસી વટાવી જનારાઓ માટે છે; એને શી પરેશાની છે ? ઉંમરનો હિસાબ માંડનારા લોકો જેમ જેમ આ ઝંઝટમાં પડે છે તેમ યૌવનથી દૂર જતા જાય છે.

નામ કહ્યું : "કમલા".

"અમારી કમલમ્માનું અને તમારું ... ભૂલ્યો, તારું નામ એક જ છે. વિચિત્ર લાગે છે ને ?"

મેં મારા શહેરનું નામ એને જણાવ્યું.

"અમારું ગામ અહીંથી નજીકમાં જ છે," એણે કહ્યું. તે અહીંની કૉલેજમાં ભણે છે. કૉલેજમાં રજાઓ શરૂ થઈ છે. રજામાં ગામ જતાં પહેલાં થોડીક સાડીઓ ખરીદવાના વિચારથી આવી છે. એને અમુક દુકાનમાં રાહ જોવાનું કહીને એની સખી ત્યાં પહોંચી નહિ. ખબર નહિ, એને શું થઈ ગયું !

એનો એક નાનો ભાઈ પણ છે. મદ્રાસની કોઈ કૉલેજમાં ભણે છે. આ અહીં અને એ ભાઈ ત્યાં જુદી કૉલેજમાં કેમ ભણે છે તે હું પૂછવા માગતો હતો. પણ આ બધી વાતો સાથે મને શું લાગેવળગે ? લાગતુંવળગતું ન હોય તો પછી પૂછવા શીદ માગતો હતો ? મને કાંઈ સમજાતું નહોતું.

મને થયું : કદાચ તે મને ઘેર બોલાવશે. પણ એણે એવું કાંઈ કહ્યું નહિ.

"તમારા ગામમાં તમારું ઘર કઈ જગ્યાએ છે ?"

અમારું મકાન ક્યાં છે, કેવું છે – બધું મેં એને જણાવ્યું.

"ચાલો તો હું જાઉં ..." મેં કહ્યું. એણે મારી તરફ અતિ વિચિત્ર દયનીયતાથી જોયું. હૃદયની પીડા અને મોંએ આવેલા શબ્દોને અંદર જ રોકી રાખી તેણે કહ્યું, "કમલમ્માને મારા નમસ્તે કહેજો." અને તે ચાલી ગઈ.

હું ત્યાં ઊભો ઊભો તેની તરફ જોઈ રહ્યો. જતાં જતાં એણે વચ્ચે ત્રણવાર પાછળ વળીને મારી તરફ જોયું.

ચોટલો સાડીમાં અને પછી એ બન્ને અંધારામાં મળી જઈ, થોડી વાર ચમક દેખાડીને અદૃશ્ય થઈ ગયાં. મારી આંખો ભીની થઈ. મને દુઃખ થયું. મારી વ્યથાથી અજાણ મારી નાડીઓ ભટકતી ફરે છે. હું જૂઠું બોલ્યો. મેં કહ્યું, મારાં લગ્ન નથી થયાં. એ ભલીભોળી સ્ત્રી સાથે આમ ખોટું બોલવા પાછળ મારો શો હેતુ હતો એ મને સમજાતું નહોતું. બાકી બધી વાતો મેં સાચી જ જણાવી હતી. આ બાબતમાં જ આવું કેમ થયું ? ખરે વખતે જ મારી તર્કશક્તિ, મારી બુદ્ધિ બહેર મારી ગઈ. મારી સલાહ લીધા વિના પાંચે ઇંદ્રિયોએ મને જૂઠું બોલવાને

વિવશ બનાવ્યો. બસ, ભાષાનું મૂલ્ય આ જ છે. આનો અર્થ એ થયો કે મારો મારા શરીર પર જેટલો અધિકાર છે એટલો મારા વિચારો પર નથી. હું લજ્જા પામ્યો. મારી જાત પર મને ક્રોધ આવ્યો. મને અપરિણીત માની મારી સાથે ઈર્ષ્યા કે સંકોચ વિના વાત કરશે, એમ વિચારીને જ શું મેં એવું કહ્યું હતું ? સાચી વાત જણાવીને હું એને સ્વાધીન બનાવી શકું તેમ નહોતો ? તે મને ખરેખર ઇચ્છતી હોય, મને પ્રેમ કરવા માગતી હોય, તો શું મારી પત્ની એના પ્રેમમાં બાધક બની શકે ? તો પછી હું જૂઠું શા સારુ બોલ્યો ?

અથવા પછી મારા વ્યક્તિત્વે દુનિયા સામે પોતાની પરાધીનતાનો સ્વીકાર કરવાની અનિચ્છાને કારણે, વિદ્રોહની ભાવનાથી પ્રેરાઈને મને જૂઠું બોલવાને બાધ્ય કર્યો ? અપરિણીત વ્યક્તિ પોતાને મુક્ત માને છે. એનો ખ્યાલ એમ હોય છે કે સ્ત્રીને એમાં એક પ્રકારની તાજગી, ઊંડાણ, અનન્યતા અને પવિત્ર પ્રેમ સાંપડે છે. લગ્ન થતાં જ આ તાજગી તથા આઝાદી નાશ પામે છે. અને નારી-જગત સાથેના એના પ્રેમનું બંધન તૂટી જાય છે. આધારહીન ખ્યાલનો ઉપહાસ કરવા માટે કદાચ હું જૂઠું બોલ્યો. લગ્ન થયાને હજુ વરસ જ થયું છે. વરસ શું, ભલેને એક દિવસ જ થયો હોય, તો પણ પરિણીત માણસને અપરિણીત થોડો જ મનાય ?

જૂઠું કહીશ તો એ સ્ત્રી પ્રસન્ન થઈ મને વધુ મુક્ત રીતે વાત કરવા દેશે, એવો પણ કદાચ મારો આશય હોય.

ઉપરાંત મને આ વાતની પૂરી ખાતરી હતી કે અમે જીવનમાં ફરી કદી મળવાનાં નથી. આથી જરાવાર માટે જૂઠું બોલી એનું મન પ્રસન્ન કરવામાં મને કોઈ વિશેષ દોષ દેખાયો નહિ. આચરણ હૃદય વડે પ્રેરિત થાય છે અન આચરણ પછી એના ઔચિત્ય પર વિચાર કરવાનું કામ મગજનું છે. હૃદયે ઇચ્છ્યું કે ભલે જૂઠું બોલીને પણ એને પ્રસન્ન રાખ. ઇંદ્રિયોએ આ પ્રસ્તાવને અનુમોદન આપ્યું.

પણ મારી વિવેકબુદ્ધિ માનતી નથી. મને હેરાન કરે છે. કમલા કેટલી ભોળી છે ! કેટલી ઉમંગોથી ભરેલી છે ! એની સરખામણીમાં હું કેટલો ધૂર્ત છું ! મારા અંતરાત્મા સાથે સમાધાન કરતાં મને ઠીક ઠીક સમય લાગ્યો. કમલા સાથે હવે મારો મેળાપ થવાનો નથી. કદાચ થાય તો યે, ત્યાં સુધી આ બધી વાતો ક્યાં યાદ રહેવાની છે ? નહિ તો હું કહી દઈશ કે ત્યાર પછી મારાં લગ્ન થઈ ગયાં. ઘેર પહોંચ્યા પછી મને મારી ઉપર વળી વધારે ગુસ્સો આવવા માંડ્યો.. મારી પત્ની

કમલા કરતાં પણ વધારે રૂપવતી છે. આ બધી જંજાળ શા માટે ? મારો હેતુ ગમે તે હોય, જૂઠું બોલવું તે તો ખોટું જ છે. એનું પ્રમાણ એ જ કે થોડાક મહિના સુધી હું આ વિચારથી હેરાન થતો રહ્યો. મારી આ કમબખ્ત નૈતિક દૃષ્ટિએ મને આ રીતે સતાવ્યો છે. કરેલા અપરાધ કરતાં પાછળથી થતો સંતાપ વધારે દુઃખ આપે છે.

એક વર્ષ વીતી ગયું. ઉનાળાના દિવસો હતા. મારી આંખ ઊઘડી ગઈ. ત્યાં સુધીમાં ચાર વાગી ગયા હતા. મને ઊંઘમાંથી ઉઠાડ્યો ન હોત તો કદાચ હું ઊઠત જ નહિ. રંગન્નાએ આવીને કહ્યું : "સાહેબ, આપને મળવા કોઈ આવ્યું છે."

"કોણ છે રે ?"

"કોઈ માણસો બારણે ઊભા રહી તમારા વિશે પૂછે છે."

અંદર જઈને મેં હાથ-મોં ધોયાં. પછી ટુવાલથી મોં લૂછી ફ્લાસ્કમાંથી કૉફી લઈને પીવા લાગ્યો. રંગન્ના દરવાજા પાસે જ ઊભો છે.

"મેં કહ્યું, સાહેબ અંદર બેઠા છે. તો એ માણસ પેલી બાજુની ગલી પાસે ઊભી રાખેલી ગાડી નજીક ગયો. ગાડીમાંથી કોઈ બાઈ ઊતર્યાં અને સીધાં આવીને આપણા આંગણાવાળા ઓરડામાં બેસી ગયાં. પેલો જે માણસ આવ્યો છે તે સાથે એક ટોપલી પણ લાવ્યો છે. એ ટોપલીમાં સાહેબ, થોડી કેરીઓ છે. કેરીની ટોપલી અહીં મૂકીને એ માણસ પાછો ગાડી પાસે ચાલ્યો ગયો."

"બાઈ ક્યાં છે ?"

"આંગણાવાળા ઓરડામાં બેઠાં છે, સાહેબ !"

"અરે, હું આપણી બાઈનું પૂછું છું."

"માઈજી તો સાહેબ મંદિર તરફ ગયાં છે."

કોણ આવ્યું હશે ? દિલ જોરથી ધડકવા લાગ્યું. કેટલીવાર થઈ ? ક્યાં છે ? કહેતો હું ઊઠીને ચાલ્યો. બહારના ઓરડામાં કમલા બેઠી છે. નાડીઓનું સંચાલન રોકવા મેં કસકસાવીને મુઠ્ઠી વાળી. ગળા પર સો વીંછીઓએ આવીને ડંખ માર્યો હોય, એવી સ્થિતિ હતી મારી.

કમલાને એ વાત કદાચ યાદ હશે – કેમ નહિ હોય, બાકીની બધી વાતો ભૂલી ગઈ હશે – એ એક વાત એને જરૂર યાદ હશે. અત્યાર સુધીમાં મારા જૂઠું બોલવાની એને ખબર પણ પડી ગઈ હશે કારણ કે બહારના ટેબલ પર અમારાં

લગ્નનો ફોટો રાખેલો છે. ફોટોગ્રાફરે પોતાની કીર્તિ આખી દુનિયામાં ફેલાવવા માટે પોતાનું નામ, પોતાની દુકાનનું નામ, ફોટો પાડ્યાની તારીખ, મહિનો, વર્ષ મોટા મોટા આંકડા ને અક્ષરોમાં છપાવીને ફોટાનો અડધો ભાગ ઘેરી લેતું કાર્ડ તેના પર લગાડ્યું છે. ભીંત પર બીજી પણ કેટલીક છબીઓ છે.

હિન્દી ફિલ્મોના સિતારા, કૉન્ગ્રેસના પહેલા પ્રેસિડેન્ટ, રવીન્દ્રનાથ ઠાકુર આદિનાં ચિત્રો સાથે પોટ્ટિ શ્રીરામુલુની તસ્વીરવાળું કેલેન્ડર પણ છે.

"ક્યાંથી આવ્યાં ? કેટલી વારથી બેઠાં છો ?" એમ પૂછી ક્યાંક છાપાનો કોઈ કાગળ મળી જાય તો એ ફોટાનો તારીખવાળો ભાગ સંતાડવાના પ્રયત્નમાં હું આમતેમ જોવા લાગ્યો.

"આ ગામમાં અમારાં મોટાંકાકી રહે છે ! નાના ભાઈનાં લગ્ન માટે અમે છોકરી જોવા અહીં આવ્યાં છીએ."

"એમ !"

કોઈ છાપું કે કાગળ દેખાયાં નહિ. વળી હવે કશું કરવાનો અર્થ પણ નથી. મને એવી શંકા શા માટે થવી જોઈએ કે એણે ફોટા પરની તારીખ જોઈ હશે ? અને જોઈ પણ હોય, તો એને ફોટોગ્રાફરની દુકાન ખોલવાની તારીખ ગણાવી શકાય.

રંગન્નાને કૉફી લાવવાનું કહ્યું.

"રહેવા દો, હમણાં પીને જ આવી છું."

"કંઈ વાંધો નહિ. કૉફી જ છે ને ! છોકરી ગમી ?"

"છોકરાને ગમવી જોઈએ ને ?"

'ખરી વાત છે."

"મને આશા નહોતી કે આપણે આટલાં જલદી મળી શકીશું." અને તે હસી.

"હા, આટલાં જલદી ... પૃથ્વી ગોળ છે."

"આ સાડી એ દિવસની છે."

"હા એ જ છે તો. ખૂબ સરસ છે. તમને તો સાડીઓ વિશે સારી પરખ છે."

ગઈ વખતે કહેલી વાત ફરીથી કહેવાઈ.

"મારું નામ ભૂલી ગયા ?"

"ના રે ... કમલા."

"તો પછી 'તમે' તેમ કહો છો ?"

બન્ને હસ્યાં.

પાસે મૂકેલી ટોપલી ભણી જોયું.

"કેરી છે ?"

"હા, કેરી છે."

"મારા માટે લાવી છો ?"

તેણે સ્મિત કર્યું. પછી દીવાલ પર નજર નાખી.

"આ સાડી પણ ખૂબ સરસ છે. શું કમલમ્મા અહીં રહે છે ?" કહેતાં તેણે હેંગરમાં ભરાવેલી નીલ રંગની રેશમી સાડી તરફ જોયું.

જે થવાનું હતું તે થયું. હેંગર પર મારા કોટની પાસે એની સાડી પણ ટીંગાડેલી છે. મને મારી પત્ની પર ગુસ્સો આવ્યો. સાડીનો ભપકો બધાને દેખાડવા માટે જ કદાચ એણે બહારના ઓરડામાં મારા કોટ પાસે એ ટીંગાડી. અંદર એક કબાટ અને બે ટ્રંક છે, ત્યાં ક્યાંય સાડી મૂકવાની જગ્યા જ ન મળી ? લોકોએ બરોબર જ કહ્યું હતું. : ઘરવાળી હમેશાં પોતાના સૌંદર્ય અને પોતાની સજાવટમાં એટલી રચીપચી રહે છે કે ઘરની સજાવટ તરફ બિલકુલ ધ્યાન જ આપતી નથી.

"એ ... એ તો ... નથી."

"એટલે ? શું એ સાડી નથી ?"

"ના ના ... એ કમલમ્માની ... એટલે, નથી." હવે હું સમજી ગયો હતો કે બીજીવાર ખોટું બોલવાથી કોઈ લાભ નથી. ખબર પડી જ જશે, આઘાત ખમવો જ પડશે. આથી એ માટે તૈયાર રહેવું જ સારું.

"તને કદાચ ખબર નહિ હોય ... હમણાં જ મેં ..."

"કોઈ નવી સગી ?"

મને વળી વધારે ગુસ્સો આવ્યો. વાત કરવા માટે લાખો મુદ્દાઓ હોય ત્યારે આ જ સાડી વિશે ફરી ફરી વિગતથી પૂછ્યા કરવું એ સ્ત્રીસ્વભાવની સંકીર્ણતાનું દ્યોતક છે.

"ના, બીજું કોઈ નથી ... એ મારી પત્નીની છે," કહી હું એના પરથી નજર ખસેડી, ટેબલ પર રાખેલું કપડું લઈ આંગળી પર લપેટવા લાગ્યો. એણે પોતાનું આશ્ચર્ય કેવી રીતે પ્રગટ કર્યું હતું તે તરફ મેં ધ્યાન દીધું નહિ.

"તમારી ... પત્ની ..." કહેતાં એણે મારા ભણી આંગળી ચીંધી.

"એમાં નવાઈ જેવું શું છે ?"

"એ વખતે તો મને કહ્યું નહોતું. ઊલટાનું કહેલું કે એવી કોઈ વાત નથી." સામે ફોટો જોઈ અસલ વાત જાણી લીધી હોવા છતાં, જાણે કાંઈ જાણતી જ ન હોય એમ એ વાત મારા મોંએ સાંભળવા ઇચ્છે છે. કોને ખબર એમ કરીને તે ક્યો તમાશો જોવા માગતી હોય, કે પછી પોતાનો આક્રોશ વ્યક્ત કરવા ઇચ્છે છે. હું જો એમ કહું કે હજુ હમણાં જ મારાં લગ્ન થયાં છે તો એને વિશ્વાસ નહિ બેસે કારણ કે નવી નવી સાસરે આવેલી સ્ત્રીઓની સાડીઓ બહારના ખંડ સુધી પહોંચી શકતી નથી. હવે સાચું જ કહેવું છે તો પૂરેપૂરું સાચું કહેવું જ ઠીક.

"હા, ખરી વાત છે."

"કઈ વાત ખરી છે ?"

"થઈ ગયાં છે, થઈ ગયાં છે."

"કેમ ?"

"બધા જુવાન છોકરાઓનાં થાય છે તેમ."

"એ વાત નથી પૂછતી. તે દહાડે એવું કેમ કહ્યું હતું ?"

ખબર નથી કેમ કહ્યું હતું. એ વખતે એમ કહેવાની ઇચ્છા થયેલી."

"કમાલ છે !"

"તને ખબર છે ?"

"મને શાની ખબર હોય ?"

રંગન્નાએ કૉફી ટેબલ પર મૂકી. કમલાએ કહ્યું : "હું નહિ પીઉં."

"ભલે તો કેરી કાપી આપું," કહી મેં કેરીની ટોપલી મારા તરફ ખેંચી. કમલાએ એને પોતાની તરફ ખેંચી લીધી. મેં રંગન્નાને પાન લાવવા બહાર મોકલી દીધો.

કમલા ઊભી થઈને બહાર ફાટક પાસે ખુરસી પર બેસી ગઈ. તે ગુસ્સામાં

છે. ઈર્ષ્યાથી સળગતી આંખો તે વારંવાર ઉઘાડમીંચ કરે છે. એનું કપોળ લોહીથી લાલ બની ગયું છે. ઉપહાસને સહી લેવાને અસમર્થ એનાં ભવાં ખેંચાઈને ઉપરની ચામડીને પોતાની તરફ ખેંચી રહ્યાં છે. કદાચ તે એમ વિચારે છે કે એને એકલી પાડી દઈ, મારી પત્ની સાથે મળી હું એને છેતરી રહ્યો છું.

"પેલો સામે ફોટો છે ને ... એ જ –" મેં કહ્યું.

"ખબર પડી ગઈ છે. હું સમજું છું કે મને જૂઠું કહીને તમે મનમાં ને મનમાં ખુશ થાઓ છો." એના વાક્યમાં ઘણી બધી ઈર્ષ્યા અને ઉપાલંભ પ્રગટ થાય છે. હું પણ થોડાક મહિના હેરાન થયેલો. આથી મેં બધી બાબત માટે મારી જાતને તૈયાર કરી જ લીધી હતી. એને હું કોઈક નાટકના પાત્રના રૂપમાં જોઉં છું.

"તારે એમ નહિ માનવું જોઈએ. એ વખતે મને એવું લાગ્યું ને મેં કહી દીધું. હું બધું સમજું છું."

"કદાચ તમને અને તમારી પત્નીને એ વાતનો ગર્વ થતો હશે કે તમે લોકોએ કોઈ મોટો ચમત્કાર કર્યો છે."

"એને વચ્ચે ન લાવ."

"વાહ રે વાહ ! ... પત્નીનું નામ લેતાં કેટલું પૌરુષ ? કેટલો રોષ ?"

"ચુપ કમલા, ચુપ ! જે કાંઈ કહેવું હોય તે મને કહે. હું તૈયાર છું. એની વાત ન કર. એને કંઈ જ ખબર નથી."

"તમે મારી સાથે જૂઠું બોલો છો તો તમારી પત્ની સાથે નહિ બોલતા હો ? મને તમે છેતરી છે, એ વિશે આટલી ખુશી મનાવવાની કાંઈ જરૂર નથી. આ રીતની ચાર જૂઠી વાતો શીખવી દેશો તો તમારી પત્ની પણ તમને આ રીતે છેતરી શકશે."

આ સાંભળી મને બહુ દુઃખ થયું. કમલામાં મારી સાથે આવી હલકી રીતે વાત કરવાની હિંમત શી રીતે આવી ? હું જૂઠું બોલ્યો તે કારણે જ ને ? સ્ત્રીઓને આગળ વધવા દીધી તો પછી પૂછવું જ શું ... બધા લોકો જાણે છે.

"એવી વાત ન કહે કમલા, હું તારી માફી માગું છું."

પણ હું જેટલો દબાતો જાઉં છું અને વિનમ્રતાથી જવાબ આપું છું એટલો જ તેનો આક્રોશ વધતો જાય છે. હું જરા ગંભીર થઈ કડકાઈથી જવાબ આપવા લાગ્યો તો –

"ભણેલા-ગણેલા, ઘરબારવાળા માણસ છો, આ રીતે જૂઠું ..."

"બહુ કષ્ટ પડ્યું. હવે થોડી કૉફી લે ને !" એને વચ્ચે ટોકીને મેં કહ્યું.

"કોને ખબર કેમ, મારી અંદરનું હાસ્ય ઊભરાઈને હોઠ સુધી આવ્યું અને પછી આંધીમાં વીજળીની જેમ બહાર આવી પડ્યું."

કમલા ઊઠીને ઊભી થઈ ગઈ.

ટેબલ-ખુરસી સંભાળતો હુંયે ઊભો થઈ ગયો.

"આટલું હસવાની જરૂર નથી. જાણે તમે એકલાએ જ કોઈ મોટો મીર માર્યો હોય. તમને મનમાં કદાચ એમ છે કે જાણે લગ્ન તમારા એકલાંના જ થયાં છે, બીજા કોઈનાં નથી થયાં. તમારાં લગ્ન એક વર્ષ પહેલાં થયાં હોય તો મારાં એથી યે પહેલાં થયાં છે. જે કારણથી તમે જૂઠું બોલ્યા હતા એ જ કારણે હું પણ જૂઠું બોલી હતી. હવે મને હસવું આવે છે. પણ હું તમારી જેમ મોટેથી હસી શકતી નથી. ..."

મને જવાબ આપવાનો મોકો દીધા વિના તે ચાલી ગઈ. આપણું ચાલે તો રડવું અને ન ચાલે તો હસવું – એવું કંઈક ગણગણવાનો અવાજ આવ્યો. હું પણ પાછળ પાછળ ગયો. રંગન્ના પાન લઈ આવ્યો હતો. એ તો ગાડીમાં જઈને બેસી ગઈ. હું આશ્ચર્યચકિત થઈ ગયો. મને હળવું હળવું લાગવા માંડ્યું. મારા અસત્યરૂપી પાપમાં મારી સાથે ભાગીદાર પણ છે. મને થયું, હું માનતો હતો તેટલો બધો ખરાબ માણસ હું નથી. મને લાગે છે બધા લોકો કદાચ આવા જ હશે. આ સચ્ચાઈ જાણવા માટે આટલું ખોટું બોલવું પડ્યું તો એમાં ખરાબ શું ? કમલા પ્રત્યે મારા મનમાં કોઈ ક્રોધ નથી. સ્ત્રીને ગુસ્સો આવે તો તેનો બદલો લેવામાં ઘણી મુશ્કેલીઓ હોઈ શકે. પણ પ્રત્યેક પળે તે ઉંમરમાં વધતાં વધતાં વૃદ્ધત્વમાં પ્રવેશ કરી રહી છે, એ કલ્પનાથી પોતાના મનને આશ્વાસન આપવામાં તો કશી મુશ્કેલી નડતી નથી. મેં સડકના ખૂણા સુધી નજર નાખી. મારી પત્ની માથું ઝુકાવી મંદિરથી આવી રહી હતી.

કેરીની ટોપલી ગાડીમાં મૂકી આવવાનું રંગન્નાને કહી હું અંદર ચાલ્યો આવ્યો. એ વાત તો નક્કી છે કે મારી પત્નીને આ બધી બાબતો આપોઆપ જ જણાઈ જવાની છે, તો બીજાઓ એને કહે એ પહેલાં હું જ મારી પત્નીને આ બધું કહી દઉં–કદાચ એમાં જ મારું ભલું છે.

# પાર્વતી-પરિણય

**કોડકિટગંટિ કુટુંબરાવ**

પ્રજાપતિ દક્ષની એક પુત્રી ઉમાએ પોતાના પિતાની ઇચ્છા વિરુદ્ધ જઈને શંકર સાથે લગ્ન કર્યાં. દક્ષને જમાઈના રૂપમાં શંકર પોતાની પ્રતિષ્ઠાને અનુરૂપ ન લાગ્યા, આથી તેમણે પોતાને ત્યાં યોજાયેલા યજ્ઞમાં ઉમા અને શંકરને આમંત્રણ આપ્યું નહિ. શંકરની સલાહ ન માનતાં, ઉમા વગરબોલાવ્યે પિતાના યજ્ઞમાં ગઈ અને ત્યાં અપમાનિત થતાં, યજ્ઞકુંડમાં પડીને ભસ્મસાત્ થઈ ગઈ.

રોજિંદા જીવનમાં આના કરતાં વધારે સ્વાભાવિક ઘટના ન બની શકે. અનેક દેશોમાં, અનેક સમયે, અનેક ઉમાઓ, અનેક શંકરો સાથે લગ્ન કરીને અનેક યાતનાઓ અને અપમાનો વેઠી ચૂકી છે.

તોપણ આ પૌરાણિક ઇતિવૃત્ત વિશે મારા મનમાં છેલ્લા થોડા દિવસોથી શંકા પેદા થવા લાગી છે. ઉમાએ શું ખરેખર શંકર પ્રત્યેના પ્રેમ અને આદરની લાગણીથી પ્રેરાઈને શંકર સાથે લગ્ન કરેલાં ? કે પછી અસંસ્કારી પ્રથમગણ અને સભ્યતાથી અજાણ શંકર પર આધિપત્ય સ્થાપવા માટે આ લગ્ન કરેલાં ? શંકરની સલાહની અવગણના કરીને પિતાને ઘેર જવામાં ઉમાનું માત્ર ભોળપણ હતું કે એ કામ તેણે જાણીબૂજીને કરેલું ? અને એક શંકા એ પણ હતી : ઉમા ખરેખર યજ્ઞકુંડમાં કૂદી પડી હતી કે રસોડામાં જઈને છુપાઈ ગઈ હતી ?

ઉમા અને શંકરની અતિ પવિત્ર આખ્યાયિકા વિશે મારા મનમાં આવી ઘૃણિત શંકા કેમ જન્મી રહી છે તેનું કારણ, હવે પછી હું જે કહેવાનો છું તેના પરથી તમે પોતે જ સમજી શકશો. મને તો ખાતરી છે કે જ્યાં ક્યાંય પણ ઉમા અને શંકરનાં લગ્ન થાય, એનું પરિણામ દક્ષ કે ઉમા માટે પ્રતિકૂળ નહિ હોય. એનાં ખરાબ પરિણામ આવશે શંકર માટે.

પાર્વતી રામકોટિની દીકરી છે. રામકોટિ નાનપણથી સુધારાવાદી છે. એમણે

બાળપણમાં વીરેશ લિંગમ્‌ને ઘણીવાર જોયા હતા. થોડા મોટા થતાં ગાંધીના સુધારાવાદે પણ એમને આકર્ષ્યા હતા. કૉન્ગ્રેસના આંદોલન સાથે કશો સંબંધ ન હોવા છતાં તે ગાંદીના ભક્ત તરીકે ઓળખાવામાં સમર્થ બન્યા.

અહીં એ જણાવી દેવું જોઈએ કે રામકોટિના સુધારાવાદ અથવા બીજા કોઈ સુધારાવાદમાં મને શ્રદ્ધા નથી. એનું મુખ્ય કારણ એ છે કે આ સુધારાવાદોનું વ્યાવહારિક રૂપ કેવા પ્રકારનું હશે તે કહેવાનું મુશ્કેલ છે. રામકોટિએ ઘણા વિધવાવિવાહમાં સહાય કરી, એવાં ઘણાં લગ્નોમાં હાજર પણ રહ્યા, પણ એમણે કોઈ વિધવા સાથે લગ્ન ન કર્યાં. એક સાધારણ કન્યા સાથે. તે પણ તે રજસ્વલા થાય તે પહેલાં – એમનાં લગ્ન થયાં. એટલા માટે નહિ કે વિધવા આશ્રમોમાં કોઈ યોગ્ય સ્ત્રી મળી નહિ. એમણે ઘણી વિધવાઓને જોઈ પણ હતી, પણ એમાંથી એકેયનાં રૂપરંગ એમના મનમાં વસ્યાં નહિ.

એમના કોઈ મિત્રે જ્યારે એમનાં લગ્નની ટીકા કરી ત્યારે રામકોટિએ એ મિત્રને જવાબમાં લખ્યું હતું : જે લોકો એમ કહે છે કે હું વિધવા સ્ત્રી સાથે લગ્ન કરવા નથી માગતો એમના મોંમાં કીડા પડશે. લગ્ન કેવળ સામાજિક દૃષ્ટિથી જ યોજાવાં જોઈએ એમ હું માનતો નથી. એમાં લગ્ન કરનાર વ્યક્તિની પોતાની અભિલાષાઓનું પણ મુખ્ય સ્થાન છે. વિવાહ તો મુખ્યતઃ વ્યક્તિગત હોય છે, પાછળથી એ દ્વારા સમાજ સાથે સંબંધ થાય છે. મને જે છોકરી ગમી, એની સાથે મેં લગ્ન કર્યાં. એ વિશે કોઈ ટીકાટિપ્પણી કરવાની કે ખંડનમંડન કરવાની કોઈને જરૂર નથી.

રામકોટિ આ રીતે પોતાના આચરણનું સમર્થન ભલે કરે, પણ એમના આ નિવેદન પર વિશ્વાસ મૂકવાની આપણને કશી જરૂર નથી. રામકોટિની પત્નીને મેં ભરયૌવનમાં જોઈ હતી. એનામાં કોઈ વિશેષ આકર્ષણ નહોતું. જે લોકોએ એ દિવસોમાં એને ન જોઈ હોય તેઓ આજે પાર્વતીને જોઈ લે. પાર્વતી એકદમ એની મા પર ઊતરી છે. રામકોટિના કહેવા મુજબ એમણે જે વિધવાઓને જોઈ હશે તે આનાથી પણ કદરૂપી સ્ત્રીઓ હશે. મારી વાત પર તમને કદાચ વિશ્વાસ નહિ બેસે. પણ ખરી વાત એ છે કે જ્યાં સુધી રામકોટિ સુધારાવાદની વિરુદ્ધના પોતાના આચરણના ટેકામાં પુરાવો રજૂ ન કરી શકે ત્યાં સુધી સુધારામાં મને શ્રદ્ધા બેસવાની નથી.

રામકોટિના સુધારા વિશે મારા મનમાં એક સંદેહ છે, જેનું સમાધાન હજુ

સુધી થયું નથી. તે વિધવાવિવાહ, આંતરજ્ઞાતીય લગ્ન, હરિજનો સાથે સહભોજન વગેરે ઘણાં સુધારાવાદી કાર્યોની હિમાયત કરે છે, પણ એમનાં જે જૂની પરંપરાના કટ્ટર રૂઢિવાદી સગાંસબંધીઓ છે એ લોકો સાથે એમને કદી મતભેદ કે સંઘર્ષ થયો નથી. આનું શું કારણ હશે ? એમણે પોતે અથવા એમના કોઈ ભાઈ કે કોઈ બહેને અથવા એમનાં બાળકોમાંથી કોઈએ અથવા એમના પુત્ર રમાપતિએ બીજું કંઈ નહિ તો ઓછામાં ઓછું, આંતરજ્ઞાતીય લગ્ન કેમ ન કર્યાં ? એનું કારણ શું હોઈ શકે ? આટલા દિવસ પછી હવે પાર્વતીએ કોઈ હરિજન સાથે લગ્ન કર્યાં તો એના આધાર પર 'રામકોટિ જેવા સુધારાવાદી બીજા પેદા થવાના નથી,' એ વાતમાં લોકોને વિશ્વાસ બેસાડવા માટે તેમણે જે પ્રયાસ અને પરિશ્રમ કર્યા હતા, તેનાથી હું અજાણ નથી. એનો ઉલ્લેખ તો કરવો જ જોઈએ.

પાર્વતીને હું ખૂબ ઓળખું છું. એની મનોવૃત્તિઓ મને ક્યારેય સારી નથી લાગી. પણ એ માટે હું એને દોષિત ઠરાવતો નથી. તે જોવામાં સુંદર નથી, શરીરે પણ નબળી જ દેખાય. આથી તે પોતાની સુંદર તંદુરસ્ત સખીઓની મનમાં ઈર્ષ્યા કરતી હતી. તે પોતે પણ એમના જેવી દેખાવમાં મનોહર લાગે તે માટે તે ઘણા પ્રયત્નો કરતી હતી. તેરચૌદ વર્ષની ઉંમરમાં જ તે એક ખરાબ આદતનો ભોગ બની ગઈ. એ આદત હતી પુરુષોને આકર્ષિત કરવાની પોતાની શક્તિનું પારખું કરવાની. હું એનાથી વીસ વરસ મોટો છું, પણ એણે મને પણ છોડ્યો નહિ. હું મનોવિજ્ઞાનનો વિશેષજ્ઞ ન હોત તો હું એના પર નારાજ થઈ જાત. થોડીઘણી અક્કલ મારામાં ન હોત તો ધાંધલ મચી જાત. પણ મેં પાર્વતીને સમજાવીકારવીને કહ્યું : "સ્ત્રી ભલે ગમે તેટલી કુરૂપ હોય, કોઈને કોઈ પુરુષને તો તે આકૃષ્ટ કરી જ શકે છે. જ્યાં સુધી આ શરીર છે, ત્યાં સુધી શરીરના પ્રલોભનમાં પડનારાં શરીર પણ હોવાનાં જ."

"ઓહો, તમે તો મોટી તત્ત્વજ્ઞાનની વાતો કરો છો ને શું ?" કહીને પાર્વતીએ ઉપાલંભ આપ્યો. એ દિવસથી તે મારી પર નારાજ છે.

પાર્વતી તેના મોટા ભાઈ રમાપતિના બધા મિત્રો પર પોતાની આકર્ષણ-શક્તિ અજમાવી જોતી હતી. છોકરાંઓમાં જ્યારે આ પ્રકારનું માનસિક પરિવર્તન થાય ત્યારે માબાપ એને ઓળખવાને અસમર્થ નીવડે તો તે ખરેખર અંધ જ કહેવાય. મને આશા હતી કે પાર્વતીને એનાં માબાપમાંથી કોઈ વખત

આવ્યે જરૂર સમજાવી શકશે. એવું ન બન્યું ત્યારે, પાર્વતી ક્યાંક મુસીબતમાં ભેરવાઈ પડશે, એવી સંભાવનાથી હું આશંકિત બની ગયો.

છેવટ કાંઈ થયું નહિ. લાગે છે કે પાર્વતી સાવ જ વિવેકરહિત નથી. કેટલે દૂર જવું, પોતાને કેવી રીતે બચાવી લેવી, એ કદાચ તે જાણે છે. ગમે તેમ, પાર્વતી પોતાના પર કોઈ કાળી ટીલી ન લાગે અને પરિસ્થિતિ વિષમ રૂપ ધારણ ન કરે એ વાતની અત્યંત સાવધાનીથી સંભાળ રાખતાં રાખતાં તેરચૌદ વર્ષ સુધી બચતી રહી ... શંકરમ્ સાથે એનાં લગ્ન થયાં ત્યારે તેને સત્તાવીસ વર્ષ પૂરાં થયાં હતાં.

શંકરમ્ અને રમાપતિ ચાર વર્ષ સુધી કૉલેજમાં જોડે ભણ્યા હતા. હું માનું છું કે પિતા રામકોટિ કરતાં પુત્ર રમાપતિ વધારે સંસ્કારી છે. શંકરમ્ હરિજન છે એ જાણીને રમાપતિ એની સાથે હળતોમળતો. હરિજનો પ્રત્યે દયા દેખાડનારા કેટલાક લોકો શંકરમ્‌ને પોતાની ઉદારતાથી પરિચિત કરાવવા માટે એની સાથે મિત્રતાનો વ્યવહાર કરતા હતા. શંકરમ્ એમને માનવ નહિ, દેવતુલ્ય ગણતો હતો અને એ લોકો પણ એની એવી ભાવનાથી ઘણા પ્રસન્ન થતા હતા. શંકરમ્ એમનું દેવત્વ ક્યાંક ભૂલી ન જાય એ ભયથી કદાચ એ લોકો પળે પળે કોઈને કોઈ રીતે શંકરમ્‌ને યાદ દેવડાવ્યા કરતા કે તે હરિજન છે.

આ મિત્રો અને રમાપતિ વચ્ચે જે તફાવત હતો તે ઘણા દિવસ સુધી શંકરમ્‌ને સમજાયો નહોતો. ઊલટાનું રમાપતિ કરતાં તેને એ લોકોમાં ત્યાગશીલતા વધુ દેખાતી હતી. એનું કારણ એ હતું કે રમાપતિ સાથે રહેતાં તેને એ બાબતનું સહેજે ધ્યાન રહેતું નહિ કે પોતે હરિજન છે અને પોતાનું સામાજિક સ્તર કંઈક નીચું છે. બીજાઓની પાસે હોય ત્યારે એ વાત ભૂલી જવાનો કોઈ અવકાશ જ રહેતો નહિ.

પણ શંકરમ્ તદ્દન અણસમજુ નથી. સદીઓથી દબાવવામાં આવેલી એની જાતિની પ્રતિભા અને ચેતના અવસર મલતાં એનામાં ઊભરાઈ ઊભરાઈને પ્રગટ થતી હતી. એના દાદા–વડદાદા કેવું જઘન્ય જીવન વિતાવતા હતા એ વાત તે એટલે ઊંડેથી સમજી ગયો હતો કે એને શબ્દોમાં પ્રગટ કરી શકતો નહોતો. એ લોકોનું જીવન બળદગાડીની જેમ ચાલતું હતું તો હવે એનું જીવન વિમાનની ગતિથી ચાલે છે. પોતાની જાતિવતી તે પ્રત્યેક ક્ષણે નવું રાજ્ય હાંસલ કરી રહ્યો છે અને નવો સંસાર વસાવી રહ્યો છે. સ્વાસ્થ્યની પણ ઉપેક્ષા કરાવતી આ

અદ્‌ભુત પ્રસન્નતા તેને ઘણીવાર આત્મવિભોર બનાવી દેતી. ક્યારેક ક્યારેક તે એટલો ખુશ થઈ જતો કે પોતાને સંભાળી શકતો નહિ. પોતાના નામની આગળ બી.એ. લખાશે. થોડી વધારે મહેનત કરવાથી એમ.એ. પણ લગાડી શકાય. તે પછી એને નોકરી મળશે. અને પછી આ સભ્ય દુનિયામાં તેને સ્થાયી પ્રતિષ્ઠા મળશે. અને પછી તે પણ રમાપતિની જેમ જીવી શકશે. કાંઈક સંસ્કારી પત્ની મળી જાય તો તો પછી કોઈ બાબતની ખામી નહિ રહે. એનાં બાળકોને એની જેમ જીવવાની ફરજ નહિ પડે. કેટલું પરિવર્તન ! ક્યાંથી ક્યાં ?

શિકારનો ભોગ બનનાર જાનવર પ્રાયઃ શંકાશીલ હોય છે. બની શકે ત્યાં સુધી શંકરમ્ એ જાણવાનો હમેશાં પ્રયત્ન કરતો કે એની સાથે મિત્ર જેવો વ્યવહાર કરનારાઓમાં સાચા મિત્ર કોણ છે અને લેશ પણ આદરની ભાવનાવિહોણા બનાવટી મિત્ર કોણ છે. તે સમજી ગયો કે રમાપતિ સૌથી સારો અને સાચો મિત્ર છે. આ વાતની એને ખબર પડી ત્યાં સુધીમાં એ બન્નેનું કૉલેજનું ભણવાનું પણ પૂરું થઈ ગયું હતું.

ભણવાનું પૂરું કરી શંકરમે જીવનમાં પ્રવેશ કર્યો ત્યાર પછી જ એની વાસ્તવિક ઉન્નતિ થવા લાગી. કાર્યવશ એને અધીન કેટલાક લોકોનું કામ કરવું, એના પ્રત્યે એમનો આદરપૂર્ણ વિનમ્ર વ્યવહાર, એની આવડત વિશે એ લોકોમાં આપસમાં થતી ચર્ચા–આ બધી બાબતોએ ધીરે ધીરે એનામાં આત્મવિશ્વાસની લાગણીની વૃદ્ધિ કરી. એમ લાગ્યું કે તે જાતિભેદ અને છૂત–અછૂતમાંથી મોકળો થઈ ગયો છે. એના સાથી અધિકારીઓ પણ હતા. એ તો જાતિભેદને જરાય માનતા નહોતા. ઉપરાંત, શહેરી જીવનથી ટેવાવાને કારણે ભૂતકાળને સાવ ભૂલી જવાનું એને માટે શક્ય બન્યું. આ વીતી ગયેલું જીવન ક્યારેક ક્યારેક એને ત્યાં આવતાં એનાં સગાં–સંબંધીઓ દ્વારા તાદૃશ થતું, પણ બને ત્યાં સુધી તે તેમનાથી દૂર રહેવાના પ્રયત્નો કરતો.

એકવાર ક્યાંકથી તેને એક પત્ર મળ્યો. પત્ર લખનાર કોઈ હરિજન જ હશે– "તમે મુક્તિની વાત વિચારો છો, પણ તમારા લોકોથી તમે દૂર જઈ રહ્યા છો. તમે તમારું ભાગ્ય તમારા લોકોની સાથે વહેંચીને કેમ નથી ભોગવતા ? હૃદય પર હાથ મૂકીને વિચાર કરો, કે તમારી જાતિનો ઉદ્ધાર કરવા માટે તમે શું કર્યું છે !"

પણ શંકરમ્ કોઈના વિશે વિચારવા નહોતો માંગતો.. જીવનમાં કોઈ પણ

માત્રામાં સ્થાયી યશ મેળવવાની એની ઈચ્છા નહોતી. તે હજુ વધારે આગળ જવા માંગતો હતો.

કૉલેજનું ભણવાનું પૂરું થયા પછી શંકરમ્ અને રમાપતિ કોઈ હૉટેલમાં મળ્યા. રમાપતિ શંકરમ્‌ને ઓળખી ન શક્યો. શંકરમે રમાપતિને ઓળખી લીધો. જીવનમાં શંકરમે જે સારી સ્થિતિ અને ઉન્નતિ પ્રાપ્તિ કરી હતી તે જોઈને રમાપતિ ઘણો પ્રસન્ન થયો. રમાપતિએ શહેરમાં વકીલાત શરૂ કરી હતી. હવે તો તે ઍડવોકેટ છે.

"અમે ટ્રિપ્લિકેનમાં છીએ. એકવાર અમારે ત્યાં આવ ને ! બધા લોકો તને જોઈને રાજી થશે," પોતાનું વિઝિટિંગ કાર્ડ આપતાં રમાપતિએ કહ્યું.

બીજે દિવસે સાંજે શંકરમ્ પોતાની ગાડીમાં રમાપતિને ઘેર જઈ પહોંચ્યો. રમાપતિએ એને અંદર લઈ જઈને બેસાડ્યો. થોડીવારમાં પાર્વતી બન્ને માટે કૉફી લઈ આવી.

લોકોની તારીફ કરવામાં પાર્વતી ઘણી બધી ચતુર છે. "તમે બન્ને સાથે ભણતા હતા, એ વાત મારે ગળે ઊતરતી નથી. તમે તો મારા ભાઈથી પાંચ-છ વર્ષ નાના લાગો છો. મારી વાત પર ભરોસો ન બેસતો હોય તો બીજા કોઈને પૂછી લો," કંઈક વાત નીકળતાં પાર્વતીએ કહ્યું.

બીજા એક પ્રસંગે એણે કહ્યું : "તમે હરિજન છો એવું કોઈ માને જ નહિ. મને મૂરખ બનાવવા માટે કદાચ મારા ભાઈ જૂઠું બોલે છે. તમારી વાત કરવાની રીતથી તો આ વાતની સહેજે ખબર પડતી નથી."

પાર્વતીએ શંકરમ્ સાથે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો કે નહિ, તે હું નથી કહી શકતો. પણ એટલું તો નક્કી કહી શકું કે આગળ-પાછળનું બધું સમજી વિચારીને, લાભહાનિનો હિસાબ માંડીને જ એણે આની પર વિચાર કર્યો છે. પણ પાર્વતીની કુશળતા એ છે કે પોતે શંકરમ્ સાથે લગ્ન કરવા માગે છે એ વાતની આશંકા એણે સૃષ્ટિકર્તાના મનમાં પણ ઊઠવા દીધી નહિ.

શંકરમ્‌ને પોતાની જાળમાં ફસાવવા તેણે બીજી કઈ કઈ ચાલબાજીઓ અજમાવી, એનું અનુમાન સુધ્ધાં થઈ શકે એમ નથી. અને એ કામ એટલું સહેલું પણ નથી. એની અને શંકરમ્‌ની વચ્ચે જે જ્ઞાતિગત આડ છે, અંતર છે, એનો ખ્યાલ શંકરમ્‌ના મનમાંથી દૂર કરવાનો છે. એને વિશ્વાસ બેસવો જોઈએ કે પોતે

આ પ્રકારની દરખાસ્ત મૂકશે તો કદાચ પાર્વતી સ્વીકારશે. પણ પાર્વતીએ પોતાની તરફથી એની તરફ એક ડગલુંયે આગળ ન ભરવું જોઈએ. આ બધું પાર્વતીએ કેવી રીતે સંભાળી લીધું તે હું કહી શકતો નથી, પણ સંભાળી લીધું જરૂર એ તો કહી શકું છું.

પૂરા એક વર્ષ સુધી પાર્વતી સાથે સંપર્ક સ્થાપ્યા પછી, વચમાં એની સાથે ઘણીવાર ફરવા ને ફિલ્મ જોવા ગયા પછી, એક દિવસ રમાપતિના પરિચિત અને રમાપતિને ઘેર ઘણીવાર દેખાતા એક મિત્રને શંકરમે કહ્યું : "આંતરજ્ઞાતીય લગ્નોમાં હું માનું છું. આ પ્રકારનાં લગ્નો થશે ત્યારે જ આપણો સમાજ બદલાશે."

બસ, આટલી સરખી વાતે લોકોના હૃદયમાં આગ ભડકાવી દીધી. શંકરમ્‌ને થોડુંઘણું જાણતા અને રમાપતિને ઘેર અવારનવાર આવતા કેટલાક મિત્રોએ સલાહ આપી : "ભાઈ રમાપતિ, તેં તો તારે ત્યાં અજગરને જગ્યા આપી છે. આવડો આ તો કોઈ બ્રાહ્મણ છોકરી સાથે લગ્ન કરવાની તાકમાં છે. ઉપરથી સીધો છે, પણ અંદર કોને ખબર કેવા કેવા વિચાર ધરાવે છે ... ખરું પૂછો તો આ ચમારડાને નજીક બોલાવવા તે જ ખોટું છે. પાર્વતીને ચેતવજે કે શંકરમ્‌ની સાથે સંભાળીને વર્તે."

એ લોકોની બધી વાતો હું કહેતો નથી. દુર્ભાગ્યે હું પણ એ લોકોમાંનો એક છું. આથી ડરને લીધે એ લોકોનો ઉકરડો ખોલીને બતાવતાં અચકાઉં છું. પણ એક વાત ખરી છે. આ બધા લોકો બહારથી જાતિભેદનું ખંડન કરનારા જ છે. શંકરમ્ જો પોતાને ખર્ચે એ લોકોને હૉટેલમાં ખવડાવે કે પોતાને ઘેર બોલાવી કોફી પીવડાવે તો બધા રાજી રાજી થઈને સ્વીકારે તેવા છે એમાં કશો જ સંદેહ નથી.

રમાપતિ એમનામાંના કોઈનીયે સાથે સંમત થયો હોય એમ હું માનતો નથી. પણ આ લોકોની વાતોની એના પર અસર જરૂર થઈ. એણે પાર્વતીને સંકેત કરતો હોય તેમ કહ્યું : "શંકરમ્ કોઈ બ્રાહ્મણ છોકરી સાથે લગ્ન કરવા માગે છે."

"નોન્સેન્સ ! એમાં ખોટું શું છે ? કોઈની સાથે લગ્ન કરવાનું જો નક્કી કર્યું હોય તો જરૂર કરવાં જોઈએ. લગ્ન વિનાની ઘેર બેઠેલી સ્ત્રીઓ લાચારીમાં કોઈ નાલાયક માણસને પરણી બેસે એને બદલે આવા લોકો સાથે લગ્ન કરે તો આ લોકો એમને ફૂલની જેમ માથે ચડાવે અને એમનું કહ્યું માને."

પાર્વતી આ વાત પોતાને જ ધ્યાનમાં રાખીને કહે છે, એ વાત રમાપતિ સમજી ગયો. અસલમાં છેલ્લાં દસ-બાર વર્ષથી પાર્વતીનાં લગ્નની કોઈ વાત જ ચાલતી નહોતી.

ત્યાર પછી થોડા દિવસે શંકરમે પાર્વતી પાસે લગ્નની વાત મૂકી. પાર્વતીએ કહ્યું : "ઘરનાં બધાં રાજી હોય તો ... મને કોઈ વાંધો નથી."

ત્યાર પછી પંદર દિવસ સુધી પાર્વતી પોતાનાં માબાપ સાથે સતત ઝગડતી રહી. આ ઝગડાના અનુસંધાનમાં રામકોટિએ ઘણા લોકોને પોતાના તરફદાર બનાવી પાર્વતીને કહેવડાવ્યું કે આ ખોટું છે. એમને દગો દેનાર હું એકલો હતો.

મેં કહ્યું : "પાર્વતી શંકરમ્ સાથે લગ્ન કરશે તો નુકસાન શંકરમ્‌ને થશે."

છેવટ કોઈનું કંઈ ચાલ્યું નહિ. પાર્વતીએ કહ્યું : "તમે લોકો રાજીખુશીથી હા નહિ પાડો તો અમારે ઇચ્છા વિરુદ્ધ લગ્ન કરવાં પડશે." ત્યારે છેક રામકોટિએ નમતું આપ્યું.

લગ્ન થઈ ગયાં. જાણે કોઈ બહુ મોટું કામ કર્યું હોય અને પતનોન્મુખ સમાજનો ઉદ્ધાર કર્યો હોય એમ રામકોટિએ આ વાતનો બધા લોકોમાં પ્રચાર કર્યો અને કેટલાક ભલાભોળા લોકોમાં એવો વિશ્વાસ પણ જન્માવ્યો.

ખબર નથી, શંકરમ્ પોતાના સપનાંના સ્વર્ગમાં કેટલા દિવસ રહ્યો. પાર્વતી ધીરે-ધીરે એને નરકનું રૂપ દેખાડવા લાગી. શંકરમ્‌ની ટેવોને એકદમ બદલી નાખવાનો તેણે સંકલ્પ કર્યો. એના કુટુંબના બધા લોકોને એણે એનાથી દૂર કરી દીધા. સેંકડો ઘેરા રચી, એમાંના એક પણ ઘેરામાંથી તે સહેજ પણ બહાર નીકળે તો એની સાથે લડવા લાગી. શંકરમે જીવનમાં પહેલાં ક્યારેય આટલી દાસતાનો અનુભવ કર્યો નહિ હોય. ઘણા દિવસ સુધી તેણે આ બધું સહ્યું. વિદ્રોહનો કદી સૂર ન કાઢ્યો. ઘણીવાર પાર્વતીની અહંભાવનાં પાસે તેણે માફી માગી. એનો અનુગ્રહ મેળવવા કેટલી હદ સુધી પોતાને અભિમાન છોડવું પડશે, કદાચ એ વાત જાણવાનો પ્રયત્ન કર્યો. પણ કશું વળ્યું નહિ. ઘણો વિચાર કરવા છતાં પાર્વતી એને જેટલો દૂષિત માનતી હતી એટલા દોષ એને પોતાનામાં દેખાયા નહિ. તેણે પોતાની જાતને સમજાવવાના ભરપૂર પ્રયત્નો કર્યા કે પાર્વતી તેના કરતાં વધારે સંસ્કારી છે.

એક દિવસ બન્ને વચ્ચે ઉગ્ર બોલાચાલી થઈ. એ દિવસે શંકરમે ધીરજ ખોઈ દીધી. લાંબા સમય સુધી તેણે સહિષ્ણુતા દાખવી હતી. એને થયું, હવે પાર્વતીએ

સહિષ્ણુતા દાખવવી જોઈએ. એનો ખ્યાલ એમ હતો કે પોતે આગળ વધશે તો પાર્વતી પાછળ ખસી જશે. પણ એવુંયે બન્યું નહિ. તે ગમે તેટલો દૂર જાય, પાર્વતી એથી પણ આગળ જવા તૈયાર દેખાઈ. અને તે ગઈ પણ ખરી– તેને પિયર.

પાર્વતીની સાથે રહીને તેને જે મળ્યું એને નરકનું નામ અપાય તો પાર્વતીના ગયા પછી તે જેનો અનુભવ કરે છે એનું વર્ણન કરવા એની પાસે શબ્દ નથી. ઓરડામાં એકલો બેસીને તે રડી પડ્યો – પાર્વતી માટે નહિ; પોતે ખોઈ દીધેલી શાંતિ માટે, બીજાને અર્પિત કરી દીધેલ સહિષ્ણુતા માટે, અત્યારે અનુભવાતી અપમાનની,લાગણી માટે.

બેત્રણ દિવસ સુધી ખાવા-પીવા-ઊંઘવાનું છોડીને ગાંડા જેવો થઈ ગયો અને પત્નીને મળવા ગયો. તે કંઈક વિચિત્ર દેખાઈ. શંકરમે વિશેષ વાત ન કરી.

"આવાં લગ્ન આપણે નહોતાં કરવાં જોઈતાં. હું માનું છું કે એમાં મારી જ ભૂલ છે. પણ લગ્ન કરી જ લીધાં છે તો દુનિયા સામે આપણે એવું શા માટે સાબિત કરવું જોઈએ કે આ પ્રકારનું દાંપત્યજીવન સુખી ન થઈ શકે ? આગળ જતાં આ રીતે લગ્ન કરવા ઈચ્છતા જીવોના મનમાં આશંકા પેદા કરનારાં પ્રાણી આપણે શા માટે બનવું ?" બસ એટલું જ કહ્યું હતું.

"મેં વિચારેલું કે મારું ઘર બનશે. પણ એ મારો ભ્રમ હતો. હવે એ ભ્રમ દૂર થઈ ગયો છે. આ ઘરમાં મને જેટલી આઝાદી મળતી હતી તેનો ત્રીજો ભાગ પણ તમે ઈચ્છો તો અહીં આવીને રહો. મને કોઈ વાંધો નથી. પણ દાંપત્ય જીવન સાથે એનો કશો સંબંધ નથી," પાર્વતીએ જવાબ દીધો.

શંકરમ્ આ પ્રસ્તાવ સ્વીકારી લીધો. એની પાસે નોકરી છે, પૈસા છે, હવે તો બાળક પણ છે. પણ એની પોતાની જિંદગી નથી. હવે એની પોતાની કોઈ જાતિ નથી. એનો આત્મા મરુભૂમિમાં દિશાહીન થઈને વિચરણ કરે છે. એના આત્માને હવે મૃત્યુ પછી જ શાંતિ મળશે.

# આંબાનું ઝાડ

**રાયકોંડ વિશ્વનાથ શાસ્ત્રી**

પાંચસો વારની જમીન, કૂવો, તળાવ, ખજાનો, થાળું અને બાગબગીચા સહિત ખરીદીને નીલમણિએ એમાં એક મકાન બાંધ્યું. મકાન બંધાવીને થોડા જ વખત પહેલાં ગૃહપ્રવેશ પણ કરી લીધો છે. હું પણ એ મકાનમાં ભાડૂત છું. જમીન સાથે એમને જે બાગબગીચો મળ્યો છે એમાં છે ફક્ત એક આંબો.

આંબાનું ઝાડ મને જીવથી યે વહાલું લાગે છે. ક્યાંય પણ તે મળી જાય તો લાંબા સમય સુધી એને નિહાળતો હું એમ ને એમ એની સામે બેસી રહી શકું. મારા જીવનની જે કોઈ મધુર ભાવ–લતાઓ છે, તે આંબાના ઝાડને જ વીંટળાયેલી છે.

દસ વર્ષ પહેલાં–જ્યારે હું પંદર વર્ષનો હતો – એક દિવસ બપોરવેળાએ ગામની બહાર ઓતરાદી સીમે, બધાં ખેતરોની પાર, જ્યાં આભનાં કાળાંડિબાંગ વાદળ આંખોની તૃષા છિપાવતાં ઊમટ્યાં હતાં અને પારાની જેમ ચળકતા તડકામાં ઝગમગાટ કરતાં, વ્યાકુળ થઈને વાયુની સાથે ખેતરો પર ઝળૂંબી રહ્યાં હતાં, ત્યારે ગામની બહાર કૂવા પાસે મેં એક ફૂલ્યોફાલ્યો આંબો જોયો હતો. એની શોભાનું વર્ણન હું બરોબર કરી શકું તેમ નથી. એટલું કહી શકું કે સાસરે જવા તૈયાર થઈને બેઠેલી મુગ્ધાંગનાની જેમ, તડકામાં તે કંઈક કોમલ, કંઈક ભારે, કંઈક દયનીય મુદ્રાવાળો એ વખતે વાઈ રહેલા પવનમાં સહેજ ખિન્ન અને દીન દેખાતો હતો.

એ બપોરવેળાએ એ કૂવામાંથી પાણી ખેંચીને, એક હાથમાં લોઢાની બાલદી ઊંચકીને, માથા પરનો ઘડો સંભાળતી એક બાળા સાવ એકલી, કદાચ સાસરે, હળવે હળવે જઈ રહી હતી. એનું શરીર ઘરેણાંથી લદાયેલું નહોતું, પણ સૌંદર્યની સુષમાથી એનું અંગેઅંગ ભરેલું હતું. ઘડામાંથી છલકતાં પાણીનાં ટીપાં માથાના વાળને ભીંજવી, ત્યાંથી સરી એના ગાલને હળવેથી સ્પર્શતાં હતાં. જ્યારે જ્યારે

એ દિવસની બપોરે નિઃસહાય સૌંદર્યથી શોભિત થઈ ઊઠેલો એ આંબો, પાણી ભરીને ધીરે ધીરે ઘર તરફ જઈ રહેલી એ ગ્રામબાળા મારા સ્મૃતિપટ પર અંકિત થાય છે ત્યારે જીવનમાં હળીમળીને રહેતાં શ્રમ અને સૌંદર્ય, દુઃખ, અને માધુર્ય, વેદના અને ચેતનાનો મને ખ્યાલ આવે છે.

એ દિવસે એ બાળા તડકામાં વાદળની જેમ દેખાવમાં અત્યંત સોહામણી લાગી હતી. એમાં અને ફાલેલા પેલા આંબામાં મને કોઈક વિચિત્ર અને અનિર્વચનીય સામ્ય દેખાયું હતું. જ્યારે પણ હું બપોરવેળાએ વાદળ જોઉં છું ત્યારે મને એ ખીલેલો આંબો અને પાણી ભરીને જતી એ પ્રસન્ન બાળાનું મુખ યાદ આવે છે. જ્યારે પણ કોઈ મધુર ગીત મને સંભળાય છે કે તરત એ દિવસનું દૃશ્ય ગામ પર આગ વરસાવતો તડકો, ખેતરોની પાર પાણીથી છલોછલ ભરેલાં વાદળ, એ કૂવો, એ ઝાડ, એકાંતમાં એ બાળા – આખું દૃશ્ય મારી નજર સામે તરવરી રહે છે અને મારા મનમાં સ્પૃહણીય સુખની સાથે એક વિચિત્ર વેદના સર્જે છે. હવામાં ઊછળી ઊછળીને વહેતા તરંગો, આંબાવાડિયામાં ઝરણાનાં ગીત, ગ્રામબાળાઓ, શ્યામ ઘન મારા મનમાં વિચિત્ર ભાવોનું પ્રણયન કરે છે.

આ કારણે જ નીલમણિએ એના મકાનના આગલા ઓરડાનું ભાડું વીસ રૂપિયા કહ્યું હતું. અને મારે માટે તે જરા વધારે પણ હતું, તો પણ મકાનની સામે આંબાનું ઝાડ જોઈને હું તૈયાર થઈ ગયો હતો. આથી ઓછા ભાડાની બે-ત્રણ ઓરડીઓ મેં જોઈ હતી, પણ તે બહુ નાની હતી અને આસપાસમાં ક્યાંય લીલું ઝાડવું નહોતું. આથી નીલમણિની બધી શરતો સ્વીકારી મેં એનો ઓરડો ભાડે રાખી લીધો. નીલમણિની ઘણી શરતો હતી – પહેલી તારીખની સાંજ સુધીમાં પાઈ પાઈનો હિસાબ કરી પૂરું ભાડું ચૂકવી દેવું જોઈશે, વીજળી માટે મહિનાના બે રૂપિયાના હિસાબે તે જ દિવસે પૈસા આપી દેવા પડશે; રાતના અગિયાર પછી બત્તી સળગાવવી નહિ; એ ઓરડામાં મારો કોઈ ભાડૂત ભાગીદાર ન હોવો જોઈએ; મા, બહેન, દીકરી અને ઘરડી નોકરાણીને બાદ કરતાં મારા ઓરડામાં સ્ત્રીને પ્રવેશ કરવાની મનાઈ છે; ઘોંઘાટ કરવો નહિ; નીતિ ને પ્રામાણિકતાથી રહેવું પડશે ...

આ રીતની નિયમાવલિ તે વાંચતો હતો ત્યાં મેં એને વચ્ચે જ ટપાર્યો : "ભલે ભલે જનાબ, આગળ કહેવાની કાંઈ જરૂર નથી. હું બધું સમજી ગયો. બસ, મહેરબાની."

આ સાંભળતાં એમની મુખમુદ્રામાં મેં ફેરફાર થતો જોયો. તરત જ

દસદસની બે ગરમાગરમ નોટ કાઢીને એમના હાથમાં મૂકતાં બોલ્યો : "લો, આ મહિનાના આ ઍડવાન્સ પૈસા."

એણે બન્ને નોટને અલગ અલગ હાથમાં લઈ ગંજીફરાકના ખિસ્સામાં મૂકી. તે કંઈક ખોવાયેલો-ખોવાયેલો લાગ્યો. પૈસા મળ્યા પહેલાં એના મનમાં જે વિચાર આવ્યા હતા, એ વિચાર પૈસા મળ્યા પછી સાવ ભુલાઈ ગયા હશે.

"રસીદની કશી જરૂર નથી," મેં કહ્યું.

"એમાં શું ? મળી જશે," તેણે કહ્યું.

"જરૂર નથી. પણ એક વાત હમણાં થોડીવાર પહેલાં મેં વરંડામાં જોઈ હતી – એ કોઈ છોકરી છે ને ? મેં પૂછ્યું."

"કોણ ? ક્યાં ? હા ... હા ... એ છોકરી જ છે."

"એને મારા ઓરડામાં ન આવવા દેતા. મને છોકરીઓનું આવવું-જવું પસંદ નથી." કહીને હું સામાન લઈ આવવા માટે તરત ત્યાંથી ચાલ્યો આવ્યો.

મહેસૂલી ખાતામાં કામ કરતાં નીલમણિએ બે વિશ્વયુદ્ધોનો મુકાબલો કર્યો હતો. વિદેશી સરકારના વજનદાર પાદપ્રહાર તેણે જોયા હતા, પ્રજામાં વિદ્રોહની ભાવના પણ એણે જોઈ હતી, ગાંધીને પણ એણે જોયેલા. રોજ શનિવારે અને રવિવારે પણ એણે ઑફિસ જઈ મહેનત કરી, પણ છેવટ માત્ર તહેસીલદાર જ બની શક્યો. હવે રિટાયર્ડ થઈને મકાન બંધાવ્યું છે. મારા ઓરડા ઉપરાંત બીજા બે ઓરડા ભાડે આપ્યા છે. ઘર પર માગણ આવે કે એને ભગાડી મૂકે છે, છોકરાંઓને દૂર રાખે છે, ભાવની પૂછતાછ કર્યા પછી જ શાકપાંદડું ખરીદે છે અને છાપું ક્યાંકથી માગી લાવીને વાંચે છે.

નીલમણિ –

નામ તો બહુ રૂડું લાગ્યું, પણ એને કે એનાં કુટુંબીજનોને મળવાનું હું પસંદ કરતો નથી. તે આમલીના સૂકા ઠૂંઠા જેવો છે, કાપીને જોઈએ તો ચોક્કસ ખટાશની જાણ થાય. એની પત્ની ઝાડની સૂકી છાલ જેવી છે, અડવા જતાં કાંટા વાગે. 'તમે કદાચ જોયાં હશે કે નહિ, નાળિયેરીનાં કેટલાંક એવાં ઝાડ હોય છે જે બહુ ઊંચાં ને જોવામાં ગંભીર લાગે છે. એમને ફળ નથી લાગતાં. બધો બહારનો ઠાઠ હોય છે. અંદરથી બધું પોલું. નીલમણિનો એક છોકરો છે. એ દિવસોમાં તે કાયદાનું ભણતો હતો અને કોઈક તેલ-કંપનીમાં નોકરી માટે પ્રયત્ન કરતો હતો. નીલમણિની દીકરીને અંધારામાં જોઈ હોય તો એકદમ બાવળની ઝાડી જેવી લાગી. જમાઈ એને જોઈને ડરી ગયો હતો; છોડીને ચાલ્યો ગયો. એને એક

છોકરી છે, એટલે કે બિલાડી છે, જેને એ પાળે છે.

આથી –

દેખીતું છે કે નીલમણિના કુટુંબમાં મારે માટે કોઈ ઈષ્ટજન નથી. પણ બહારના ઓરડામાં બારી પાસે ખુરસી પર બેસીને સામેનું આંબાનું ઝાડ જોવું મારે માટે અભીષ્ટ છે. જરા જમણી બાજુ વીસેક ફૂટ દૂર એ ઝાડ ઊભું છે. ડાબી બાજુ બીજા બેત્રણ થુવર છે. બીજા કોઈ ખાસ છોડ નથી. આંબાના આ વૃક્ષમાંથી જ સૂર્ય અને ચંદ્ર ઉદિત થાય છે. એની ઉપર રાતના વખતે તારા નાચતા હોય એવું લાગે છે. દિવસે એની નીચે તડકોછાંયો સંતાકૂકડી રમે છે. એની છાયામાં બેસીને એક ડોસી મકાઈના ડોડા વેચે છે. એની ડાળીઓ પર મારી સામે જ પોપટ આવીને બેસે છે. એની ડાળખીઓ હલતાં નીકળતી હવા મને સ્પર્શ કરે છે ત્યારે કેટલીય મીઠી અનુભૂતિઓ મારા મનને આમૂલ ભીંજવી દે છે. આંબાનું આ ઝાડ મને બહુ જ ગમે છે.

પણ...

એક વખત રાત એકદમ ચોખ્ખી, સ્વચ્છ અને નિર્મળ હતી. વાદળ નહોતાં, ચંદ્ર નહોતો. આકાશના અંધારામાં તારા, તેલનાં દીવાના પ્રકાશમાં બાળકોની આંખો ઝગમગે એમ ઝગમગતા હતા. હવામાં ગતિ નહોતી પણ શીતળતા હતી. હું રોજની જેમ બારી પાસે ખુરસી પર બેઠો હતો. આંબાનું ઝાડ ઘૂમટો તાણીને ઊભેલી બાળાની જેમ સામે ઊભું હતું. રાતના આઠ જ વાગ્યા હતા. ચારેકોર સૂનકાર છવાયો હતો. એ વખતે હરીભરી સુગંધથી ભારે બનેલું, અલસ હવાની લહરો પર વિહરતું એક મધુર ગીત ક્યાંકથી ધીરે-ધીરે સંભળાવા લાગ્યું. એ ક્યાંકથી ધીરે-ધીરે આવતું, વચ્ચે રસ્તો ભૂલી, કોઈ બીજી જગ્યાએ જઈ, ફરી રસ્તો શોધી મારી પાસે આવતું હતું. મને ઈચ્છા થઈ કે એને પકડીને મારી પાસે સંતાડી રાખું. એટલું સુંદર હતું એ ગીત ! ગીતના માધુર્યમાંથી હજુ વધુ આનંદ મેળવવાના ખ્યાલથી મેં સિગરેટ સળગાવી. એકવાર ધુમાડો પી છોડી દીધી અને આંખો મીંચી લીધી.

મેં આંખો ઉઘાડી ત્યારે સામે એ બાળા ઘૂમટો ઉઘાડીને હરિત કાંતિથી, દીવાના પ્રકાશમાં ઝગમગી રહી હતી. મને નવાઈ લાગી.

બીજી કોઈ વસ્તુ નહોતી. પડોશીઓએ એ વૃક્ષની ડાળી પર ઝગમગતી બત્તી ટિંગાડી દીધી છે. ઝાડ નીચે એક ટેબલ છે, ટેબલની ચારે તરફ ખુરસીઓ છે અને ખુરશીઓ પર ચાર સજ્જન બેસીને પત્તાં રમે છે. "આ જગ્યા મઝાની છે,"

કોઈએ કહ્યું, "આજ સુધી ખબર જ પડી નહિ," કોઈ બીજાએ ચિંતા વ્યક્ત કરી. ત્રીજા કોઈએ આક્ષેપ મૂક્યો : "આપણો આ બંધુ કેરી તોડવા સિવાય આ વૃક્ષનો બીજી કોઈ રીતે ઉપયોગ કરવાનું સમજ્યો જ નથી." "નીલમણિના કાને આ વાત પહોંચશે તો આપણને કાચાને કાચા ચાવી જશે, આવી વાત કરતા નહિ." કદાચ પડોશમાં રહેતા કોઈએ પોતાના મિત્રોને સાવધ કર્યા. "પાંદડાં બધાં એનાં, કેરી બધી આપણી," કહીને એક ભાઈ ખડખડાટ હસી પડ્યા.

હું મનોમન વિચારતો હતોઃ નીલમણિ આ બધું સાંભળી જાય તો ? એટલામાં ઓસરીમાં કંઈક સંચાર થયો. મેં બહાર જઈને જોયું તો ઝાડીની આડશે બેસી મોકાની રાહ જોતા જંગલી જાનવરની જેમ નીલમણિ એ અંધારામાં ઓસરીમાં ઊભો રહીને એ તરફ જોઈ રહ્યો હતો. એ વખતની એની મુખમુદ્રા જોઈને ભય લાગ્યો.

ચારેક દિવસ સુધી રાતના સમયે મેં પડોશીઓને પત્તાં રમતાં જોયા. પાંચમા દિવસે સાંજે નીલમણિએ મારા ઓરડામાં આવી પૂછ્યું : "જોયું બેટા !"

એમને ખુરસી પર બેસવાનું કહીને મેં પૂછ્યુંઃ "શું જોવાનું છે ?"

તે બેઠો નહિ. મેલું ગંજીફરાક અને લાલ રંગના ધોતિયામાં તે અડધા બળેલા લાકડા જેવો ઊભો રહ્યો. પડોશના મકાન તરફ ઈશારો કરતાં એણે કહ્યુંઃ "જો, પેલા લોકો પોતાનો ખાડો જાતે જ ખોદી રહ્યા છે."

"ખરી વાત છે, પત્તાં રમવાં એ કાંઈ સારું કામ નથી", મેં કહ્યું.

"સારું કે ખરાબ. રમવું હોય તો પોતાના ઘરમાં રમે, કશો વાંધો નથી. મકાનમાં જગ્યા ન હોય તો મસાણે જઈને રમે. રમીને ભલેને ભીખ માગતા થાય, મને શું. રમનારાઓ નાલાયકો બીજે ક્યાંય નહિ તે મારા જ ઝાડની નીચે આવીને કેમ રમે છે, મને સમજાતું નથી."

"જગ્યા તો એમની છે ને ?"

"હોઈ શકે, પણ મારા ઝાડ હેઠળ તો રમી શકે નહિ. "

"તો આ વાત તેમને કહો ને ?"

"કહીશ કેમ નહિ? કહ્યું જ છે." તો કહેઃ "આવું કહેનાર તમે વળી કોણ ?"

"પછી તમે શો જવાબ દીધો ?"

"તો ખબર પડશે કે હું કોણ છું. પડશે ને ?" કહીને નીલમણિ ઝટપટ ચાલ્યો ગયો.

એ આંબો નીલમણિનો જ છે, એમાં તો કશો જ સંદેહ નથી. પણ આંબાનું થડ જ એમના આંગણામાં છે. ડાળપાંદડાં થોડાં રસ્તા પર ઝૂલે છે ને થોડાં પડોશીઓનાં આંગણમાં. એ વિશે કોઈ શું કરી શકે ?

બે દિવસ પછી—એ રવિવાર હતો. શહેરમાં ફરી-ફરીને બપોરના લગભગ એક વાગ્યે હું મારી ઓરડીએ પહોંચ્યો. હું ઘેર પહોંચ્યો તે વખતે સડક પર ખાસ્સી ધાંધલ-ધમાલ ચાલતી હતી. વિખરાયેલા વાળવાળી કોઈ ડોસી વીણીવીણીને ગાળો દેતી હતી—ખબર નથી કોને સંબોધીને. ગાળો એવી કે કાનમાંથી કીડા ખરે. મેં પાસે જઈને જોયું તો એ તો પેલી મકાઈડોડા વેચતી ડોસી હતી. એની વાતો પરથી મને સમજાયું કે લડાઈ હવે બંધ થઈ છે, જીત ડોસીની થઈ છે, પણ દુશ્મન હાથ નથી આવ્યો. એ ભાગી ગયો.

"કાં દાદીમા, શી વાત છે ?" મેં પૂછ્યું.

"જોયું સાહેબ, પેલો ટાલિયા માથાવાળો છે ને ? એને લીધે જ આ બધી મોકાણ ઊભી થઈ છે," એણે કહ્યું. નીલમણિને માથે સાચે જ ટાલ છે.

"કેમ ? શું કહ્યું ?".

"સાંભળો સાહેબ, એ કહે છે, ઝાડ મારું છે. ઝાડ મારું છે એટલે એની ડાળીઓ પણ મારી છે, અને આ ઝાડ નીચે કોઈ બેસી શકશે નહિ. એ કહે છે, અમારા કારણે એને હેરાનગતિ થાય છે. એમ જુઓ તો, એના કહેવાને કારણે અમનેય તકલીફ થાય છે. પણ એ ક્યાં જશે ? નહિ જાય. જગ્યા એની છે. સાહેબ, મને એક વાત કહો જોઈએ. શું આ સડક પણ એની છે ? પૈસા દઈને એણે એ ખરીદી છે ? અથવા પથરા લાવીને મજૂરો પાસે પોતે બંધાવી છે ? ટાલિયા માથાવાળો હરામી મૂઓ ! આ રસ્તા પર ચાલવાનો એને એકલાને હક્ક છે ? હિંમત હોય તો ફરી કહે તો ખરો કે હું એકલો હક્કદાર છું ! એની ટાલની મરામત કરી એનું ધનોતપનોત ન કરી નાખું તો હું હું નહિ. મારો બાપ મારો બાપ નહિ, મારો આદમી આદમી નહિ." મકાઈવાળી ડોસીએ સોગંદપૂર્વક કહ્યું.

રસ્તા પર પડતા છાંયા પર પણ પોતાનો હક્ક જમાવવા માગતા નીલમણિનો હઠીલો સ્વભાવ મને રુચ્યો નહિ. ત્રણ દિવસ પછી એણે લગાડેલી વાંસની ટટ્ટીની પેલી તરફ વરંડામાં હું ગયો તો સામે એનો છોકરો મળ્યો.

"શું ચાલે છે ?" મેં પૂછ્યું.

"ગાળો સાંભળું છું." એણે ઉત્તર દીધો.

"શું કરીએ ?" મેં કહ્યું.

"હું પણ એ જ કહું છું. કંઈ ન કરી શકીએ. આ પાજીઓને કારણે ઘણી તકલીફ થાય છે."

બે દિવસમાં તો મામલો બહુ આગળ વધી ગયો. તે દિવસે હું રાતે સાત વાગ્યે ઘેર (એટલે કે મારી ઓરડીએ) પહોંચ્યો. પડોશીઓ ત્યારે રમતમાં ડૂબેલા હતા, પણ ઝાડ પર બત્તી સળગતી નહોતી. ટેલબ-લૅમ્પના અજવાળે રમતા હતા. ઓસરીમાં નીલમણિ બેઠો હતો. મને જોતાંવેંત કહ્યું : "આજે ઝાડ પર બત્તી નથી સળગાવી, જોયું ને ?"

"હા, જોયું."

"બત્તી સળગાવત તો એ લોકોને હું મારી નાખત." નીલમણિને કદાચ એ વાતનું દુઃખ હતું કે બત્તી ઝાડ પર ન લટકતાં નીચે આવી ગઈ છે અને એ કારણે પેલાઓને મારવામાં અડચણ ઊભી થઈ છે.

"પણ પકડમાં ચોક્કસ આવવાના, ત્યારે હું એમને બરોબરનો પાઠ ભણાવીશ."

મેં કહ્યું : "જોઈશું."

"એનો ફેંસલો આજે થઈ ગયો છે," તેણે ફરી કહ્યું.

"શાનો ફેંસલો ?"

"મકાઈડોડા વેચે છે ને તે ડોસલી, પેલી તાડકા જેવી રંડી. એને પાઠ મળી ગયો."

"એમ, શું થયું ?"

"મ્યુનિસિપાલિટીના પેલા નાલાયકોને મેં કહ્યું કે આ સડક તમારી છે, પણ એ લોકો તો ચુપચાપ બેસી રહ્યા. એટલે મેં રોનવાળાના હાથમાં ત્રણ રૂપિયા મૂક્યા, તો એ આવીને એને ચોટલેથી ઘસડીને લઈ ગયો. નહિ તો એ કહેતી હતી કે મારો પણ હક્ક છે. એનો શેનો હક્ક ?"

બીજા દિવસે રાતે હું જરા મોડેથી ઘેર પહોંચ્યો ત્યારે નીલમણિ ગુસ્સાથી ધમધમ થતો હતો. અંધારામાં લમણે હાથ દઈને એની પત્ની ને દીકરી ઓસરીમાં એટલાં ઉદાસ થઈને બેઠાં હતાં જાણે ઘરમાંથી કોઈ નનામી નીકળી હોય. હું ત્યાં પહોંચ્યો તે પછી નીલમણિએ એ લોકોને અંદર જવાનું ન કહ્યું. એનો અર્થ એ કે મામલો બહુ ગંભીર છે.

પરિસ્થિતિ ખરેખર જ ગંભીર હતી.

એ દિવસે બપોરે પડોશીનાં છોકરાં આંબાની ડાળીએ હીંચકો બાંધી (કોને ખબર કેટલીવાર પહેલાં એ હીંચકો બાંધવામાં આવ્યો હતો.) મોજથી ઝૂલતાં હતાં. નીલમણિએ એમને હીંચકા પરથી ઊતરી જવા ને ત્યાંથી ખસી જવા વારંવાર કહ્યું, પણ એથી કાંઈ વળ્યું નહિ. ત્યારે એણે અસ્ત્ર ધારણ કર્યાં. પેલા લોકોએ કહ્યું કે અમારી જગ્યામાં પગ મૂક્યો છે તો ટાંટિયો જ તોડી નાખીશું. નાનાં છોકરાંઓએ મારવાની વાત કરતાં જ નીલમણિએ એમને ઝપટમાં લીધા. એમણે પથ્થર ફેંકવા માંડ્યા.

"મારામારી તો નહોતી થઈ ને ?"

"હું વચ્ચે ઊભી રહી ગઈ બેટા, નહિ તો માથું ફૂટી જાત." નીલમણિની પત્નીએ કહ્યું. લાગે છે કે મકાઈ વેચતી ડોસી પણ પાછી પોતાની જગ્યાએ આવી ગઈ છે. પોલીસવાળાને ખબર આપ્યા તો તેમણે એવું કંઈક કહ્યું કે : ગરીબ ડોસી છે, જવા દોને બિચારીને. રોજ એની પાસેથી બે ડોડા એ પોલીસોને મળશે, એ પણ પાકું થઈ ગયું હતું.

"આવી સમજૂતી ન થઈ હોત તો એની શી મગદૂર હતી કે ફરી અહીં આવીને બેસે ! રોનવાળાની વિરુદ્ધ પણ રિપોર્ટ કર્યો છે – સહી કર્યા વગર. કોને ખબર કોણે લખ્યો છે ! ખેર, એ વાત તો જવા દો, પણ આ હીંચકો મારા ગળામાં ફાંસીના દોરડાની જેમ લટકે છે, એનું શું કરવું ? પોલીસમાં રિપોર્ટ કરું ? પોલીસમાં તારે કોઈની ઓળખાણ - પિછાણ છે ?' નીલમણિએ પૂછ્યું.

પોલીસમાં ઓળખાણ-પિછાણ હોય એ અધિકારીઓ, શાહુકારો અને પૈસાદારો માટે ફાયદાની વાત છે. પણ મારા જેવા માણસ માટે આ પરિચય કશા કામનો નથી, બલકે ક્યારેક ખતરનાક પણ નીવડી શકે. તો પણ, પોલીસમાં હું કોઈને ઓળખતો નથી, એ મેં નીલમણિને કહ્યું.

"તું તો પોલીસ ખાતામાં કામ કરે છે ને ? તો પણ કોઈ સાથે પરિચય નથી ?" તે મારા ઉપર તૂટી પડ્યો.

"હું મેજિસ્ટ્રેટની અદાલતમાં મુનીમ છું."

"તો શું થયું ?"

"નવોસવો આવ્યો છું, એટલે કોઈને ઓળખતો નથી."

"તારી ઓળખાણ હોવી જ જોઈએ. એની તું ના નહિ પાડી શકે."

'એકાદને જરૂર ઓળખું છું."

"કેવો છે એ કમબખ્ત ?"

"એટલે ?"

"એટલે એમ કે સલાહ માટે ફી તો બી નહિ લે ને ?"

"ખબર નથી. હું શી રીતે કહી શકું ?"

સમજાવી–પટાવીને છેવટ વકીલ પાસેથી સલાહ લેવાનું કામ નીલમણિએ મને જ સોંપી દીધું. હું તે ટાળી ન શક્યો.

વકીલની સલાહ હતી : પહેલી વાત એ છે કે નીલમણિના ઝાડની ડાળીઓ એમના આંગણા સુધી ન જવી જોઈએ. એ લોકો એ કાપીને પાંદડાં સાથે નીલમણિના ઘરમાં નાખે, તો કોઈ કશું કહી શકે નહિ.

આ સાંભળી અમે બંન્ને ડરી ગયા, ક્યાંક એ લોકો ડાળીઓ તોડી ન નાખે. પણ નીલમણિએ થોડીવાર વિચાર કરીને કહ્યું : "નહિ તોડે."

"કેમ નહિ તોડે ?"

"તોડશે તો કેરી ક્યાંથી આવશે ?"

"છો ને ન આવે."

"તને દુનિયાદારીની ખબર નથી. કેરી તોડવા માટેની તો એ લોકોની આ ચાલ છે." આવા પ્રકારની ચાલ અમારા નીલમણિ બહુ જલદી કળી જાય છે.

"નોકરાણી કહેતી હતી. એ લોકો કાલે હજુ વધારે ધાંધલ કરવાના છે," નીલમણિની દીકરીએ કહ્યું.

મને થયું, આ ઝીણી ઝરમર ધીમે ધીમે તોફાનનું રૂપ ધારણ કરશે.

એમ જ થયું.

એ આ પ્રમાણે થયું –

બીજે દિવસે સાંજે હું ઘેર પહોંચ્યો ત્યારે નીલમણિ ઘેર નહોતો. બારણામાં રોજ ખુરસી પર બેસીને આ પાપી સંસાર તરફ ધ્યાનથી જોવાની એને લગભગ ટેવ પડી ગઈ હતી. પણ એ દિવસે તે પોતાની બેઠક પર નહોતો. ઘરમાં પણ કોઈ અવાજ નહોતો. મને થયું, કંઈક થઈ ગયું લાગે છે. ધીમેથી બારણું ઉઘાડી મેં મારા ઓરડામાં પ્રવેશ કર્યો. બારણું ઊઘડવાનો અવાજ સાંભળી એની પત્ની ઘરમાંથી બહાર આવી.

"નીલમણિ ક્યાં ગયા ?" મેં પૂછ્યું.

"શું કહું બેટા, જીભ ઊપડતી નથી."

"કેમ શું થયું ?"

"ખૂન થઈ ગયું હોત."

એણે આખી વાત સંભળાવી : "બપોરે બરોબર એક વાગ્યે તે ઘડિયાળ સરખી કરતા હતા. બહાર કોલાહલ મચી ગયો. જઈને જોયું તો વાનરોના ઝુંડની જેમ નાનાં નાનાં છોકરાં પડોશીને ઘેર ઊભરાયાં હતાં. તેઓ આવીને ઝાડ પર ચડી ગયાં, હીંચકા પર ઝૂલવા લાગ્યાં. એમણે એ લોકોને ઊતરી જવાનું કહ્યું તો તેઓએ ગાળો દેવા માંડી—એવી ગાળો, જે નીચ જાતિના લોકોને મોંએ પણ આપણે ન સાંભળીએ. એટલામાં મારી દીકરીની બિલાડી – તેં તો એને જોઈ હશે – ઉંદરને પણ નથી પકડતી – ગાય જેવી ગરીબડી છે – એ ભલીભોળી બિલાડી ચૂકથી એમની વચ્ચે જઈ પહોંચી. જેવી એ ત્યાં પહોંચી – એ કમબખ્તોને કોગળિયું થાય – જેવી પહોંચી કે બધાએ એની પૂંછડી પકડીને અમારી જગ્યામાં કેમ આવી ? કેવી રીતે આવી ? કહેતાં એને ગોળગોળ ફેરવી. આ તે શું માણસની ઓલાદ છે ? પણ મોટેરાં જ પાછળ રહીને બધું કરાવતાં. હોય તો એમાં આ પોરિયાંઓનો શો વાંક ? છેવટે બિલાડીની ટાંગ તૂટી ગઈ. એને પીડાથી કણસતી જોઈને અમારાથી રહેવાયું નહિ. તું પણ જોઈશ. હવે એ એને થાણે લઈ ગયા છે."

"થાણામાં કેમ લઈ ગયા ?" મેં પૂછ્યું.

"શું કહું દીકરા ? અમારી બિલ્લીની ટાંગ તોડી નાખી, અમને લોકોને દુનિયાભરની ગાળો દીધી, અમારા આંબાનું સત્યાનાશ વાળી દીધું, આ બધુઁ એ લોકોએ જ કર્યુઁ છે ને ? આટલું કરીને પાછો ઉપરથી પોલીસમાં રિપોર્ટ કર્યો કે અમે લોકોએ એમને માર્યા છે. બિલાડીનું બચ્ચું ચીસો પાડવા લાગ્યું તો એની દુર્દશા જોઈને મારી દીકરી પછાડ ખાઈને પડી. આવી છોકરી ધોકાથી એમનાં છોકરાંઓને શી રીતે મારી શકે ? પણ એ લોકોએ તો રિપોર્ટ કર્યો કે અમારી દીકરીએ એમનાં છોકરાંને માર્યાઁ છે."

હું જાણતો હતો કે આ મામલો કોઈક રીતે અમારી અદાલતમાં રજૂ થવાનો. એટલે હું તો નિરાંતે ઊંઘી ગયો. અડધી રાતે કોઈએ બારણું ખખડાવ્યું. દરવાજો ઉઘાડીને જોયું તો મને જલદી બોલાવવા માટે ઘેરથી તાર આવ્યો હતો – કોઈક અંગત કામસર.

સવારમાં જ હું રવાના થઈ ગયો. ત્રણ દિવસ મારે મારા ગામમાં રહેવું પડ્યું. કામની તો પતાવટ થઈ નહિ, પણ ચોથા દિવસે સવારે મારે પાછા આવવું પડ્યું.

આ રીતે કામમાં રોકાયેલા રહેવાને કારણે હું આંબાના ઝાડવાળો મામલો છેક જ ભૂલી ગયો. ગાડીમાંથી ઊતરી રિક્ષા કરી અને નીલમણિને ઘેર પહોંચ્યો. રિક્ષાવાળાને પૈસા દઈ, હાથમાં બેગ પકડી સામે જોયું તો મનમાં શંકા પડી. આ કોઈ બીજું મકાન તો નથી ને ? ભૂલથી બીજા કોઈકના મકાનમાં આવી ચડ્યો નથી ને ? પણ ના, આ તો નીલમણિનું જ મકાન છે. હું નવાઈ પામી થોડીવાર એમ ઊભો રહ્યો. પાછળથી, નીલમણિને અંદરથી બોલાવીને પૂછ્યું : "આ શું થયું નીલમણિ ? આ તમે શું કર્યું ?"

મારા શબ્દો સાંભળતાં જ નીલમણિનું મોં, ધૂળના ગોટા ઊડાડતી ગલી જેવું થઈ ગયું. બૂમ પાડીને એમણે મને મારવા-ધમકાવવા જેવું મોં કર્યું. એના મોંમાંથી જે વાતો નીકળી તેમાં સારી વાતો ઓછી અને ગંદી વાતો વધારે હતી. એવું લાગતું હતું, જાણે એના મોંમાંથી ધૂળ ઊડતી હોય !

એના કહેવાનો સાર આ પ્રમાણે હતો :

"હું મારી મરજીથી કરીશ, મારે કરવું હશે તે કરીશ. તું પૂછનારો કોણ ? એ કોણ છે ? અને કોઈ બીજું કોણ છે ? બીજાની વાત છોડ, તું કોણ છે મને પૂછવાવાળો ? હિંમત હોય અને પૂછવાની ઈચ્છા હોય તો જઈને પેલા પાજીઓને પૂછ. મેં સાચો રિપોર્ટ નોંધાવ્યો. માને છે કે નહિ, કોઈ એનો ઈનકાર કરી શકે છે ? મારું ઘર હર્યુંભર્યું હતું તે એ લોકોની આંખમાં આવ્યું. ઊલટો-સૂલટો રિપોર્ટ આપી મારી છતમાં આગ લગાડવાની કોશિશ કરી. મારી છાયામાં રહીને મારા પાડોશીઓ અને રસ્તે જતી કુલટાઓ—બધાં મળીને મારા આશ્રયમાં રહીને મારી વિરુદ્ધ થઈ ગયાં. મારા ઘરને આગ લગાડવાનો પ્રયત્ન કર્યો. છેવટે મને બેવકૂફ બનાવ્યો. મારી પાસે એ છાયા પણ ન રહી શકી. આંબાને ફળ આવશે તો શું તું એમ માને છે કે એ લોકો મને ખાવા દેશે ? આ વાતનો તું વાયદો કરી શકે છે ? લખીને મને આપી શકે છે ? મારી તરફ આવતાં એ કમબખ્તોને રોકી શકે છે ? સડક પર જતી રંડી-રાંડ સહુ તોડીને લઈ જશે. એમને અટકાવવા માટે તું પહેરો ભરી શકે છે ? મારી ડાળીઓ મને નહિ મળે. જે ચીજ મને ન મળે તે હું બીજાઓ માટે શા સારુ રહેવા દઉં ? નાનું સરખું પાંદડુંયે હોય, જે મારું છે, તે હું બીજાને નહિ આપું. શું કામ આપવું જોઈએ ? આ ઝાડ તારું હોય તો શું એનું અડધું

પાંદડુંયે મને તારી પાસેથી મળશે ? તે શું મને આપશો ? આથી મારી દરેક વસ્તુ સાથે હું મને મનફાવે તેમ કરીશ."

નીલમણિ સાથે હવે ચર્ચા કરવાનો કશો અર્થ નહોતો.

એના માથાની જેમ જ આખું ઘર ઉજ્જડ છે. સામેની ખાલી જગ્યા હવે સ્મશાન જેવી લાગે છે. બધી ડાળીઓ છિન્નભિન્ન થઈ ગઈ છે. આખું ઝાડ ટુકડેટુકડા થઈ ગયું છે. બધાં પાંદડાં સુકાઈને પવનમાં ઊડતાં જાય છે. આખું ઘર ભાગ્યહીન, કલાહીન, સ્મશાન જેવું ભયાનક લાગે છે. મારો ઓરડો તડકાથી તપી રહ્યો છે. રસ્તા પર બેસતી પેલી ડોસી તાપમાં સળગી ગઈ હશે.

મેં તો બીજા જ દિવસે ઓરડો ખાલી કરી દીધો હતો.

આ આખોયે કિસ્સો મેં વિસ્તારથી એટલા માટે સમજાવ્યો કે –

આ મકાન-માલિક, આ પડોશી જીવ, આ નાલાયક માણસો, આ ઝઘડા, આ અદાલતો, અહીંના જજ, વકીલ, ફરિયાદી, થાણદાર, જેલખાનાં, આ બેડીઓ, નિઃસહાય જીવોને બાંધતી આ જંજીરો – આ બધું જોતાં મને લાગે છે કે મનુષ્ય નામનું ક્ષુદ્ર પ્રાણી હવે નહિ બદલાય, આ સંસાર ઘોર નરક છે, અહીં હવે કશું થઈ શકે તેમ નથી. મને જીવવાનું દુષ્કર લાગ્યું.

પણ એની સાથે જ –

ઝગમગતો સોહામણો તડકો, માની જેમ મમતા વરસાવતી કાળી કાળી વાદળીઓ, મહોરેલો આંબાનો છોડ, તડકામાં ધીરે ધીરે ચાલી જતી ગ્રામબાળાનું મુખમંડળ – એ બધું યાદ આવે છે. વરસાદમાં ત્યાંના લોકો યાદ આવે છે. રાજીખુશીથી હાડતોડ મહેનત કરતી પ્રજાનું દૃશ્ય સામે આવે છે. ઝાડની છાયા માટે વલખાં મારતી પેલી ડોસી મારા સ્મૃતિપટ પર સદા અંકિત રહેશે. એ વખતે ફરી મને વિચાર આવે છે, ના, ના, નિરાશ થવાનું કોઈ કારણ નથી. આ નરકને આપણે મિટાવી શકીએ તેમ છીએ, પરિશ્રમ વડે આનંદને પ્રતિષ્ઠિત કરી શકીએ છીએ. અને મારા મનમાં ફરી આશાની એક આછી-શી રેખા ઊગવા લાગે છે.

# આશા-કિરણ

**બાલગંગાધર તિલક**

વેંકટેશ્વર્લુ રખડી-ઝઝળીને એક વાગ્યા પછી ઘેર પહોંચ્યો. એને ક્યાંયથી ચોખા મળ્યા નહિ. એને ખબર હતી કે હવે એને ચોખા નહિ મળે. તે ક્યાંયથી ચોખા લાવી શકે એવી સ્થિતિમાં નથી. નકામો જ, ગાંડાની જેમ ચક્કર મારવા ગયો. ભૂખ, નિરાશા અને શિયાળાની બપોરે—આ ત્રણેએ એને દિગ્મૂઢ બનાવી દીધો હતો. છેવટ તે કોઈક ચોખાની દુકાને ગયો—ચોખા માગવાના વિચારે.

પૂછ્યું : "શો ભાવ છે ચોખાનો ?" દુકાનદારે થોડીવાર સુધી એનો વિચિત્ર ચહેરો શંકાભરી નજરે જોયા કર્યો. પછી કહ્યું : "એંસી રૂપિયે મણ."

"ઠીક," કહીને વેંકટેશ્વર્લુ પાછો વળ્યો. રસ્તામાં ધર્મશાળાની બહારના ઓટલા પર થોડીવાર બેઠો. ભિખારીઓ માટીના હાંડલામાં રસોઈ બનાવતા હતા. તેણે અત્યંત આશા અને અદેખાઈથી એમની તરફ જોયું. આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. નાનપણમાં તે રડતો ત્યારે એની મા પાસે બોલાવીને આશ્વાસન આપતી. હવે એની પત્ની એને ધમકાવે છે અને છોકરાંઓ આશ્ચર્યથી એની તરફ જોઈ રહે છે. તે ભૂખને લીધે નથી રડતો, ચોખા ન મળવાને લીધે નથી રડતો, પોતાની લાચારી પર રડે છે, પોતાની નિરર્થકતા પર રડે છે. એના રુદનમાં બળ નથી. હૃદયને ભેદીને, હવાને વીંધીને પહાડોને ગજાવી મૂકે, એવો આક્રોશ એમાં નથી. કાદવકીચડમાં ફરતા વરસાદી અળશિયા પર કોઈનો પગ પડે અને તે કચડાઈને મરી જાય, એના જેવી લાચારી ને નિર્બળતાથી તે રડે છે. એ કશીક અકર્મણ્યતાની નિર્મળ વેદના છે.

આંખો ચોળીને તે થોડીવાર આમતેમ ફર્યો, પુલ પર ગયો. પછી નહેરને કાંઠ-કાંઠે થોડે દૂર સુધી ચાલી પાછો વળ્યો અને આગળ વધી ગામ ભણી ચાલી છેવટ સીધો ઘેર પહોંચી ગયો. આ બધા લોકોને શું કહેવું ? ઘરના આ બધા માણસો—બૈરી ને પાંચ છોકરાં—ભૂખથી રિબાતાં રિબાતાં છેવટ મરી જાય તો

કદાચ પોતે ધીરજ અને નિરાંતથી શ્વાસ લઈ શકે; ત્યારે કોઈ એમ કહેનારું નહિ હોય કે તમે ચોખા લાવ્યા નહિ. ઠપકાની મુદ્રામાં દયા અને આક્રોશની ભાવનાથી એની તરફ કોઈ જોનારું નહિ રહે. પણ એ લોકો મરી ગયાં નહિ. રસ્તામાં ઉઘાડી ભોંય પર પાલવ પાથરીને પત્ની સૂતી છે. પતિને જોતાંવેંત એણે આંખ ઉઘાડી પણ સૂનાપણું અનુભવાતાં પાછી મીંચી દીધી. તેણે લાંબો નિસાસો નાખી ઓરડાની અંદર પગ મૂક્યો. જોયું તો મોટી દીકરી જયા નાના બાળકને ખોળામાં સુવડાવી ત્યાં બારણાં પાસે જ ભીંતની નજીક બેઠી હતી. સુક્કા હોઠે તે છત તરફ તાકી રહી હતી. બાકીનાં છોકરાં ક્યાં છે, કંઈ ખબર પડી નહિ. વેંકટેશ્વર્લુ પોતાની દીકરીથી નજર બચાવીને ઘરની પાછળ ચાલ્યો ગયો. કૂવામાંથી પાણી કાઢી તેણે હાથમોં ધોયાં અને પછી બદામના ઝાડ હેઠળ જઈને બેઠો.

એને લાગ્યું, પોતે નબળો થતો જાય છે. એક પળ માટે કૂવો, ઝાડ અને ઝાડ પર બેઠેલો કાગડો–બધું ગોળ ગોળ ફરતું હોય એવું લાગ્યું. સૂકાં પાંદડાં પર તે આડો પડ્યો. એને લાગ્યું, જાણે શરીર ખેંચાઈ રહ્યું છે અને પોતે કદાચ મરી જવાનો છે. તે બી ગયો. આમ તો મરવાનો વિચાર મનમાં કેટલીયે વાર આવેલો. પણ આ રીતે પૂર્વચેતવણી વિના મરી જવામાં તેને અકર્મણ્યતાનું લક્ષણ દેખાયું. એણે મનોમન કહ્યું : 'હું નકામો છું, છેક જ નકામો છું.' એની આંખોમાંથી આંસુ ટપકી પડ્યાં.

ચોખાની દુકાનવાળા શેઠને તેણે દીનતાથી કહ્યું હોત : 'શેઠ, ગરીબ માણસ છું, બે દિવસથી કાંઈ ખાધું નથી. થોડા ચોખા આપો તો ઘણી મહેરબાની.' તો કદાચ તે આપી દેત. આટલું નાનકડું કામ પણ તેનાથી કાં થઈ શકતું નથી ? કારણ કે પોતે તદ્દન નકામો છે. ભિખારાં ને માગણ જીવે છે, કાગડા ને ગધેડા પણ જીવે છે. જીવવાને અશક્તિમાન પોતે એકલો છે.

એને થયું, ઘેર જઈશ કે પત્ની ધમકાવશે. પણ તે કાંઈ બોલી નહિ. એને શંકા પડી. કદાચ આ લોકોએ ક્યાંકથી ચોખા લાવી, રાંધીને ખાઈ લીધું હોય તેમ ન બને ? પણ એમ હોય તો એ લોકો મને ખાવા ન આપે ? ખાવા માટે મને કોઈએ બોલાવ્યો તો નહિ ! એના મનમાં આશા જાગી. ધીરેથી ઊઠીને તે ચુપચાપ રસોડામાં ગયો. ભાતની તપેલીનું ઢાંકણું ઉઘાડીને જોયું. એમાં ભાત હતા. થોડી ચટણી પણ હતી. અચકાતાં અચકાતાં આમતેમ નજર નાખીને ભાતમાં ચટણી મેળવી તે ખાવા તૈયાર થઈ ગયો. એટલામાં ઝડપથી બારણું ઉઘાડી એની પત્ની અંદર આવી અને બાવડેથી પકડી બહાર ખેંચી ગઈ.

'સવારથી ચોખા લેવા ગયા હતા તે છેક અત્યારે આવ્યા ? મારી ને છોકરાંઓની તમને કશી પડી છે ? મોટી છોકરી બિચારી ઘેર–ઘેર ભટકીને ક્યાંકથી અડધો શેર ચોખા લઈ આવી છે. નહિ તો, છોકરાંઓએ કાલે રાતેય ખાધું નહોતું ને આજે સવારે પણ તે ભૂખ્યાં જ રહેત. અત્યાર સુધીમાં ઢબી ગયાં હોત તો તમે તો બહુ રાજી થાત, કાં ? તમને શી ફિકર છે ? ક્યાંક ને ક્યાંકથી કંઈ ઓર્યું હશે પેટમાં. બિચારો નાનકો ખાધા વિના ક્યાંકથી છાશ લેવા ગયો છે. એને માટે ઢાંકેલું ખાવાનું તમે ગુપચુપ હડપ કરી જવા માગો છો ? પોતાના દીકરાના જ પેટ પર છરી મૂકવા માગો છો ?'

તે એને મોટેમોટેથી વઢવા માંડી. પણ બીજી જ પળે તે એકદમ ખિન્ન થઈ ગઈ અને ડૂસકાં ભરી ભરીને રડવા લાગી. વેંકટેશ્વર્લુની એકએક નસમાં પીડા થવા લાગી. તેને લાગ્યું, મોંમાં જાણે કોઈ અભક્ષ્ય વસ્તુ મૂકેલી છે. એને પોતાની જાત પ્રત્યે ઘૃણા ઊપજી. પત્ની પર તેને દયા આવી. તે પરણીને સાસરે આવી ત્યારે અત્યંત શાંત અને મધુર સ્વભાવની સ્ત્રી.હતી. હવે તે આમ શાથી બદલાઈ ગઈ છે એનું કારણ તે જાણે છે. તેણે એને આશ્વાસન આપવા ઈચ્છ્યું, સમજાવવા ઈચ્છ્યું, પણ એને બદલે તે ફરી બહાર ચાલ્યો ગયો.

પાછો ધર્મશાળા પાસે જઈ તેના ઓટલાના એક ખૂણે બેસી ગયો. થોડા ભિખારીઓ ઓટલા પર પડ્યા પડ્યા વાતે વળગ્યા હતા. દરેક જણે પોતાનાં કપડાં ને વાસણ પોતાની પાસે જ રાખ્યાં હતાં. ફાટ્યાં-તૂટ્યાં, ગંદાં, ચીંથરા જેવાં કપડાં, જીંથરાં જેવા વાળ, નિર્લજ્જ અસભ્ય પોશાકમાં મલિન શરીરોની રૂપરેખા, ગંદા નાળામાં ખદબદતા કીડા જેવા તેઓનાં ઝુંડનાં ઝુંડ ત્યાં પડ્યાં છે. વેંકટેશ્વર્લુએ પોતાની તરફ, પોતાના કપડાંની તરફ એકવાર જોયું. એમની ને પોતાની વચ્ચે ઝાઝો ફરક ન લાગ્યો. એમ છતાં તેઓ જીવે છે, કોઈક પણ રીતે જીવી લે છે. આવી કંગાલ, મુફલિસ દશામાં શા માટે જીવવું જોઈએ ? જીવવા માટેનાં આ મોહ-મમતા શા કાજે ?

આંધળા ને લંગડા હોવા છતાં રસ્તા પર ધૂળમાં આળોટીને બધા લોકો સમક્ષ પોતાની દયનીય સ્થિતિનું વર્ણન કરી એમની દયા પર જીવવાની આ લાલસા શા માટે ? જીવવા માટેનું આ જે આકર્ષણ છે – એને અચાનક લાગ્યું કે એના રહસ્યની પોતાને જાણ થઈ ગઈ છે. આ બધી છેતરપિંડી છે, પાખંડ છે, માછલીઓની જેમ ગલમાં ફસાવીને કદીક પાણીમાં ડુબાડતાં, ક્યારેક આશા

આપતાં, આ બધા લોકોને કોઈ ધીરે ધીરે મારી રહ્યું છે, રોવડાવી રહ્યું છે, એમના ટુકડેટુકડા કરી રહ્યું છે.

વેંકટેશ્વર્લુએ લાંબો શ્વાસ નાખ્યો. એણે મરવાનો નિશ્ચય કર્યો. વિચાર્યું : જીવવાથી વધુ ભારે આ સંસારમાં બીજી કોઈ વેદના નથી. હવે પોતે જીવી શકે એમ નથી, પોતાના કુટુંબને જીવવા માટેનું બળ આપી શકે તેમ નથી. પોતે સાવ નકામો છે. ભગવાન આવા અભાગિયાઓને; આવા નમાલા લોકોને શા માટે જન્મ આપતો હશે ? ધર્મશાળાની ભીંતને અઢેલીને બેઠાં બેઠાં તે પોતાના જીવનનું નિરીક્ષણ કરવા લાગ્યો.

જે દિવસથી નોકરી ગઈ, તે દિવસથી એના જીવનમાં દુઃખની આ પરંપરા શરૂ થઈ ગઈ હતી. જ્યાં સુધી તે પ્રાથમિક નિશાળમાં શિક્ષક હતો ત્યાં સુધી કુટુંબનું ભરણપોષણ કોઈક રીતે થઈ જતું હતું. પણ પોતે બેવકૂફ હતો, ઘનચક્કર હતો. નહિ તો સ્કૂલ ઇન્સ્પેક્ટ્રેસનો પાલવ શા માટે ખેંચે ? અને તે એમ કહે કે તેનો કોઈ બદઈરાદો નહોતો, તો એ કોને ગળે ઊતરે ? નિરીક્ષણના બન્ને દિવસ તે એની સાથે હાસ્ય-વિનોદની વાતો શા માટે કરતી હતી ? એના વર્ગનું નિરીક્ષણ કરતીવેળા તે એ રીતે શા માટે હસતી હતી ? એને થયું, મેમસાહેબની તેના પર અમી નજર છે, તેને પોતે ગમે છે. છેલ્લા દિવસે તે એના વર્ગમાં ગઈ ત્યારે ઊંઘતો હતો. ખરું પૂછો તો એ વખતે જ તેની પાંપણ જરા મીંચાઈ હતી. પેલીએ નારાજ થઈને ખરીખોટી સુણાવવા માંડી. છોકરાઓને પ્રશ્નો પૂછ્યા તો બધા જ છોકરાઓ મૂંઝાઈને ઊભા થઈ ગયા. તે ચંડી જેવી બની ગઈ. બધા શિક્ષકોની સામે "આ કાંઈ ઢોરાં ચરાવવાનું કામ નથી, વેંકટેશ્વર્લુ ! હું તમારી વિરુદ્ધ રિપોર્ટ આપવાની છું" કહીને તે ચાલી ગઈ. એ ડરી ગયો. 'મેડમ મેડમ' કરતો રસ્તા પરએની પાછળ ચાલ્યો અને મેડમ એની વાત તરફ ધ્યાન આપ્યા વગર જ જવા લાગી ત્યારે ગભરાટમાં એણે 'મેડમ' કહીને એનો પાલવ ખેંચ્યો. પાલવ ખભા પરથી સરી પડ્યો. બધા હસવા લાગ્યા. 'બ્રૂટ ... બિસ્ટ ...' કહીને તે તણખા વેરતી ચાલી ગઈ. બસ, તેની નોકરી ઝૂંટવાઈ ગઈ – પેલીના પાલવ કરતાં પણ વધારે પ્રગટ અને વધારે સ્થાયી રીતે.

આમ પાલવ પકડીને ખેંચવો એ ખોટું કહેવાય એ વાત તે સારી પેઠે જાણતો હતો, પણ ગભરાટમાં તેને ખ્યાલ ન આવ્યો કે પોતે શું કરી રહ્યો છે. એનો ઉદ્દેશ

માત્ર એને થોભાવીને આજીજી કરવાનો હતો. પણ એનું નસીબ જ અવળું છે. આ કારણે જ એની પત્ની સુધ્ધાં એને નાલાયક અને તુચ્છ ગણે છે.

ત્યાર પછી તે થોડાં ટ્યુશન કરવા લાગ્યો. પણ એમાંયે કંઈ ભલીવાર વળ્યો નહિ. કોને ખબર એનામાં શું ખામી હતી, બધાએ એક એક કરીને એની પાસે જવાનું છોડી દીધું. ઘણી જગ્યાએ નોકરી માટે પ્રયત્ન કર્યો, પણ વ્યર્થ. જે કોઈ નોકરી મળી તે ટકી નહિ. અભિમાન ગળી જઈને સિનેમાની ટિકિટ વેચવાનું પણ કામ કર્યું. પણ ત્યાંયે સ્થિર થયો નહિ. ઘેરઘેર જઈ પાપડ અને સાંબાર-પાઉડર વેચવાનું કામ પણ કર્યું, પણ કોઈએ એની પાસેથી ખરીદી કરી નહિ. એનામાં માલ વેચવાની આવડત જ નથી. છેવટ લાચાર થઈને એની પત્ની બીજાને ઘરે રાંધવાનું કામ કરી છોકરાને પાળવા-પોષવા લાગી. બધા લોકો એની નિંદા કરવા લાગ્યા. તેઓ કહેતા : 'ભીખ, માગ, નહિ તો ચોરી કર. ઘરવાળીને બહાર શું કામ મોકલે છે ?' ઘણાં ગામોમાં જઈને એણે લોકો પાસે પૈસા માગ્યા. પણ એની માગવાની રીત જોઈને લોકોને એના પર શંકા આવતી. ક્યાંક ક્યાંકથી ખાલી હાથે પણ પાછા આવવું પડતું. ત્યાર પછી ચોરીયે કરી જોઈ. શરૂઆત રેલવે સ્ટેશનથી કરી. ચોરી કેમ કરાય તેની કશી ગમ નહોતી. એક દિવસ હિંમત એકઠી કરી ગાડીના ડબ્બામાં ઘૂસી જઈ કોઈના ઝભ્ભામાં હાથ નાખ્યો. એ માણસે તરત એને પકડી લીધો. લોકો ધોલધાપટ કરવા લાગ્યા. એટલામાં એના ઓળખીતા એક માસ્તરસાહેબે વચ્ચે પડી પેલાઓને સમજાવ્યા કે આમાં કાંઈ ગોટાળો થયો લાગે છે, આ કાંઈ એવો માણસ નથી. નહિ તો એ લોકો એને જીવતો મૂકત જ નહિ.

ચાલીસની વય તે વટાવી ગયો છે. તોપણ પોતાના સ્વભાવ અને સંસ્કારની વિરુદ્ધ તેણે પેટિયું રળવા માટે ઘણાં હલકાં કામ કર્યાં. પણ પરિણામમાં પીડા અને અપમાન જ મળ્યાં.

આવી રીતે તે કેટલા દિવસ જીવી શકે ? કુટુંબને તે કયો ટેકો આંપી શકે તેમ છે ? ભયાનક અસહાયતા તેને વીંટળાઈ વળી. એને થયું, જાણે પોતે

અંધારામાં ફાંફાં મારે છે ને ઊંડા પાણીમાં ડૂબતો જાય છે. કમજોરીને કારણે હાથપગની તાકાત ખૂટતી જાય છે. ભીંતને અઢેલીને બેસતાં, એના દિમાગની વિચારવાની શક્તિ પણ ઘસાતી જાય છે.

આ રીતે સૂતાં સૂતાં આવી ગયેલી ઊંઘ 'બાપા !' અવાજ સાંભળતાં જ ઊડી ગઈ. આંખ ઉઘાડીને જોયું તો દસ વર્ષની ઉંમરનો મોટો છોકરો કહેતો હતો : "મા બોલાવે છે."

"કેમ ?"

"ખાવા માટે."

"શું ખાવા માટે ?"

"પૂડા."

"વેંકટેશ્વર્લુ દીકરાની પાછળ પાછળ ચાલવા લાગ્યો. પત્ની ઉંબરા પર જ એની વાટ જોતી ઊભી હતી. "આવો, પૂડા ખાઈ લો,' તેણે એકદમ ઉલ્લાસથી કહ્યું. "સૂરમ્માને ઘેર આજે દેવીની પૂજા હતી. અમે બધાંએ ત્યાં જઈને પૂડા ખાધા. તમારે માટે આ પૂડા સાડલામાં સંતાડીને લાવી છું. હવે કાલ સુધી કશી ચિંતા નથી." પત્નીએ લાવેલ પૂડા ખાતાં વેંકટેશ્વર્લુએ વિચાર્યું, આ સ્ત્રીના મનમાં હજુ પણ દયામાયા છે, પતિના ખાવાપીવાની કાળજી હજુ એને છે. આ આદરની ભાવનાથી એનું ગળું રુંધાયું. એણે પૂડો મોંમાં મૂક્યો, સ્વાદની ખબર પડી નહિ. ભૂખથી તરફડી તરફડીને એની જીભ સુકાઈ ગઈ છે. તોપણ ઝટપટ પૂડા ખાઈ એણે પાણી પી લીધું. અંધારું થવા માંડ્યું હતું. તે ઘરના પાછળના ઓટલા પર ચટાઈ પાથરીને સૂઈ ગયો. બદામના ઝાડની ડાળીઓમાંથી બે તારા દેખાતા હતા. નજીકના મકાનમાંથી કોઈ ગીત સંભળાય છે. અંધારું કાળી રેતીની જેમ સર સર સરતું હતું અને ગીતની સાથે મળીને એના અંગે અંગે ખૂંચતું હોય તેમ લાગતું હતું. તે નિરાશામાં ભાન ખોઈને ઊંઘી ગયો.

થોડીવાર પછી એની પત્ની એને જગાડવા લાગી તો આંખ ઊઘડી ગઈ. તે ઊઠીને બેઠો થયો. બોલ્યો : "શું છે ?"

"નવ વાગવા આવ્યા છે. જયા અને નાની સાંજનાં બહાર ગયાં છે. હજુ સુધી બન્ને ઘેર નથી આવ્યાં."

"અચ્છા, આ વાત મને શું કરવાને કહે છે ?"

"અચ્છા કહી દીધે કેમ ચાલશે ? કોને ખબર એમને શું થયું હશે, સાવ પારકા માણસની જેમ 'અચ્છા' કહ્યું એટલે પતી ગયું ?"

પછી ગાળો શરૂ થઈ. આખો જનમારો બસ આજ હૈયાહોળી ! ક્યારેક પળવાર માટે, કે એથીયે અડધા સમય માટે હેતથી વાત કરે છે, ને ફરી ક્લેશ-કંકાસ ને રોકકળ શરૂ થઈ જાય છે. એમાં એનોયે શો વાંક ? ઘરમાં છોકરાં ભૂખ્યાં રહેવાને કારણે એનું દિલ ચિરાઈ જાય છે તો માનું હૃદય ઘનીભૂત પીડાથી, ઘરના માલિકની નિર્માલ્યતાથી ફાટી જાય છે, એના પાષાણ- હૃદય પર માથાં પછાડીને રડે છે.

આંસુ સારતાં એની પત્ની કહેવા લાગી : "સત્તર વર્ષ પૂરાં થયાં. અત્યાર સુધી કોઈ ખુશી કે હાસ્ય જોયાં નથી. દીકરી, આસપાસના પડોશીઓના ઘરમાં જઈ 'અમારે ત્યાં ફલાણું નથી, ઢીંકણું નથી,' કહીને એમની પાસેથી વસ્તુઓ માગી લાવીને આપણને આપે છે. ઉંમરલાયક છોકરી છે – લગ્નનું કાંઈ ઠેકાણું નથી. પેટપૂરતું ખાવાનું નથી. નાના ભાઈઓને જોઈને એનું દિલ દુભાય છે. મને કહે છે : 'બાપાજી ભોળા છે. એમને કંઈ કહીશ નહિ. એ બિચારા પણ શું કરે ?' છોકરાંને તાવ આવે તો જાતે વૈદને ત્યાં લઈ જાય છે. ઘરમાં હમેશાં દુઃખ ને દુઃખ જ નજરે પડે છે. મને જોઈને, મસાણ જેવું આ ઘર જોઈને તે ખૂબ દુઃખી થાય છે, એટલે આમતેમ ચક્કર મારી આવે છે. શું કરું કહો, મને ક્યાંય રસોઈનું કામ પણ નથી મળતું."

તે હીબકાં ભરી ભરીને રડે છે. વેંકટેશ્વર્લુને લાગ્યું, જાણે કોઈ એના પેટને ધીરે ધીરે અતિ નિપુણતાથી ધારદાર છરીથી ચીરી રહ્યું છે. પોતે મરવાનો નિર્ણય કર્યો હતો એ વિશે તે પત્નીને કહેવા ઇચ્છતો હતો. પછી થયું : તે જો એમ કહે કે 'સારું, કાશ ગઈ,' તો મરતી વખતે યે એને નિરાંત નહિ રહે.

તે ચટાઈ પર સૂતો છે. બન્ને દીકરીઓ ઘેર આવી ગઈ છે. પત્ની રડવાનું બંધ કરી અંદર ચાલી ગઈ. અંધારામાં તે વિચારી રહ્યો : 'ખરી વાત છે. જયાનાં લગ્ન થઈ જાય તો કંઈ નહિ તો તે આરામથી તો રહી શકે. પણ એની સાથે લગ્ન કોણ કરે ? લગ્ન કેવી રીતે કરવાં ? જયા બહુ સુંદર નથી તો કદરૂપી પણ નથી.

આટલી ગરીબી અને મુશ્કેલીઓમાં પણ તેનું યૌવન આશ્ચર્યકારક રીતે પૂરેપૂરું ઊઘડી આવ્યું છે. લાંબી છે એટલે જોવામાં આકર્ષક પણ લાગે છે. પણ ગરીબની દીકરી સાથે લગ્ન કોણ કરે ? બીજવર, ત્રીજવર હોય તોય વાંધો નહિ... પણ હું તો મૂઠી ધાન કમાવાનેય લાયક નથી. દીકરી માટે મુરતિયો ક્યાંથી લાવું ? મારે માટે કોઈ માનમર્યાદા કે આદરસન્માન હોય તો જ કોઈ બુઢ્ઢિયો ભલેને, અહીં પગ મૂકવા તૈયાર થાય ...

અણસાર આવ્યો કે પાસેથી ઉંદર જાય છે. પછી ઊંઘ આવી ગઈ.

2

બે દિવસથી વેંકટેશ્વર્લુએ ઘેર જવાનું માંડી વાળ્યું છે. વચમાં નાનો છોકરો માંદો પડી ગયો. સખત માંદો પડ્યો હતો. ઊલટી થઈ અને ઝાડા થવા લાગ્યા. ફરી કરીને તે ઘેર પહોંચ્યો ત્યાં સુધી તેને આ વાતની જરા સરખીયે ખબર નહોતી. છોકરાના હાથપગ ઠંડા પડવા માંડ્યા એટલે જયા એને ઇસ્પિતાલમાં લઈ ગઈ હતી. પત્ની ઘરમાં સૂતી હતી. કદાચ રડતી હતી. પણ વેંકટેશ્વર્લુએ તે તરફ લક્ષ આપ્યું નહિ. ઘરમાં પહોંચ્યો કે તરત જ પત્નીને કહ્યું : "ભૂખ લાગી છે. ક્યાંકથી ચોખા મળી ગયા હોય તો થોડું ખાવાનું પીરસ."

થોડા દિવસથી એણે ખાવાનું માગ્યું નહોતું. ખાવા માટે કોઈ બોલાવે તો જઈને ખાઈ લેતો. નહિ તો, આજે ઘરમાં કોઈને ખાવાનું નહિ મળે એમ માનીને તે ગુપચુપ પડ્યો રહેતો. આજે કોને ખબર શું થઈ ગયું તે જીવનમરણ વચ્ચે ઝૂલતા દીકરાની ચિંતામાં પડેલી પોતાની પત્ની પાસે જઈને એણે પૂછ્યું : "ખાવાનું આપશે ?"

તેને પગથી માથા સુધી લાય લાગી ગઈ. વિખરાયેલા વાળ અને સળગતી આંખોથી વિકરાળ લાગતી તે વરસી પડી : "છી : જાનવર મૂઓ !" અને એ કહેતાં જ પાસે પડેલો લોટો ઊંચકી જોરથી એના ભણી ફેંક્યો. પણ નિશાન ચૂકી જતાં લોટો નજીકના બારણાં સાથે અફળાયો અને મોટો અવાજ થયો. વેંકટેશ્વર્લુ નવાઈ પામ્યો. વાત કંઈ એને સમજાઈ નહિ. પત્ની ભોંય પર આળોટતી 'બેટા, બેટા,' એમ કણસતી હતી. એ શું મરી ગયો હશે ? તેને ભય લાગ્યો. તેને થયું, ઘરના બધા લોકો એને ઘેરી વળીને કહી રહ્યા છે : તું જ હત્યારો છે ... ! અને પોલીસવાળા આવીને એને જબરજસ્તીથી ઘસડીને લઈ જાય છે. તે જલદી જલદી ઘરની બહાર જતો રહ્યો.

તે બધા લોકોથી, બધે સ્થળેથી દૂર દૂર ભાગી જવા ઇચ્છતો હતો. રાત આખી તે રસ્તા પર રઝળતો રહ્યો. કદીક અહીં તો કદીક ત્યાં બેસીને વખત પસાર કરતો રહ્યો. મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો : ક્યાં ભાગું ? કોનાથી ભાગું ? અચાનક વીજળીની જેમ તેના મનમાં ઉત્તર ઝબક્યો : પોતાની જાતથી, પોતાની જિંદગીથી. બીજો કોઈ ઉપાય નથી. મરણનો જ હવે આશરો છે, મરવામાં જ નિરાંત છે, મરણ જ બધી સમસ્યાઓનો તોડ લાવી શકે એમ છે. તે ધર્મશાળાના ઓટલે સૂઈ ગયો. કેવી રીતે મરવું, ક્યારે મરવું – બધી બાબત નક્કી કરી. હવે એ જીવવાનો નથી. એનું કુટુંબ પણ નહિ જીવે. જીવવાનો કોઈ રસ્તો સૂઝે તેમ નથી. અને આની પહેલાં એ પણ સાબિત થઈ ચૂક્યું છે કે પોતે કશું કરી શકે તેમ નથી. ફાલતુ માણસની જેમ તે જીવ્યા કરે, તેમાં કોઈનેયે ફાયદો નથી. બીજે દિવસે રેલગાડીની નીચે માથું મૂકવું – એ જ એક ઉપાય છે. મરવાની રીત વિચારતાં વિચારતાં તેની આંખ મળી ગઈ.

સૂરજ ઊગ્યો ત્યારે તેની આંખ ખૂલી. બધા ભિખારીઓ ચાલ્યા ગયા હતા. એમનાં હાંલ્લાં તડકામાં ચમકતાં હતાં. વેંકટેશ્વર્લુ એકવાર પોતાનાં પત્ની-બાળકોને જોઈ લેવા માગતો હતો. પોતાના મહોલ્લાના ખૂણા સુધી તે ગયો, પણ પછી આગળ વધવાની હિંમત ન ચાલી. પત્ની એને અંદર ન પેસવા દે તો ? તો પછી આ મમતા શાને માટે ? પાડોશીનો નાનો છોકરો જતો હતો તેને અટકાવીને પૂછ્યું : "કેમ બેટા, અમારો નાનકો માંદો હતો તે તને કાંઈ ખબર છે, એ જીવે છે કે મરી ગયો છે ?"

"બચી ગયો છે. કાલે સાંજે ઇસ્પિતાલમાંથી પાછો આવી ગયો," કહીને તે ચાલ્યો ગયો.

"જવા દો," કહીને તે પાછો વળી ગયો. ફરી ધર્મશાળાના ઓટલે પહોંચી ગયો. એને પોતાનું બાળપણ યાદ આવ્યું. એને જરાસરખું વાગતું કે મા બહુ વહાલથી ધ્યાન ને કાળજીથી એની સારવાર કરતી. હવે કોણ જોનારું છે ? "બેટા વેંકુ, તારું મોં કેમ પડી ગયું છે ? શુ થયું દીકરા ? લે, આ દૂધ પી લે." હવે એવી વાત કહેનારું કોઈ નથી. તે રડી પડ્યો. મરવા માટે તૈયાર થયેલા વેંકટેશ્વર્લુને પોતાની પર એકવાર દયા આવી ગઈ. ક્યાંય સુધી તે રડતો રહ્યો. બપોરના વખતે ધર્મશાળાનો મુનીમ બહાર જતાં જતાં એને બે કેળાં આપી ગયો હતો. બન્ને કેળાં ખાઈ એણે પાણી પીધું અને ભીંત પાસે બેઠો રહ્યો.

સાંજ પડતાં એને ડર લાગવા માંડ્યો. હવે મરી ગયા વગર ચાલે તેમ નથી. એ નિર્ણયમાં હવે કશો ફેરફાર થાય તેમ નથી. પણ અંદર કોઈક પીડા, કોઈ માયા એને હેરાન કરે છે. તે આંખ અને દાંત ભીડીને બેસી રહ્યો. બાળપણ, કુટુંબ, છોકરાં, નિશાળ, મેમસાહેબ ... બધી વાતો એના મનમાં ચકરડીની જેમ ઘૂમવા લાગી. રસ્તા પર કેટલાક લોકો કોઈનું શબ લઈને જતા હતા. આ દૃશ્ય તે જોઈ ન શક્યો. તેણે મોં ફેરવી લીધું. એને ફરી ભૂખ લાગવા માંડી.

ભૂખ અને નબળાઈને કારણે આખું શરીર જાણે સંકોચાઈ ગયું હોય એમ લાગતું હતું. હવેની વાર ફરી મક્કમતાથી નિર્ધાર કર્યો કે, મરી જવામાં જ સારું છે.

અંધારું ઢળતાં તે ઊભો થયો. હવે રેલગાડીને આવવાને ને એના મરવાને એક જ કલાકની વાર છે. તેણે ઝટપટ પગલાં ઉપાડ્યાં. પુલ ઓળંગી ખેતરોની વચ્ચેથી ચાલવા માંડ્યું. ત્યાં ગાડીના પાટા પાસે લોકોની અવરજવર ઓછી હોય છે. આ જગ્યા સ્ટેશનથી એકાદ માઈલ હશે. બન્ને તરફ ઘટાદાર વૃક્ષો ઊભાં છે. આગગાડી અહીંથી વળાંક લે છે. અહીં માથું મૂક્યું હોય તો ગાડી આવે છે તેનો અણસાર પણ ન આવે. અચાનક રેલગાડી વળાંક લઈને, એની ઉપરથી પસાર થઈ જશે. એને ખબર પણ નહિ પડે. વેંકટેશ્વર્લુ મન કઠણ કરીને ખેતરોની વચ્ચેથી ચાલવા લાગ્યો.

લાલિમામાંથી કાલિમામાં બદલાતાં વાદળ, કાળાં-કાળાં ખૂબ ફેલાયેલાં બાવળનાં ઝાડ, વિલાપતો હોય તેવો પવન, પંખીઓ અને જીવડાંનો મિશ્રિત અવાજ – બધું જાણે એને 'મરી જા, મરી જા,' કહીને એને ઈશારત કરતું હોય તેમ લાગ્યું. આખી પ્રકૃતિ એવું ઈચ્છતી હોય, એને મરવા માટે ફરજ પાડતી હોય તેમ લાગ્યું.

"અરે વેંકટેશ્વર્લુ, તને બોલાવું છું. જરાવાર ઊભો તો રહે !" પાછળથી કોઈએ હાંક મારી.

ફરીને જોયું તો સૂર્યનારાયણ સાયકલ પર જતો હતો. વેંકટેશ્વર્લુ થોભી ગયો. એને ખબર છે કે, નિશાળ છૂટ્યા પછી નજીકના રસ્તેથી ખેતરોની વચ્ચે થઈને સૂર્યનારાયણ રોજ એને સાસરે જાય છે.

"આમ કઈ તરફ, વેંકટેશ્વર્લુ ?" સૂર્યનારાયણે પૂછ્યું. વેંકટેશ્વર્લુએ કશો જવાબ આપ્યો નહિ. વેંકટેશ્વર્લુ પહેલાં જ્યાં કામ કરતો હતો તે પ્રાથમિક શાળામાં

સૂર્યનારાયણ શિક્ષક છે.

"તું તે માણસ છે કે ચીભડું ? તારામાં કશી અક્કલ બળી છે કે નહિ ?" સૂર્યનારાયણે નારાજ થઈને કહ્યું.

હતપ્રભ થઈને વેંકટેશ્વર્લુ જોઈ રહ્યો. એને સૂર્યનારાયણ પર ગુસ્સો ન આવ્યો. અસલમાં, વાત શું છે તે તેને સમજાયું નહોતું.

"તારાં કુળ ને પ્રતિષ્ઠાનો તને સહેજે ખ્યાલ નથી ? તારે કારણે અમારીયે આબરૂના કાંકરા થઈ રહ્યા છે. માથું ઊંચું કરીને બહાર જવા જેવું રહ્યું નથી. છીઃ કાંઈ લાજશરમ છે કે નહિ ? દીકરીને રસ્તા પર છૂટી મૂકી દીધી છે ? ગરમ કૂતરાની જેમ તે ઘેર ઘેર ભટકતી ફરે છે. આજે એને સૂર્યા લૉજમાંથી નીકળતી જોઈ હું તો નવાઈ પામી ગયો. પેલો બ્રોકર છે ને, વેંકય્યા ? એને પૂછ્યું તો કહે કે પંદર રૂપિયામાં એક એજંટ સાથે એનું નક્કી થયું છે. મારું તો નાક કપાઈ ગયું. મારી દીકરી હોત તો ત્યાં રસ્તા પર જ એના રાઈ રાઈ જેવડા ટુકડા કરી નાખત. આવડી મોટી ઉંમરે પણ તું તારા ઘરના લોકો પર કાબૂ ન રાખી શકે તો તેનો અર્થ જ શો ? એનાથી તો મરી જવું બહેતર. તું હજુ તારી જાતને જીવવા જેવી માનીને જીવી રહ્યો છે ? હું તારી જગ્યાએ હોત તો આગગાડી નીચે માથું મૂકીને મરી જાત. છીઃ બેશરમ ! આમ જીવવું તે કાંઈ જીવવું કહેવાય ?" સૂર્યનારાયણ જમીન પર થૂંક્યો અને પછી સાયકલ પર બેસીને જતો રહ્યો.

વેંકટેશ્વર્લુ સ્તંભિત થઈને સૂર્યનારાયણ તરફ પાંચ મિનિટ સુધી ગાંડાની જેમ તાકી રહ્યો. પછી ધીરે-ધીરે એના મોં પર આનંદનો એક ઉજાસ પથરાઈ ગયો. એ નિર્જન સ્થાનમાં, ખેતરની વચ્ચે ઊભો ઊભો તે એકદમ હસી પડ્યો. એને થયું : હવે એવી કોઈ લાચારી નથી કે મારે મરવું પડે. એને એવું લાગતું હતું જાણે દરિયામાં ડૂબતાં ડૂબતાં કોઈ નાવનો આશ્રય મળી ગયો હોય. પાગલની જેમ તે મનમાં ને મનમાં ખુશ થતો હતો. કોઈને ભેટી પડીને તે પોતાના કિસ્મતની કહાણી સંભળાવવા માગતો હતો. આટલા દિવસો પછી એની જિંદગીને એક માર્ગ મળ્યો છે, જીવવા માટેનો આશરો મળ્યો છે ! હવે એણે મરવાની જરૂર નથી.
માર્ગ મળ્યો છે, જીવવા માટેનો આશરો મળ્યો છે ! હવે એણે મરવાની જરૂર નથી.

વેંકટેશ્વર્લુ પાછો વળી આનંદથી ચાલવા લાગ્યો. હવે એને નબળાઈ નથી વરતાતી. અંધારામાં ખેતરો વચ્ચેથી ચાલતો એકલો ઘેર પહોંચી ગયો. રસ્તા પર કોઈ હતું નહિ. ઘરમાં જઈને જોયું તો પત્ની ને છોકરાં હજુ સૂતાં હતાં. અરે, આ

બધાં મારો ખ્યાલ પણ નથી કરતાં ! મને અને મારા અસ્તિત્વને શું તેઓ ભૂલી ગયાં ? એને ક્રોધ ચડ્યો. પાછળવાળા ઓટલે જઈને બેઠો. બદામના વૃક્ષની ડાળીઓમાં અંધારું છવાયેલું છે. ડાળીઓની વચ્ચેથી બે તારા ચમકે છે.

"બાપા, ચાલો જમી લઈએ." અવાજ સાંભળી વેંકટેશ્વર્લુએ માથું ઊંચું કરીને જોયું. એની નાની છોકરી બાર વર્ષની છે. તે ઊઠીને એની પાછળ પાછળ રસોડામાં ગયો. થાળીમાં ભાત પીરસ્યા હતા, શાક, ચટણી અને રસમ. વાહ ! કેટલું સ્વાદિષ્ટ ભોજન છે ? વેંકટેશ્વર્લુ ધરાઈને જમ્યો અને સંતોષનો ઓડકાર ખાધો.

નીચે ભોંય પર સૂતેલા વેંકટેશ્વર્લુની ઊંઘ અચાનક અડધી રાતે ઊડી ગઈ. એણે કોઈક અભૂતપૂર્વ સુખ અને સંતોષનો અનુભવ કર્યો. તે બધાને જગાડીને એમની સાથે આનંદથી વાત કરવા ઇચ્છતો હતો. બાળપણમાં શીખેલાં જયદેવનાં ગીત ગાવા ઇચ્છતો હતો. અચાનક એને થયું કે કદાચ એણે ક્યાંક ભૂલ કરી છે. આટલાં સુખ-સંતોષની સૂત્રધારિણી મોટી છોકરીને હજુ સુધી એણે અભિનંદન આપ્યાં નથી. એની પાસે જઈને કહેવું જોઈતું હતું, "દીકરી, હું તારા પર બહુ રાજી છું."

તે આટલો કૃતઘ્ન કેમ થઈ શકે ? તેણે ઓરડામાં જઈને જોયું. જયા ત્યાં નહોતી. ચારે બાજુ જોયું – જયા નથી. પાછળનો દરવાજો ખોલીને જોયું – વાડામાં બદામના ઝાડ નીચે જયા બેઠી છે. ચોથની ચાંદનીના આછા પ્રકાશમાં એનો ધૂંધળો ચહેરો દેખાય છે. તે ગોઠણ વચ્ચે મોં છૂપાવીને બેઠી છે. વેંકટેશ્વર્લુ એની તરફ બે ડગલાં વધ્યો. એટલામાં એના રડવાનો અવાજ સંભળાયો. વાત એની સમજમાં આવી નહિ. એક મિનિટ એની તરફ જોઈ રહી, પછી દબાયેલા પગલે પાછો આવ્યો અને ઓરડાની વચ્ચે ભોંય પર સૂઈ ગયો. 'આજે નહિ, કોઈ બીજા વખતે મારી કૃતજ્ઞતા વ્યક્ત કરીશ."

આ નિર્ણય સાથે તેણે આંખો બીડી દીધી.

# વાયુલીન

ચાગંટિ સોમયાજુલુ

રાજ્યમ્ એકદમ બેશુદ્ધ પડી છે. આ દુનિયાની એને કશી સૂધ નથી. વેંકટપ્પય્યાનો જીવ ખોવાયેલો-ખોવાયેલો લાગે છે. એણે પોતાની પત્ની પાસે જઈ એને ધારી ધારીને જોઈ.

રાજ્યમ્‌ના હોઠ હલે છે. તે કંઈક કહી રહી છે. વાત તો સંભળાતી નથી, પણ મનમાં ને મનમાં તે કંઈક કહી રહી છે.

"રાજ્યમ્ !" ગભરાઈને એણે હાંક મારી. પણ તે કાંઈ બોલી નહિ. તે આ દુનિયામાં નથી. મનને લુબ્ધ કરનારી તોડી રાગિણીને પોતાની સાક્ષીદાર બનાવીને આકાશ-પથે તે વિચરી રહી છે.

આંગણામાં છોકરાં કલશોર મચાવતાં હતાં.

"અરે નાલાયકો, આટલો ઘોંઘાટ કેમ કરો છો ?" વેંકટપ્પય્યાએ છોકરાંને ધમકાવ્યાં. એ લોકો એની પહોંચમાં હોત તો થપ્પડ પણ લગાવી દીધી હોત.

"બાપ રે, હું તો હેરાન થઈ ગઈ. છોકરાં પર આમ તમે વીજળીની પેઠે કેમ તૂટી પડો ?" રાજ્યમ્ ભાનમાં આવીને બોલી અને ભવાં ચડાવી, મોં ફુલાવી પતિ તરફ જોવા લાગી.

"એ તો કહે, તારી તબિયત કેમ છે ?" એણે અતિ વ્યાકુળતાથી પૂછ્યું.

"છોકરાંને તમે કેમ ધમકાવ્યાં ?"

"ધમકાવ્યાં તો શું થઈ ગયું ? પહેલાં તારી તબિયતની વાત કર."

"તબિયત તો સાવ સારી છે. ખરું જોતાં તો તે બગડી છે જ ક્યાં ?"

" કેટલીવાર તને બોલાવી, પણ તું બોલી નહિ."

"તમે હાંક મારેલી ?"

"નહિ તો ?"

"એમ !" કહીને રાજ્યમ્ હસી પડી. એને હસતી જોઈને બીક લાગે છે. બહાર નીકળી આવેલી ઘુવડ જેવી આંખો અને આગળ નીકળેલા મોટા મોટા દાંત એના ચહેરાને વધારે બિહામણો બનાવે છે.

"હું જરા બેભાન થઈ ગઈ હતી," રાજ્યમ્ ફરી હસી.

"બસ, એટલું જ ને ?" વેંકટપ્પય્યાએ રાહતનો શ્વાસ લીધો. ટાઈફૉઈડથી ઘણા દિવસ સુધી હેરાન થયા પછી રાજ્યમ્ હજુ હમણાં જ હરતી-ફરતી થઈ હતી. ખાવા-પીવાનું શરૂ કર્યાને હજુ અઠવાડિયું માંડ થયું હતું. આ કારણે વેંકટપ્પય્યાના મનમાં હજુ ભય છે. ટાઈફૉઈડનો તાવ મૂઓ એકવીસ દિવસે ઊતર્યો તો હતો ત્યાં એણે ફરી ઊથલો માર્યો અને ત્રણ અઠવાડિયાં સુધી પોતાનો પ્રભાવ દેખાડી એને હેરાન હેરાન કરી મૂકી. ઇસ્પિતાલથી ઘેર લાવ્યા ને ખાવા-પીવાનું શરૂ થયું તે પછી પણ હજુ વેંકટપ્પય્યાના મનમાં ક્યાંક ડર સમાયેલો છે.

"હવે તો મારી તબિયત સાવ સારી છે. જે ખાઉ છું તે પચી જાય છે. રાતે આરામથી ઊંઘી જાઉ છું. બાકી આટલા દિવસ માંદી રહી તે એક દિવસમાં તો કેમ ઠીક થઈ જાય ?" રાજ્યમે કહ્યું.

રાજ્યમ્‌ને જોનારાઓને અચરજ થાય છે કે એનામાં જીવ ટક્યો છે શી રીતે. માંસપેશીઓ સાવ સુકાઈ ગઈ છે ને હાડકાં પર માત્ર ચામડું મઢ્યું હોય એમ લાગે છે.

"તું બેશુદ્ધ પડી રહી તે હું ગભરાઈ ગયો." વેંકટપ્પાય્યા જ્યારે પણ એની પત્નીને સૂતેલી જુએ છે ત્યારે એને શંકા થાય છે કે એ જીવતી હશે કે નહિ. શ્વાસની સાથે એનું પેટ ઊંચુનીચું થાય તે પરથી એને જીવતી માની રાહત અનુભવવાની તેને લગભગ ટેવ પડી ગઈ છે.

" એ તો હું જરા થાકી ગઈ છું. બાકી તબિયત તો સાવ સારી જ છે. ખરું કહું તો આપણે આ મકાનમાં આવ્યાં ત્યારથી મને રાહત મળી છે," રાજ્યમે કહ્યું.

"મને પણ આ મકાનમાં આવ્યા પછી આરામ મળ્યો છે. અંદર અંદર હું જાણે રાજીપો અનુભવું છું. બસ, એટલું ખરું કે ભાડું જરા વધી ગયું છે."

"પણ જીવ જોખમમાં હોય ત્યારે ભાડા સામે કોણ જુએ ? તું કશી ફિકર કરીશ નહિ."

આ પહેલાં એ લોકો કોઈક સાંકડી ગલીમાં બાવા આદમના જમાનાની કાળી કોટડીમાં ઓછા ભાડાના મકાનમાં રહેતાં હતાં. એ શેરીમાં રહ્યાં ત્યાં સુધી ઘરમાં હમેશાં કોઈ ને કોઈ માંદું હોય જ. છેવટે રાજ્યમ્‌ના જીવને માટે ધાસ્તી ઊભી થઈ. ઘરમાં બીજું કોઈ હૂંફ—ટેકો આપે તેવું નહોતું. પત્ની ઇસ્પિતાલમાં હતી ત્યારે ખાસ્સી મુશ્કેલીઓ વેઠવી પડી. એ તો પતિ અને સંતાનોનાં સારાં નસીબ કે તે ફરી બેઠી થઈ અને બધાંની વચ્ચે હરવા-ફરવા લાગી. હવે નવા બંધાયેલા મોટા મકાનમાં તેમણે બે નાના ઓરડા અને એક ઓસરી ભાડે લીધાં છે. મકાનોની આસપાસ ખાલી જગ્યા છે અને દરેક મકાનને બગીચો છે.

"આપણે નકામો પૈસાનો હિસાબ માંડીએ છીએ, તું બચી ગઈ એ જ ઘણું છે," વેંકટપ્પાચ્યાએ કહ્યું.

"એમ ન કહો. મારી માંદગીમાં કેટલો ખર્ચ થયો અને એ ક્યાંથી આવ્યો, એ હજુ તમે મને કહ્યું નથી, એ પણ વિચારવા જેવી વાત તો છે !"

"મેં કહ્યું ને, એનો તું વિચાર જ ન કરીશ. પહેલાં તારી તબિયતનો ખ્યાલ રાખવાનો છે. કોઈ પણ વાતમાં કંજુસાઈ કરીશમા. જ્યારે મન થાય ત્યારે ઓવલટીન પીજે. જે ફળ લાવું છું તે બધાં ખાજે. છોકરાંને પણ આપીશમા."

"ખાઉં તો છું, બીજું શું કરું છું ? પગ લાંબા કરીને બેઠી બેઠી તમારી પાસે મહેનત કરાવું છું અને તમારા હાથનું રાંધેલું ખાઉં છું. ગમે તે કહો, દેવું એટલે દેવું. આપણી બીજી કશી આવક તો છે નહિ !"

"એ વાત તો તું મગજમાંથી કાઢી જ નાખ." વેંકટપ્પય્યા પૈસાની વાત કરતાં જ ગભરાઈ જાય છે. બે મહિનાના પગાર ઉપરાંત બીજા સો રૂપિયા ખર્ચાયા. ડૉક્ટરે દેવ માણસની જેમ એક પણ પૈસો લીધો નહિ. તો પણ દવાદારૂ પાછળ સારો એવો ખર્ચો થયો. ધર્માદા દવાખાનામાં દવા કરાવવા છતાં ખર્ચ સારી પેઠે થયો છે.

"ભલે, મેં એ વિચાર છોડી દીધો છે. નિરાંતે ચૂકવીશું. હિસાબ કરતાં કેટલો વખત લાગે છે ! એ તો મારા હાથમાં છે."

"ભલે ભલે, પછી જોયું જશે," કહીને વેંકટપ્પય્યા મકાનની પાછળ ચાલ્યો ગયો. એને ચર્ચા ઝાઝી લંબાવવી ગમતી નથી. હાથ-મોં ધોઈ પાછો આવ્યો અને વાળ ઓળી, કપડાં પહેર્યાં અને બહાર જવા માટે નીકળ્યો.

રાજ્યમ્ ફરી બેશુદ્ધ થઈ રહી છે, અંધારી કોટડીમાં પ્રવેશી રહી છે. સાંજનો તડકો બારીમાંથી ચળાઈને રાજ્યમના મોં પર પડે છે અને સોનેરી શોભા વેરે છે.

વેંકટપ્પય્યા રાજ્યમ્‌ના મુખમંડળને ધ્યાનથી જોતો ત્યાં જ ઊભો રહ્યો. આ વખતે એને બીક ન લાગી. એમ થયું કે નાનપણના કોઈક મધુર પ્રસંગનું સ્મરણ કરીને તે આત્મવિભોર બની રહી છે, એના ચહેરા પર પ્રસન્નતાની આભા ફરકે છે

વર્ષોથી વેંકટપ્પય્યાએ રાજ્યમ્‌ને આટલી પ્રસન્ન મુદ્રામાં નથી જોઈ. તે લગ્ન કરીને આવી ત્યારે શરૂઆતના દિવસોમાં અપાર ખુશી સાથે આઠે પહોર આનંદની લહેરોમાં વિચરણ કર્યા કરતી. એક જ વર્ષની અંદર તે માતા બની ગઈ. જીવને તેણે સંસારરૂપી સાગરમાં પ્રવેશ કરાવ્યો. એને પાર કરવાનું તેનું કર્તવ્ય બની ગયું. હવે છ વર્ષના ગાળામાં તે ત્રણ બાળકોની મા બનીને આ સાગરમાં તરી રહી છે.

અચાનક રાજ્યમે મોં ઉઘાડ્યું. માથું ધુણાવી-ધુણાવીને તે કંઈક કહી રહી છે. એની મુખમુદ્રા જોઈને વેંકટપ્પય્યાને હસવું આવી ગયું. એ હાસ્ય ધીરે-ધીરે ખાંસીમાં બદલાઈ ગયું અને ઠીક ઠીક વાર સુધી એ ક્રમ ચાલતો રહ્યો. છેવટ એ હાસ્ય આકાશમાં ઊડતી રાજ્યમ્‌ને ધરતી પર લઈ આવ્યું.

"કેમ આટલા ખડખડાટ હસો છો ?" એણે પતિને પૂછ્યું.

"જરા ફરી મોં બગાડીને માથું ધુણાવ તો મઝા આવે," એણે કહ્યું.

"અચ્છા, એમ વાત છે ? સામેના મકાનની છોકરી ગાઈ રહી છે, સાંભળો તો ! રાજ્યમે કહ્યું ત્યારે વેંકટપય્યાને ખબર પડી કે સામેના મકાનમાંથી કોઈ ગીત સંભળાઈ રહ્યું છે. કાનમાં કંઈક ગુંજારવ તો થતો હતો. પણ એ તરફ ધ્યાન આપવાની જરૂર ત્યાં સુધી જણાઈ નહોતી.

"અચ્છા, ત્યાં સંગીતનો કાર્યક્રમ ચાલે છે, એમ વાત છે ! ભલે ભલે, સમજી ગયો. નાનપણમાં તું વાયુલીન (વાયોલિન) વગાડવામાં બહુ કુશળ હતી, નહિ ? હું ભૂલી જ ગયો."

કામવર્દ્ધની નામની મધુર રાગિણીથી થરક થરક થઈ ઊઠેલી, ફૂલોની સુગંધથી મહેકતી મદમાતી હવા મસ્તીથી ખંડમાં પ્રવેશી રહી છે.

"અરે છોકરાંઓ, અહીં સંગીતની સભા ગોઠવાઈ છે. આવો ને સાંભળો," વેંકટપ્પય્યાએ ઘોષણા કરી. એનાં બન્ને છોકરાં બહાર સડક પર ઊભાં રહીને ખૂબ ધ્યાનથી ગીત સાંભળી રહ્યાં છે.

વેંકટપ્પય્યાએ કહ્યું : "મને તો એમ કે આ મકાનમાં નિરાંતે નિરાંતે રહી શકીશું પણ આ આધાશીશીથી બચવાનો તો કોઈ ઉપાય દેખાતો નથી."

"સૂંઠ રાખો પાસે," રાજ્યમે કહ્યું.. એના મનને સહેજ આઘાત થયો. એને થયું, જાણે સૂંઠનો લેપ કરીને આખા શરીરમાં બળતરા અનુભવાય છે.

"અંધારું થવા આવ્યું છે. અત્યારે શું કરવા બહાર જાવ છો ? જલદી વાળુ કરી લો ને !" રાજ્યમે કહ્યું.

"રોજ વિચાર કરું છું, પણ મોડું થઈ જાય છે. જલદી જઈને પાપના પ્રાયશ્ચિત્ત તરીકે કંઈક સારું કામ કરવાનું છે."

"શું પાપકર્મ કરો છો ?"

બન્ને છોકરાં ધ્યાનથી સંગીત સાંભળે છે. કદાચ એમના કાનને એ ધ્વનિ રુચે છે. બાળકોનું હૃદય કુદરતી રીતે જ નિર્મળ હોય છે, આથી સંગીત એમને પોતાની તરફ ખેંચે છે. નાની ઉંમરથી જ રાગ અને તાલનું સાધારણ જ્ઞાન આપવામાં આવે તો જીવનમાં સંગીત આનંદનો અક્ષય સ્ત્રોત બની શકે છે.

"વાહ રે વાહ, તમે લોકો તો માના લાયક દીકરા નીકળ્યા. સારેગમની સાંબાર-ગંધ તમને પણ અડી ગઈ હોય એમ લાગે છે," કહેતાં વેંકટપ્પય્યા બહાર ઊપડ્યો.

રાજ્યમે ધીરેથી ઊઠીને બત્તી કરી. બે કડી વચ્ચે લટકતી ટ્યૂબે ધીરેથી સળગીને આખા ઓરડાને પ્રકાશથી ભરી દીધો – જાણે મોતી ચમકી ઊઠ્યાં હોય. નવાં પાકાં મકાનોમાં વીજળીના દીવાનો પ્રકાશ જેવો ઝગમગે છે તેવો ચાર ખંડવાળી જૂની હવેલીઓમાં નથી હોતો. ફૂગ લાગેલી દીવાલ પર જૂના બલ્બની જેમ રાજ્યમ્નું સંગીત બે દિવસ ચમકીને પછી ફ્યૂઝ થઈ ગયું, એનું વાયોલિન કોઈક ખૂણામાં પડી રહ્યું, એનો ગજ સામાનના ભંગાર સાથે જઈ પડ્યો. આ રીતે સંગીત એના જીવનથી દૂર થઈ ગયું. તો પણ સામેવાળા મકાનની છોકરી ગાવા લાગી તો રાજ્યમે ફરી અતીતનાં સુખ અને આનંદ અનુભવ્યાં.

રાજ્યમ્ના જીવનમાં દરેક વસ્તુ નિયમિત રીતે ચાલતી આવી છે, ક્યાંય કોઈ અવ્યવસ્થા રહી નથી.

છ વર્ષ પહેલાં રાજ્યમને જોવા માટે મુરતિયાવાળા આવ્યા હતા. વેંકટપ્પય્યા પણ એમની સાથે આવેલો. બધાએ છોકરીને ગાવાનું કહ્યું. રાજ્યમ્ના પિતા ચાર વર્ષથી એને સંગીતનું શિક્ષણ અપાવતા હતા. ગાયનકલામાં પોતાનું પ્રાવીણ્ય દેખાડવાનો શુભ અવસર એને ત્યારે મળ્યો.

સંકોચ સાથે તોડીમાં ગાયન શરૂ કર્યું. શરૂમાં જ ખોટો સ્વર નીકળ્યો. તાલમાં પણ ભૂલ થઈ. રાજ્યમ ગભરાઈ ગઈ. ગાયન સરખું ગવાયું નહિ. પૂરું

કર્યા પછી તેને રડવાનું મન થઈ આવ્યું.

પણ મહેમાનો ગાયનનાં વખાણ કરવા લાગ્યાં. બિચારી કુંવારી કન્યાઓને ક્યાં ખબર હોય છે કે લગ્ન માટે કન્યા જોવા આવનાર લોકોમાં સંગીત માટેની કોઈ રુચિ, કે એને પારખવાની શક્તિ હોતી નથી !

"હવે તમારા જમાઈને ક્યાંય નોકરી કરવા જવાની જરૂર નહિ પડે," કોઈ મહાશયે કહ્યું. એ લોકોના અજ્ઞાન પર રાજ્યમને હસવું આવ્યું.

વેંકટપ્પય્યાએ હૃદયની ઇચ્છાથી જ રાજ્યમ્ સાથે લગ્ન કર્યાં હતાં. નામ વેંકટપ્પય્યા છે, પણ તે જેવો-તેવો પક્ષો નથી. લગ્ન પછી તરત રાજ્યમ્ પણ પોતાના ભાગ્યથી સંતુષ્ટ થઈ. લગ્ન વખતે વેંકટપ્પય્યા આંધ્ર વિશ્વવિદ્યાલયના આદરણીય સ્નાતકોમાંનો એક હતો; મદ્રાસ રાજ્યની સરકારમાં બોંતેર રૂપિયા મેળવનાર મહત્ત્વપૂર્ણ એલ.ડી. ક્લાર્ક હતો.

લગ્ન પછી શરૂ શરૂમાં રાજ્યમ્ જ્યારે ગામમાં ઓળખીતાઓને ઘેર કે કોઈ સામાજિક સંમેલનમાં જતી ત્યારે લોકો એને ગાવાનો બહુ આગ્રહ કરતા હતા. પણ ઘરમાં એના પતિદેવે ક્યારેય એનું ગાયન સાંભળવાની ઇચ્છા વ્યક્ત કરી નહિ અને રાજ્યમે પોતાની મેળે કદી ગાયું નહિ.

લાજસંકોચ છોડીને સાસરામાં પોતે પોતાની મેળે જ ગાવા માંડે – એવો મોકો આવતાં પહેલાં જ એના દોહદની શુભ ઘડી આવી અને મા બનવા માટે તે માના ઘેર ગઈ. આમ તેનો નારીજન્મ સફળ થયો.

ઓસરીમાં છોકરાં એકઠાં થઈ ઘોંઘાટ કરવા લાગ્યાં. "કેમ ઝઘડો છો દીકરા, અહીં આવીને બેસો," કહેતાં જ આપસમાં ઝઘડતા બન્ને દીકરા માની પાસે આવીને બેઠા. એમાં એક પાંચ વર્ષનો છે ને બીજો ચાર વર્ષનો.

"નાનકો ઊંઘે છે ને ?" એણે પૂછ્યું.

"નસકોરાં બોલાવે છે," મોટા છોકરાએ કહ્યું.

"પણ તમે લોકો ઘોંઘાટ કરો તો એ જાગી જશે ને ?" માની વાત સાંભળી મોટો છોકરો અલ્લડપણે હસ્યો. બન્ને પોતાની ભૂલ કળી જઈ એકમેક સામે જોવા લાગ્યા.

"સામેવાળી છોકરી મીઠા અવાજે ગાય છે. બેસીને સાંભળો." માની વાત સાંભળી બન્ને જણ ડાહ્યાડમરા થઈને બેસી ગયા. બાળકોને સંભાળવા, એમને પટાવી-ફોસલાવીને સાચા માર્ગે લઈ આવવા અને ધુમાડાથી હેરાન થયા વિના

સગડી સળગાવવી એ બધું રાજ્યમ્ અનાયાસે જ શીખી ગઈ છે.

સામેવાળી છોકરીએ સ્વર રચના શરૂ કરી. એના અવાજમાં સ્વરો ઝરણાની જેમ કલકલ કરતાં, વચ્ચે વચ્ચે ધોધની જેમ ઉદ્વેલિત થતાં મુખરિત થવા લાગ્યા. એનો અવાજ તારસ્વરમાં પહોંચીને ગંધારમાં સ્થિર બનીને સ્વરરચના કરી રહ્યો છે.

રાજ્યમ્‌ને હાથી જેટલું બળ મળ્યું. રોજિંદા જીવનમાં સ્વાસ્થ્ય અને આનંદ રહે તે માટે સંગીત જરૂરી છે. પોતે ગાઈ શકે તેમ ન હોય તો પણ સાંભળીને રસાસ્વાદ લેવો પણ હિતકારક છે.

આ રસાસ્વાદનમાં અડચણ બનીને, શરબતમાં માખી પડે તેમ સામેવાળી છોકરીનો નાનો ભાઈ ત્યાં પહોંચી ગયો.

"ગમ પધનિ ... સારે સાનિ પધનિ ..." કહેતો તે ખોટા સ્વર કાઢવા લાગ્યો. છોકરીએ કંટાળીને ગાવાનું બંધ કરી દીધું.

"નાલાયક, સંગીત શીખવવા બોલાવું છું તો આવતો નથી, અને ઘોંઘાટ કરવા સૌથી પહેલો આવી ચડે છે.'

"કેમ મારી સ્વરરચના બરોબર નથી ?"

"બાપાજીને આવવા દે, બધું કહી દઈશ."

"ધનિ પનિ સારે સાનિ ધનિ પધનિ ..." છોકરો બીજી સ્વરરચના કરવા લાગ્યો. વિસંવાદી સ્વરોમાં પણ છોકરાની સ્વરરચના એક ક્રમમાં તો છે જ. વાતાવરણમાં પૂટ હોય તો લાકડું પણ ગાઈ શકે. એમાં કોઈ આશ્ચર્ય નથી.

"બાપાજીને આવવા દે, નાલાયક !" કહીને છોકરીએ ગાવાનું સાવ બંધ કરી દીધું. રાજ્યમ્ ને બહુ ગુસ્સો આવ્યો. એ છોકરી જે ગીત ગાતી હતી તેની રાગરાગિણીઓ બધી રાજ્યમ્‌ને પરિચિત છે.

"ભલે ને થોડીવાર માટે પણ મન કેટલું પ્રસન્ન થયું હતું. હવે શું ગાશે ?" રાજ્યમે કહ્યું.

"હવે તે કેમ ગાતી નથી ?" મોટા છોકરાએ પૂછ્યું.

"જોતો નથી, તારા જેવા તોફાની બારકસે આવી વચ્ચે ગરબડ કરી એટલે એણે નારાજ થઈને ગાવાનું બંધ કરી દીધું !"

"એ કેવી રીતે ગાય છે ?"

"શીખીને ગાય છે."

"તું ગાઈશ ?"

"ખૂબ ગાઈશ. તેને પણ શીખવીશ."

"છીઃ પુરુષ કાંઈ ન ગાય."

"પુરુષ પણ ગાય, બેટા ! તને શીખવું ?"

"શીખવ."

"પછી શીખવીશ," કહી રાજ્યમ્ પગ લાંબા કરી ઓરડામાં સૂઈ ગઈ. "જરા પગ દાબી દે તો !"

મોટો છોકરો માના પગ દબાવવા લાગ્યો.

"હું તારા હાથ દાબી દઉં, મા ?" કહીને નાનો છોકરો માના હાથ દાબવા લાગ્યો.

રાજ્યમ્ સૂતાં સૂતાં કલ્યાણ રાગમાં કોઈ ગીત ગાઈ રહી છે. ઘણું બધું તો એ ભૂલી ગઈ છે. આલાપ ને વિસ્તાર ગૂંચવાયેલા વાળની જેમ અસ્તવ્યસ્ત થઈ ગયા.

"પેલી છોકરી તારાથી સારું ગાય છે, મા !" મોટા છોકરાએ કહ્યું.

"હું તો બધું વીસરી ગઈ છું, દીકરા !"

પાછળના ઓરડામાં કોઈ ઢાંકણું પડવાનો અવાજ આવ્યો અને આખો ઓરડો ગૂંજી ઊઠ્યો.

"કૂતરો આવ્યો લાગે છે. ભગાડ એને. ત્યાં ભાતની તપેલી મૂકી છે." રાજ્યમના કહેતાં જ બન્ને છોકરા દોડ્યા.

"કૂતરો નથી મા, બિલાડી છે. ભાતની તપેલીની ઉપરનું ઢાંકણ પાડી નાખ્યું છે." મોટા છોકરાએ કહ્યું.

"ચાલો, સારું થયું. ફરી રાંધવાની જરૂર ન રહી. આજકાલ કૂતરાનું યે એઠું ખાવાના દહાડા આવ્યા છે. બારણું બંધ કરી કડી વાસીને આવવું જોઈએ ને ?" રાજ્યમે કહ્યું.

"તેં જ કહેલું કે સંગીત સાંભળવા આવતા રહો," મોટા છોકરાએ કહ્યું.

"હા બેટા, મેં જ તમને લોકોને બોલાવ્યા હતા. પણ બારણું વાસીને આવવું જોઈએ, સમજ્યો ?" રાજ્યમે ધીરેથી સમજાવ્યું.

વેંકટપ્પય્યા પાછો આવી ગયો.

"પાછળ ચાંદની ને સુગંધ ગજબનાં છે," વેંકટપ્પય્યાએ કહ્યું.

"અરે, આટલા જલદી કેવી રીતે આવ્યા ?' રાજ્યમે પૂછ્યું.

"કામ પતી ગયું."

"પાપનું પ્રાયશ્ચિત્ત થઈ ગયું ?"

"થોડું તો થયું."

"વચ્ચે ક્યાંક ગયા હશો."

"રામ ! રામ !"

"તમારી મુખમુદ્રા ને વાત કરવાની ઢબ તો એવી છે."

"છીઃ છીઃ"

"એવી વાત હું શી રીતે કરું ?"

વેંકટપ્પય્યાની બગલમાં ટુવાલમાં વીંટાળેલી કોઈ વસ્તુ છે. એ ગોળાકાર કાગળમાં લપેટેલી છે.

"શું છે ?" રાજ્યમેં પૂછ્યું.

"ખોલીને જરૂર દેખાડીશ."

પૅકેટમાં ચાર આંગળની જરી-બૉર્ડરવાળી સાડી છે. એની સાથે મેચિંગ બ્લાઉઝપીસ પણ છે. મહારાણીથી માંડી મામૂલી સ્ત્રી સુધીની દરેક મહિલાને પસંદ પડે તેવી જરીની સાડી છે એ.

"ખરીદી તમે ?"

"ખરીદી લીધી. બધા પૈસા પૂરા થઈ જાય તે પહેલાં ખરીદી લીધી."

"પૈસા ક્યાંથી આવ્યા ?"

"સાચી વાત કહીશ તો તું કદાચ મને માફ નહિ કરે."

"કહો તો ખરા, શું કર્યું તમે ?"

"પહેલાં મને વચન આપ કે તું માઠું નહિ લગાડે,' કહીને એણે હાથ ધર્યો. એનો હાથ કંપતો હતો. રાજ્યમે એના હાથમાં હાથ મૂક્યો.

"આવી રીતે ધ્રૂજો છો કેમ ? તમે શું કર્યું છે ? ચોરી તો નથી કરી ?'

"એથી યે ખરાબ કામ કર્યું છે. ટાઇફૉઇડે ઊથલો માર્યો ત્યારે હું હતાશ થઈ ગયો હતો. કોઈ મિત્રે ઘેર આવી એ જોયું તો આપી દેવાની સલાહ આપી છેવટ હિંમત એકઠી કરીને મેં એ આપી દીધું."

"શું આપી દીધું ?"

"તને હજુ ખબર નથી પડી. એ જ લઈ ગયો. અઢીસો રૂપિયામાં કોઈને આપી દીધું. મેં સપને પણ ધારેલું નહિ કે આટલા પૈસા મળશે. મને એમ હતું કે જૂનું છે, પણ એ લોકો કહે છે કે જૂનાનો ભાવ જ વધારે હોય છે."

હવે રાજ્યમ્ સમજી ગઈ. ઓરડામાં ચારે તરફ નજર દોડાવી.

"હવે તારે ગાવાની જરૂર નથી."

"ગયું ?" કહીને લાંબો નિસાસો નાખ્યો.

"મને ખબર હતી કે તને દુઃખ થશે. મેં ખોટું કામ કર્યું છે." ગુનેગારની જેમ તે ઊભો થઈ ગયો. રાજ્યમ્ સમજી ગઈ કે એના પતિનું મન દુખાય છે. આથી તેણે પોતાનું દુઃખ બહાર પ્રગટ થવા ન દીધું.

"તમે કશું ખોટું કર્યું નથી. કોઈ પણ ગૃહસ્થ એમ જ કરે. તમે નાછૂટકે એવું કર્યું છે. પૈસા તમે ઉડાવી દીધા તો નથી."

"મને થયું, આપણે ત્રણેત્રણ છોકરાઓ જ છે. છોકરી તો છે નહિ ! એટલે આ સાહસ કર્યું."

"જવા દો, મારો કંઠ તો બહુ પહેલેથી જ મૂગો થઈ ગયો છે. હવે આ વાયોલિનથી મને શી સહાય મળત ? મા વાણીનું વરદાન મને આટલું જ મળ્યું છે. મા ચાલી ગઈ. જતાં જતાં પોતાના માતૃત્વનો પરિચય આપી ગઈ. મને પ્રાણદાન કરી ગઈ. મને સાડી અને કબજો પણ આપી ગઈ." કહેતાં કહેતાં રાજ્યમ્‌ની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. સામે મૂકેલી સાડી એણે ખોલીને જોઈ સુધ્ધાં નહિ.

"ચાર પેઢી સુધી ટકશે એમ માનીને મેં આ સાડી ખરીદી છે,' કહીને વેંકટપ્પય્યાએ સાડી અડધી ખોલી રાજ્યમ્‌ના ખભા પર નાખી.

રાજ્યમે કહ્યું : "યાદગીરી તો રહેશે !"

# પૂર્ણાહુતિ

### પેદ્દિભોટલ સુબ્બરામય્યા

"કેટલીવાર કહ્યું કે એ નહિ થઈ શકે ? તું તો મારી પાછળ આદુ ખાઈને લાગ્યો છે ! હું તને જ કહું છું. છોડી દે સાયકલ ... મને મોડું થાય છે," પેરિશાસ્ત્રી તડૂકીને બોલ્યો.

હું મૂંઝાઈને ઊભો રહી ગયો અને પેરિશાસ્ત્રી ઝટપટ સાયકલ પર ચડીને જતો રહ્યો.

બળબળતો તાપ છે. પો ફાટતાં જ સૂરજ ઊંબાડિયાં ઘુમાવતો નીકળી આવે છે. કોને ખબર હવા સાંજ સુધી ક્યાં લપાઈને પડી રહે છે, સૂર્યાસ્ત થતાં સુધી પાંદડું યે નથી હલતું.

નિસાસો નાખીને હું હંમેશની જેમ મંદિરના ઓટલા પર અંગૂછો પાથરીને સૂઈ ગયો. ઉપરથી થોડોક છાંયો આવે છે. ચારપાંચ ચકલીઓ ચીં ચીં કરતી આમતેમ ઊડાઊડ કરે છે. મંદિરની સામે પાનની દુકાનમાં દસ વરસનો છોકરો ઊભો રહીને સોડા પીએ છે. દસ દિવસ પહેલાં, આ બિચારાનો બાપ, જે હાથીની જેમ મસ્ત થઈને હરતોફરતો હતો, તે અચાનક મરી ગયો. છોકરો નાનો હતો એટલે અંત્યેષ્ટિ સંસ્કાર તે કરી શકે તેમ નહોતો. આથી પેરિશાસ્ત્રીએ મારા દ્વારા બધું કામ પૂરું કરાવ્યું. એ કિસ્સામાં મને પચીસ રૂપિયાથી થોડીક વધારે રકમ મળી હતી.

ખેર, હવે આજે ગુજારો કેવી રીતે થશે ? કાલ બપોરથી કંઈ ખાધું નથી. પેલો કોઈ લેબર-ઇન્સ્પેક્ટર છે તે પાંચછ દિવસથી ગ્રહશાંતિ કરાવતો હતો. ગઈ કાલે જ એની પૂર્ણાહુતિ હતી.. કદાચ પેરિશાસ્ત્રીએ એને કહ્યું હશે કે એની ગ્રહદશા હમણાં સારી નથી અને એથી બધા મોકા એના હાથમાંથી સરી જાય છે. અને એ રીતે એને ગ્રહશાંતિ કરાવવા પ્રેર્યો હશે. એની પાસે નવધાન્ય અને નગદનું દાન કરાવ્યું. કાલે અગિયાર વાગ્યે હું એને ઘેર પહોંચી ગયો હતો. આખી વિધિ પૂરી

થતાં બે વાગી ગયા. પેરિશાસ્ત્રીની એ ખૂબી છે કે આવા પ્રસંગે ખૂબ વિલંબ કરાવીને યજમાનને ભરોસો બેસાડે છે કે આખો કર્મકાંડ વિધિવત્ પૂરો થયો છે. બાપ રે ! પેરિશાસ્ત્રી કાંઈ જેવોતેવો માણસ નથી ... હાથમાં ઈંડું રાખી ચકલીના દૂધમાંથી પોરા કાઢે તેવો બુદ્ધિમાન છે.

ગઈ કાલના બનાવ પર હવે મને હસવું આવે છે. કાલે નવધાન્યનું દાન ગ્રહણ કરતાં ઘઉંના દાનમાં એક ઝંઝટ ઊભી થઈ. ઘઉં બજારમાં મળતા નથી ને ? આથી પેરિશાસ્ત્રી અને નરસિંહમ વચ્ચે સ્પર્ધા જામી પડી. મારે તો ચુપ જ રહેવું જોઈતું હતું. હું તો ક્યારેય મોં ખોલીને વાત કરતો નથી, પણ કાલે કોને ખબર મને શું થઈ ગયું કે એ વાતમાં વચ્ચે માથું મારીને હું એલફેલ બોલવા લાગ્યો. ... મોટી મોટી આંખો વડે ડોળા ફાડી-ફાડીને મારી તરફ જોતાં તે વરસી પડ્યો :

"તું વચમાં શું કામ આવે છે ! છાનોમાનો બેસી રહે ને ! વાત કરનાર બધા છે. નાનામોટાનું ભાન સુધ્ધાં નથી !"

મને સાચે જ બહુ ડર લાગ્યો. એના પછી મારો વારો આવ્યો. મારે શનિદાન અને મૃત્યુંજયદાન લેવાનું હતું. આ બાબતમાં મારો કોઈ હરીફ નહોતો. આજે જ નહિ, છેલ્લાં સાતઆઠ વર્ષથી આ ગામમાં આ દાનો ગ્રહણ કરનાર મારા સિવાય બીજો કોઈ નથી. જેવો મારો વારો આવ્યો કે અંગૂછો ઝાટકી ખભે નાખી લીધો અને જઈને આસન પર બેસી ગયો. એ દંપતીએ મારા પગ ધોઈ પહેલાં મને શનિશ્ચરનું દાન કર્યું. થોડા ચોખા, તલ અને એક રૂપિયો રોકડો ... પતરાળા પર મૂક્યો. એ ગ્રહણ કરતાં મેં સંકલ્પ કર્યો : "બાબુજી, બાળબચ્ચાં સહિત તમે સુખી રહો. તમને સર્વ પ્રકારની સંપત્તિ પ્રાપ્ત થતી રહો, શનિશ્ચર તમારા માર્ગમાં નડતર ન બનો, શનિશ્ચરની વક્રદૃષ્ટિને લઈને કોઈ અમંગળ હોય તો આ દાન દ્વારા તે મને પ્રાપ્ત થાઓ ... એને હું માથે ચડાવું છું."

એ પછી તરત મને મૃત્યુંજયદાન મળ્યું—થોડા ચોખા, થોડો કપાસ, તેલમાં ભીંજવેલી લોખંડની ખીલી, એક રૂપિયો રોકડો ... દાન ગ્રહણ કરતાં ફરી મેં સંકલ્પ કર્યો : 'આવવા દો બાબુજી, તમારા પરિવારમાં કોઈના લલાટે કમોતે મરવાની રેખા અંકાઈ હોય, તો આ દાનના માધ્યમ દ્વારા એ મારે ભાગે આવવા દો. તમે લોકો સુખી રહો.' ત્યાર પછી થોડીવાર સુધી હું વરંડામાં એક ખૂણામાં બેસી રહ્યો. પેરિશાસ્ત્રી મારી તરફ સતત ક્રોધભરી દૃષ્ટિથી જોઈ રહ્યો. કદાચ મારી વાત એના મનમાં છે. નહિ તો આ ચીડનું કારણ શું હોઈ શકે ? લાગે છે કે મારા માથા પર શનિ મહારાજે બિરાજમાન થઈને આ બધી વાતો મારી પાસે

બોલાવડાવી હશે. પેરિશાસ્ત્રીના દુશ્મન બનીને જીવવાનું તો મુશ્કેલ પડી જાય.

પડખું ફરીને હું સૂઈ ગયો. મંદિરની સામે સિનેમાનો પ્રચાર કરતી ગાડી જઈ રહી છે. ધમાધમ, કોલાહલ, બૂમબરાડા ... પછી થોડીવારમાં બધો કોલાહલ બંધ ... પહેલાંની જેમ ચકલીઓ અવાજ કરે છે. સામે દવાની દુકાનમાંથી કોઈ સ્ત્રી થોડી દવાઓ ખરીદ કરી રહી છે. પાછળથી જોઈને મને થયું, કદાચ એ ગંગી છે. પછીથી ખબર પડી કે એ ગંગી નથી. મેં ચત્તા સૂઈને છાતી પર હાથ મૂક્યો. ગંગીની ઢબછબ મને યાદ આવી. રંગ તો કાળોમેશ છે, પણ શરીરની સુડોળતા, ચાલવાની છટા, એનું લહેરથી રહેવું, વાત કરવાની ઢબ–બધી રીતે એ ગજબની સ્ત્રી છે. જોતાંવેંત સામેના માણસ પર મંત્ર ફૂંકનારી તે છેલછબીલી કામણગારી છે. નહિ તો નીરાનું પાટિયું લગાડી અંદરથી શરાબ વેચવાની હિંમત એનામાં ક્યાંથી આવી ? કાલે રાતે અંધારું થયું ત્યારે મેં ચોખાની પોટલી અને બે રૂપિયા રોકડા એના હાથમાં આપી દીધા. હાસ્ય વેરતાં તે બોલી: "પંડિતજી, તમે તમારી મહેનતની કમાઈ મને શું કામ આપી જાવ છો ? હું તમને બદલામાં શું આપી શકું તેમ છું ? તમે તો કોઈયે કામ માટે....તૈયાર નથી થતા. એક પ્યાલી પીવાનું કહું છું તો તમે તો વિચારમાં પડી જાવ છો. મારા હાથનું રાંધેલું ખાવાની વાત સાંભળી તમે ભાગી જાવ છો..." આ કહેતાં કહેતાં તેણે ચોખાની પોટલી લઈને ઊંચી મૂકી અને બે રૂપિયાના સિક્કા ઓટીએ ચડાવી દીધા. પછી તેણે અંગ મરડ્યું. એમ આળસ મરડતાં એનો પાલવ આખો ખસી ગયો અને મારું લોહી ગરમ ગરમ થઈ ગયું. બાળપણમાં મેં સ્કૂલમાં 'મનુચરિત્ર' કાવ્ય વાંચ્યું હતું. એમાં પ્રગલ્ભ નાયિકા કરૂધિનીના વર્ણનમાં મને એક જ પંક્તિ યાદ આવી ગઈ–પ્રાંચદ્‌ભૂષણ બાહુમૂલરુચિતો.... ગંગીએ અંગ મરડ્યું તો અચાનક મને એ પંક્તિ યાદ આવી ગઈ. પછી ચુપચાપ હું ત્યાંથી ચાલ્યો આવ્યો.

ખેર, એ બધું જવા દો. હવે મારું શું થશે ? દિવસ તો ચડતો જાય છે. અત્યાર સુધીમાં કોઈ યજમાન મળ્યો નથી. લાગે છે કે, આજે કદાચ ભૂખ્યા જ રહેવું પડશે. આટલા સારુ જ મોટેરાઓ કહેતા હોય છે કે, 'કંઈક બચાવીને રાખો.' પણ મારી કમાણી એવી નથી કે એમાં બચત કરવાનો અવકાશ રહે. આ ભૂલોકમાં; શનિદાન, મૃત્યુદાન આદિ લઈને અને લાશ ઊંચકી જઈને કોઈએ એક પાઈયે બચાવી નહિ હોય.

હું શરત મારીને આ વાત કહી શકું છું. ઉદાહરણ ખાતર પણ તમને એવો એક્કે માણસ નહિ મળે. અસલમાં એ પૈસા જ એવા છે. આંખોની સામે આવે ન

આવે ત્યાં ઊડી જાય છે ... એટલામાં મારું ધ્યાન મારા ચહેરા પર ગયું.

દાઢી નીચે હાથ રાખી હું સામેની તરફ જોતો સૂતો રહ્યો. સાતઆઠ વર્ષ પહેલાંનું મારું મોં યાદ કરવાનો મેં ઘણીવાર પ્રયત્ન કર્યો. એ વખતે મારું શરીર શામળા રંગનું હતું, એ મને હજુ યાદ છે. આંખોમાં ખાસ પ્રકારની ચમક રહેતી, મનમાં ઉલ્લાસ રહેતો. આજની જેમ એ દિવસોમાં આંખોની નીચે કાળા ડાઘ નહોતા. આંખોની ચમક તો, ખેર ... આ દાનો ગ્રહણ કરવા માંડ્યા પછી એક વરસમાં જ અદૃશ્ય થઈ ગંઈ. અત્યારે તો મારા શરીરનો રંગ કાળો પણ નથી, કંઈક વિચિત્ર જાતનો જ છે. ક્યારેક ક્યારેક હું મારી તરફ જોઈને ચકિત થઈ જાઉં છું. લીલા લાકડાને બાળતાં જેવો રંગ થાય, તેવો રંગ મારા શરીરનો છે.

આ પેરિશાસ્ત્રીનો સ્વભાવ મને સમજાતો નથી. એમ લાગે છે કે તે મારી પર બહુ નારાજ છે. આ રીતે કડકાઈથી તે મારી સાથે કદી નથી બોલ્યો. તો- પણ, મેં જે કર્યું તે ખોટું હતું. મૂળે ઘઉંનું દાન નરસિંહમને મળે કે પેરિશાસ્ત્રીને, એમાં મારે શું લાગેવળગે ? મારી જીભ પર શનિમહારાજ આવીને વિરાજ્યા હતા, તેથીસ્તો મારા મોંમાંથી આવી વાતો નીકળી. હું કદી કોઈ યે મામલામાં વચ્ચે માથું મારતો નહોતો. તે દિવસે અચાનક એવું શાથી થયું, મને સમજાતું નથી. એ પહેલાં ન જાણે કેટલીયે વાર મેં અનેક ચિત્ર-વિચિત્ર વાતો જોઈ અને સાંભળી હતી ! મને શું ખબર નથી કે અંધારાની ઓથ લઈને તે દિવસે રામમૂર્તિએ પાઘડી બાંધી તાડીની દુકાને જઈ ચોરીછૂપીથી દારૂ પીધો હતો ? મેં શું એને પેલે દિવસે વિશ્વનાથમની પાછળની ગલીમાં ગંગીનો હાથ પકડી એની સાથે મોજમઝા ઉડાવતો નહોતો જોયો ? એટલું જ શું કામ ! મને તો એ પણ ખબર છે કે પેરિશાસ્ત્રી ક્યારેક ક્યારેક સવારે ઈડલી મગાવીને ખાય છે. પેલા વેંકટેશમને મેં કેટલી બધીવાર પાછળ જઈને બીડી ફૂંકતો જોયો છે ! ... પણ આ બધી વાતો સાથે મારે શું સ્નાનસૂતક ? સાચે જ શનિમહારાજે મને એટલો બોલકો બનાવી દીધો હતો. મારે એ રીતે વાત નહોતી કરવી જોઈતી.

પણ થઈ ગયું તે થઈ ગયું. હવે તો પેટમાં નાખવાનું વિચારવું પડશે. આ ચકલીઓ ક્યાંકથી ડાંગરના દાણા લાવીને ખાઈ રહી છે. મટકું માર્યા વિના હું એમની તરફ જોતો પડ્યો છું. મોટી ચકલી વચ્ચે ક્યાંક ઊડી જાય છે અને ડાંગરનો દાણો મોંમાં પકડીને લાવે છે. નાની ચકલીઓ એમનાં નાનાં નાનાં મોં ખોલીને એ દાણા માના મોંમાંથી લે છે. ભીંત પર એક મોટી ગરોળી નિશ્ચેષ્ટ પડી છે. જેવું કોઈ જીવડું એની નજીક પહોંચે કે તે ચોરની જેમ સરકીને તરત એના પર

તૂટી પડે છે અને હડપ કરી જાય છે.

ગરમ લાય જેવો તડકો મારા પગ પર પડે છે. મેં ઝટ દઈને આંખો બીડી દીધી. તો પણ હું ગરમી અને લાય અનુભવું છું. પછી આંખ ઉઘાડી પાસેથી કોઈને પસાર થતો જોઈ એને સમય પૂછ્યો. અગિયાર વાગી ગયા છે. નબળાઈને લીધે મારી આંખો મીંચાઈ જાય છે. ઊંઘ આવી રહી છે. ચાલો, એ પણ સારું છે. કાલ સવાર સુધી આ રીતે ગાઢ ઊંઘમાં પડી રહું તો કેટલું સારું થાય ! કાલે એક અમલદારના ઘરમાં પૂર્ણાહુતિ છે. ઓછામાં ઓછા બશેર ચોખા, બે રૂપિયા રોકડા અને જમવાનું ... ત્યાં સુધી કદાચ ભૂખ્યા જ રહેવું પડશે. પણ મારે માટે આ ક્યાં નવી વાત છે ? આ પહેલાં કોને ખબર કેટકેટલા દિવસ મારે આમ લાંઘણ કરવી પડી છે !

ઊંઘ ઊડી ત્યારે સૂરજ ઢળવા આવ્યો હતો. હું જલદીથી બેઠો થયો, બગાસું ખાધું, ચપટી વગાડી અંગૂછો ઝાટકીને ખભે નાખ્યો અને મંદિરનાં પગથિયાં ઊતરી રસ્તા પર પહોંચ્યો.

ઠંડો પવન વાવા લાગ્યો. દરિયા પર થઈને આવતો આ પવન બહુ મીઠો લાગે છે. ભગવાન ભાસ્કર અસ્તાચળે જઈ રહ્યા છે. મેં એની તરફ જોઈને કહ્યું : "ભગવાન, કાલે ફરી જલદી પધારજો."

ત્યાર પછી હું આસ્તે આસ્તે નહેર ભણી ચાલ્યો. પાણીમાં બે ડગલાં આગળ જઈ ઊભો રહી ગયો અને આકાશ તરફ જોવા લાગ્યો. અસ્ત પામતા સૂર્યનાં કિરણો ફેલાવાથી પાણીનો ઉપલો ભાગ લાલ કાગળ જેવો દેખાય છે. શહેરને કાંઠે ઝાડ પર પંખીઓ કલરવ કરે છે. મારી આસપાસનું પાણી સ્થિર થઈ જતાં મેં પાણીમાં મારું પ્રતિબિંબ જોયું. દાઢી ખૂબ વધી છે. બસ, એથી વધુ મારું પ્રતિબિંબ જોવાની મારી હિંમત ન ચાલી. પાણી આમતેમ કરતું થોડું આગળ વધી ગયું. ઠંડા પાણીનો સ્પર્શ થતાં જ શરીરને રાહત વળી. અંધારું થતાં સુધી હું પાણીમાં નહાતો રહ્યો.

ત્યાર પછી અંગૂછાથી આખું શરીર લૂછી કાંઠા પર ઘણીવાર સુધી બેઠો. પછી હું ઊઠીને ચાલવા લાગ્યો ત્યારે રાત સારી પેઠે થઈ ગઈ હતી. બહાર ક્યાંય હલચલ નહોતી.

આસ્તે આસ્તે ચાલતો હું અચાનક તાડીની દુકાને થોભી ગયો, જાણે કોઈએ મારા પગમાં બેડી પહેરાવી દીધી હોય. ગંગી બારણે ઊભી હતી. રહી રહીને અંગ મરડતી હતી. મને જોતાં તેણે મને ઓળખી લીધો અને પાસે બોલાવ્યો :

"પંડિતજી, એકવાર અહીં આવો તો !" હું ધીરે ધીરે ચાલતો તેની પાસે પહોંચ્યો. ફાનસના અજવાળામાં મેં ગંગીને જોઈ. તેણે ઝીણી સફેદ સાડી અને કબજો પહેર્યાં હતાં. કબજાની અંદરની બૉડિસ સાવ ચોખ્ખી દેખાતી હતી. જ્યારે પણ તે હસતી, ત્યારે તેના સફેદ દાંતોની ઝલક દેખાઈ જતી હતી.

એણે હસીને કહ્યું : "કેમ બાબુજી, નાહીને ઘેર જાવ છો ? મોઢા પરથી લાગે છે કે, આજે કાંઈ ખાધું નથી. મારે ત્યાં રસોઈ થઈ ગઈ છે. જમશો ?"

મેં અંદરની તરફ પગ મૂકીને કહ્યું : "ના, હું નહિ ખાઉં ... તું ખાઈ લે ... હું 'મમ' (મારું) કહીને સંકલ્પ કરાવી દઈશ."

"પંડિતજી, તમારી વાત મને કાંઈ સમજાતી નથી. તો પણ ... બેસો જરીવાર. પૅસેન્જર લોકો હમણાં નહિ આવે ... ત્યાં સુધીમાં રાત ઘણી વીતી જશે ..." કહેતાં ગંગી ચિનાઈ માટીની પ્લેટમાં મારી સામે જમવાનું પીરસીને ખાવા લાગી. રહી રહીને હું એની તરફ જોયા કરું છું.

અચાનક ગંગી હસી પડી : "આટલી બધીવાર મને ચોખા લાવીને આપ્યા છે, મારે ત્યાંથી કંઈ લીધું નથી. પ્યાલીને અડ્યા સુધ્ધાં નથી. ભૂલભૂલમાં મારો હાથ તમને અડી જાય તો વીંછી ડંખ્યો હોય એમ ગાઉ દૂર ભાગો છો ... આજે મારી વાત સાંભળો. મને ખબર છે, તમને ભૂખ લાગી છે ... અહીં બીજું કોઈ નથી ... બે કોળિયા ખાઈ લો ... માછલીની તરકારી ન ખાવી હોય તો રહેવા દો. ખાલી લસણની ચટણી લો ... ખૂબ મઝા આવશે."

હું ચોંકી પડ્યો ને ત્યાંથી મેં ચાલતી પકડી. પાછળ ગંગી ખડખડાટ હસી તે મને ખૂબ દૂર સુધી સંભળાયું.

બીજા દિવસે હું એ અમલદારને ઘેર પહોંચ્યો. ઘણું મોટું મકાન છે. વરંડામાં લોકો એકઠા થયા હતા. અંદર પૂર્ણાહુતિ થઈ રહી હતી. પેરિશાસ્ત્રી મોટેથી મંત્રપાઠ કરતો હતો. યજમાન ઘીના મોટા વાટકામાંથી પાંદડા વડે ઘી કાઢી 'સ્વાહા'ના ઉચ્ચારણ સાથે હવનકુંડમાં નાખતો હતો.

અહીં કોઈએ મારી સાથે વાત કરી નહિ. વરંડામાં એક થાંભલાને અઢેલીને હું બેસી ગયો. વિશ્વનાથન જનોઈથી પીઠ ખજવાળતો સામે બેઠો છે. નરસિંહમ બારણે બેસીને પેરિશાસ્ત્રીના સ્વરમાં સ્વર મેળવી રહ્યો છે. રામમૂર્તિ વગેરે ભીંત પાસે હારમાં નિરાંતે બેઠા છે, જાણે પાણીથી સિંચાયેલાં લીમડાનાં ઝાડ.

મારી નજર એમની પડખે બેઠેલા માણસ પર પડી. પચીસેક વર્ષનો હશે. શામળો વાન છે. દાઢી વધેલી છે. રોજ ધોવાથી જૂના જેવું થઈ ગયેલું ધોતિયું

પહેરીને બેઠો છે. આંખો મીંચીને કંઈક વિચારે છે.

મને સહેજ શંકા પડી, તો પણ એના વિશે વધુ વિચાર કર્યો નહિ, છત તરફ જોતો બેસી રહ્યો.

સમય ઠીક ઠીક વીતી ગયો. પૂર્ણાહુતિનો કાંડ સમાપ્ત થયો. હવે વારાફેરથી દાન શરૂ થયાં. વિશ્વનાથમ, નરસિંહમ, રામમૂર્તિ અને બીજા લોકો વારાફેરથી અંદર જવા લાગ્યા અને દાન ગ્રહણ કરી પોટલીઓ બાંધી બહાર આવીને બેસવા લાગ્યા.

મારું અનુમાન ખરું પડ્યું. "રામેશમ,. જલદી આવ." પેરિશાસ્ત્રીએ સાદ કર્યો. પેલો નવો માણસ ઝટપટ ઊઠીને અંદર ગયો. મેં પણ જઈને જોયું. તે તાસકમાં પગ રાખીને બેઠો છે. પગ ધોવાની તૈયારી ચાલે છે.

"પેરિશાસ્ત્રી, આ તમને છાજતું નથી. પરમ દિવસે જ તમે મને કહ્યું છે..." હું મોટેથી બોલ્યો.

પેરિશાસ્ત્રીએ ડોળા કાઢીને મારી તરફ જોયું અને કહ્યું : "છાજતું શું અને અણછાજતું શું તે હવે મારે તારી પાસેથી શીખવાનું છે ... કાલથી પાઠ શરૂ કરી શકીશ ... હવે બહાર જતો રહે."

મેં સંયત થઈને અમલદારને કહ્યું : "જુઓ સાહેબ, મને આ ભલા માણસે પરમ દિવસે જ કહ્યું હતું અને હવે તે કોઈ નવા માણસને બેસાડીને દાન દેવડાવે છે. તમે જ નિર્ણય કરો."

એણે ચિડાઈને પેરિશાસ્ત્રી ભણી જોયું ને પૂછ્યું : "આ શી માથાકૂટ છે ?" પેરિશાસ્ત્રીએ એ પ્રશ્નનો કોઈ જવાબ ન આપ્યો. "બહેન, ઝટ કરો, પદપ્રક્ષાલન શરૂ કરો. વિલંબ થાય છે," કહીને તેણે ઉતાવળ કરાવી. યજમાન કંઈ બોલી શક્યો નહિ. પત્નીએ પાણી આપ્યું તો એણે પગ ધોઈ એ પાદોદક પોતાને માથે છાંટ્યું. વિધિવત્ દાન અપાયું, હું લાચાર થઈને ત્યાં જ ઊભો બધું જોતો રહી ગયો. ચોખા, તલ ... રોકડો રૂપિયો ... થઈ ગયું. ત્યાર પછી મૃત્યુંજયદાન પણ પેરિશાસ્ત્રીએ એને જ અપાવ્યું. મારું પેટ સળગી ઊઠ્યું. "એવું તે મેં તમારું શું બગાડ્યું છે, કે આટલો અન્યાય કરો છો ?" હું બૂમો પાડવા લાગ્યો. પણ કંઈ ફાયદો થયો નહિ. ચોખા, કપાસ, લોઢાની ખીલી, રોકડો રૂપિયો ... મૃત્યુંજયદાન પણ વિધિવત્ પૂરું થયું.

"થઈ ગયું તે થઈ ગયું. હવે ઓછામાં ઓછું આજનું ભોજન મળે તો બસ ..." એ ભરોસે થાંભલાને અઢેલીને ત્યાં બેસી રહ્યો. ત્યાર પછી મારી નજર સતત

ચોખાની પોટલી બાંધતા પેલા નવા માણસ પર જ મંડાઈ રહી. એણે પણ મારી આંખોમાં રમતી ઈર્ષ્યા, દ્વેષ, બળતરા પામી લીધાં હશે. આથી એણે એકવાર પણ મારી તરફ નજર ઊંચકીને જોયું નહિ.

હું મનમાં ને મનમાં વિચારતો રહ્યો. 'આ કમબખ્ત ક્યાંથી આવી ચડ્યો ? આ ક્ષુદ્ર દાનો ગ્રહણ કરવાની એને શી જરૂર પડી હશે ? 'જોવામાં તો કંઈક ભણેલો-ગણેલો લાગે છે.'

એટલામાં પેરિશાસ્ત્રી વરંડામાં આવીને ખિજાયો : "અરે હજી તું અહીં કેમ બેઠો છે ? જતા રહેવા માટે મેં ચોખ્ખેચોખ્ખું તો કહ્યું હતું. અક્કલમાં ઊતર્યું નહિ ? જતો રહે અહીંથી ..."

હું સાવ નબળા અવાજે "કંઈ નહિ તો આજનું ભોજન ... માત્ર" કહેવા લાગ્યો.

તે રાતોપીળો થઈ જોરજોરથી બરાડવા લાગ્યો : "ના, ના, આ બધું કંઈ ચાલશે નહિ. જતો રહે અહીંથી."

"એવો મેં શો અપરાધ કર્યો છે ?"

"હવે કંઈ વાત કરવી જ નથી. ફરી મારી આંખો સામે આવતો નહિ, સમજ્યો ?"

મેં અમલદાર તરફ બહુ કરુણ દૃષ્ટિએ જોયું. પેરિશાસ્ત્રી તરત જ સમજી ગયો અને એને કહ્યું : "બાબુજી, મારી વાત સાંભળો. આ બાબતનો તમને અનુભવ નથી. આવા લોકોને તમે થોડી પણ છૂટછાટ આપશો તો માખીઓની જેમ એ લોકો તમને હેરાન કરી મૂકશે, તમારો જીવ ખાઈ જશે." અમલદાર મહાશય ગભરાઈ ગયા અને લાચાર થઈને અંદર જતા રહ્યા.

હવે મારાથી રહેવાયું નહિ. "ભલે ભલે ... પણ મારો નિસાસો નકામો નહિ જાય. પેરિશાસ્ત્રી, તમે માનો છો કે, એક ગરીબ બ્રાહ્મણનું ગળું ઘૂંટીને તમે આરામથી રહી શકશો. ના, આ પાપનું ફળ તમને જરૂર મળશે. તમેય બાળબચ્ચાંવાળા છો. સંભાળીને રહેજો." આવા આક્રોશભર્યા શબ્દો બોલતો બોલતો હું પગથિયાં ઊતરીને જતો હતો ત્યાં પાછળથી પેરિશાસ્ત્રીનો અવાજ મને સંભળાયો : "મોટો બ્રાહ્મણ ન જોયો હોય તો ! રાત પડતાં જ તાડીની દુકાનમાં ઘૂસી જનારો તું પોતાને માણસ સમજીને વાત કરે છે ? જા, જા !"

તાવડીની જેમ તપતી સડક પર મેં ચાલવા માંડ્યું. સૂરજ એકદમ માથે ચડી આગ વરસાવતો હતો. હવા જરા પણ નથી. પેટમાં પણ જઠરાગ્નિના ભડકા ઊઠે

છે. રસ્તાના વળાંક પર, પગમાં કંઈક કાંટો ભોંકાવા જેવું લાગ્યું. પીડાથી હેરાન થઈ એક હાથે ભીંતનો ટેકો લીધો અને બીજા હાથે પગમાં વાગેલી ચીજ કાઢી – ખીલી હતી, ખૂબ કાટ ખાઈ ગયેલી ખીલી. ખીલી કાઢતાં એની સાથે ઘણુંબધું લોહી પણ નીકળ્યું. ખીલી હાથમાં લઈને હું લંગડાતો લંગડાતો મંદિરના ઓટલા સુધી પહોંચી ગયો અને બેસી જઈને ખીલી નીરખવા લાગ્યો. આટલા દિવસોથી આ ક્ષુદ્ર દાનોમાં મેં જે સેંકડો ખીલીઓ ગ્રહણ કરી હતી તે બધી એક ચાળણીના આકારમાં મારી આંખો સામે ઘૂમવા લાગી.

સાંજે આંખ ખૂલી ત્યારે આખા શરીરમાં કળતર થતું હતું. ઊઠીને પગથિયાં ઊતરીને જરાવાર રસ્તા પર ઊભો રહ્યો. તાવ આવશે એવી બીક લાગી. આ દિવસોમાં મને કદી તાવ આવ્યો નહોતો. જો કે, તાવનું નામ સાંભળતાં જ મને ડર લાગવા માંડે છે.

એકવાર મેં રેલવે ગેટ પાસે એક બૉર્ડ જોયું હતું, જેના પર ઘણાં કાઢાનાં નામ લખ્યાં હતાં. ભીંત પર લાંબીચોડી યાદી લગાડેલી હતી. એક વૃદ્ધ માણસ હમેશાં ત્યાં ખુરસી પર નિશ્ચલભાવે બેસી રહેતો હોય છે.

ધીમે ધીમે ચાલતો હું ત્યાં પહોંચી ગયો. રસ્તામાં મારે વારંવાર આળસ મરડવી પડી. મને એ કંઈક વિચિત્ર લાગ્યું.

બારણે ઊભા રહી મેં અંદર ડોકિયું કર્યું. ટેબલની પાછળ ખુરસી પર એ વૃદ્ધ માણસ ચિત્રવત્ હલ્યાચલ્યા વિના બેઠો હતો. મને જોયા પછીયે એનામાં કોઈ સંચાર થયો નહિ. હું અંદર ગયો. ત્યાં બીજું કોઈ નહોતું. મને સામે જોઈને એની આંખો પહોળી થઈ ગઈ. એણે જાડાં ચશ્માંને દોરા વડે કાન સાથે બાંધીને પહેર્યાં હતાં.

મેં નમસ્તે કરીને મારી વાત કહી. "ડૉક્ટરસાહેબ, આ પગમાં ખીલી વાગી છે, કાટવાળી ખીલી."

તે જરા હલ્યો અને પછી તેણે આશ્ચર્ય પ્રગટ કર્યું. ધીમેથી બોલ્યો : "એમ ? ખીલી વાગી ? કાટ લાગેલી ખીલી ? ... બહુ જોખમકારક કહેવાય." એણે વારંવાર આ રીતે આશ્ચર્ય પ્રગટ કર્યું. ત્યાર પછી અંદરની તરફ જોઈ સાદ પાડ્યો : "દીકરી, થોડું ગરમ પાણી લાવજે તો બેટા !" પછી મારા ભણી જોઈ દવાની કોઈ પડીકી ખોલતાં કહ્યું : "બાપ રે, કાટવાળી ખીલી પગમાં વાગી ! બહુ ખતરનાક હોય છે એ ... પહેલાં પગ સૂજી જાય છે, પછી તાવ આવે છે, પછી સેપ્ટિક થઈ જાય છે અને ક્યારેક તો પગ પણ કાપવો પડે એવી સ્થિતિ થઈ જાય

છે. વિલંબ કરવાથી જીવ પણ ... હૂશ ..." કરીને પોપટના ઊડી જવાનો અભિનય કર્યો.

અંદરથી એક છોકરી ગરમ પાણી લઈ આવી. એણે પાણીનો પ્યાલો હાથમાં લીધો, પડીકીમાં દવા હતી તે મોંમાં નાખી ઉપરથી ગરમ પાણી પીધું અને મોં લૂછી નાખ્યું. મને થયેલું કે, એ દવા અને ગરમ પાણી મારે માટે છે. હું તો દિંગ થઈ ગયો. એણે જરાવાર આંખો મીંચી, પછી મારી તરફ જોઈને કહ્યું : "અરે, તમે હજી અહીં છો ! જૂની ખીલી પગમાં વાગે તો બહુ મોટું જોખમ ઊભું થાય. મેં તો એમ પણ કહેલું કે, સેપ્ટિક થવાનો ડર રહે છે. પહેલાં જોરથી તાવ આવે છે, પછી પગમાં સોજો આવે છે ...' તે હજુ આગળ પણ કંઈક કહેવા જતો હતો ત્યાં વચ્ચે જ અંદરથી એની છોકરીએ આવીને એને ટપાર્યો અને કહ્યું : "તમે છાના રહો, દાદા ! તમને અહીં કોણે બેસવાનું કહ્યું હતું ? ... બાબુજી, મારા બાપુ ગામમાં નથી. પછી આવજો. આમને તો કાંઈ ખબર નથી."

"બચાવી લીધો દીકરી, જીવતી રહે," કહી હું ત્યાંથી ચાલ્યો આવ્યો.

ક્યાંય સુધી મંદિરના ઓટલા પર બેઠો રહ્યો. રસ્તા પર સારી પેઠે ભીડ છે. આટલી ભીડમાં પણ મેં પેલા માણસને ઓળખી કાઢ્યો. એકદમ ઊઠીને ગયો ને એના ખભે હાથ મૂક્યો. એને નવાઈ લાગી.

પલકારો માર્યા વિના મેં થોડીવાર એના સામે જોયા કર્યું. પછી પૂછ્યું : "તમારું નામ ?"

"રામેશમ ..." એણે જવાબ દીધો.

એની આંખોમાં તીખી દષ્ટિએ જોતાં મેં કહ્યું : "ભાઈ, તું વયમાં નાનો છે. આ બધી બાબતોનાં તને કંઈ સમજ પડે નહિ ને પેરિશાસ્ત્રી અમથો અમથો તને આ ભાંજગડમાં ઘસડી લાવ્યો. નિરાંતે જીવવાની ઈચ્છા રાખનાર કોઈ પણ માણસ જાણીજોઈને આ દાન સ્વીકારે જ નહિ. તું કદાચ આને તુચ્છ બાબત ગણતો હોઈશ. મારી તરફ જો, મારી શી દશા થઈ છે ! કેટલું ખરાબ કામ છે તે તને શી રીતે કહું ? આ રીતે આપણો જીવ ભરખી જાય છે. આ શનિમહારાજ અને જમદેવતા આપણા માથે સવાર થઈ જાય છે. મનમાં ક્ષુદ્ર વિચારો પેદા થાય છે. જુગાર, દારુ, દુશ્ચલન... બધી જાતનાં વ્યસન શરૂ થઈ જાય છે..... આંખોની ચમક ...." તે સહેજ અકળાઈને ચાલવા લાગ્યો. પણ મેં એને જવા ન દીધો : "આંખોની ચમક ઊડી જાય છે. બેઉ આંખ કાચના લખોટા બની જાય છે. માણસનો પોતાની પર કાબૂ નથી રહેતો. શનિશ્ચર જેમ એને ચલાવે તેમ તે ચાલે

છે. એમે પોતાનેયે ખબર નથી હોતી કે પોતે શું કરે છે ને શું બકે છે. બધી રીતે એની અવદશા બેસે છે. તને કદાચ ખબર નહિ હોય કે આ ક્ષુદ્ર દાન કેટલાં ખરાબ હોય છે. !"

"હું તો રોજ ગાયત્રીનો જપ કરું છું," તે ધીરેથી બોલ્યો.

મેં ફરી ભારપૂર્વક કહ્યું : "શનિશ્ચર અને મૃત્યુદેવતાને તું જેવીતેવી શક્તિ માને છે ? એની સામે ગાયત્રી તો સાવ મામૂલી છે. આ ઉપરાંત આજે તો તેં મારા ભાગનો કોળિયો ઝૂંટવી લીધો છે. આ પાપમાં તારો હિસ્સો છે. હું બે દિવસથી ભૂખ્યો છું."

થોડીવાર પછી મેં પૂછ્યું :"તારે કોઈ સગાસંબંધી છે કે ?"

"મારો નાનો ભાઈ છે. ભણે છે. એને માટે દર મહિને પૈસા મોકલવા પડે છે."

"આ પૈસા મોકલીશ? થઈ રહ્યું એનું ભણવાનું. હરતોફરતો રહે તોય ઘણું !' એની આંખો લાલ થઈ ગઈ, હોઠ ફડફડી ઊઠ્યા. બોલ્યો. "મારા નાના ભાઈ વિશે કંઈ કહેતા નહિ."

હું વધારે જોરથી બોલ્યો : "કહીશ.... વધારે કહીશ, મારા મોંમાંથી કોળિયો ઝૂંટવી લીધો છે. એ પાપ તને નહિં છોડે. આ દાનો લઈને તું તારા નાના ભાઈને ભણાવવા માગે છે ! કેટલો ભોળો છે તું, દીકરા! તારો નાનો ભાઈ પણ તારી જેમ લાકડા જેવો નિર્જીવ થઈ જશે, ખરાબ ટેવોનો ભોગ બની નકામો બની જશે. મારી વાત જુદી છે. આ દુનિયામાં મારું કોઈ નથી. જે લોકો આવાં દાન ગ્રહણ કરે છે એમનું પોતાનું કહેવાય એવું કોઈ દુનિયામાં બચતું નથી. સાવધાન રહેજે."

એણે ગુસ્સાથી સળગતી નજરે મારી સામે જોયું અને હોઠ કરડ્યા. ત્યાર પછી અસહાય થઈ ધીમે ધીમે તે ચાલ્યો ગયો. મેં મારા વિજય પર ફુલાતાં ફરી કહ્યું : "તારી બિરાદારીના બ્રાહ્મણ તરફ તેં જે અન્યાય કર્યો છે તે વ્યર્થ નહિ જાય.. એનું ફળ તારે, તારા નાના ભાઈને અને તને મારી સામે હરીફાઈમાં લાવીને ઊભો રાખનાર પેરિશાસ્ત્રીને નક્કી ભોગવવું પડશે." આ રીતે હું જોરજોરથી રાડો પાડતો રહ્યો અને તે વારંવાર પાછળની તરફ વળી વળીને જોતો આગળ વધતો રહ્યો.

પછી હું મંદિરના ઓટલે શાનથી બેઠો. પહેલાં તો મને મારે માટે જ અભિમાન થયું કે, હું એની સાથે આ રીતે વાત કરી શક્યો. પછી થોડીવારે મને થયું કે એની સાથે આમ નિર્દયતાથી વાત કરવામાં મારી કદાચ ભૂલ થઈ છે. પણ બીજી જ પળે મને ખ્યાલ આવ્યો કે મારે આજે લાંઘણ કરવી પડી છે, અને હું

સ્વસ્થ થઈ ગયો. રાત પડતાં જ હું રોજની જેમ એ જ ઠેકાણે સૂઈ ગયો. શરીરમાં દર્દ શરૂ થઈ ગયું. સ્નાયુઓને નિચોવી નાખતી પીડા થવા લાગી ... માથાનો દુખાવો પણ ... પગમાં જ્યાં ખીલી વાગી હતી ત્યાં ખૂબ બળતરા થાય છે. કણસતાં કણસતાં જ મેં આંખો મીંચી દીધી. અચાનક ભયાનક ઠંડી શરૂ થઈ. સેંકડો-હજારો ખીલીઓ મારા માથાની ચારે બાજુ ચાળણીની જેમ ચક્કર મારતી હોય તેમ લાગ્યું.

ત્રણ દિવસ સુધી ખૂબ તાવ રહ્યો. વચ્ચે વચ્ચે ભાનમાં આવતાં મને લાગતું, જાણે કોઈ માણસ મારી પાસે ઊભો છે, મને ચાદર ઓઢાડે છે, કદીક મારા મોંમાં દવા રેડે છે અને કોઈ મારા બાવડામાં સોય ઘોંચે છે. હું એ માણસને એ ત્રણ દિવસમાં બરોબર પિછાણી ન શક્યો.

તાવ ઊતરી ગયો ત્યારે આંખ ઉઘાડીને જોયું. મંદિરના ખૂણામાં એક નાની ઝૂંપડીમાં છું, તાડપત્રીની ચટાઈ પર સૂતો છું. માથા નીચે ઓશીકું ... પાસે દવાની બે બાટલી ... પગમાં પાટો ... બહાર બારણા પર કોઈની છાયા ...

હું હાંફતાં હાંફતાં ઊઠવાનો પ્રયત્ન કરતો હતો. એટલામાં અત્યાર સુધી બહાર બેસી રહેલા માણસે અંદર આવી કહ્યું : "ઊઠતા નહિ. શું જોઈએ છે તમને ?"

"રામેશમ ?" હું ફરી આંખ બીડીને સૂઈ ગયો. તે મારી બાજુમાં બેસી કપાળ પર હાથ મૂકી બોલ્યો : "સરસ. શરીરે આ પરસેવો વળ્યો એટલે હવે મને નિરાંત થઈ. હવે તાવ ઊતર્યો જ સમજો. ત્રણ દિવસથી તમારી જે સ્થિતિ હતી તે જોઈને હું ગભરાઈ ગયો હતો. ડૉક્ટરે ઈંજેક્શન આપ્યાં તેનીયે તમને ખબર નહોતી પડી." મારી આંખમાંથી આંસુ રેલાવા માંડ્યાં. બંધ પોપચાંના ખૂણેથી છલકાઈ છલકાઈને લગાતાર આંસુ વહી રહ્યાં છે. "બંધુ, તે દિવસે રસ્તા પર જે માણસને ઊભો રાખી ખરુંખોટું ખૂબ સંભળાવી એનું અપમાન કરેલું, એ શું તું જ છે ?"

આંખ ઉઘાડીને જોયું તો પ્યાલીમાં દવા રેડતો એ માણસ મને યોગી સમો જણાયો. "આ છેલ્લો ડોઝ છે. આ પીને તમે સૂઈ જાવ. હું ડૉક્ટર પાસે જઈ આવું છું. જરૂર હશે તો દવા લેતો આવીશ," કહીને એણે મારા મોંમાં દવા રેડી. પછી કહેવા લાગ્યો : "આજે જ નાના ભાઈનો પત્ર આવ્યો છે. લખ્યું છે કે, ભણવાનું બરોબર ચાલે છે. એનો કોર્સ હવે એક વરસમાં પૂરો થશે ... ત્યાર પછી એ મોટો અધિકારી બની જશે. પરમ દિવસે જ મેં એને ત્રીસ રૂપિયા મોકલ્યા છે. આ જુઓ, રસીદ પર એની સહી છે. અંગ્રેજીમાં કેટલું સરસ લખ્યું છે ..." આમ વાતો

કરતો કરતો તે ચાલ્યો ગયો.

અંધારું દુનિયા પર અજ્ઞાનની જેમ છવાઈ રહ્યું છે. મંદિરના કોટમાં કોઈ પક્ષી ચિત્કાર કરી રહ્યું છે. કોને ખબર કેમ, મારું હૃદય અચાનક ત્રસ્ત થઈ ઊઠ્યું. ધીમેથી શક્તિ એકઠી કરીને ઊભો થયો અને બહાર ઓટલા પર જઈને બેઠો. ફરી હૃદયમાં ખળભળાટ ... કોઈ પંખી ચીસો પાડતું ઊડતું જઈ રહ્યું છે.

સારી એવી વાર પછી થોડા લોકોનું ટોળું દેખાયું. એ લોકોએ આવીને જે સમાચાર આપ્યા તે સાંભળીને હું પાંદડાની જેમ થરથર ધ્રૂજી ઊઠ્યો ને ત્યાંથી ચાલવા લાગ્યો. હૃદય જોરથી ધડકવા લાગ્યું.

"ક્યાં ?"

"મેઈન રોડ પર."

લથડિયાં ખાતા પગે હું દોડ્યો. હું પહોંચ્યો ત્યાં સુધીમાં તો આખોયે કાંડ સમાપ્ત થઈ ગયો હતો. રામેશમ રસ્તાની વચ્ચે લોહીમાંસનો ઢગલો બનીને પડ્યો છે. ખટારો ચલાવનાર કોઈ રાક્ષસ જ હશે. અટક્યો પણ નહિ. લોકો એકઠા થઈ ગયા છે.

મેં એના પર નમી, આંસુભીની આંખોએ જોયું. એની આંખો જમણા હાથની મુઠ્ઠી પર મંડાયેલી છે. એમાં એના નાના ભાઈનો પત્ર છે. રડતાં-કકળતાં મેં એ કાગળ એના હાથમાંથી લઈ લીધો. વીજળીના આછા પ્રકાશમાં અક્ષરો દેખાયા : "મારું ભણવાનું સારું ચાલે છે. હજી વધારે મહેનત કરીશ. એક વરસ વધારે ... પછી ફૂલોથી તમારી પૂજા કરીશ, મોટાભાઈ !'

મેં આંખો મીંચી દીધી. "જરૂર ભાઈ, સારી રીતે ભણજે ... હું છું તારો ...' આંખ ઉઘાડીને જોયું તો પોલીસના માણસો અકસ્માત અંગેની વિગતો એકઠી કરવાની ઉતાવળમાં દેખાયા.

# ઠાકુરની પાલખી

**અવસરાલ રામકૃષ્ણારાવ**

કામરૂપધારી દેવતાઓ અને બીજાના મનમાં પ્રવેશ કરવાની કલામાં પારંગત મનુષ્યોની કલ્પનાઓથી રચિત કાશી મજલી* વાર્તાઓનાં ચિત્રવિચિત્ર દૃશ્યોને તાદૃશ કરતી શરણાઈનો મલયમારુત રાગ શ્રોતાઓને ક્યાંક દૂર-સુદૂર લઈ જઈ રહ્યો છે. વાર્તાના અંતમાં યોગ્ય ઉપસંહારની જેમ ઢોલની થાપમાંથી કર્ણપ્રિય ધ્વનિ નીકળી રહ્યો છે. ઠાકુરની રથયાત્રા કાઢવામાં આવી છે. દરેક ઘરની સામે અટકીને, ઘરના લોકોએ ચડાવેલાં નાળિયેર, આરતી, ધૂપસળી વગેરેનો સ્વીકાર કરીને ઠાકુર ધીરે ધીરે આગળ વધી રહ્યા છે. આ ધમાલ સાંભળીને જગન્નાથમ્ બહારના ઓટલા સુધી આવ્યો અને ત્યાંથી જ આત્મના ઠાકરને પ્રણામ કર્યા.

સડકની વચ્ચોવચ્ચ પાલખી ઊભી રહી ગઈ.

"એ જગ્ગુ, આવ, આવ ! આ પાલખીની નીચે આ બાજુથી પેલી બાજુ ને પેલી બાજુથી આ બાજુ દોડીએ. કહે છે, એમ કરવાથી પુણ્ય મળે," કહીને એક છોકરો દોડતો જગન્નાથમ્‌ને ઘેર આવ્યો અને એના પૌત્રને પરાણે લઈ ગયો. બન્ને આગળની તરફ દોડ્યા.

બીજા છોકરાઓની સાથે આ બન્નેએ પણ આંખ મીંચીને એક તરફથી બીજી તરફ દોટ મૂકી. ભક્તિ શી ચીજ છે, તેની આ છોકરાઓને ખબર નહોતી. પણ પાલખીની નીચેથી દોડવામાં એમને મઝા આવતી હતી. વારંવાર આવી રીતે દોડવામાં કેટલી મઝા આવે છે, એની એમને ખબર પડી. એમાંયે ચાલતી પાલખીની નીચે દોડવામાં તો વળી કેટલી વધારે મઝા આવે !

---

*મજલી (મુકામ) : કાશી જતા એક કાફલામાં પડાવે પડાવે વાર્તા થતી. એ વાર્તાઓ ઘણી મશહૂર ને લોકપ્રિય છે.

ઘર-ઘરમાં અને હૃદય-હૃદયમાં પ્રત્યેક પળે સંતાકૂકડી રમતા કનૈયાને જો આ રમતની ખબર હોત તો પાલખીમાંથી ઊતરીને તે પણ આ રમતમાં બીજા છોકરાઓ સાથે હઠ પકડીને જોડાઈ જાત. પૂજા જમા અરી એટલે કે, પૂજારી લોકોએ છોકરાઓને ધમકાવ્યા. જગ્ગુની માએ એના બરડા પર એક ઠોંસો માર્યો ત્યારે એને ખબર પડી કે, આ આનંદ કેટલો ક્ષણભંગુર છે.

જગન્નાથમે એને પોતાની પાસે બેસાડીને દિલાસો આપ્યો.

આંખોમાંથી વહીને કપોલ પર પાણી રેલાય છે. "દાદા, મેં શું ખોટું કામ કર્યું છે ?" એ આંખો પૂછી રહી છે. એકદમ સંકોરાઈને ખોળામાં બેઠેલા પૌત્રને વધારે છાતીસરસો ચાંપી જગન્નાથમે એના માથે હાથ પસવાર્યો. જગન્નાથમ્‌ને ઠાકુર પહેલાંથીયે વધુ નિકટ લાગ્યા.

કહે છે, જશોદાએ એકવાર મજાકમાં કહેલું :

"ચૌદ લોકને પોતાના પેટમાં સમાવીને બેઠો છે ... જોવામાં સાવ નાનો છોકરો છે કહીને દરેક જણ કનૈયાનાં વખાણ કરે છે – કોને ખબર કેવી રીતે ધારણ કરી રહ્યો છે આટલા લોકને ! કેટલો મહાન છે, વગેરે વગેરે ... પણ આટલા મહાન જીવને હું સહજભાવે હાથમાં ઊંચકીને લઈને ખવડાવું છું ... તોયે મારાં વખાણ તો કોઈ નથી કરતું. જેવાં જેનાં ભાગ્ય !"

પણ જસોદાને જે સૌભાગ્ય મળ્યું હતું, તે હવે આ પાલખી ઊંચકનારાઓને સાંપડ્યું છે.

"રોજ પરમાત્માની આરાધના કરનારાઓ જો ભાગ્યશાળી હોય, તો હંમેશાં ઠાકુરની પાલખી ઊચકનારાઓએ કોને ખબર આ ભાગ્ય મેળવવા કયાં સોનેરી ફૂલોથી ઠાકુરની પૂજા કરી હશે !"

અને બીજા કોઈએ કહેલું : "કોને ખબર આ બાહુઓએ અને આ હાથોએ ક્યું વ્રત કરેલું !"

આ છેલ્લું વાક્ય સાંભળીને જગન્નાથમ્ પુલકિત થઈ ઊઠ્યો.

"એ બાહુઓ અને એ હાથોએ, ખબર નહિ, કયું વ્રત કર્યું હતું !" ઠાકુરની સાથે ચાલતા માણસના હાથમાંની મશાલની જેમ આજથી બરોબર પચાસ વર્ષ પહેલાં જગન્નાથમ્‌નો આત્મા એકવાર ઝગમગી ઊઠ્યો હતો.

જગન્નનાથમ્‌ની આંખો વિશાળ છે. કહે છે, એની આંખો એકદમ એની મામીના જેવી છે. આંખો જ નહિ, એ આંખોમાંથી ટપકતો કરુણ રસ પણ એની

મામી પાસેથી જ મળ્યો છે, એમ કેટલાક લોકો કહે છે. બાળપણમાં એનું લાલનપાલન સ્ત્રીઓના હાથે જ થયેલું. એ ત્રણ વર્ષનો પણ નહોતો થયો કે, એના પિતા પરલોક સિધાવ્યા. માને આશ્વાસન આપવા મોટીબા આવ્યાં હતાં તે ત્યાં જ રહી ગયાં. તેમની સાથે હમેશ રહેનારી એમની નાની બહેન – નાનાં મોટીબા, પણ ત્યાં જ જામી પડ્યાં.

ક્યારેક સાંજના વખતે બારીની પાસે મોટીબાના ખોળામાં બેઠો બેઠો જગ્ગુ આખી દુનિયાનાં વિધવિધ પ્રકારનાં દૃશ્યો જોયા કરે છે.

રસ્તા પર જવાની એને પરવાનગી નથી. સાંજે રમવા માટે બહાર જતા જગ્ગુનાં બહાનાં એની મોટીબા પાસે ચાલતાં નથી. એકવાર નિશાળેથી પાછા ફરતાં, તે સીધો પ્લેગ્રાઉન્ડમાં જઈ ટચલી આંગળીએ વગાડી ઘેર પહોંચ્યો, તો મોટીબાએ ફૂટબોલની એક નવી વ્યાખ્યા કહી :

"કામકાજ વિના નવરા ભટકતા વીસબાવીસ ફાલતુ લોકો સાંજે સ્મશાન જેવી જગ્યાએ એકઠા થાય છે. મોટા કદના નાળિયેર જેવી કોઈ વસ્તુ વચ્ચે નાખીને બધા લોકો એને પગથી ધકેલતા રહે છે; એટલું જ નહિ, એથી ય વધુ આશ્ચર્યની વાત એ છે કે આ અદ્ભુત અને અભૂતપૂર્વ કાર્યને જોવાની મઝા માણવા માટે હજારો લોકોની ભીડ ત્યાં જમા થાય છે ! એમને શરમ પણ નથી આવતી."

જગ્ગુને આ રીતે ઘરની બહાર જ તેઓ જવા દેતા નહિ, પછી એને દુનિયાદારીની ગતાગમ શી રીતે પડે ? આથી એક દિવસ, તે પંદર વર્ષનો હતો, અને નવમીમાં તેનું બીજુ વરસ હતું ત્યારે તેના માસ્તરસાહેબે તેને પૈસા આપીને મનિઓર્ડર કરવા ટપાલ-ઑફિસે મોકલ્યો, ત્યારે એને સમજ ન પડી કે, મનિઓર્ડર કેવી રીતે કરાય અને પોસ્ટ-ઓફિસમાં પૈસા કોને આપવા જોઈએ. આથી તે સ્કૂલના આંગણામાં કરેણના ઝાડવા નીચે ઉદાસ થઈ બેસી ગયો.

ક્લાસમાંથી નાસી જઈને ખમીસની અંદર નોટ સંતાડી ઘેર જતા સુંદરમે તેની દશા જોઈ "ઘેર જઈને મારા નાના ભાઈને મોકલું છું," કહીને તે હસી પડ્યો. હસ્યો તેથી શું થઈ ગયું ? છેવટ એણે એના નાના ભાઈને મોકલ્યો. નાનો થયો તો શું થઈ ગયું ? એણે જઈને મનિઓર્ડરના પૈસા જમા કરાવી દીધા.

જગન્નાથમ્‌ને આમાં કશું અપમાન જેવું લાગ્યું નહોતું એમ નહિ. પણ 'પેલાં ત્રણે'એ આ અનુભવ પાકો થવા દીધો નહિ.

"એ તો ગરીબ માણસના દીકરા છે. બીજો કોઈ ઉપાય નથી એટલે બધાં કામ જાતે કરી લે છે. તું તો રાજાનો દીકરો છે. બહાર પગ મૂક્યા વિનાયે તારું કામ તો ચાલે," માએ કહ્યું.

"હવે તો ખેર... વાત જ જુદી છે. અંતકાળ આવ્યો છે ને ? દિવસ પલટાઈ ગયા. જૂના કાયદા બધા ખતમ થઈ ગયા. એ દિવસોની યાદ આવે છે ત્યારે આપણે લોકો આપણને માણસ માનીએ છીએ, તેટલું યે ગનીમત સમજવું જોઈએ. મારાં સાસુ કહેતાં કે, તારા નાનાને તો ફાઈનલ સુધી ઘરમાં ફેરવવા માટે, ખવડાવવા માટે, નિશાળે મૂકી આવવા માટે અને સાંજે ગોદમાં ઊંચકીને નિશાળેથી ઘેર લઈ આવવા માટે નોકર રાખવામાં આવતા હતા," મોટીબાએ કહ્યું.

"એક બીજી પણ વાત છે, રાજમ્મા ! ... એમનાં છોકરાં છે ને ... એમને પેટ ભરીને ખાવાનું મળતું નથી એટલે તે દૂબળાં-પાતળાં થઈ જાય છે. અને એથી જ આપણા છોકરાનું ભરાવદાર શરીર, ગોળમટોળ ગાલ અને ઘોડા જેવી ચાલ જોઈ તે બળે છે, ચાલ હું નજર ઉતારું છોકરાની." નાનાં મોટીબાએ કહ્યું.

'કુળનું નામ કાઢે એવો છોડ છે,' કહીને ત્રણેએ છોકરાને ખૂબ લાડકોડથી ઊછેર્યો. પણ એ 'છોડ' ની વૃદ્ધિ માટે તેને જે કૂટેલા ચોખા, માખણ-મલાઈ તેઓ ખવડાવતાં એ વસ્તુઓ ધીરે ધીરે એના માટે અહિતકર પુરવાર થવા લાગી. આથી એ છોડને બળજબરીથી એક જગ્યાએ બાંધી દેવા છતાં તે પોપટની જેમ ચારે તરફ ચક્કર મારવા લાગ્યો. પાકેલા જામફળનો સ્વાદ ચાખીનેયે તેને સંતોષ થયો નહિ. પાંખ વિનાના પોપટને ઊડવામાં મદદ કરવી જોઈએ, એમને ખાવાનું ખવડાવવું જોઈએ, માળો ન હોય તો માળો બનાવી આપવો જોઈએ ... આ રીતની સમસ્યાઓનો ઉકેલ શોધતાં-શોધતાં એની મોટી મોટી આંખો હજુ વધારે મોટી બની ગઈ.

"અરે બાપ રે, કેટલા બધા ચોખા આપી દીધા ! આ કમબખ્ત નાગમ્માામાં તો કાંઈ અક્કલ જ બળી નથી. છોકરાને શું સમજ પડે ? જેટલા ચોખા આપ્યા, બધા પોતાની થેલીમાં નાખી દીધા ... ઠીક ઊભી રહે, હમણાં પોલીસને બોલાવીને મજા ચખાડું છું.' છેવટ તે ભિખારણ ચાલી ગઈ અને મોટીબાયે બીજા કામમાં વળગ્યાં. પણ બાળક જગન્નાથમ્‌ની આંખોમાં એ દૃશ્ય હમેશને માટે વસી ગયું."

બિચારી ... ભિખારણ ... ઘરડી છે. માંદી પણ છે. એનું કોઈ નથી ...

આંખ-પગનો પણ આશરો નથી. એને બે મૂઠી ચોખા આપ્યા તો શું થઈ ગયું ? કાલ-પરમ દિવસે જ ઘરમાં ગુણ ભરીને ચોખા કુટાવીને રાખ્યા છે.

એક દિવસ નાનાં મોટીબાએ કહ્યું : "જો રાજમ્મા ! ... હવે અમે તારા છોકરાને સંભાળી શકતાં નથી. અમે તો વડીલોની વાત આંખ મીંચીને સ્વીકારી લેતાં હતાં. શ્રદ્ધાભક્તિમાં અમારું જીવન વીત્યું છે. ઘરમાં કામ કરતા નોકરોને ઘરમાં બનતી વસ્તુઓની જાણ ન થાય, એ ખ્યાલે અમે નોકરોને કોઈ વસ્તુ ખાવા માટે દેતાં નહોતાં, એટલા માટે નહિ કે, અમે આપી શકીએ તેમ નહોતાં... પણ નોકરોની નજર સારી નથી હોતી ... એમની નજર લાગે કે, તરત ખાટલો પકડવો પડે. એવા ઘણાને મેં જોયા છે. અને હવે જો, તારા સપૂતે કેવી કમાલ કરી છે !"

કમાલ એટલે બસ આટલું જ :

મોટીબા તુવેરની દાળની ચટણી વાટતાં હતાં.

"મોટીબા, મોટીબા, મને થોડી આપો," કહીને તેણે હથેલી આગળ ધરી. એમણે અડધી વાટેલી થોડી ચટણી હથેલીમાં મૂકી. એને થોડી થોડી ચાટતો તે બીજા ઓરડામાં ગયો તો ત્યાં ઓરડો સાફ કરતી નોકરડી ચિટ્ટેમ્માની સાડીનો પાલવ પકડી પકડી સાથે ફરતી ગૌરી જગ્ગુને જોઈને હસી પડી. એનું એ હસવાનું જગ્ગુને ગમ્યું.

તેણે થોડી ચટણી ગૌરીના હાથમાં આપીને કહ્યું : "જો, ચટણી કેવી સરસ બની છે ! બીજી થોડી લઈ આવું ?" બન્ને સાથે ખાવા લાગ્યાં તો એને વળી વધુ મઝા પડી.

"ઊભા રહો નાના શેઠ, માતાજી ક્યાંક જોઈ ન લે !" ચિટ્ટેમાએ કહ્યું. એ જ વખતે, ધારેલું તેમ, માતાજીની નજર પડી.

"કેમ ? આ કંઈ ખોટું કામ છે ? જમતી વખતે એણે એ લોકોને પોતાની થાળીમાં ઢગલો એક ચટણી પીરસતાં જોયા છે. થોડીક ચટણી એ છોકરીના હાથમાં આપવી, તે ખોટું છે ?"

આ સવાલ એની આંખોએ પૂછ્યો હતો, હોઠોએ નહિ. આથી કોઈએ એ સવાલનો જવાબ પણ આપ્યો નહિ.

તે સાતમીમાં હતો ત્યારે એક પ્રસંગ બનેલો, એ તે કદી ભૂલ્યો નથી.

અચાનક એને તાવ આવ્યો. એ માટે પેલાં નાણેએ જે તકલીફ ઉઠાવી તેનો

કોઈ હિસાબ નહોતો. કેટલીયે ચીજોનો ઉકાળો બનાવીને પિવડાવ્યો, કપાળે ભભૂત લગાડી, જંતર-મંતર કરાવીને માદળિયું સુધ્ધાં પહેરાવ્યું. પણ એને સૌથી વધુ રાહત આપનાર તો હતો સામેવાળો સત્યમ્, જે એની સાથે નિશાળમાં ભણતો હતો. તે કાંઈ કરતો નહોતો, માત્ર થોડીવાર પાસે આવીને બેસતો. તબિયત કેવી છે, કોની દવા કરે છે, ખાવામાં શું લે છે એવા-તેવા કોઈ સવાલ એ પૂછતો નહોતો. બેઠો હોય એટલો વખત ઈધરઉધરના સમાચાર સંભળાવતો. નિશાળમાં એક નવા માસ્તરસાહેબ આવ્યા છે. તે આવ્યા, તે જ દિવસે કોઈ છોકરાએ એમની સાઈકલની હવા કાઢી નાખી ... નિશાળેથી આવતાં એને રસ્તામાંથી એક અડધા આનાનો સિક્કો મળ્યો હતો ... એના મોટા ભાઈને એના પર વિશ્વાસ નહોતો બેઠો અને એમણે એને તમાચો માર્યો હતો ... પડોશી રાધાને ઘેર જે નવો રેડિયો આવેલો, તે બીજે દિવસે જ ખરાબ થઈ ગયો ... એમના ઘરમાં ક્યાંકથી ભૂરા રંગની બિલાડી આવી છે અને એને ત્રણ બચોળિયાં આવ્યાં છે ... આ પ્રકારના સમાચાર તે લગાતાર આપતો રહેતો. એમાં કેટલી વાત સાચી ને કેટલી નહિ, તેની ખબર નહોતી પડતી ... પણ જ્યાં સુધી તે ખબર સંભળાવતો ત્યાં સુધી જગ્ગુ પીડા, તાવ બધું ભૂલી જતો. આ તાવને કારણે સત્યમ્ અને જગ્ગુની દોસ્તી પાકી થઈ ગઈ. જગ્ગુને ખબર પડી કે સ્નેહમાં કેટલી મીઠાશ હોય છે ! તે સાજો થઈ ગયો અને ખાઈ-પીને હરવાફરવા લાગ્યો ત્યારે બન્ને સાથે નિશાળે જવા માંડ્યા. સાંજે ઘેર પણ સાથે જ પાછા આવતા.

એકવાર ત્રણ દિવસ સુધી સતત સત્યમ્ દેખાયો નહિ. ત્રીજે દિવસે પણ તે દેખાયો નહિ ત્યારે જગ્ગુ તેની ભાળ કાઢવા તેને ઘેર જવા તૈયાર થયો. પણ એનાં મોટીબા એનો હાથ પકડી ઘરમાં લઈ આવ્યાં અને ફટ કરતાંકને બારણાં બંધ કરી દીધાં.

"અરે દીકરા, ઘરમાં અમે લોકો બેઠાં છીએ તે શું કામનાં છીએ ? અમને જણાવ્યા વિના આમ પોતાની મરજીથી બહાર જવું ઠીક નહિ. નાના-મોટાનો, સારા-માઠાનો ભેદ સમજીને ચાલવું જોઈએ. તને કાંઈ થઈ જાય તો તારા ભરોસે જીવતા અમારા લોકોનું શું થાય ? પૂછ્યા-કર્યા વિના માતાવાળા ઘરમાં જતો હતો ને ?"

જગ્ગુને વાત કાંઈ સમજાઈ નહિ. એણે જઈને પોતાની માને પૂછ્યું.

"હા બેટા, સત્યનારાયણને મોટાં માતા નીકળ્યાં છે. એને જ શીતળા કહે છે. આ રોગ હોય તે ઘરમાં ન જવું જોઈએ."

જગ્ગુનું હૃદય કાંપવા લાગ્યું. એની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં.

"તો હું ત્યાં જઈને એને જોઈ ન શકું, મા ?"

"જોઈ કેમ ન શકે ? નવડાવે પછી જરૂર જોઈ શકે. ત્યાં સુધી એ તરફ જઈશ નહિ, સમજ્યો ? મારા સમ છે. સાંભળ્યું છે કે, બહુ જોરદાર નીકળ્યાં છે."

ત્યાર પછી આઠદસ દિવસ સુધી જગન્નાથમે સરખી રીતે ખાધુંપીધું નહિ. સરખું ઊંઘ્યો પણ નહિ. હમેશાં તે સત્યમ્ વિશે જ વિચાર કર્યા કરતો. કંઈ નહિ તો એકવાર, બારી પાસે જઈને, ઓછામાં ઓછું ઉંબર પર ઊભો રહીને તે સત્યમ્‌ને પૂછવા માગતો હતો : "કેમ છે ભાઈ સત્યમ્, હું જગન્નાથ છું. મારી તરફ જો. તબિયત કેમ છે ? ક્યારે તને નવડાવશે ? આપણે બન્ને હાથમાં હાથ પરોવી ફરી નિશાળે ક્યારે જઈશું ?"

એને માના સોગંદ પર પણ ભરોસો ન બેઠો તો વિજ્ઞાનના શિક્ષકને પૂછ્યું : "તદ્દન ખરી વાત છે, જગન્નાથ ! સ્મૉલ પૉક્સ બહુ ભયાનક રોગ છે. તારી માની શિખામણ તારે માનવી જોઈએ. એમાં જ તારું ભલું છે."

હવે એ આશા પણ ન રહી. દરવાજા પર ઊભો રહી એના ઘરમાંથી બહાર નીકળતાં દરેક માણસને તે પૂછતો : "કેમ ભાઈ, અમારા સત્યમ્‌ના શા ખબર છે ? હવે હું જઈને તેને જોઈ શકું ?"

પણ જગન્નાથને આ રીતે બહુ દિવસ પૂછવું ન પડ્યું.

'પેદા થયેલ મનુષ્ય નક્કી મૃત્યુ પામે છે,' એ તથ્ય સત્યમે બચપણમાં જ પુરવાર કરી દીધું.

જગન્નાથને એવું લાગવા માંડ્યું કે, એણે બહુ મોટી ભૂલ કરી છે. એને માટે હવે કોઈ પ્રાયશ્ચિત્ત પણ થઈ શકે તેમ નથી. ઘણા દિવસ સુધી તે આ વિચારમાં શેકાતો રહ્યો કે મા હોય, શિક્ષક હોય કે વિધાતા પોતે હોય, કોઈની પણ મના કરવા છતાં, સત્યમ્‌ને તેની માંદગીની સ્થિતિમાં પોતે જોવા ન ગયો તે પોતાનો બહુ મોટો અપરાધ હતો. 'સત્યમ્, મને માફ કરીશ ?' કહીને તે ડૂસકાં ભરવા લાગતો. નાજુક સ્વભાવવાળા લોકોને આવા વિચાર વધારે પરેશાન કરે છે. શરૂમાં આશ્ચર્યથી પહોળાં રહેતાં જગન્નાથનાં નેત્ર હવે અકર્મણ્યતાના ભાવથી ઝીણાં થવા લાગ્યાં. બાળપણથી જ તેને પોતાની જરૂરિયાતની વસ્તુ માગવાની ખબર નહોતી. કોઈ વાતનું ખંડન કરી સીધો જવાબ દેવાનું તો તે બિલકુલ શીખ્યો નહોતો. આ બધી બાબતોએ ધીરે-ધીરે એના મનમાં વિદ્રોહની ભાવના પેદા કરી

અને એનું મન અશાંત રહેવા લાગ્યું.

સ્કૂલ-ફાઈનલ સુધી પહોંચતાં-પહોંચતાં જગન્નાથમ્ નાનામોટાં એવાં કામ કરવા લાગ્યો, જે એના ઘરના લોકોને પસંદ નહોતાં, અને જે કર્યા વિના એને ચેન પડતું નહોતું, સ્કૂલમાં ફી ભરવા તે ઘેરથી જે પૈસા લઈ ગયો એનાથી એણે ગોપાલમ્ નામના એક ગરીબ છોકરાની ફી ભરી દીધી. બજારમાંથી માલસામાન લાવવા માટે ઘરમાં જે જુદો નોકર રાખેલો એને રજા દઈ દીધી. સાંજે નિયમિત રીતે રમવા જવા લાગ્યો. મા, મોટીબા અને બહેન આ જોઇ કપાળ કૂટવા લાગ્યાં. જગન્નાથમ્‌ને વઢવાની હિંમત એમનામાં નહોતી. એ મૌન જ એને માટે કવચ બની ગયું.

મિથ્યા અભિમાનનાં ખતરનાક બંધનો તોડીને બહાર નીકળતાં અનેક વિચિત્ર બાબતો તેની સમક્ષ આવી. એને ખબર પડી કે દુનિયા કેટલી વિશાળ છે. ત્યારે એનાં નેત્ર વધુ વિશાળ બની ગયાં. એ દિવસોમાં સ્કૂલમાં એને સૌથી વધુ આકર્ષણ હતું એના સહાધ્યાયી કામેશમનું. હકીકતમાં, કામેશમ્ તરફ તે એક અતિ વિચિત્ર પ્રસંગમાં આકર્ષાયો હતો.

એકવાર કામેશમ્ ક્લાસમાં પોતાના મિત્રોને, કોઈક બાબત પર ગળું ફાડીને લેક્ચર આપતો હતો. એટલામાં જગન્નાથમ્‌ને ખંડમાં આવતો જોઇ એણે અચાનક પોતાનું વ્યાખ્યાન બંધ કરી દીધું.

"આ સમાચાર પેલા અઢાર વર્ષના બાબલાને સંભળાવતા નહિ, બીકનો માર્યો તે કદાચ માંદો પડી જશે," કામેશમે કહ્યું અને બધા લોકો જગન્નાથમ્ તરફ જોઈને હસી પડ્યા. આ અકારણ ઉપહાસથી એને દુઃખ થયું. પૂછવાની હિંમત ચાલી નહિ એટલે ઉદાસ થઈને ચુપ થઈ ગયો. એની નિર્બળતા સમજીને કોઈએ એને આખી વાત જણાવી.

એની આગલી રાતે કામેશમ્‌ના મકાનની સામેના મકાનમાં ચોરી થઈ હતી. કામેશમ્‌ની આંખ ઊઘડી ગઈ કે તરત એણે ચોરનો પીછો કરી એને પકડી પાડ્યો. આ વાત સાંભળી તેની મા બહુ ગભરાઈ અને કપાળ કૂટવા લાગી. "બેટા, આપણું ઘર નહિ, આપણા લોકો નહિ... તું તો નાનું છોકરું છે ... ચોરની પાસે તો છરી હોય છે. તું શા માટે આવાં જોખમભરેલા કામમાં માથું નાખે છે, દીકરા !"

"મરદ માણસ છું, એટલે !" કામેશમે કહ્યું.

"શું કહ્યું ? ફરી કહે જોઉં ?" પાછળથી એના પિતાએ ધમકાવતાં કહ્યું હતું.

"એકવાર નહિ, સોવાર કહીશ. તે પણ એટલા માટે કે હું મર્દ છું."

પિતાએ એક તમાચો મારતાં કહ્યું : "ફરી કહીશ ?" પણ કામેશમે એ શબ્દ પડતો મૂક્યો નહિ. છેવટે મારી મારીને પિતા થાકી ગયા. એની માએ કહ્યું : "કેટલો હઠીલો છે, આટલો માર ખાધો પણ આંખમાંથી આંસુનું ટીપુંય પડ્યું નહિ."

"કારણ કે મર્દ છું," કામેશમે ફરી કહ્યું.

"સાવ ખરી વાત છે," જગન્નાથમ્ મનોમન કહ્યું.

બાપદાદાની કમાઈ પર મોજ ઉડાવનારા, પગ પર પગ વાળીને બેસનારા, અનાયાસ પોતાને મળેલા ભાગ્યમાં આત્મવિસ્મૃત થઈ, બીજાના મૃત્યુને પોતાના માથાના દુખાવા જેટલું પણ અનુભવ્યા વિના, પોતાના જ જીવનને સર્વસ્વ માનીને અને જીવીને કાલે મરી જનારા અલ્પજીવી અંતઃપુરવાસી કેટલાક લોકો હોય છે. વાસ્તવમાં ખરેખરો મર્દ હોવાને કારણે જ કામેશમ્ પડોશી બાળકની ભૂખથી પરેશાન થતો હતો, સામેના મકાનમાં ચોરી થઈ તો દોડી ગયો હતો.

કામેશમ્‌ના શરીર પર મારનાં નિશાન જોઈ બધા દિગ્મૂઢ થઈ ગયા. "કેમ રે કામેશમ્, તારા પિતાજીને આટલી સમજ નથી ? છોકરાને આટલો બધો મંરાય ?

કામેશમ્ મોટેથી અને અભિમાનથી હસી પડ્યો.

"ઊંહ, માર ખાધો તો શું થયું ? આજે નિશાન થયાં છે, કાલ મટી જશે ... ચાર દિવસ ટકે એવું કામ કરવું જોઈએ, ભાઈ ! સામાવાળા પ્રત્યે અન્યાય થતો જોઈને પણ આપણે જો ચુપ રહીએ, તો આપણા લોકોમાં અને જાનવરોમાં કોઈ ખાસ ફેર રહેતો નથી ... આપણે એવાં કામ કરવાં જોઈએ, જે આપણને માણસ બનાવે ..."

જગન્નાથમ્‌નું શરીર પુલકિત થઈ ઊઠ્યું.

"કામેશમ્, મને પણ તારી પાર્ટીમાં દાખલ કર ને !" આ રીતે કહેવાની જે હિંમત જગન્નાથમ્ દાખવી શક્યો એના પર તે આખો દિવસ ખુશખુશાલ રહ્યો. આ ઉત્સાહ કેટલો દૃઢ છે એની કસોટી કરવાનો અવસર પણ જલદી જ આવ્યો.

મૂળ એમ બન્યું કે –

ગામમાં બધાંને ઘેર પાણી આપનાર સુબ્બય્યા અચાનક મરી ગયો. જે કાંઈ મળે એનાથી સંતોષ પામનાર, દિવસ-રાત કોઈ પણ સમયે, ક્યાંય પણ, કોઈ પણ

રીતની મદદ જોઈતી હોય ત્યાં હાજર થનાર એ સુબ્બય્યાએ ચાર દિવસના તાવમાં જ આંખ મીચીને છેલ્લા શ્વાસ લીધા.

બધાં બ્રાહ્મણ–કુટુંબોમાં એની આટલી પહોંચ હોવાનું એક બીજું પણ કારણ હતું. એના ઓળખીતા કુટુંબમાં ક્યાંય કોઈ માંદું પડે તો આઠે પહોર તે દરદીની સેવાચાકરીમાં લાગી જતો. મા-બહેન પણ પાસે બેસતાં ડરે એવાં ચેપી દરદોમાં પણ તે તદ્દન નિર્ભીક થઈને ઉપચાર કરવા લાગતો હતો. પાણીવાળો સુબ્બય્યા ધીરે-ધીરે પરોપકારી સુબ્બય્યા તરીકે પ્રખ્યાત થયો. છેવટ એનો પરોપકાર રહી ગયો અને સુબ્બય્યા ચાલ્યો ગયો.

એ સુબ્બય્યા કામેશમ્‌ને ઘેર પણ પાણી આપતો હતો.

એક દિવસ સુબ્બય્યાની મા વેંકમ્માને પોતાની મા પાસે વાતચીત કરવા આવેલી જોઈ કાંમેશમ્‌ને નવાઈ લાગી. કાલે બપોરે તો હજુ વેંકમ્માએ પોતાના દીકરાને ભગવાનના હાથમાં સોંપી દીધો છે. આવી સ્થિતિમાં તો મોટેભાગે બીજા લોકો એને ઘેર જઈને એને દિલાસો આપે એ જ સ્વાભાવિક ગણાય. પણ આ શું ? માને જોતાં જ વેંકમ્મા રડી પડી. માએ એને આશ્વાસન આપતાં કહ્યું : "બસ કર, વેંકમ્મા ! હવે તું શું કરી શકે તેમ છે ? આ ઘડપણમાં તારે કપાળે આ આપત્તિ લખી હશે ... આપણા હાથમાં શું છે ?"

"હું એ નથી કહેતી, અન્નપૂર્ણમ્માબહેન ! ગામમાં ક્યાંય કોઈ પણ મરણું થાય તો તે આગળ જઈ ક્રિયાકર્મની બધી વ્યવસ્થા કરી આપતો હતો ... બાળકને ગુમાવીને રડતાં માબાપને હિંમત આપી, નાનાં નાનાં બાળકોની લાશને કપડાથી ઢાંકી મસાણે લઈ જતો. એ દૃશ્ય આજે પણ મારી આંખો સામે તરવરે છે ને જાણે કેટલા અનાથોનો એણે દાહ-સંસ્કાર કર્યો હતો ... મારું એ દુર્ભાગ્ય કે હું જીવતી છું અને એ ઊપડી ગયો ... એને બધાની જરૂર હતી ... આજે કોઈને એની જરૂર નથી ... એની લાશ ઊંચકી જવા કોઈ ન આવ્યું ... હું એકલી ઘરડી બાઈ શું કરી શકું, બહેન ?"

વેંકમ્મા ફરી ડુસકાં ભરીને રોવા લાગી. માએ એને બે રૂપિયા દીધા. વેંકમ્મા જતી હતી ત્યાં કામેશમ્ એને બહાર જ મળ્યો.

"મારા પિતાએ મને કલમ ખરીદવા માટે બે રૂપિયા આપ્યા છે. મારે કલમની કશી જરૂર નથી. કલમ નહિ હોય તો પેન્સિલથી લખીશ ... માસ્તરસાહેબ મારશે તો છો મારે ... એટલામાં હું કાંઈ મરી નહિ જાઉં. આ લો દાદી, આ બે પણ રાખો, કામ આવશે."

વેંકમ્માની આંખો એકદમ ભીંજાઈ ગઈ.

"ના બેટા, માએ આપ્યા, એટલે આ લીધા. મારે એની શી જરૂર છે ? કાલે બે વાગ્યે તેણે પ્રાણ છોડ્યા. અત્યાર સુધી એને માથે આગ મૂકનાર કોઈ મળ્યું નથી ... આ ગામમાં પૂરાં બસો બ્રાહ્મણ -કુટુંબ છે ... દૂરથી આંસુ પાડીને બધા જતા રહ્યા, વ્યવસ્થાની વાતનો કોઈએ વિચાર ન કર્યો ... હું એકલી બાઈ માણસ ને પાછી ઘરડી ... મારાથી શું થઈ શકે, બેટા કામેશમ્ !"

કામેશમ્‌ને માની વાત યાદ આવી.

"આપણા હાથમાં શું છે ?"

કામેશમે પોતાના બન્ને હાથ લાંબા કરીને જોયું. ખમીસની બાંયો ઊંચી કરીને પોતાના સ્નાયુઓ તરફ જોયું. એનું લોહી ઊકળી ઊઠ્યું.

"આપણા હૃદયમાં જો કાંઈ હોય તો આપણા હાથમાં બધું જ છે." એની આંખો ચમકી ઊઠી.

"દાદી ! મુનિશ્વર જેવા તમારા દીકરાનું શબ મ્યુનિસિપાલિટીના લોકો ઊંચકીને લઈ જાય, એવો અપયશ આ ગામને ન મળવો જોઈએ ... ચાલો, હું સાથે આવું છું."

એ વખતે કામેશમ્‌ની મુખમુદ્રા અને એના ચાલવાની ઢબછબ જોઈને દુનિયાને વિવિધ રૂપોમાં જોનાર, બહુમુખી અનુભવ પ્રાપ્ત કર્યા હોય તેવી વિશિષ્ટ વ્યક્તિઓ પણ પ્રભાવિત થયા વિના રહી શકે તેમ નહોતી. આગળ વેંકમ્મા અને પાછળ કામેશમ્‌ને જોઈને કામેશમ્‌ના બધા મિત્રો પૂછ્યાગાછ્યા વિના એની પાછળ પાછળ ચાલવા લાગ્યા. ઠંડા પવનથી બચવા માટે કાન પર સ્કાર્ફ બાંધીને જગન્નાથમ્ બારીમાંથી જોઈ રહ્યો છે. કામેશમ્‌ને જોતાં જ જગન્નાથમે સ્કાર્ફ કાઢીને ફેંકી દીધો, માત્ર સ્કાર્ફ જ નહિ, બલકે પોતાની અકર્મણ્યતા, કાયરતા અને ભીરુતા પણ એણે ફેંકી દીધાં. આ જ સમય હતો, જ્યારે મનુષ્ય મનુષ્ય નહિ, બલકે મનીષી બની ગયો હતો. હા, બરોબર એ જ સમયે ઘનીભૂત જડતામાં સઘન અંધકારમાં સૂતેલો કીડો પોતાના કોશેટાને ચીરીને રંગબેરંગી છટા સાથે પતંગિયાના રૂપે બહાર નીકળ્યો હતો. એ જ સમયે ... હા, એ જ સમયે ... અમાવાસ્યાના અંધકારમાં દિવાળીની શોભા ઝગમગી ઊઠી હતી.

હું ક્યાંક પાછળ ન પડી જાઉં, એ ભયથી જગન્નાથમ્ પોતાને જ વિસ્મિત કરી મૂકે તેવા જોશથી દોડી એ ટોળામાં જોડાયો; એટલું જ નહિ, બલકે સીધો

કામેશમ્ પાસે જઈ, એની સાથે હાથ મેળવી ઊભો રહી ગયો.

એ વખતે છોકરાઓએ મોટાંઓ શું કહેશે એનો સહેજે ખ્યાલ ન કર્યો. એથી પણ આશ્ચર્યની વાત એ હતી કે વડીલોને પણ છોકરાઓને વઢવાનો ખ્યાલ ન આવ્યો. અસલમાં થયું એમ કે –

"અમારાં માબાપ જીવતાં છે ... અમારે સ્મશાનમાં ન જવું જોઈએ."

"કાલ-પરમ દિવસ સુધી મને તાવ હતો ... મને તો બીક લાગે છે."

"અમારા ઘરમાં સૂતક છે, નહિ તો હું જરૂર આવત."

"મારી પત્ની ભારેપગે છે. લોકો કહે છે, મારાથી સ્મશાને ન જવાય."

આ પ્રકારે અનેક બહાનાં કાઢી જે મહાશયોએ વાત ટાળી દીધી હતી તે લોકો જ હવે આગળ આવી "અમે ઊંચકીશું, અમે ઊંચકીશું" એમ કહેવા લાગ્યા.

સુબ્બય્યાની શબયાત્રા ઠાકુરની શોભાયાત્રાની જેમ ધામધૂમથી નીકળી.

લાશને ખભે રાખી કામેશમે જે વાતો કહી, એ જગન્નાથ જીવનભર યાદ રાખશે :

"આપણે સારાં સારાં કામ કરવાની ડિંગ મારતા ફરીએ છીએ ... જ્યારે જરૂર પડે ત્યારે જોજનો દૂર ખસી જઈએ છીએ ... આવી જિંદગી જિંદગી નથી, મોત છે. આપણા શુભ સંકલ્પોના શ્રીગણેશ અહીં જ થવા જોઈએ. આપણે આપણા સંસ્કારોનો શુભારંભ અહીંથી જ કરવાનો છે ... આપણે સહુ ભાઈઓ આ લાશને એકવાર આપણા ખભા પર ઊંચકીએ !"-આમ કહીને એણે બધાના ખભા પર લાશ રખાવી. જે છોકરાઓ નાના હતા, તે લાશની નીચે અહીંથી તહીં દોડવા લાગ્યા.

જગન્નાથમે જગ્ગુને વધારે નજીક લીધો અને હાથ ઊંચા કરીને નમસ્કાર કર્યા. "ઠાકુરની પાલખી તો ચાલી ગઈ, દાદા !" પૌત્રે આશ્ચર્યથી કહ્યું.

"ના ... ના ..." દાદા ગણગણવા લાગ્યા. આખા ચહેરાને ભરી દેતી એ આંખો અને આંખો ભરી દેતી જ્યોતિ જોઈ જગ્ગુ કાંઈ સમજી શક્યો નહિ. એ જોરથી દાદાને ગળે વળગી પડ્યો.

# યંત્રજીવી

**કોમ્મૂરિ વેણૂ ગોપાલ રાવ**

જનરલ હોસ્પિટલના મોર્ચ્યુઅરી રૂમમાં આટોપ્સી ચાલી રહી છે. પેથોલોજીના પ્રોફેસર શ્રીધર ઝડપથી બોડીને ડિસેક્ટ કરતા, જે બાબતો એમની નજરે ચડે છે તે ત્યાં એકત્રિત થયેલા વિદ્યાર્થીઓને ઉત્સાહથી સમજાવી રહ્યા છે. એ દિવસે એસિસ્ટંટની ભૂમિકા ભજવનાર વિદ્યાર્થિની જલદી જલદી નોટ્સ ઉતારે છે.

"જુઓ, આવા કિસ્સા બહુ ઓછા હોય છે, જેમાં આ એન્ટિબાયોટિક યુગમાં પણ સિફિલિસે આટલી મજબૂત પકડ જમાવી હોય. આ પહેલાં આવો કોઈ કિસ્સો જોવામાં આવ્યો નથી. અહીં કિડ્ની પર જુઓ, કેવા પેસેજ બનેલા છે ! તમારે લોકોએ 'ફીલ' કરવું જોઈએ કે અહીં 'કન્સિસ્ટન્સી' કેટલી 'ફર્મ' છે ... આઈ સે ઈટ ઈઝ વુડ હાર્ટ ... આ જુઓ લીવર ... બ્રેઈન ... યૂટરસ ... યૂ ફીલ ધ લિન્ક ગ્લેન્ડ્ઝ હિયર ... ટિપિકલ હિટ એપિયરન્સ ... વોટ એ વન્ડરફુલ ટેરશિયરી સ્ટેજ ઈટ ઈઝ ..."

એક કલાકમાં આટોપ્સી પૂરી થઈ ગઈ. શરીરના જે અવયવો અતિ કાળજીથી કાઢી લીધા છે તેમને બોક્સમાં સુરક્ષિત મૂકીને મ્યુઝિયમમાં એરેંજ કરવા માટે એસિસ્ટંટને કહી દીધું અને વૉશ-બેસિનમાં હાથ ધોઈ શ્રીધર બહાર ચાલ્યો ગયો.

મોર્ચ્યુઅરીની બહાર, કદાચ એ મૃત સ્ત્રીનાં સગાંવહાલાં – પાંચછ લોકો ઝાડની નીચે બેઠેલાં દેખાયાં. શ્રીધરને થયું, કદાચ મૃત શરીર માટે બેઠાં હશે. હવે આ ટુકડાઓને લઈ જઈને જમીનમાં દાટ્યા પછી જ આ ભલાભોળા લોકોને અને મૃત નારીના આત્માને કદાચ શાંતિ મળશે. કેવા વિચિત્ર લોકો છે ! પણ એ શરીરનો સાર તો એણે કાઢી જ લીધો છે. મુખ્ય અંગો અહીં મ્યુઝિયમમાં જ સચવાયેલાં રહેશે. નકામા સારહીન કલેવરને જ આ લોકો ક્રિયાકર્મ માટે લઈ જશે.

શ્રીધરને ઈશ્વરમાં શ્રદ્ધા નથી. અંધવિશ્વાસોને તે પાસે ફરકવા નથી દેતો. પુરાણી રૂઢિઓ અને અર્થહીન પરંપરાઓની એના પર લેશમાત્ર અસર થતી નથી જેને આપણે 'એટેચમેન્ટ' કહીએ છીએ, એ બધાથી તે પર છે.

પોતાના ઓરડામાં જઈ હાથમોં ધોઈ જમવાની તૈયારીમાં કેરિયર ખોલવા જતો હતો એટલામાં ટેબલ પરના ફોનની ઘંટડી વાગી. એણે રિસીવર હાથમાં લીધું.

પેલી તરફનો અવાજ ડૉ. રમાનો છે : "ડૉક્ટર, કોન્ગ્રેચ્યુલેશન્સ." એ અવાજે કહ્યું.

"શું છે ?"

"મેં શ્રીદેવીને એક્ઝામિન કરી છે. શી ઈઝ પ્રેગનંટ પ્રાઈમ છે ને ? તે બહુ 'વીક' છે. સારું ખાવાપીવાનું આપી એનો ખ્યાલ રાખવો પડશે. તમને કદાચ ખબર નહિ હોય કે શ્રીદેવી મારી પાસે આવી છે. એને શંકા થઈ એટલે મારી પાસે એક્ઝામિન કરાવવા આવી ... થર્ડ મંથ છે."

એના કાનોએ કામ કરવાનું છોડી દીધું. પળવારમાં હજારો બાબતોએ એના મનને ભયભીત બનાવી દીધું. રિસીવર હાથમાં છે અને હાથ ધ્રૂજી રહ્યો છે. 'માય ગોડ' અંદર ને અંદર નિષ્પ્રભ થઈને તે બોલ્યો.

પોર્ટિકોમાં કાર ઊભી રાખીને, સામે સ્વાગત કરવા ઊભેલી શ્રીદેવી તરફ જોયા વિના જ તે સીધો ખંડમાં જઈ ધબ કરતો સોફા પર બેસી ગયો.

શ્રીદેવીએ કદાચ એવું અનુમાન કરેલું કે તે આમ વર્તશે. એક મિનિટ તે ચુપ રહી. પછી ધીરેથી સોફાની પાછળ જઈને ઊભી રહી.

"આ સમાચારથી તમારા મનમાં ગભરાટ પેદા થયો હશે !"

એણે મોં ફેરવી સૂની નજરે શ્રીદેવી તરફ જોયું. એની નજર ઘણીખરીવાર આવી જ હોય છે. ભાવભીની દૃષ્ટિથી તે બહુ ઓછું – ક્યારેક જ જુએ છે.

"બેસ, કહું છું," પ્રારંભમાં, પત્નીને પ્રસન્ન કરવા કહ્યું.

"કંઈ વાંધો નહિ, કહો." ઊભાં ઊભાં જ તે બોલી.

"એમ નહિ, બેસ."

શ્રીદેવી સામેના સોફા પર બેસીને એની તરફ પ્રશ્નવાચક દૃષ્ટિથી જોઈ રહી.

"જો, શ્રીદેવી," સમજાવટના સ્વરૂપમાં, મેડિકલ કોલેજના પ્રોફેસર, એના

પતિ શ્રીધરે શરૂ કર્યું : "મારી વાત સાંભળીને અકળાઈશ નહિ. આપણાં લગ્ન થયાંને પાંચ વર્ષ થયાં. એમાંથી બે વર્ષ હું વિલાયતમાં જ રહ્યો. આપણા લોકોનું જીવન જ એ પ્રકારનું છે જે વ્યવસાયની દૃષ્ટિએ જલદી અને દાંપત્યની દૃષ્ટિએ મોડેથી સમૃદ્ધ થઈ શકે. અને બે વર્ષમાં જ મારે ફરી સ્ટેટ્સ જવું પડશે. આ વખતે હું તને પણ સાથે લઈ જવા માગતો હતો. અત્યાર સુધી મારા મનમાં સંતાનની કામના પેદા નથી થઈ. મારા મનમાં એવી કોઈ ખોટી ધારણા પણ નથી કે માત્ર સંતાનને લીધે જ આપણા જીવનમાં કોઈ અનિર્વચનીય આનંદની પ્રાપ્તિ થશે અથવા આપણો જન્મ સાર્થક થશે. આ બધી હેરાનગતિ મને પસંદ નથી. આ ઝંઝટ આપણા માર્ગમાં વિઘ્નો ઊભાં કરશે. આપણે હજી કાંઈ ઘરડાં નથી થઈ ગયાં. હું તને એક પ્રશ્ન પૂછું છું. શું તું એમ ઇચ્છે છે કે આ 'હેપીનેસ' ખતમ થઈ જાય ?"

શ્રીદેવીએ બહુ મુશ્કેલીથી નીકળતો શ્વાસ રોક્યો. એની વાત સાંભળ્યા પછી તેના મનમાં બે પ્રશ્નો જન્મ્યા: પહેલો એ કે – હેપીનેસ કોને કહેવાય ?

બીજો : અત્યારે આ બધી વાતો શા માટે કહેવામાં આવે છે ? એટલે કે એવે વખતે, જ્યારે વાત કાબૂ બહાર ચાલી ગઈ છે !

બધું સાંભળ્યું ને ? – એવો પ્રશ્ન સૂચિત કરતી દૃષ્ટિએ જોઈને પ્રોફેસરે પૂછ્યું : "હવે કહે, શો વિચાર છે ?"

કોઈક રીતે હસીને તે બોલી : "તમે પણ ખરા છો. એમાં કહેવા જેવું જ શું છે ?"

"કહેવા જેવું કશું જ નથી ?" એણે નિરાશાથી કહ્યું.

"ના."

"મને ખ્યાલ પણ નહોતો કે આટલી જલદી આટલી મોટી આફત આવી પડશે." હાથ મસળતો તે સ્વગત ગણગણવા લાગ્યો. આવી વિકટ પરિસ્થિતિમાં પણ, પોતાનું હાસ્ય રોકીને શ્રીદેવી ધીરેથી ઊઠીને શ્રીધર પાસે જઈને બેઠી. સહેજ અનુનય દેખાડવા એના ખભે હાથ મૂકીને બોલી : "આમ જુઓ તો !"

શ્રીધરે પત્ની તરફ મોં ફેરવ્યું – ફરી એ જ ભાવશૂન્ય દૃષ્ટિ અને નિશ્ચલ કંઠધ્વનિ : "શ્રીદેવી, આ મમતા-મોહ, આયાસ-પ્રયાસ, એ બધું મારી પ્રકૃતિને અનુકૂળ નથી. મને મારી પ્રકૃતિને અનુકૂળ જીવન જોઈએ છે. હું જે કાંઈ ઇચ્છું છું, જેવી રીતે રહેવા માગું છું, એમાં મને એ જ વસ્તુઓ મળવી જોઈએ. આકસ્મિક

ઘટનાઓ અને અનિચ્છનીય બંધન મને પસંદ નથી. તું મને ઓળખે છે. વિરહ-મિલન, એકબીજા માટે મરી પડવું, પ્રણયનો આકસ્મિક વિસ્ફોટ, અણુમાં અણુ, રક્તમાં રક્ત અને માંસના ટુકડા વગેરે ભાવનાઓ સાથે નિર્બળતાનાં મૂળિયાં રોપવાં અને જીવનના વિકાસમાં રુકાવટ પેદા કરવી – એ બધી બાબતો મને પસંદ નથી. આ પૃથ્વી પર સૌથી મોટી દુર્બળતા આ જ છે. આ યંત્રયુગ છે. વિજ્ઞાન ક્રાંતિકારી રૂપ ધારણ કરી રહ્યું છે. માનવીની મેધા રબરની જેમ લચકીલી હોવી જોઈએ, દોરડાની જેમ તૂટવી ન જોઈએ, શ્રીદેવી !"

ઘણું સંભાળવા છતાં તે પોતાનાં આંસુ રોકી ન શકી. યુગ યુગ સુધી અક્ષરોમાં લખવાને યોગ્ય એ ભારે અશ્રુકણ કોમળ કપોલ પરથી ટપકીને એના નિષ્કલંક કંઠભાગને કલંકિત કરે છે.

"રડનારા લોકો મને બહુ વિચિત્ર લાગે છે."

"તમે કઠોર છો," ભરાયેલા કંઠે, સહેજ નારાજ થઈને એણે કહ્યું.

"કદાચ બરોબર જ કહે છે," કહીને તે ઊઠીને ઊભો થઈ ગયો. ઘેર આવ્યા પછી એણે કપડાં પણ બદલ્યાં નહિ. ટેવ અનુસાર કૉફી પણ પીધી નહિ. ધીરેથી કોરીડોરમાં જઈ બહાર તરફ જોતાં સિગરેટ સળગાવી.

"કદાચ આ કઠોરતાએ મારું ભલું કર્યું છે. આટલી નાની ઉંમરમાં પ્રોફેસર બનવામાં કદાચ એનો ફાળો છે. પ્રેમના ઉન્માદનો જો હું નિષ્ઠુરતાથી સામનો ન કરત તો સાધારણ ગ્રેજ્યુએટ જ રહી જાત. સાચી વાત તું જાણે છે."

એણે કશો જવાબ આપ્યો નહિ. નીરવતાની એ સરિતામાં એનું મંદ રુદન હળવી લહેર જેવું સંભળાયું.

ઠંડીના દિવસો હતા. દક્ષિણ તરફથી રહી રહીને ઠંડો પવન વાતો હતો. ધરતી અને આકાશ બહુ પહેલેથી જ ઠંડાં થઈ ગયાં હતાં. ધીમે ધીમે અંધકારની છાયા ધરતી પર પથરાઈ રહી છે. પ્રોફેસરસાહેબના મકાન આગળના બગીચામાં રાતરાણી, લિલી, મધુમાલતી, સોનજૂઈની લતાકુંજોમાં થઈને આવતી સુગંધી હવા ચારે બાજુ ફેલાઈ રહી છે. જ્યાં ઊભો છે ત્યાંથી થોડે દૂર યૂકેલિપ્ટસ અને કપૂરનાં ઝાડ મૃદુ સુગંધ વેરી રહ્યાં છે. હૈદરાબાદમાં મોરેડપલ્લી વિસ્તારમાં એકાંત જગ્યાએ એમણે પોતાની રુચિ પ્રમાણેનું આ મોટું મકાન બંધાવ્યું હતું. જોવામાં અત્યંત મનોહર લાગતો બગીચો અને એ બગીચામાં ખીલેલાં રંગબેરંગી ફૂલોના ગુચ્છા – આ બધું ભાવનાશીલતાની ઉપાસિકા શ્રીદેવીના લાગલાગટ

પ્રયત્નોનું સુફળ છે. પ્રોફેસર શ્રીધર મડદાં સાથે, મૃત શરીરના માંસ-ખંડો સાથે તેમજ માઈક્રોસ્કોપ સાથે જેટલી આત્મીયતાથી વાત કરી શકે છે, તેટલી ફૂલછોડ સાથે નહિ. ફૂલોની સુષમા અને સુગંધ એનાં નેત્રો અને પ્રાણેન્દ્રિયોને બિલકુલ આકર્ષી શકતાં નથી. ઈંટ અનને સિમેન્ટના બનેલા, મોઝેક ફ્લોરથી ચમકતા મકાનને તે ચોખ્ખું રાખવામાં તે ઘણો કુશળ છે.

થોડીવાર પછી સિગરેટ ફેંકી દઈ પાછળની તરફ વળીને જોયા વિના જ તે કહેવા લાગ્યો : સાધના મારા જીવનનું ચરમ લક્ષ્ય છે. એ શિખર સુધી પહોંચવામાં નાના નાના અવરોધ કાંકરા જેવા છે. મારી સલાહ માને તો આ અવરોધ તે સહેલાઈથી પાર કરી શકે. હજી ક્યાં મોડું થયું છે – મહિના-બે મહિનાની વાત છે, બસ એટલું જ છે ને ? તારી તબિયત સારી નથી રહેતી. મને શંકા છે કે બાળકને તું જન્મ આપી શકીશ કે નહિ. એક નાના જીવને ખાતર પોતાના જીવને જોખમમાં મૂકવો એ મિયર ફૂલિશનેસ ... મારી વાત સમજી લે. આ પરિસ્થિતિમાં મને એ પસંદ નથી. હજુ વખત છે ... હું પોતે ડૉક્ટર છું. એને અટકાવવાનું મારે માટે અશક્ય નથી.

એક મિનિટ ... ના ... એક ક્ષણ સુધી આગ વરસાવતી નીરવતા. ધરતીકંપ પહેલાં, નાનકડી ધરતીને સમુદ્ર ગળી જાય તે પહેલાં, જ્વાળામુખી ફાટવાની પહેલાંની એક ક્ષણ માટે તે જેમ સંકોચાઈ જાય છે ... એ જ રીતે આગ વરસાવતી નીરવતા અને તે પછી ભીષણ મહારવ ...

તે ચોંકી ઊઠ્યો. પાછળ વળીને જોયું. શ્રીદેવી ભોંય પર બેભાન પડી છે.

રાતની બત્તી આખા ઓરડામાં ધીમું અજવાળું વેરે છે. ભીંત પરની ઘડિયાળનો ટિક્ ટિક્ અવાજ સંભળાય છે. બાર વાગી ગયા છે.

શ્રીદેવીને ઊંઘ નથી આવતી. ગળા સુધી ચાદર ઓઢીને સૂતાં સૂતાં આંખો મીંચીને તે વિચાર કરી રહી છે. જ્યારથી સાંજે પેલો બનાવ બન્યો, ત્યારથી પોતાના પતિને યાદ કરતાં એનું હૃદય કંપે છે. એના હૃદયના ખૂણેખૂણામાં તે પતિ તરીકે નહિ, એક પ્રોફેસર તરીકે, યંત્રજીવી તરીકે દેખાઈ રહ્યો છે. આજની રાત તે નહિ ઊંઘે.

આંસુથી તે પોતાનું ઓશિકું ભીંજવી રહી છે, આજની રાત એ નહિ સુકાય.

અધખૂલી આંખોએ એણે પતિના પલંગ તરફ જોયું. હમેશની જેમ તે પેલી બાજુ પડખું ફેરવીને સૂતો છે, કદાચ ગાઢ ઊંઘમાં છે. હમેશાં આવું જ બને છે. આ

જ એનું વ્યક્તિત્વ છે. ક્યારેક ક્યારેક તે એ વ્યક્તિત્વના સ્તરને પ્રાપ્ત કરવાનો વિચાર કરે છે, પણ ઇચ્છા નથી થતી. એને લાગે છે, નીચે પડવામાં જ શ્રેય છે.

એની ઉંમર અત્યારે પાંત્રીસ-છત્રીસ વર્ષની હશે. એકવડી કાઠીનો, ચપળ, ઊંચો, સંગઠિત દેહ છે. એનાં સક્રિય નેત્રોમાં હમેશાં શાંતિ રહે છે. એના નિર્મળ મુખમંડળ પર થાકનાં કોઈ લક્ષણ કદી દેખાતાં નથી. એના વાળ સુંવાળા છે, એક પણ ધોળો થયો નથી, એક પણ ખર્યો નથી. આ ઉંમરે તેનું પ્રોફેસર બની જવું કોઈ સહેલું કામ નથી.

નજર ફેરવીને શ્રીદેવીએ જોરથી આંખો મીંચી દીધી. એની મા શારદમ્માએ લગ્ન પહેલાં એને આ મુજબનું કહ્યું હતું : "પોતાની ગમતી વસ્તુને સંભાળીને રાખતાં એને આવડતું નથી, એનું મૂલ્ય પણ તે ઓળખી શકતો નથી. મને ડર લાગે છે, ક્યાંક તે એકલવાયો ન થઈ જાય. મારી વિનતિ માનીને તું એવું ન થવા દઈશ. કહે, દીકરી, એ પથ્થર માટે તને નફરત તો નથી ને ?"

એણે બુઢ્ઢી માને અભયવચન આપ્યું અને એની વાત માની લીધી.

પાપ અને પુણ્ય વિશે ચર્ચા થતી ત્યારે શ્રીધર કહેતો : "પાપ અને પુણ્યત્વ –એમને હું ખાસ મહત્ત્વ નથી આપતો. જન્મ અને મૃત્યુ જીવનના આરંભ અને અંત નથી. મને તો જીવન જોઈએ. આ જીવન લોખંડના પાત્ર જેવું છે. એમાં ક્યાંય ફાટફૂટ કે કાણાં ન હોવાં જોઈએ. જ્યારથી મને ભાન આવ્યું ત્યારથી હું ભૌતિકવાદી છું. પણ એનો અર્થ એ નહિ કે મારું વ્યક્તિત્વ શૂન્ય કે દારુણ છે. મારા વર્તુલમાં મારી પણ કેટલીક રુચિ-અરુચિ, ઇચ્છા-અનિચ્છા વગેરે છે. પણ એ અંધ માન્યતાઓ નથી, એ તો મારા માનસિક વિકાસમાં સહાયક છે."

"એ શું છે ?" મજાકમાં શ્રીદેવીએ પૂછ્યું.

"સાંભળ, શું છે – હું તને ચાહું છું. આ સત્યને હું ઇનકારી શકતો નથી. આ વિચાર મને સારો લાગે છે – બસ એમ જ છે."

એ થોડુંક એની સમજણમાં આવ્યું અને થોડું ન આવ્યું. એને તે જેટલું સમજી શકી તેથી તેના પ્રત્યે કોઈ સહાનુભૂતિ ન ઊપજી. ન સમજી શકી એવી વાતો પ્રત્યે મનમાં જુગુપ્સા પણ થઈ નહિ. એના જીવનમાં કોઈ ચીજ પ્રત્યે વધુ પડતો પ્રેમ નથી. તે તેમનાં ગુણગાન નથી ગાતો. કલ્પનાના લોકમાં નથી વિહરતો. તે જે કાંઈ મેળવવા ઇચ્છે છે એને માટે જીવ તોડીને મહેનત કરે છે. એનામાં આળસ નથી. પોતાની અભીષ્ટ વસ્તુઓને તે આદરથી જુએ છે. પણ તે 'અતિ' માનવ

નથી, 'મિત' માનવ છે. ક્યારેય તે હાયવોય કરતો નથી, માણસ ઊછળી પડે એવો ઉત્સાહ તેનામાં કદી ઊભરાતો નથી. રડવું-કકળવું, ભરતીની જેમ ઊમટી આવતી ભાવુકતા – એ બધું એને હાસ્યાસ્પદ લાગે છે. તે જીવનનું મંથન કરી શકે છે, એને ચીરીને એમાં પ્રવેશ કરી શકે છે, પોતાના લક્ષ્યને અલગ કરીને પ્રાપ્ત કરી શકે છે, માધુર્યનો રસાસ્વાદ માણી શકે છે, પણ તે આ બધાને અતીતનાં ચલચિત્ર નથી માનતો.

શ્રીદેવીએ ક્યારેય પણ એની સામે પોતાની જાતને ખુલ્લી કરી નથી. ગંભીરતાથી કામ લેતાં એને આવડે છે. પણ આજની રાતે તે બહુ જ દુઃખી થઈ રહી છે. પોતાની વ્યથાને તેણે બહાર પ્રગટ થવા દીધી છે. વળી આ એ બન્નેની અંગત બાબત છે. એમાં પ્રદર્શન કે પ્રતિષ્ઠાનો કોઈ સવાલ નથી.

પણ શ્રીદેવીનું અનુમાન હતું તેમ શ્રીધર ઊંઘતો નહોતો. તે પણ વિચાર કરતો હતો. સારી પેઠે વિચાર કરીને છેવટ એણે નક્કી કર્યું : "ભલે તો, જેવી એની મરજી.'

"આઈ એમ સૉરી ડોક્ટર, ધિસ ઈઝ એ કેસ ઑફ હાઈડ્રોસિફેલસ" – મિડવાઈફરીનાં પ્રોફેસર રમાદેવીએ સાત મહિના પછી બધાં ઇન્વેસ્ટિગેશન કરીને કહ્યું. શ્રીધર જરા વિચલિત થયો.

"પેલ્વીમેટ્રી ફાઈન્ડિંગ્ઝ તો ફેવરેબલ છે. ફિટસ હજુ સુધી હેલ્ધી છે. રેર કેસ છે એમ માનો. ટ્રાયલ લેબર આપીને, ફાયદો ન થાય તો ક્રેનિયોટોમી કરી નાખીશું. તમારો શો ખ્યાલ છે ?"

શ્રીધરે માથું હલાવ્યું. પળવાર વિચાર કરીને કહ્યું : "ટ્રાયલ લેબરનું રિસ્ક શા માટે લેવું છે ડોક્ટર ? સીધી ક્રેનિયોટોમી શરૂ કરી દઈએ તો ..."

"કોને ખબર કેમ, મને ડિલીવરી શક્ય લાગે છે. શ્રીદેવી જરા પણ જોખમમાં નથી. તમે નિશ્ચિંત રહો," રમાદેવીએ વિશ્વાસથી કહ્યું.

ક્રેનિયોટોમી કરીને કોઈક રીતે ફીટસને ડિસ્ટ્રોય કરવાનું તે કહેવા ઇચ્છતો હતો. પણ એ નહિ માને. આથી 'ગુડ બાય' કહી બહાર ચાલ્યો ગયો.

સિગરેટ પર સિગરેટ સળગી રહી છે. દરેક મિનિટ અતિ નિષ્ઠુરતાથી સળગતી જઈ રહી છે.

જીવનમાં પહેલીવાર તેણે વખત મુશ્કેલીથી વીતતો જોયો. હવે એને સમજાઈ રહ્યું છે કે શ્રીદેવીનું કેટલું મૂલ્ય છે અને માણસ મશીન નથી.

"હાય હાય, આનંદથી જે દુઃખ ભોગવવાનું જાણતો નથી તે ખરેખર જ દુખિયો જીવ છે."

ફોનની ઘંટડી વાગી. એણે તરત રિસીવર ઉઠાવ્યું.

"નૉર્મલ ડિલીવરી છે. મેલ ચાઈલ્ડ. બન્નેની કંડિશન સારી છે." રમાદેવીએ નિશ્ચલ ચિત્તે કહ્યું. એણે શ્રીધરને અભિનંદન ન આપ્યાં. એના અવાજમાં આનંદનો રણકો નહોતો. કારણની એને ખબર છે.

"થેંક્યૂ ડૉક્ટર !" કહીને એણે ધીરેથી ફોન મૂકી દીધો.

બાળક લાલ રંગનું છે. હાથપગ દૂબળા-પાતળા છે – લાકડી જેવા. હવા વગરની થેલીની જેમ આખું શરીર ઢીલું રહે છે. એનું માથું તાડના ફળ જેવું મોટું છે. જેવું માથું છે તેવી જ અપલક આંખો, વિચિત્ર નાક અને મોં ... આ બાળક એના ઘરમાં ઊછરી રહ્યું છે.

જ્યારે પણ શ્રીધર એ બાળકને જુએ છે ત્યારે તેને થાય છે : પોતાના પેથોલૉજી મ્યુઝિયમમાં આ પ્રકારનો નમૂનો નથી.

એ બાળક મોટું થવા લાગ્યું, તે શ્રીધર માટે ઘણા આશ્ચર્યની બાબત હતી. સાધારણતઃ આવાં છોકરાં માના પેટમાં જ મરી જતાં હોય છે. ફીટસને બહાર કાઢવા માટે એના માથાને છિન્નભિન્ન કરવું પડે છે. પેદા થતી વખતે આ બાળકનું માથુ આટલું પહોળું નહોતું. આથી પ્રસવ શક્ય બન્યો. તે જન્મ્યો, વધી રહ્યો છે અને હસે છે.

શ્રીધરને ખબર છે કે આવાં બાળકો જો જીવતાં રહે તો ઘણા વિચિત્ર જીવ બની જતાં હોય છે.

એણે એ બાળકને બેત્રણવાર એવી રીતે જોયું, જાણે તે લેબોરેટરીમાં કોઈ વસ્તુને ધ્યાનથી નીરખતો હોય. એણે ક્યારેય છોકરાને ખોળામાં લઈ હેત નથી કર્યું, એની સાથે વાતો નથી કરી. શ્રીદેવી સાથે એણે ક્યારેય એ બાળકની વાસ્તવિક સ્થિતિ કે સંભાવનાઓ વિશે ચર્ચા નથી કરી.

શ્રીદેવીએ એનું નામ રાખ્યું : કરુણ.

બાળક વિશે તે થોડુંઘણું જાણે છે. ડૉક્ટર રમાએ એને કહ્યું હતું કે એ એક પ્રકારની કંજનિટલ એનોમલી છે. બ્રેઈનમાં ફ્લ્યુઈડ જામી જવાથી આવી સ્થિતિ થાય છે.

શ્રીદેવીને ભગવાન પર વિશ્વાસ છે. પાપપુણ્ય અને પ્રારબ્ધમાં તે માને છે.

આથી 'પોતાનાં પાપનું ફળ' ગણી એણે પોતાની વેદનાની આગ અંદર જ ભારી રાખી.

પળવાર માટે ય તે એને ખોળામાંથી ઉતારતી નથી, બહુ જ વહાલ કરે છે, હેતભરી વાતો સંભળાવે છે. કોઈને કેવી રીતે ખબર પડે – એના હોઠ પર હોઠ અડાડીને કરેલું ચુંબન કેટલાં અશ્રુબિંદુઓનો સમુદાય છે !

પતિ સાથે તે ક્યારેય બાળક વિશે વાત નથી કરતી. બાળકને તેડવાનું કદી નથી કહેતી. એની સામે તે બાળકને ક્યારેય લાડ નથી લડાવતી. બાળક સાથે પોતે રમતી હોય ત્યારે પોતે પતિની નજરે પડે એવું તે નથી ઇચ્છતી. પતિ સાથેનો સંબંધ પહેલાં કરતાં વધારે ગાઢ નથી બન્યો, તો કંઈ ઓછો થયો છે તેમ પણ કહી શકાય નહિ.

કરુણ માટે એણે ઘણાં રમકડાં ખરીદ્યાં. તે પોતે નાની છોકરી બની એ રમકડાં સાથે રમ્યા કરતી.

ઘરમાં મહેમાન આવે છે તો તે બાળકને સામે નથી લઈ જતી. એમને જોતાં જ બાળકને લઈને અંદર ચાલી જાય છે, છુપાવીને રાખે છે. અભિમાનને કારણે નહિ, પણ કોઈ દિલાસાના શબ્દો કહે અથવા ટીકાટિપ્પણી કરે તો ક્યાંક તે બહુ ગુસ્સે ન થઈ જાય તે માટે.

એકવાર કરુણને તાવ આવ્યો. તે ધીમું ધીમું કણસતો હતો. શ્રીદેવી ગભરાઈ ગઈ અને તરત પતિ પાસે ગઈ.

"બાબાને તાવ છે. એકવાર એને તપાસશો ?" તે કાંપતા અવાજે બોલી.

"ચાલ," કહીને તે ગયો. પથારીમાં બેસી એને તપાસીને તે બોલ્યો : "ગભરાવાની કશી જરૂર નથી શ્રીદેવી ! માઈલ્ડ બ્રોન્કાઈટિસ છે. હમણાં દવા મગાવું છું."

તે દિવસે એક ડૉક્ટર પોતાના દરદીની કરે તેવી રીતે બાળકની દેખભાળ કરી.

રાતે કાંઈક અવાજ થતાં એણે વળીને જોયું. બત્તીના ઝાંખા પ્રકાશમાં શ્રીદેવી બાબાને શીશી વડે દૂધ પિવડાવતી હતી. શ્રીધરે અનાયાસ ઘડિયાળ તરફ જોયું, બાર વાગી ગયા હતા.

"શ્રીદેવી, આ તું ખોટું કામ કરે છે. રાતે દસ વાગ્યાથી સવારના છ વાગ્યા સુધી ફીડ ન કરવું જોઈએ. મૂકી દે."

શ્રીદેવીએ તરત દૂધ પિવડાવવાનું બંધ કરી બાળકને પાસે સુવડાવી દીધું અને તેને ઊંઘાડી દેવાનો પ્રયત્ન કરવા લાગી. પણ બાળક કકળે છે, ગળે કાંચકી બાઝી જાય એવું રડે છે. બાળકને તે સંભાળી ન શકી ત્યારે અતિ દીનતાથી બોલી : "આ છાનો નહિ રહે. દૂધ પિવડાવું છું."

"રોજ આમ જ થાય છે ?"

"જ્યારે રડે છે ત્યારે દૂધ પિવડાવું છું."

"ભણેલી-ગણેલી થઈને તું આટલી બેવકૂફ બની રહી છે શ્રીદેવી !"

એણે કશો જવાબ ન આપ્યો. છોકરાએ હજુ પણ રડવાનું બંધ ન કર્યું એટલે તે એને કોરિડોરમાં લઈ ગઈ અને આમતેમ ફેરવતી રહી, જેથી પતિની ઊંઘમાં ખલેલ ન પડે.

બે દિવસમાં બાળકનો તાવ ઊતરી ગયો.

એક દિવસ તે અંદરથી દીવાનખંડમાં આવતી હતી. ત્યારે તેણે જોયું કે શ્રીધર બહુ જ ધ્યાનથી બાળકને નીરખી રહ્યો હતો. આટલા ધ્યાનથી તે કઈ વસ્તુ જુએ છે તે તેને સમજાયું નહિ. કદાચ તે પોતાના વિષય સાથે સંબંધિત કોઈ સ્પેસિમેનનો 'ગ્રોસ એપિયરંસ' જોતો હશે. એના શરીર પર સેકંડો વીંછી જાણે દોડવા લાગ્યા. પાછળથી ચુપકીથી આવીને 'બહુ ઠંડી લાગે છે,' કહી છોકરાને લગભગ માથા સુધી ચાદર ઓઢાડી દીધી.

પ્રોફેસરસાહેબને મળવા માટે ક્યારેક ક્યારેક એમના મિત્રો આવતા હતા. બધા લોકો કહેતા, "વોટ ઈઝ ધિસ, શ્રીધર ! તમે અમને તમારો દીકરો દેખાડતા નથી."

"એ હેલ્ધી ચાઈલ્ડ નથી. 'હાઈડ્રોસિફેલસ' નામનો એક રોગ છે. અમેરિકામાં દર પાંચસો બાળકમાં એક બાળક આવું હોય છે. કદાચ તમે જોયું હશે – ભારે માથું, મોટી મોટી આંખો, ડિસ્પ્રોર્શનેટ હાથપગ ..." આમ તે લેક્ચર ઝાડતો.

"આવો, જોઈએ," કહીને એકવાર તે એમને અંદર લઈ જવા તૈયાર થયો.

"રહેવા દો ને, શું જોવું'તું !" મિત્ર પોતે જ મુશ્કેલીમાં મુકાઈ ગયો.

"નો નો, કશો વાંધો નથી, આવો," કહી શ્રીધર એને અંદર લઈ જ ગયો.

શ્રીદેવી આ સાંભળતી હતી. તે દ્વિધામાં પડી ગઈ. એને થયું, કોઈ જાણે એની છાતી પર કોદાળી લઈને મારે છે. સભ્યતા શું છે ? શું નથી ? છોકરાને

લઈને તે જલદી જલદી બીજા ઓરડામાં ચાલી ગઈ અને બારણું અંદરથી બંધ કરી દીધું.

"શ્રીદેવી, બારણું ઉઘાડ ! મારા મિત્રો આવ્યા છે – બાબાને જોવા માટે." દરવાજો ખખડાવતાં શ્રીધરે કહ્યું.

અંદરથી જવાબ મળ્યો નહિ.

"રહેવા દો, ફરી ક્યારેક જોઈશું," કહીને મિત્રે સંકોચ વ્યક્ત કર્યો. ઓરડામાં બાળકને કપડાંમાં લપેટીને મૂર્ત વેદના સમી બેઠેલી શ્રીદેવીના કાનમાં દૂરથી આ શબ્દો સંભળાયા : "શી ઈઝ એન એજ્યુકેટેડ લેડી, બટ એ સેન્ટિમેન્ટલ ફૂલ."

બાબો જરા મોટો થયો. જાતે પડખું ફરવા લાગ્યો. ભારે માથા સાથે તે ઊંધો પડતો ત્યારે શ્રીધર કોઈ એજ્યુકેશનલ ફિલ્મ જેવી મઝા અનુભવતો પાસે ઊભો રહેતો.

એકવાર છોકરો પથારીમાંથી ગબડીને નીચે પડ્યો. માથામાં વાગ્યું. લોહી પણ નીકળ્યું. આખો દિવસ તે હેરાન રહી. આ બધુ જોઈ શ્રીધરે શ્રીદેવીને સાવચેત કરતાં કહ્યું : "મારે તને વારંવાર કહેવું પડે છે એનો મને બહુ ખેદ છે. મમતાનું બંધન આટલું બધું વધારીશ તો એ તારે માટે હાનિકારક બનશે."

મા-દીકરાની વચ્ચેના સંબંધને હાનિ-લાભના ત્રાજવામાં તોળી જોવાનું શ્રીદેવી જાણતી નથી તો પણ તેણે વાત આગળ વધારી નહિ. તે ચુપ થઈ ગઈ.

એકવાર પથારીમાં સૂતાં સૂતાં બાબો રમતો હતો તેની તરફ ઈશારો કરી એણે શ્રીદેવીને પાસે બોલાવીને કહ્યું : "જો તો શ્રીદેવી, એનું માથું રોજેરોજ વધારે ભારે થતું જાય છે કે નહિ ?"

શ્રીદેવીએ માથું ઊંચુ કરી એની આંખોમાં જોયું. એમાં લાલ લકીર દેખાઈ. "જુઓ, હું તમને ઘણા દિવસથી એક વાત પૂછવા માગતી હતી."

શ્રીદેવીના અવાજમાં આટલી સખતાઈ તેણે કદી નથી જોઈ. નિષ્પ્રભ થઈને તે જોવા લાગ્યો.

"તમને એ વાતની ક્યારે ખબર પડશે કે તમે આ બાળકના બાપ છો ?"

જવાબની એણે રાહ ન જોઈ. જવાબની જરૂર પણ નહોતી. બાળકને લઈને તે અંદર ચાલી ગઈ.

અનુભૂતિઓથી અજાણ શ્રીધર સંજ્ઞાહીન થઈને ત્યાં જ ઊભો રહ્યો. છેવટ

જે થવાનું હતું તે થયું. ભાગ્યે શ્રીદેવીનો ફરી ઉપહાસ કર્યો. બાળક ધીરે ધીરે દુર્બળ થવા લાગ્યું. દૃષ્ટિમાં સ્થિરતા ઓછી થઈ ગઈ. પાગલ હાસ્ય બંધ થઈ ગયું. પેટમાં, ગળામાં અને મસ્તકમાં કોને ખબર કેટલાં કોમ્પ્લિકેશન્સ થયાં ... કોઈ અશુભ પળે તે માથું ઉછાળવા લાગ્યો. ત્રણ દિવસ આ પ્રમાણે ચાલ્યું. છેવટ કોઈ માઠી ક્ષણે, આ વિકૃત રૂપને તિલાંજલી આપી તે બીજા કોઈ આકારની શોધમાં નીકળી પડ્યો.

એના મૃત શરીરને ગોદમાં રાખીને શ્રીદેવી આંસુ વહાવતી બેઠી છે. એણે મોં ખોલીને એક શબ્દ પણ કહ્યો નહિ, કોઈની નિંદા કરી નહિ.

ઘણીવાર પછી શ્રીધરે એની પાસે બેસીને કહ્યું : "ક્યાં સુધી આમ રડ્યા કરીશ, શ્રીદેવી ! હવે હું આને લઈ જાઉં. અંત્યેષ્ટિ કરાવી દઈશ." શ્રીદેવીએ એકવાર માથું ઊંચકી એના મોં તરફ જોયું, પછી બાળકની લાશ એના હાથમાં સોંપીને કહ્યું : "લઈ જાવ".

દીકરાની લાશને શ્રીધરે બન્ને હાથમાં પકડી. કારમાં પાછળની સીટ પર લાશ મૂકી તે સ્ટીયરિંગની સામે બેસી ગયો. કાર ચાલી, એ મકાનને છોડીને દૂર ચાલી ગઈ.

ત્રણ દિવસથી શ્રીદેવી આ દુનિયામાં નથી. ખાવા-પીવાનું છોડી દીધું. ઊંઘવાનું પણ બંધ. કોઈની સાથે વાત પણ નથી કરતી. એની અંદર ક્યાંક કોઈ અનિર્વચનીય વ્યથા થઈ રહી છે. જાણે કોઈ નિઃસહાય પ્રાણી પ્રત્યે ઘોર અન્યાય થયો હોય. તે કમજોર થતી જાય છે.

પોતાની પ્રકૃતિથી વિરુદ્ધ શ્રીધરે એની પાસે કલાકો સુધી બેસીને સાંત્વના આપી. એનું મન પ્રસન્ન કરવાની, એને પોતાને અનુકૂળ બનાવી લેવાની એણે ઘણી કોશિશ કરી. છેવટ એણે કહ્યું: "દુઃખ જ આપણો પરમ શત્રુ છે. આ સત્ય તું જાણી લે."

ઘરમાં કોઈ પણ ખૂણે જાય કે તેને બાળકનાં રૂપો જ દેખાયાં કરે. ભારે માથું, નાના-નાના હાથપગ, ચોખ્ખું ન બોલી શકતું મોં ...

એ મોંએથી 'મા', 'મા'નો આછો અવાજ પણ એને સંભળાય છે. એના હૃદય પર બંદૂકની ગોળીઓ લાગે છે.

"મારા ભાગ્યમાં નથી, મારા ભાગ્યમાં નથી," કહીને તે વિલાપ કરે છે.

એ ભોળું મોં કહે છે: "મા, એમાં મારો શો વાંક ? મને આ સજા શા માટે ?"

"બેટા, આ સજા તને નહિ, મને મળી છે. અસલમાં આ કાંઈ સજા નથી, મારાં ફળ છે, મારું નસીબ છે."

તે કહે છેઃ "જવા દે મા, હું મરી ગયો તે જ સારું થયું. જીવતો રહેત તો બધાની તિરછી નજરો મારા પર પડીને મને સતાવત."

"એમને બાળી નાખીશ, શાપ દઈશ, એમનું કામ ખતમ કરી નાખીશ."

એ કહે છેઃ "ના મા, મારે કારણે તું તારી જિંદગી શા માટે ખરાબ કરે છે?"

"બાપ રે ! હું કેવી ચાંડાલણી છું ! હું પોતે આવી રીતે પેદા થઈ હોત તો મારી શી દશા થાત ?"

આ રીતના વિચારોમાં, સંઘર્ષમાં, દારુણ વિષાદની જ્વાળાઓમાં સળગતી-શેકાતી તે પછાડ ખાઈને પડી રહે છે.

"માય ગૉડ, વડીલોએ નરકની જે વાત કરી હતી, તે ખોટી નહોતી. નરક છે." સિગરેટ સળગાવતો શ્રીધર વિચાર્યા કરતો. પેથોલૉજી મ્યુઝિયમમાં, શ્રીધરે ગોઠવેલા નવા સ્પેસિમૅન હાઈડ્રોસિફેલસમાં જેટલું આકર્ષણ છે તેટલું આકર્ષણ અને પ્રભાવ બાકીના બધા સ્પેસિમૅનનું કુલ મળીને પણ નથી.

"કંજનિટર હાઈડ્રોસિફેલસ-સાધારણ રીતે ઈન્ટ્રાયુટ્રાઈન લાઈફની સાથે જ ફીટસ મરી જાય છે. ધિસ ઈઝ એ રેર કંડિશન—આ પાંચ મહિના સુધી જીવતો રહ્યો," કહીને પ્રોફેસર શ્રીધર વિદ્યાર્થીઓને એ નમૂનો દેખાડતા.

એ સૅંટિમેન્ટમાં માનતો નથી, અંધ માન્યતાઓથી તે જોજનો દૂર છે. તો પણ એ સ્પૅસિમૅન માટે એના મનમાં વિશેષ આકર્ષણ પેદા થયું. રોજ તે એક કલાક મ્યુઝિયમમાં વિતાવતો. ફરતાં ફરતાં તે એ સ્પૅસિમૅન પાસે આવી આપોઆપ અટકી પડતો અને પાંચ મિનિટ ત્યાં જ ઊભો ઊભો જોયા કરતો. એની આંખો પલકારો માર્યા વિના એને જોઈ રહેતી. ત્યાં ફોર્મલીનમાં તરતા મોટા માથાવાળા નાનકડા શરીરે દિવસો વીતતા ગયા એમ એના મનમાં સ્થાયી રીતે વાસ કરી લીધો.

એની પાસે ઊભા રહેતાં જ હૃદયમાં સ્પંદન પેદા થઈ જતું, શરીરે પરસેવો વળી જતો. ત્યાં પ્રદર્શન માટે રાખેલી એ વસ્તુ, વિજ્ઞાનને પ્રસારિત કરનાર એ ઉપયોગી પદાર્થ, એના હાડમાંસનો ટુકડો છે. એના રક્તનો એક કણ છે. એના શરીરનું અંગ છે.

શરૂ શરૂમાં તો એને ખ્યાલ ન આવ્યો કે આ પ્રકારના કોમળ વિચાર એનામાં

પ્રવેશી રહ્યા છે. એને થયું, બધું યંત્રવત્ ચાલ્યા કરે છે. પણ એના હૃદયમાં થતું સ્પંદન, પ્રત્યેક ક્ષણે એને પ્રેરિત કરતો આવેગ—આ બધું જોઈને તે સમજી ગયો કે તે કોઈ અજ્ઞાત શક્તિના કાબૂ હેઠળ આવી રહ્યો છે, કોઈ એના પર વિજય મેળવી રહ્યું છે. તે શરમાઈ ગયો ... એને થયું હવેથી એણે એ જગ્યાએ અટકી રહેવું ન જોઈએ. તે ત્યાંથી ઝટ આગળ ચાલ્યા જવાના પ્રયત્નો કરવા લાગ્યો. પણ એના પગોએ એનું કહ્યું માનવાનું છોડી દીધું. ત્યાં પહોંચતાં જ એના પગ અચાનક અટકી પડતા. તરત જ આંખો એ તરફ વળી એકીટશે એનું અવલોકન કરવા લાગતી. કોઈવાર પ્રયત્નપૂર્વક આગળ વધે તો કોઈ ને કોઈ બહાને એના પગ એને પાછા એ જગ્યાએ લઈ જતા. આ પરેશાનીથી બચવા માટે એણે એકવાર નક્કી કર્યું કે હવેથી મ્યુઝિયમ હૉલમાં પગ જ નથી મૂકવો. એ માટે એણે પ્રયત્ન પણ કર્યા. પણ ઓછામાં ઓછું એક દિવસ ... એક દિવસ સુધ્ધાં તે પોતાના પ્રયત્નમાં સફળ ન થઈ શક્યો. તે પોતાનું ધ્યાન ત્યાંથી હટાવવા જેટલા પ્રયત્નો કરતો, મન એને એટલું જ પરાણે ત્યાં ઘસડી જતું. એને લાગતું, જાણે એ મ્યુઝિયમ હૉલ એના હૃદયને લગામથી ખેંચી રહ્યો હોય. આ સંયમ ... અને એ આકર્ષણ ... એના સંઘર્ષમાં છેવટ તે દુર્બળ થવા લાગ્યો. થાકથી આંખ મીંચી દઈ 'બાપ રે' કહી બેસતો. એને ખબર આપ્યા વિના જ એની આંખો અને એના પગ પોતાનું કામ આપમેળે કરી લેતા.

પોતાના જીવનમાં પહેલાં ક્યારેય એણે આવો અનુભવ કર્યો નહોતો. એની અંદર એક ઘમસાણ યુદ્ધ શરૂ થઈ ગયું હતું—આંતર્યુદ્ધ. તે પોતાની જાત સાથે લડી રહ્યો છે, પોતાના પર નારાજ થઈ દાંત ભીંસી રહ્યો છે, પોતાની સામે હથિયાર દેખાડી રહ્યો છે.

વિજ્ઞાન-લાલસાથી શરૂ કરી પછી સંઘર્ષ, ત્યાર પછી માનપ્રતિષ્ઠા, પછી આકર્ષણ, ત્યાર પછી મમતા, મોહ, ફરી અંતમાં સમભાવ—આ રીતે વિવિધ પ્રકારના ભાવો એના મન પર એક પછી એક આક્રમણ કરે છે, એને હલબલાવે છે, ઢંઢોળે છે, રડાવે છે. એ આકૃતિ ક્યારેય સૂતી વખતે પણ દેખાવા લાગી. સપનામાં અસ્પષ્ટ રીતે કંઈક કહેવા લાગી.

શ્રીદેવીને પોતાના વર્તુલમાંથી બહાર નીકળી એનામાં આવેલું આ નવું પરિવર્તન સમજતાં થોડા દિવસ અને થોડાં અઠવાડિયાં લાગ્યાં.

એક દિવસ તે પથારીમાં સૂતો સૂતો ઉપરની તરફ જોઈ રહ્યો હતો. નજીકમાં કંઈક અવાજ થયો, પણ તેને ખબર પડી નહિ. શ્રીદેવીએ પાસે બેસી એના હાથને

પંપાળ્યો ત્યાં સુધી એને ખબર જ પડી નહિ.

તે ચોંકીને શ્રીદેવી તરફ જોવા લાગ્યો. શ્રીદેવી બોલી; "કહો."

"શું કહું ?"

"તમારામાં કંઈક ફેરફાર થયો છે, તમે કોઈક કારણે હેરાન થાવ છો, દુર્બળ થઈ રહ્યા છો, મોં પરની પેલી ચમક હવે જતી રહી છે. હંમેશાં અન્યમનસ્ક રહો છો, સ્વપ્નમાં કંઈક બોલી દો છો. 'આ બધું શાને થઈ રહ્યું છે ?' શ્રીદેવીએ એની છાતી પર પોતાનો હાથ મૂકી ખૂબ આદરથી પૂછ્યું. તે ચકિત થઈ ગયો. "ખરેખર ? મારી અંદર આટલો ફેરફાર થઈ ગયો છે ?"

"દુનિયાના ઇતિહાસમાં આ એક વિશિષ્ટ વિષય છે. તમારામાં સારી પેઠે ફેરફાર થયો છે. મને મારી આંખો પર વિશ્વાસ બેસતો નથી."

"કારણ મને પણ સ્પષ્ટ સમજાતું નથી, શ્રીદેવી !"

"ખેર, મને કારણ બતાવવાની કશી જરૂર નથી. પણ તમે સાધારણ મનુષ્ય બનીને રહો. મારા વિશ્વાસને ડોલાવી મૂકે એવી નિર્બળતાઓને સ્થાન ન આપો."

તે ક્યાંય સુધી તેની આંખોમાં મીટ માંડી રહ્યો. પછી કહ્યું : "શ્રીદેવી, હું તને એક વાત પૂછવા માગું છું."

"પૂછો."

"હું કંઈક વિચિત્ર જેવો લાગું છું ?"

એણે હેરાન થઈને એની આંખો ભણી જોયું. પોતાના કોમળ સ્પર્શથી એની છાતીને પંપાળતો એનો હાથ અચાનક અટકી ગયો.

"એવા પ્રસંગો પણ આવેલા શું, જ્યારે તારા મનમાં મારા પ્રત્યે વિદ્વેષ જન્મ્યો હોય, જુગુપ્સાની લાગણી પેદા થઈ હોય ?"

તે ઝટ દઈને ઊભી થઈ ગઈ. "સ્વામી, આ પ્રશ્ન નથી, ધનુષ્યમાંથી છૂટેલું તીર છે."

પણ તે પોતાને સંભાળીને વિનમ્રતાથી બોલી : "મને હતું, તમે કદી મને આવો પ્રશ્ન નહિ પૂછો. મને હતું કે એવી ઘડી નહિ આવે. તમારો વર્તાવ, તમારી શિસ્ત બધું હું સહી શકું છું, પણ આ પ્રશ્ન નહિ સહી શકું. અત્યારે નહિ, મારા મરતાં પહેલાં ક્યારેય આ પ્રશ્ન મને પૂછતા નહિ. માફ કરજો, માઠું લાગ્યું હોય તો ..." કહીને તે ઊઠીને ત્યાંથી ચાલી ગઈ.

એણે ઊંડો નિઃશ્વાસ નાખ્યો. પોતે શું કર્યું હતું તેની શ્રીદેવીને ખબર નહોતી.

ખબર પડે તો શું થાય ? જ્વાળામુખી ફાટે ?

એક મહાપ્રલય આવવાનો છે. ધરતી પર તિરાડો પડી રહી છે, તે ફાટવા લાગી છે. જ્વાળામુખીઓ અગ્નિશિખાઓ ફેલાવે છે, ભગ્ન ખંડો પીગળીને ઊછળી રહ્યા છે. દરિયો માઝા ઓળંગીને પૃથ્વીને ગળી રહ્યો છે, આંધી ફૂંકાય છે, જ્વાળાઓની માળા, બળબળતો તાપ, પૂરને વધુ વિનાશક બનાવતો મુશળધાર વરસાદ, પૃથ્વીને પાતાળમાં ધકેલતો ભૂકંપ.

"હાય હાય !" તે એકદમ ચિત્કારી ઊઠ્યો.

બારીમાંથી આકાશનાં દૃશ્યોનું અવલોકન કરતી શ્રીદેવી દોડતી આવી. "કેમ ? શું થયું ?" આતુરતાથી તેના ચહેરા પર ઝૂકીને તે બોલી.

એનું આખું શરીર પરસેવાથી રેબઝેબ હતું, થરથર કાંપતું હતું. શ્રીદેવીનો અવાજ એને જાણે બીજી દુનિયામાંથી આવતો હોય તેવો લાગ્યો. બહુ મહેનતે એણે આંખ ઉઘાડી.

"કેમ છે, હવે કેમ લાગે છે ?' એના મોં પર મોં મૂકી શ્રીદેવી પૂછતી હતી.

"સપનામાં મેં જોયું, જાણે સર્વનાશ થઈ ગયો છે." નબળા અવાજે તે બોલ્યો.

એનું મુખમંડળ શ્યામ વાદળોથી ઘેરાયેલું હતું.

"તમે કંઈક વધારે પડતું વિચારો છે. કદાચ એટલે ..."

થોડી ક્ષણો મૌનમાં વીતી ગઈ.

"મને લાગે છે, મને માંદા પડ્યાને એકાદ અઠવાડિયું થયું હશે."

એણે માથું હલાવ્યું.

"બાપ રે ! આટલા બધા દિવસ હું કદી માંદો રહ્યો નથી. કદાચ એને લીધે ..."

"હં ?"

"કદાચ એટલા માટે આ બધા વિચાર ..."

"તમારે આમ નિરાશ ન થવું જોઈએ. બીજા બે દિવસ પૂરો આરામ લો. તમે સાધારણ મનુષ્ય બની જશો."

"સાધારણ મનુષ્ય ?" એના મોં પર હાસ્ય ચમકી ઊઠ્યું.

"કેમ હસો છો ?"

"શંકા થઈ, એટલે."

"શાની શંકા ?"

એને કોઈ જવાબ સુઝયો નહિ. એમ જ બોલ્યો : "ફરી હું સાધારણ મનુષ્ય બની શકીશ કે નહિ, એ વાતની શંકા થઈ."

શ્રીદેવીના પગ નીચેથી ભોંય સરકી રહી છે.

"એવું ન બોલો," રુંધાયેલા કંઠે તે બોલી.

"શ્રીદેવી !" એણે સાદ કર્યો.

"જી !"

"ત્યાં બહાર જો."

બહાર શું જોવાનું છે તે તેને સમજાયું નહિ. બોલી, "શું છે ત્યાં ?"

"ઘણું બધું છે, અસ્ત પામતા સૂર્યબિંબને ઢાંકતાં વાદળ, મને જોઈને હસતો પવન અને મારો ઉપહાસ કરતાં વૃક્ષોનો સમૂહ."

શ્રીદેવીને છાતી પર ભાર જેવું લાગ્યું. એની અંદરથી દુઃખ ભરતીની જેમ બહાર ફૂટી પડતું હતું.

"કહું છું, આવી વાતો ન કરો. તમારે પગે પડું.' એનું ગળું રૂંધાઈ ગયું.

ફરી સ્તબ્ધતા છવાઈ ગઈ. માથું ઝુકાવી શ્રીદેવી કંઈક સંકોચ અનુભવતી બોલી : "આજે શનિવાર છે ને ? સાંજે મને થોડીવાર મંદિર જવાની ઈચ્છા હતી. જઈ આવું ?"

"જઈ આવને, એમાં સંકોચાય છે કેમ ?"

"તમે ઘરમાં એકલા થઈ જશો ને ?"

"કંઈ વાંધો નહિ શ્રીદેવી, હવે હું સારો થઈ ગયો છું."

સારી વાત છે. પણ હજી તમને નબળાઈ બહુ છે. પલંગ પરથી ઊઠતા નહિ. હું હમણાં આવી." વારંવાર કહીને શ્રીદેવી ગઈ.

મિનિટ પર મિનિટ વીતતી જાય છે. હવે શ્રીધરને પલંગ પર પડી રહેવાની ઈચ્છા નથી. ધીમેથી બેઠો થયો. એને લાગ્યું, સારું છે. ઊભો થયો. ત્યારે પણ પોતે સારો જ છે એમ અનુભવાયું. ધીરેથી ચાલીને કોરિડોરમાં દીવાલ પાસે ઊભો રહ્યો.

આકાશમાં કાળાં કાળાં વાદળ છવાઈ રહ્યાં છે. પશ્ચિમના પહાડમાં સૂર્ય ધીરે

ધીરે અદૃશ્ય થઈ ગયો. વરસાદ પડે તેવી સંભાવના છે.

શ્રીદેવી ચાલતી જ ગઈ હતી. પાછી આવતાં રસ્તામાં ક્યાંક ભીંજાઈ ન જાય ! એનું મન તલખી ઊઠ્યું.

આ જ જગ્યાએ, દિવસના આ જ સમયે, આવા જ વાતાવરણમાં તેણે શ્રીદેવીને – હું બાળકને પેદા થવા નહિ દઉં – એવા આશયની વાત કહી હતી.

બાળક પેદા થયું, જરા મોટું થયું અને નષ્ટ પણ થઈ ગયું.

" ના એ નાશ નથી પામ્યું,' કોઈ કઠોર અવાજ ચીસ પાડી ઊઠ્યો.

તે ચોંકી ગયો. હા, એનું શરીર નષ્ટ નથી થયું. પોતાના વ્યવસાયિક પ્રયોજન માટે એણે એને પોતાની આંખો સામે રાખ્યું છે. પણ આ વ્યવસાયની પરિભાષા જ જુદી છે. તે કાંઈ રસમય હૃદયનો વ્યવસાય નથી.

હું નષ્ટ નથી થયો, બાપા ! હું નષ્ટ નથી થયો. મને બાંધી દીધો છે, લોશનમાં મને ડુબાડી દીધો છે. કાચમાંથી મને બધા લોકો જુએ છે. મારું ભારે માથું એ લોકોની નજરથી તારતાર બની રહ્યું છે."

એક અઠવાડિયું ... સાત દિવસ, બાપ રે ! આટલા દિવસથી આ જીવને પોતાના શરીરને બાંધી રાખ્યું છે. આટલા દિવસ ... તે શી રીતે એ સહન કરે છે ? કેવી રીતે જીવે છે ?

"એ આશ્ચર્ય નથી ..." એની આંખોમાંથી રક્તકણની જેમ પાણીનાં બિન્દુ ટપકી રહ્યાં.

"તું પથ્થર છે, કાળમીંઢ છે."

મન જવાનો આદેશ કરી રહ્યું છે.

"શક્તિ નથી, શક્તિ નથી."

"એથી તો કહ્યું, તું કાળમીંઢ છે, તું પથ્થર છે."

"તાવ છે, તાકાત નથી."

"મરશે નહિ, પથ્થર મરશે નહિ."

"હા, પથ્થર મરતા નથી"

પગે આંખોને સાથ આપ્યો. મગજે કામ કરવાનું બંધ કરી દીધું. આટલી ઠંડીમાં પણ પરસેવો વળે છે. "જઈશ, જરૂર જઈશ."

... મકાનના પોર્ટિકોમાંથી એમ્બેસેડર કાર નીકળી ...

મ્યુઝિયમમાં પગ મૂકીને એણે ભીંત પર લગાડેલી ચાંપ દબાવી. હૉલમાં

વીજળીનો પ્રકાશ ફેલાઈ ગયો.

"આ લો ... આ પોતાનું ..." બે ડગલાં આગળ વધ્યો. વીજળી બંધ થઈ ગઈ છે. બધે અંધારું છે, ગાઢ અંધારું. કશું દેખાતું નથી.

"બેટા, તું ક્યાં છો ?" હૃદય ગણગણ્યું.

"અહીં છું બાપા, અહીં. મને બાંધી રાખ્યો છે. શ્વાસ નથી લેવાતો."

"એક મિનિટ, હું આવ્યો દીકરા !" સેંટિમેંટની પાર વિહરતો પ્રોફેસર શ્રીધર, તરફડતો લથડિયાં ખાતો આગળ વધે છે.

આ ગાઢ અંધકારમાં ચારે તરફ જાતજાતના રોગોની ભયાનક નિશાનીઓ – સ્ત્રીઓની, બાળકોની, વૃદ્ધોની, હૃદયરોગની, કૅન્સરની, ક્ષયની, સિફેલસની, પ્રાઈમરીસની સેંકડો ... સેંકડો નિશાનીઓ ... એનો સંગ્રહ ... માનસિક સંપત્તિ –

"બાપા ! 'બાપા !' અહીં, બાપા !"

ચારે બાજુથી અવાજ સંભળાય છે. બધી બાજુથી સાદ આવી રહ્યો છે. રસ્તો દેખાતો નથી. ક્યારેક બાજુમાં ચાલે છે, ક્યારેક આગળ વધે છે.

ટ્રક ... ટ્રક ... ટ્રક ... પગલાંનો અવાજ.

"કોણ છે ત્યાં ?' અટકીને એણે અવાજ દીધો. પોતાનાં જ પગલાંનો અવાજ કદાચ એને ડરાવે છે. આખા વાતાવરણમાં સ્તબ્ધતા છવાઈ ગઈ. તે ફરી ચાલવા લાગ્યો.

"બાપા ! બાપા !"

એ પુકારમાં કરુણતા છે, દીનતા છે, લોહી કાઢનારી શક્તિ છે.

કોઈ હસે છે.

"કોણ છે ?" ફરી બૂમ મારી.

"અહીં બાપા, અહીં બાપા !"

પહોંચી ગયો. હાથ લંબાવીને ત્યાં મૂકેલી બરણી ફંફોસી. એને ખાતરી થઈ ગઈ કે આ એ જ છે.

"તું જ છે ને બેટા !"

"હા, બાપા !"

અનાયાસ એના હાથોએ એને ઊંચક્યો. તે ઠીક ઠીક ભારે લાગતો હતો. એને પાસે લઈને ગળે વળગાડવા તે તલપી રહ્યો હતો. હાથ ધ્રૂજતા હતા.

તે વધારે ભારે થતો જાય છે. હાથ કમજોર બનતા જાય છે.

તે એને છાતી સરસો ચાંપી રહ્યો છે ... હાથની શક્તિ ખૂટી ગઈ. એને તરસ લાગી.

ધડામ... કોઈ અવાજ થયો અને બેટા કહેતો તે ગાંડાની જેમ ચીસો પાડવા લાગ્યો.

બત્તી થઈ. ઊભા રહીને ધ્રૂજતા શ્રીધર સામે હતું ટુકડા ટુકડા થઈને નીચે પડેલુ કાચનું પાત્ર, ચારે બાજુ ઢોળાયેલું ફોર્મલીન, એમાં હજુ મરેલા જેવો પડેલો વિચિત્ર માંસપિંડ.

શ્રીધરે વાંકા વળીને દીકરાને હાથમાં તેડી લીધો. એક ક્ષણ એણે મટકું માર્યા વગર એની તરફ જોયું. "હું તારી પ્રત્યે ન્યાયથી વર્તીશ.' એનું મન ઉદ્વિગ્નતાથી ભરાઈ ગયું. એ જ રીતે બાળકને ખભે મૂકી તે બહાર નીકળ્યો.

મ્યુઝિયમના એક નમૂનાને ગાંડાની જેમ કારમાં મૂકનાર પ્રોફેસર શ્રીધરને દૂર ઊભેલો એટેન્ડન્ટ અને વૉચમેન સ્તબ્ધ થઈને જોઈ રહ્યા. કાર સ્મશાન તરફ ચાલી.

પોતાની સઘળી વેદનાનો ભાર ઉતારતાં શ્રીધરે પત્નીના ખોળામાં માથું રાખી રડી રડીને બધી જ વાતો કહી દીધી. આમ રડવામાં કેટલું સુખ છે, કેટલી રાહત છે ! શ્રીદેવી એના વાળ પસવારતાં, માથું પંપાળતાં ચુપચાપ આંસુની ધારા વહાવી રહી.

કંઈ પણ સંતાડ્યા વિના, કોઈ પણ અંતર રાખ્યા વિના એણે શ્રીદેવીને સઘળું કહી દીધું.

"શ્રીદેવી, હું લાયક પિતા બનવા માગું છું. મારે લાયક પિતા બનવું છે."

આજે ઘટનાઓએ આમ વળાંક ન લીધો હોત અને આ કાયાકલ્પ ન થયો હોત તો કદાચ તે પોતાનો ઈરાદો આવા શબ્દોમાં વ્યક્ત કરત : "મારું એબોર્શન કરાવી આપો."

પણ હવે સ્થિતિ જુદી છે. હવે વાત જ અલગ છે, નવી કૂંપળો ફૂટી છે.

"તમારી ઈચ્છા ... અને સાત મહિનામાં ..." એ અવાજ એના કાનમાં મધુર મંજુલ નાદ બનીને ગુંજી ઊઠ્યો.

# કાગવાસ

## પુરાણમ્ સૂર્યપ્રકાશ રાવ

નિશાળમાં મહેતાજીની નોકરી કરવા છતાં, નાના ગામડામાં રહેવાના કારણે, રામનાથમ્ કોઈક રીતે ગુજારો કરી લેતા હતા. અચાનક જ તે પરલોક સિધાવ્યા. પરિણામે એમનું કુટુંબ નિરાધાર બની ગયું.

રામનાથને બે દીકરા છે અને બે દીકરી છે. મોટા છોકરાને બાદ કરતાં, બાકીનાં ત્રણ ઉંમરમાં નાનાં હોવા છતાં અક્કલમાં એનાથી મોટાં ગણી શકાય. એમની ઉંમર જેટલી સમજણ એમનામાં છે, પણ મોટા છોકરામાં એનો અભાવ છે. દિવસો વીતતા ગયા એમ શરીર તો વિકાસ પામતું રહ્યું, પણ બૌદ્ધિક વિકાસ કુંઠિત થઈ ગયો. તે બાઘો અને ગમાર છે.

બિચારા રામનાથમ્‌ને આખી જિંદગી આ એક પ્રશ્ને બહુ હેરાન કર્યો હતો. છોકરો મોટો થઈને જલદી મદદરૂપ થશે અને પોતાને આરામ આપશે એવી કોઈ ઉમેદ નહોતી. આ ઉમેદને બહુ મુશ્કેલીએ કોરાણે મૂકી તે ભવિષ્ય વિશે વિચારવા બેસતો ત્યારે દરિદ્રતાનું વિકરાળ રૂપ સામે નાચતું દેખાતું. પોતાની કહેવાય તેવી ચાર હાથ જમીન સુધ્ધાં નહોતી. પત્ની, સંતાનો અને પંખીની પાંખની માફક હાલતા બે હાથ – જે ગણો તે એની માયામૂડી આટલી હતી. એને જ તે પોતાની સંપત્તિ માની શકે તેમ હતું.

મારી પાછળ આ કુટુંબની શી દશા થશે, એવું તે વિચારતો ત્યારે બહુ ચિંતામાં પડી જતો, પણ અંદર આ ચિંતા તેને કોરી રહી હોવા છતાં, બહારથી તે ઘણો ગંભીર દેખાતો. કોઈની સામે પોતાનાં રોદણાં રડતો નહોતો. તે હમેશાં કહ્યા કરતો કે, "મારે શી ખોટ છે ? મારાં છોકરાં છે તે જ મારી ધનદોલત છે." આ બાળકો સાથે, આ કુટુંબ અત્યાર સુધી માત્ર આબરૂ સહિત નભતું આવ્યું હતું.

અચાનક મંગળવારે એણે એની પત્નીને કહ્યું : "જરા તાવ જેવું લાગે છે." ઘરગથ્થુ દવાઓ વડે ઇલાજ કર્યો. ગૃહસ્થજીવનનાં છેલ્લાં પચીસ વર્ષથી એ લોકો

ઘેર બનાવેલી કે બજારમાંથી ખરીદેલી દવાનો જ ઉપયોગ કરતાં હતાં. ડૉક્ટર નામના પ્રાણીને બોલાવીને એને હાથે ઘર લૂંટાવી દેવાનું તેમને પસંદ નહોતું.

સાધારણ તાવની જેમ ઝટ ઊતરી જશે એવી આશા હતી. પણ બપોર સુધીમાં તો તેણે માણસને જ ભરખી લીધો.

"બહુ મોટો અનર્થ થઈ ગયો," બધાએ શોક પ્રગટ કર્યો.

બપોરના અગિયાર વાગ્યાથી પડેલી લાશને રાતે મોડે સુધી દાહ-સંસ્કાર માટે લઈ જવાનું બન્યું નહિ. કારણમાં મહાલક્ષ્મીનો જ વાંધો. અતિ કરુણાજનક મુદ્રામાં તેણે નિવેદન કર્યું : "ઘણાં સગાંઓને તાર કર્યો છે. હવે બધાં આવવામાં જ હશે." પણ રાતની છેલ્લી બસમાં યે કોઈ આવ્યું નહિ બીજા દિવસની સવાર સુધી વાટ જોવાનો એણે બહુ આગ્રહ કર્યો, પણ ગામમાં મોટેરાંઓએ એનો વિરોધ કર્યો.

આવા પ્રકારના કિસ્સાઓમાં ગામડાના લોકો આજે પણ કેટલીક પરંપરાઓ અને માન્યતાઓનું બહુ ચુસ્ત રીતે પાલન કરે છે. શહેરમાં તો કોઈ મકાનના એક કુટુંબમાં આવો બનાવ બને, તો એ જ મકાનના બીજા ભાગમાં રહેતા લોકો ચુપચાપ બારણાં બંધ કરી જમી લે છે. પણ ગામડાંમાં એવું નથી. જ્યાં સુધી નનામી ન ઊપડે ત્યાં સુધી એ શેરીમાં કોઈ રસોઈનું નામ નથી લેતું, કોઈનેય ત્યાં ચૂલો નથી સળગતો.

એ જ રાતે દહન-સંસ્કાર સમાપ્ત થયા. હાડકાંને વીંધી નાખે એવી ઠંડી હતી. ઓતરાદો વાયરો જોરથી ફૂંકાતો હતો. એ રાતે મોડે સુધી લોકો પોતપોતાના ઘરના આંગણામાં બેસી રામનાથમ્‌ના ગુણોની ચર્ચા કરતા રહ્યા. બહારના ઓરડામાં દીવાલને અઢેલીને મહાલક્ષ્મી અંદર ને અંદર ડૂસકાં ભરતી રડતી હતી. રાતના એક વાગ્યા સુધી બહારના લોકોના દુઃખભર્યા નિશ્વાસ અને રામનાથમ્‌ના ગુણોની વાતો અડધીપડધી તેના કાન સુધી પહોંચતી હતી. પછી અડધા કલાકમાં આખું ગામ પોઢી ગયું અને ચારે તરફ સોપો પડી ગયો.

ઉપર ગોખલામાં મૂકેલો દીવો ધીમું ધીમું બળતો હતો. છોકરાંઓ બધાં રડી રડી ને છેવટ ઊંઘી ગયાં હતાં.

તે પોતાના પતિ વિશેની ઘણી બધી વાતો યાદ કરીને ઊભરાઈ આવતા દુઃખને ઘણી મહેનતે દબાવવાનો પ્રયત્ન કરતી હતી. "હાય ભગવાન, એમને

જીવતા રહેવા દઈ, બદલીમાં મને ઉપાડી લીધી હોત તો સારું થાત !" કહીને તે, આવી દશામાં લોકો કરતા હોય છે તેમ પોતાના ભાગ્યને નિંદી રહી હતી.

વચ્ચે વચ્ચે ઊંઘના હળવા ઝોકાથી પાંપણો બિડાઈ જતી તો ભાતભાતનાં સપનાં આવી ઊંઘ ઉડાડી દેતાં. એના મનમાં જાતજાતના વિચાર ઘુમરાવા લાગ્યા. હવે એને આખી જિંદગી મોટી ખાઈ જેવી દેખાવા લાગી. ગઈ કાલ સુધી જે ભવિષ્યની સંભાવનાથી તે ભય પામતી હતી તે આજે હકીકત બનીને વાઘની જેમ સામે મંડાઈને ઊભું હતું. હવે એકેએક વસ્તુ સમસ્યા બની ગઈ હતી.

અચાનક વાયરો અવળી દિશામાં વાવા માંડ્યો. તેણે ઊંડી વેદનાથી બાળકો તરફ જોયું. ઠંડીને કારણે તેઓ ટૂંટિયું વળીને સૂતાં હતાં. પિતાના મરણ પર બીજા લોકો રડતા હતા એટલે તેઓ પણ રડ્યાં. પણ તે સિવાય બીજી કશી તેમને ખબર નહોતી. એક રીતે એ સારું જ થયું. હવે વાતચીત દરમિયાન પિતાની વાત નીકળે તો સમજાવ્યું હોવા છતાં તેઓ બધી વાતો ભૂલી જશે. પણ એને તો આખી જિંદગી આ વેદનાથી પીડિત રહેવું પડશે.

લાંબા સમય સુધી તે પતિની વાતો યાદ કરીને અંદર ને અંદર ડૂસકાં ભરતી રડતી રહી. રાતના બાકીના ભાગમાં પોતાના ભાવિ વિશે વિચારીને રડી રહી. ટાલિયું માથું, ધોતિયું, ઝભ્ભો, ઉપર અંગરખો, કપાળ પર તલ, ઊંડી ઊતરી ગયેલી આંખો, ઘસાઈ ગયેલા જોડા, આંખે ચશ્માં, હાથમાં છત્રી – આ આખુંયે ચિત્ર રહી રહીને એના સ્મૃતિપટ પર ઊપસવા લાગ્યું. ભવિષ્ય ભણી નજર કરતાં અગાધ અતલ ખાઈ દેખાતી હતી, અને પોતે જાણે એના કાંઠે આવી ઊભી હોય તેમ લાગતું હતું. આંખો સામે કશું દેખાતું નહોતું. માથા પર છત પણ દેખાતી નહોતી. કોઈ અવ્યક્ત વેદનામાં સળગી જઈને મન રાખ બની રહ્યું હતું. ચાર છોકરાં અને પોતે–પાંચ જણનું પેટ ભરવાનું છે. કેમ કરીને થશે ? અત્યાર સુધી માન-મોભો જાળવીને દિવસો વિતાવ્યા હતા. કોઈ વસ્તુ માટે બીજા પાસે હાથ ધરવાની ઘડી આવી નહોતી. પણ હવે શું કરવું ?

શું કરવું – એ વિશે તે અનેક બાબતો વિચારવા લાગી. માનપૂર્વક આજીવિકા રળવાનું કોઈ સાધન અપનાવવું હોય તો પૈસા જોઈએ. તે સારી રીતે સમજે છે કે પૈસા વિના આવું કોઈ કામ શક્ય નથી. અને છતાં પોતે વિચારે છે કે સંમાનપૂર્વક જીવવાની શક્યતા છે ! આ વાત એને ઉપહાસ જેવી લાગી.

ભદ્રમ્માનો જ દાખલો લો ને ! પચીસ વર્ષની ઉંમરમાં એના પિતાનું અવસાન થઈ ગયું. ત્રણ છોકરાં હતાં. એણે શું કર્યું ? ... શું ... કર્યું ? મહાલક્ષ્મી પોતાનું દુઃખ દબાવી ન શકી. પોતાની પણ શું એવી હાલત થશે ? અત્યાર સુધી માન-મર્યાદામાં તેણે જીવન વિતાવ્યું છે. હવે તે અસહાય બની લોકોની મરજી પ્રમાણે જીવવા લાગશે, તો શું કોઈનેય તેનો વિચાર નહિ આવે ? કોઈને એની સાથે કશો સંબંધ નથી ? ભદ્રમ્માની જેમ તે ઘેરઘેર જઈને દાળચોખા સાફ નહિ કરે તો એનો નિર્વાહ નહિ થાય ? એક વખત હતો જ્યારે ભદ્રમ્મા સહુની સાથે, સહુથી વધુ માનથી રહેતી હતી. પણ હવે ? લોકો ભાગ્યે જ એના વિશે વાત કરે છે. પ્રસંગવશાત્ વાત નીકળે, તો પણ પહેલાં કરતા હતા તે રીતે હવે એના વિશે વાત નથી કરતા.

આ સમય દરમિયાન તેનો મિજાજ બહુ નાજુક થઈ ગયો છે. કોઈ કામ તે સુઘડતાથી કરી શકતી નથી. દસવાર કહીએ ત્યારે જ વાત સમજે છે, પણ બિચારી એક વાર ખાનદાન ઘરની હતી એટલે આપણે એનાં બાળકોનો ખ્યાલ કરી તેના પર દયા કરવી જોઈએ – કંઈક આવી વાતો લોકો એના વિશે કરે છે. પહેલાંનાં સ્તર અને સન્માન એણે ગુમાવ્યાં છે – પણ એને માટે એ જવાબદાર નથી. બે મજબૂત હાથોએ એ કુટુંબને પોતાના અંકમાં લઈને સાચવી લીધું હતું. એ હાથ હવે નથી. પહાડ પર છવાયેલો બરફ ઓગળી ગયો. મૂઠી ઢીલી પડી ગઈ.

મહાલક્ષ્મીને થયું, લોકો મારા વિશે પણ આમ જ વિચારશે. જેવો તેના મનમાં આ વિચાર આવ્યો કે પોતે ભાડાના મકાનમાં રહે છે અને આટલું મોટું મકાન એણે જલદી ખાલી કરવું પડશે કે તરત જ તેની આંખો સામે એક બીભત્સ દૃશ્ય તરવરી ઊઠ્યું – ઝાડ નીચે ટાઢતડકો સહેતા, ઘાસના તણખલાની જેમ રહેતા નિરાધાર દીનદુઃખી લોકો, જેમનાં પેટ અને પીઠ એક થઈ ગયાં છે, આંખો અંદર ઊતરી ગઈ છે, વાળ લુખ્ખા ને ગૂંચવાયેલા છે.

ભીંતને અઢેલીને બેઠાં બેઠાં તેણે દુઃખનો આવેગ રોકતાં આંખો મીંચી દીધી.

એના કપોલ આંસુથી ભીંજાઈને તળાવડાં બની ગયા હતા. મન દરિયાની જેમ ઘૂઘવતું હતું. આંખ ઉઘાડતાં જ તેની નજર મોટા છોકરા પર પડી. તે પણ નાના છોકરાની જેમ પગ વચ્ચે હાથ રાખીને સૂતો હતો. એ ઊંઘતો હોય ત્યારે

એના મોંમાંથી લાળ ટપકતી તેણે ઘણીવાર જોઈ હતી — છીઃ સાવ નાના છોકરાની જેમ. એની તરફ જોતાં મન ખૂબ ઉદ્વિગ્ન થઈ ગયું. શરીરથી તો તે બરાબર વધતો હતો, પણ કુટુંબને એથી કશો ફાયદો નહોતો. એનો પતિ જીવતો હતો ત્યારે એને જ કારણે હેરાન થતો હતો. હવે મહાલક્ષ્મીને જે મુશ્કેલીઓ સામે ટક્કર ઝીલવાની છે, તેનું કારણ પણ આ છોકરો છે.

પોતાની સઘળી પીડાઓ અને યાતનાઓની જવાબદારી એ છોકરાને માથે ઢોળી એના પ્રત્યે નફરત અનુભવતી મહાલક્ષ્મીના મનમાં અડધા કલાક પછી એના પ્રત્યે એકદમ દયા ઊભરાઈ. 'નકામો હું એને દોષ દઉં છું. ભગવાને જ એને બાપડાને બુદ્ધિ ન આપી તેમાં એ શું કરે ? એના પ્રત્યે ઘૃણા સેવવામાં તો મારી જ ભૂલ છતી થાય છે. આમાં એનો કશો વાંક નથી. પેલાં ત્રણ નાનાં છોકરાની જેમ એ પણ નાનો જ છે,' તે પોતાના મનને મનાવવા લાગી.

'મને ભલે પેટ ભરીને ખાવાનું ન મળે, પણ છોકરાનું ભણતર નથી બંધ કરવું, એ માટે ભલે ગમે તેવું કામ કરવું પડે, ભણવાનું તો ચાલુ જ રાખવું છે.'

એના મનમાં એક વિચાર સ્ફૂર્યો. સિલાઈનું મશીન ખરીદી કપડાં સીવીને રોટલો રળી શકાય. કપડાં સીવવાનો એને મહાવરો પણ છે. આ વિચાર એને- બહુ રુચિ ગયો. પણ એને માટે ઘણા પૈસા જોઈએ. ઓછામાં ઓછા બસો-ત્રણસો રૂપિયા તો જોઈએ જ. આટલા પૈસા ક્યાંથી લાવવા ? શરીર પર સોનાનો વાળો સુધ્ધાં નથી. ઘણા લોકોનું દેણું પણ છે.

આટલા લાંબા વખતથી આ ગામમાં પોતે રહે છે, એ કારણે કદાચ કોઈ મદદ કરે પણ ખરું.

સવાર પડી. એની આંખો ઊઘડી ગઈ. એક નાનકડી કિરણરેખા એના પગ પર દેખાઈ. છોકરાં પણ ઊંઘભરી આંખોએ, હમણાં જ ઊંઘમાંથી જાગ્યાં. સવારે ઘણીવાર સુધી રાહ જોયા પછી છેલ્લી બસમાં પણ કોઈ ન આવ્યું ત્યારે અસ્થિ એકઠાં કરવાનું કહીને, મહાલક્ષ્મીએ આ કામ માટે આવેલા લોકોને જરૂરી પૈસા આપ્યા. સંસ્કાર પૂરા થતાં સારી પેઠે વાર લાગી.

મહાલક્ષ્મી પાલવ પાથરી ભોંય પર આડી પડી અને વિચારવા લાગી : જ્યાં સુધી ઘર સુખસગવડથી ભર્યુંભર્યું હતું ત્યાં સુધી આવનારા લોકોની કશી ખોટ નહોતી. પણ અત્યારે કોઈ આવ્યું નહિ. શાથી ? આ લોકોમાં એવો ફેરફાર શાથી

થઈ ગયો ? દરેકને મનમાં એમ થયું હશે કે આ અનાથ લોકોનો બોજો ક્યાંક મારા પર આવી પડશે તો ! એ તો દેખીતું જ છે. ક્રોધાવેશમાં એણે ફરી વિચાર્યું : એમનાં હૃદય બરફની જેમ થીજી ગયાં છે. એવા નિર્દય લોકો અહીં ન આવ્યા તે સારું જ થયું.

"મા, કાગળો આવ્યા છે," કહેતાં મોટા છોકરાએ ઓરડામાં પ્રવેશ કર્યો. મહાલક્ષ્મી વિચારોના વમળમાંથી બહાર નીકળી કાગળ વાંચવા લાગી.

બધા પત્રોનો વિષય લગભગ એકસરખો છે. "રામનાથમની માંદગી વિશે સાંભળી ઘણી ચિંતા થઈ. ભગવાન સારું જ કરશે અને અમને આશા છે કે તે જલદી સાજા થઈ જશે. જાતે આવીને એમની તબિયતની ખબર કાઢવાની અનેક ઇચ્છાઓ છતાં, કેટલીક અનિવાર્ય પરિસ્થિતિને કારણે એ શક્ય નથી. અમને એનો ઘણો ખેદ છે." મહાલક્ષ્મીએ ગુસ્સાથી બધા કાગળો ફાડીને ફેંકી દીધા. આ દુનિયામાં આવા ઘણા લોકો છે – એમના જેવા આ પણ છે. મીઠી મીઠી વાતો – હવે તે એમના વિશે વિચારવા નથી માગતી. અંદર કોઈક અનિર્વચનીય, આક્રોશભરી પીડા તે અનુભવે છે. રાતે જે વિચાર સૂઝેલો તે અત્યારે ફરી મનમાં આવ્યો. પણ એના વિશે કોની સાથે ચર્ચા કરવી, તે વિચારવા લાગી. વેંકટય્યા સાથે વાત કરવાનો તો કશો અર્થ નથી. પૈસા તો એમને છાતીએ ચોંટેલા છે. એ ખાલી હાથ બતાવશે તો પોતે બહુ જ ભોંઠપ અનુભવશે. અથવા રાજય્યા સાથે વાત કરી હોય તો ? આ વિચાર કંઈક ઠીક લાગ્યો.

રાજય્યા ઘેર છે કે નહિ તેની ભાળ કાઢવા તેણે મોટા છોકરાને મોકલ્યો. થોડીવારે છોકરાએ પાછા આવીને ખબર આપ્યા કે રાજય્યા બહાર ગયા છે.

"ક્યારે આવશે ?" મહાલક્ષ્મીએ દબાયેલા અવાજે પૂછ્યું.

"પંદર દિવસ પછી," જવાબ મળ્યો.

જરા વિચાર કરીને મહાલક્ષ્મીએ કહ્યું : "જા, રામય્યાને મને એકવાર મળી જવાનું કહે. કહેજે કે થોડું જરૂરી કામ છે, માએ બહુ વિનતિ કરી છે."

મોટો છોકરો બહાર ગયો. તડકો નીકળ્યો. ઠંડી હવા વહેવા લાગી. બહારથી કશો અવાજ સંભળાતો નહોતો.

"ક્યાં ગયાં છોકરાંવ બધાં ?" દીકરા ! દીકરી !" કોઈ ઉત્તર ન મળ્યો. દૂરથી નિશાળનો ઘંટ સંભળાયો. સડક પર આવતા-જતા લોકોનો ઘોંઘાટ ઓછો થઈ

ગયો હતો. ગોદાવરીમાં નાવ હંકારતા લોકોનો અવાજ સંભળાતો હતો. વાડામાં કાગડા કા-કા- કરતા હતા. મહાલક્ષ્મીનું મન જરા બેચેન હતું. વિચારતી હતી : રામય્યાને આ વાત કેવી રીતે કરવી ? શી ખબર તે શું કહેશે !

"મા, રામય્યાભાઈ આવી ગયા !" મોટા છોકરાએ સરી પડતી ચડ્ડી ઉપર ખેંચતાં કહ્યું.

મહાલક્ષ્મી વિચારોના વહેણમાંથી બહાર આવી, દુઃખને કારણે મલિન થઈ ગયેલા મોંને લૂછતી ફાટક પાસે ઊભી રહી. મનની વાત કહેતાં સંકોચ થતો હતો છતાં છેવટ બોલી નાખ્યું : "એક ખાસ બાબતમાં તમારી સલાહ જોઈતી હતી, તેથી તમને તકલીફ આપી છે. અમારી સ્થિતિ તો તમે જાણો જ છો. હવે આ કુટુંબનો સઘળો બોજ મારી એકલી પર આવી પડ્યો છે. આ ભાર હું કેવી રીતે ઉપાડીશ, તે મને પોતાને સમજાતું નથી," મહાલક્ષ્મીનો સ્વર કંપી ઊઠ્યો.

રામય્યાએ કરુણાદ્ર સ્વરે કહ્યું : "હું પણ એ જ વિચારતો હતો, બહેન ! મારું પણ બાળબચ્ચાંવાળું મોટું કુટુંબ છે. હાથપગ ચાલે છે ત્યાં સુધી પેટ તો ભરાશે. એમ છતાં મારાથી જે કંઈ થશે તે જરૂર કરીશ, એમાં હું ગલ્લાંતલ્લાં કરું તેવો માણસ નથી."

"તમારો સ્વભાવ ઓળખું છું, તેથી જ અહીં બોલાવીને તમને તકલીફ આપી છે. તમારા જેવા મોટા લોકોને ઘેર બોલાવીને વાત કરવાનો અધિકાર કે વિસાત અમારા લોકોનાં નથી. પણ એમની સાથેના તમારા સ્નેહસંબંધના આધારે તમને કષ્ટ આપ્યું છે. કાંઈ ગેરસમજ ન કરતા." મહલક્ષ્મીનું ગળું રૂંધાયું.

રામય્યા અનુનયના સ્વરમાં બોલ્યાઃ "કંઈ વાંધો નહિ બહેન ! તમે જરાયે સંકોચ રાખ્યા વગર તમારા મનની વાત કહો."

કપડાં સીવીને કુટુંબનું પૂરું કરવાનો ખ્યાલ છે. સિલાઈ મશીન ખરીદવાનું વિચારું છું. ઓછામાં ઓછા બસો-ત્રણસો જોઈએ. એટલા પૈસા ક્યાંકથી ઉધાર જો મળી જાય."...

રામય્યા વચ્ચે જ ટોકતાં બોલ્યા : "એ જ હું કહેવા માગતો હતો, ત્યાં તમારા મોંએથી પણ એ જ વાત નીકળી."

"તમારી ઉદારતા ને આત્મીયતાનો પ્રતાપ છે."

"રામનાથમ્ આ ગામમાં પચીસ વરસથી નોકરી કરતો હતો. ગામમાં સહુને

ખબર છે કે તમારો બીજો કોઈ આધાર નથી. અત્યારે આ આફતના સમયે તમારા લોકોની જરૂરિયાતોનો ખ્યાલ કરીને કંઈક મદદ કરવાની ગામવાળાઓની ફરજ છે. મને વિચાર આવ્યો કે આ વાત બધાંને સમજાવી તમારે માટે થોડા પૈસા એકઠા કરવાની વ્યવસ્થા કરવી જોઈએ. મને ભરોસો છે કે ભગવાનની કૃપાથી મારો પ્રયત્ન સફળ થશે. પણ તમારા વિચાર જાણ્યા વિના આ કામમાં આગળ વધવું ઠીક નહિ, એથી હું સંકોચ અનુભવતો હતો." વાત કહેતાં રામય્યાએ મહાલક્ષ્મી ભણી પ્રત્યાશાની દૃષ્ટિથી જોયું.

ઊભરાઈ આવતા દુઃખને દબાવીને, સ્વમાનની ભાવનાને પણ બાજુએ મૂકીને મહાલક્ષ્મી બોલી : "જેવી તમારી મરજી."

"ભલે, તો હું જાઉં," કહીને રામય્યા ચાલ્યા ગયા.

મહાલક્ષ્મીને જરા નિરાંત વળી. મનમાં ને મનમાં એણે આ ધર્માત્માને હજારવાર પ્રણામ કરવાનો વિચાર કર્યો. એ રાતે તેને ઘસઘસાટ ઊંઘ આવી ગઈ. સવારે ઊઠીને જોયું તો સૂર્ય ઊગી રહ્યો હતો. તે પાછળની તરફ ગઈ. છોકરાઓ હજી ઊંઘતાં હતાં. કચરો વાળી, ચૂલો પેટાવ્યો ને પછી બહારના ઓરડામાં આવીને જોયું તો છોકરાંઓ બહાર ઓટલા પર બેસી દાતણ કરતાં હતાં.

થોડીવારે મોટી છોકરીએ મા પાસે આવી, મનાવતી હોય એમ પૂછ્યું "મા, અમારે નિશાળે નથી જવાનું ને ?"

"ભલે, બે દિવસ પછી જજો," મહાલક્ષ્મીએ સમજાવતાં કહ્યું.

છોકરાંઓ રસ્તા પર રમવા લાગ્યાં.

દસમાના દિવસે અંત્યેષ્ટિની ક્રિયા શરૂ થઈ. ઓળખીતા-પાળખીતા બધા લોકો આવ્યા. મહાલક્ષ્મી પાછળની તરફના ફાટક પાસે જરા આડશમાં બેઠી. ત્યાંથી કર્મકાંડનું દૃશ્ય જરાતરા દેખાય છે. હવનકુંડમાંથી નીકળતો ધુમાડો વર્તુલાકારે ધીરે ધીરે ઉપર ચડી આકાશમાં વિલીન થઈ રહ્યો છે. મહાલક્ષ્મીનું ધ્યાન ક્યાંક બીજે છે. રહી રહીને એ લોકોની વાતો અને વૈદિક મંત્રોનો મિશ્ર ધ્વનિ સહેજ અસ્પષ્ટરૂપે સંભળાય છે – જાણે ક્યાંક દૂર કશુંક થઈ રહ્યું હોય.

સૂરજ બરોબર માથે આવ્યો. શરદના તડકાથી લોકોની પીઠ શેકાઈ રહી છે. ડાંડી પર ઊંચા ઊંચા પિંડ મૂકીને બધા લોકો આસપાસમાં ઊભા છે.

બે કાગડા ત્યાં સુધી આવે છે, વળી ઊડી જાય છે. ઘણીવાર સુધી આ ક્રમ

ચાલ્યો. માથા પરનો પ્રખર તડકો બધાને અકળાવી રહ્યો હતો.

કોઈ સજ્જને જરા દૂર ખસીને કહ્યું. "પ્રેતાત્મા કોઈ વાતથી અસંતુષ્ટ લાગે છે. એમની ઇચ્છા – અભિલાષા વિરુદ્ધનું કાંઈક બન્યું હોવું જોઈએ, અથવા તો એમની કોઈ વાસના અધૂરી રહી હશે."

"હા, બરોબર છે. એમ જ હોવું જોઈએ," કોઈ બીજાએ તેમની વાતને ટેકો આપ્યો. ધીમે ધીમે મામલો ઘુસપુસ અને ચર્ચા-મંત્રણા જેટલો આગળ વધ્યો.

છોકરાને કહેવામાં આવ્યું કે મનમાં કંઈક સંકલ્પ કરીને પ્રણામ કર.

મોટા છોકરાએ હાથ જોડીને કહ્યું : "હું ધ્યાનથી ભણીશ."

"ના ના, એથી હેતુ નહિ સરે,' બધાએ કહ્યું.

છેવટ મહાલક્ષ્મીના કાન સુધી વાત પહોંચી. આંસુ ભરેલી આંખોએ એણે કહ્યું : "અમારા તરફથી તો એવો કોઈ અપરાધ થયો નથી."

"અપરાધ ચોક્કસ થયો જ હોવો જોઈએ,' એક જણે કહ્યું. મહાલક્ષ્મીને રામય્યાવાળી વાત યાદ આવી. પણ બધાની સામે એ વાત કહેતાં સંકોચ થયો. લોકોની દયા પર પોતે જીવે એ શું પતિને પસંદ નથી ? આ રીતે ગરીબીમાં સબડીને મરે, એ જ એમની ઇચ્છા છે. આ વાત જ પુરવાર કરવાની કોશિશ આ લોકો નથી કરી રહ્યા ને ?

"સાંભળ્યું છે કે રામય્યા કેટલાક લોકો સાથે વાત કરીને તમારે માટે કંઈક પૈસાની વ્યવસ્થા કરવાનો પ્રયત્ન કરે છે. આ શું ખરી વાત છે ?"

"ખરી વાત છે," મહાલક્ષ્મીએ ભદ્ર સ્વરે કહ્યું.

"બસ, આ જ વાત છે, પહેલાં કેમ ન કહ્યું ? રામનાથમ્ કેટલી ઇજ્જતથી રહેતા હતા ! કોઈ દિવસ કોઈની સામે હાથ લાંબો કરવાનો અવસર આવ્યો નહોતો. આ રીતે ફંડ એકઠું કરવામાં એમને માટે કેટલી અપમાનભરી બાબત કહેવાય ! કોને ખબર આ બાબતથી એમનો આત્મા કેટલો ક્ષુબ્ધ થતો હશે ! આ પ્રસ્તાવ તરત પાછો ખેંચી લેવામાં આવે તો કદાચ પ્રેતાત્માને સંતોષ થાય .."

મહાલક્ષ્મીનું મન એકદમ વિષાદથી ભરાઈ ગયું – પોતે આ સંકલ્પ પાછો ખેંચી લેવાનું કહી દે અને સંયોગવશાત્ કાગડા તરત આવીને પિંડને અડે, તો આ એકમાત્ર આશ્રય મળ્યો છે તેય હાથમાંથી જાય. પણ એમને આ વાત શા માટે

પસંદ ન હોય ? આ છોકરાંના ભવિષ્ય વિશે તેમને કેટલી ફિકર રહેતી ? તો- પણ મારા કહેવા માત્રથી જ કાગડાઓ આવી પડશે એવી આશંકાયે મારે શા માટે રાખવી જોઈએ ? મને એવી કોઈ શ્રદ્ધા નથી." તો પણ એનું દિલ ધ્રૂજતું હતું. કદાચ એ કાગડા તરત આવી પડે તો ? શું થાય ?

છેવટ લોકોના ટોળામાં ઘુસપુસ, ટીકા-ટિપ્પણ અને બેવફાઈની વાતો શરૂ થઈ. આ પરાયા લોકોના દબાણ હેઠળ છેવટ એણે કહી દીધું, "હવે મેં એ સંકલ્પ છોડી દીધો છે." એનું હૃદય જોરજોરથી ધડકવા લાગ્યું.

પાંચ મિનિટ વીતી. બધા લોકો ત્યાંથી ખસીને વરંડામાં જઈને ઊભા રહ્યા. લોકો દૂર ખસ્યા એટલે અત્યાર સુધી બીકના માર્યા ત્યાં પહોંચવામાં સંકોચાતા કાગડા જલદી જલદી આવી એક મિનિટમાં બધું ઝાપટી જઈ ઊડી ગયા.

સહુએ પોતપોતાની રીતે આ બનાવનો અર્થ ઘટાવ્યો.

"મેં નહોતું કહ્યું ? રામનાથ કેટલો આબરૂદાર માણસ હતો ... આવી વાતને તે કેમ કબૂલ કરે ?" કોઈએ ટિપ્પણી કરી.

બીજી જ પળે આ વાત આખી શેરીમાં ફેલાઈ ગઈ.

રામય્યા નિરાશ થઈને બારણાં પાસે બેસી ગયો. વિચાર આવ્યો, "આ સાવ અભાગિયણ જ છે." તેમણે તે પછીથી પોતાના પ્રયત્નો છોડી દીધા.

પાછળના ફાટક પાસે ઊભેલી મહાલક્ષ્મી ક્યારનીયે બેશુદ્ધ થઈને પડી ગઈ હતી. એને પોતાના શરીરની સૂધસાન નહોતી.

બધા લોકો પોતપોતાને ઘેર ચાલ્યા ગયા. ચારે છોકરાં એકબીજાનું મોં તાકતાં મૂઢ જેવાં થઈ ગયાં અને બેભાન પડેલી માને ચારે બાજુ વીંટળાઈને બેસી ગયાં.

# ઉપહાર

## મૂલલપૂડિ વેંકટ રમણ

દિવસ આથમતાં વડના ઝાડની જટાઓના આધારે અંધકાર નીચે ઊતરી ધીરે ધીરે તળાવ-સરોવર, સરિતા-સમુદ્ર અને છેવટ સમગ્ર અવનિને ઘેરી વળ્યો. પછી આકાશ પણ ધરા પર ઊતરવા લાગ્યું. જોતજોતામાં રાધાની આંખોની કાજળ—રેખાની જેમ, કનૈયાના શરીરની શ્યામલતાની જેમ, નંદલાલના ઘરની છાશની જેમ એ અંધારું ઘટ્ટ બની ગયું.

એ અંધારામાં એ વૃક્ષની નીચે સળગતાં લાકડાંની જ્વાળા કનૈયાના શરીર પરના લાલ રેશમી દુપટ્ટાની જેમ ફરકી રહી છે, અંધકારના સઘન સૌંદર્યનાં મુક્ત કંઠે ગુણગાન ગાઈ રહી છે અને એની આંચમાં વાંસને ગરમ કરતા ગોપન્નાના ચહેરા પર, એની આસપાસ વિખરાયેલી પડેલી વાંસળીઓ પર અને થોડે દૂર સામટી પડેલી વાંસની લાકડીઓ પર છાયા અને પ્રકાશની ભાષામાં કાવ્ય રચી રહી છે.

ત્રણ પહોર પછી સાતમ પૂરી થશે. કૃષ્ણનો જન્મદિન ઉદિત થશે. પચીસ વર્ષથી ગોપન્ના જે વાંસળી બનાવવા પાછળ લાગેલો છે એ વાંસળી હજુ બની નથી. ઓછામાં ઓછું કાલ સુધીમાં એ તૈયાર કરી એમને સમર્પિત કરવાની છે. કાલ સુધીમાં જો તે તૈયાર નહિ થાય તો પછી આ જીવનમાં ક્યારેય તૈયાર નહિ થાય. વખત ભરાઈ ગયો છે.

"બાબા! ખાવાનું ખાઈ લો ને ?" નાના ગોપન્નાનો સાદ ગોપન્નાના કાનમાં પહોંચ્યો નહિ.

એનું ધ્યાન વૃંદાવનમાં હતું. કાનો ત્યાં પહોંચી જશે. પહોંચવાનો સમય થઈ ગયો છે. ગોપીઓનાં નૂપુરોનો ઝણકાર સંભળાય છે. બંગડીઓનો ખણખણાટ અને હાસ્ય-મજાકનો કોલાહલ ગુંજી રહ્યો છે. થોડે જ દૂર વાંસવનમાં કોમળ

વેણુનાદનું ગુંજન થઈ રહ્યું છે. આ બધી ઉપશ્રુતિઓને સાથે લઈને થોડી જ ક્ષણોમાં મોહનની મોરલી વાગી ઊઠશે.

કોણ જાણે કેટલા યુગોથી ગોપન્ના ઝાડીની પાછળ બેસતો આવ્યો છે, ગોપન્નાને પોતાને યે ખબર નથી. પાંદડામાં પાંદડું બનીને, ફૂલમાં ફૂલની જેમ ખીલીને, વેળુતટે વેળુકણ બનીને,, યમુનાનાં જળનું શિકર બનીને, સ્તબ્ધ મુખમુદ્રામાં ત્યાં બેસીને એણે કૃષ્ણની મોરલીના ધ્વનિથી પોતાના હૃદયને આપ્લાવિત કર્યું છે. વિશુદ્ધ સ્વર-લહરીઓમાંથી કોઈ એક વિશિષ્ટ સ્વરને પોતાના મનમાં ધારણ કરી એના વિશ્વરૂપનો સાક્ષાત્કાર કરવા માટે એણે તપસ્યા કરી. એ રૂપને મનમાં સાચવી રાખી તે ઝટપટ પોતાની ઝૂંપડીમાં આવ્યો. નવો વાંસ કાપી, એમાં સ્વર માટે કાણાં પાડી, પોતાના મનમાં વસેલી સ્વરમાધુરીને એમાંથી રેલાવવા માટે પ્રયત્ન કર્યો. એ સ્વર આ વાંસળીમાંથી મુખરિત થાય તો તે એને કાનાને ભેટ ધરવા ઇચ્છતો હતો. પણ એ સ્વર નીકળ્યો નહિ. એ સ્વર કાઢવા માટે તેણે હજારો વાંસળીઓ બનાવી. શ્વાસની એકેએક ક્ષણને તેણે એ વાંસળીની સ્વર-કલ્પના પાછળ રેડી. જીવનની અવધિ ટૂંકી જ છે. એક જીવનમાં કરોડો શ્વાસ અને ઉચ્છ્વાસ હોય છે. એ વેડફવાથી શો ફાયદો ? જમુનાના કાંઠે ઝાડી પાછળ બેસી તે કૃષ્ણનું વેણુગાન સાંભળતો તો તેનો શ્વાસ અટકી પડતો. આવી રીતે કરવાથી શ્વાસની જે બચત થતી હતી તેને તે પોતાની વાંસળીઓમાં ફૂંકવા માટે વાપરતો હતો. પણ શ્વાસ ફૂંકતાં જ વાંસળી બેસૂર બની જતી. ક્યાંક કોઈક તિરાડ પડી જતી. અંદર કોઈ નસ ન ચડી ગઈ હોય તે જોવા માટે તે વાંસળીને અંદરથી પણ સાફ કરતો. પણ જેવો તે વાંસળી તૈયાર કરી લઈ જવા માટે ઊઠીને ઊભો થતો કે તરત જ એનો અવાજ બગડી જતો.

ગોપન્નાએ પહેલાં ઘણી વાંસળીઓ બનાવી હતી. એ બનાવીને ખુશ પણ થયો હતો. પણ એક અવસ્થાએ પહોંચ્યા પછી એના મનમાં એક વિચાર આવ્યો. તે વાંસળી નીચે મૂકી સંગીતની કલ્પના કરવા લાગ્યો. કલ્પનાના સંગીતને ભાવનાનું રૂપ આપીને એ ભાવનાની અનુભૂતિ સાથે એનો સાક્ષાત્કાર કરવાનો પ્રયાસ કરવા લાગ્યો. સહસા એક દિવસ એની સામે એક સત્ય પ્રગટ થયું. સંગીતની અનુભૂતિ માટે વાદ્ય-સ્વરનો આશ્રય લેવો તે મૂર્ખતા છે. જળપ્રપાતને વાંસની નળીમાં બાંધવાની કોશિશ કરવી વ્યર્થ છે, સાગરને ગાગરમાં સમાવવાનો પ્રયત્ન કરવો એ મૂર્ખાઈ છે. ગાયનમાં જે સંગીતની અનુભૂતિની સંભાવના છે, તે કલ્પનાના સંગીતનો સોમો-હજારમો અંશ પણ નથી હોતો.

કલ્પનાની સાથે સાથે સ્વર-લતા પણ દિગંતરેખા સુધી ફેલાવા લાગી, આકાશ સુધી પહોંચી ગઈ, આખા અંતરિક્ષને ગુંજાયમાન કરવા લાગી. ધીરે-ધીરે પ્રણવાક્ષરમાંથી પ્રસૂત થયેલો સ્વર-સાગર ફરી પ્રણવનું રૂપ ધારણ કરી સમગ્ર સંસારને મુગ્ધ બનાવનાર, ભયંકર છતાં અદ્ભુત આકૃતિમાં પ્રત્યક્ષ થવા લાગ્યો. શ્રાવ્ય સંગીતની જેમ એમાં વિવાદી સ્વરો નથી, મેળરહિત ધ્વનિઓ નથી. જેમ બધાં દર્શનો અને બધાં સત્યો અધૂરાં સત્ય બનીને અદ્વૈત સત્યની અંદર, એનો જ અંશ બનીને સમાવિષ્ટ થાય છે તેવી જ રીતે આ સંગીતમાં વિવાદી સ્વર અને અધૂરા સ્વર પણ પૂર્ણ સ્વરોના સંસર્ગમાં એના સૌંદર્યને આત્મસાત્ કરીને રમણીય રૂપ ધારણ કરવા લાગ્યા. "કણ કણમાં ભગવાન છે, સ્વર સ્વરમાં સંગીત' એ સૂત્રનો અર્થ હવે તેને સમજાવા લાગ્યો. ગોપન્ના ના લઘુ શરીરમાં આ ભાવના સમાઈ ન શકી. જે સંગીતની કલ્પના એણે કરી એને હૃદયમાં ધારણ કરવાની ક્ષમતા એનામાં નહોતી... બધાં અંગ ઢીલાં થઈ જતાં, હૃદય જાણે ફાટી જશે એમ લાગતું. એણે કદી કલ્પના સુધ્ધાં નહોતી કરી કે સૌંદર્ય અને આનંદ પાસે આવતાં કેટલાં અસહનીય બની શકે છે. હવે સમજી તો ગયો છે.... પણ બચવાનો કોઈ ઉપાય નથી.

એને એ દશામાંથી લૌકિક સપાટી પર લાવીને બચાવ્યો કૃષ્ણની મોરલીએ. મોરલીનો સ્વર સાંભળતાં જ તે મુગ્ધ બની ગયો.... જાગીને તો એ અવસ્થામાં ખોવાઈ ગયો. પોતાની કલ્પનાની વસ્તુથી પણ મહાન, પોતાની પહોંચની બહારનો સ્વર તે દિવસે એને સંભળાયો. ત્યાર પછી તે રોજ કૃષ્ણની સાથે જઈ એનું વેણુગાન સાંભળવા લાગ્યો. શરૂ શરૂમાં થોડા દિવસ ગોપબાળાઓ સહેજ ગભરાઈ, પણ પાછળથી તેઓ એને કોઈ ગાય કે વૃક્ષના રૂપમાં જોવા લાગી.

ગોપન્ના વિચારવા લાગ્યો કે આટલા મનોહર સંગીતને કૃષ્ણે પોતાની નાનકડી વાંસળીમાં શી રીતે ભરી લીધું ? એકવાર તે એને ઘેર જઈ એની વાંસળી ચોરી લાવ્યો. જમુનાને કિનારે પહોંચી વસ્ત્રોમાં છુપાવી રાખેલી મોરલી વગાડવાનાં ખ્યાલથી જેવી બહાર કાઢવા ગયો તો જોયું કે એ તો ત્યાં છે જ નહિ.

"માયાવી કૃષ્ણ.. ચોરોના સમ્રાટને ત્યાં આપણી ચોરી શું કામ આવે ?" ગોપન્ના સમજી ગયો.

પણ ચોરોનો એ રાજા તો સાંજે ગોપન્નાને ત્યાં આવી કહેવા લાગ્યો, "ગોપન્ના ! તું મારી મોરલી લઈ આવ્યો છે ને ?.... ભલે, કંઈ વાંધો નહિ. મને

એક બીજી બનાવીને આપ...."

કૃષ્ણના મોં પર હાસ્ય જોઈને ગોપન્નાના છક્કા છૂટી ગયા.

બીજા દિવસથી ગોપન્નાએ વાંસળી બનાવવાનું શરૂ કર્યું. જ્યારથી એ કામ શરૂ થયું ત્યારથી એનામાં એક નવી સ્ફૂર્તિ અને નવી ચેતના જાગી ઊઠી. આજે પોતાના હાથે ઘડેલી વાંસળી કાલ-પરમ દિવસે કૃષ્ણના કરકમળને અલંકૃત કરશે અને કૃષ્ણ એમાં પ્રાણ ફૂંકીને એને સજીવ બનાવી દેશે એવી આશા અને આનંદથી તે મોરલીને આકાર આપવા લાગ્યો. કૃષ્ણના હોઠ વાંસળીના જે ભાગને ચૂમશે, એમની આંગળીઓ જ્યાં જ્યાં એને અડશે, તે ભાગોને ગોપન્ના વિશેષ ધ્યાન આપીને સુંવાળી બનાવવા લાગ્યો.

વાંસળી તૈયાર થતાં જ વગાડી જોઈ. હૃદય અધીર બની ગયું. એનો સ્વર બરોબર નીકળ્યો નહિ. ક્યાંક તિરાડ પડી ગઈ હતી. એવું લાગ્યું, જાણે બે-ત્રણ વાંસળી સાથે મળીને લાગતી હોય. શું કૃષ્ણના હાથમાં વાગવાની કલ્પનાથી એ વાંસળીની કાયા ધ્રૂજી ઊઠી હતી ?

ગોપન્નાએ એને ફેંકી દઈ બીજી બનાવી. તે પણ એવી જ નીકળી.

બીજે દિવસે ઘણા બધા વાંસ મંગાવ્યા. દસ-બાર વાંસળીઓ બનાવી નાખી. એક એક કરીને વગાડી જોવી અને ફેંકી દેવી...

"જ્યાં સુધી તમારી વાંસળી નહિ બને ત્યાં સુધી હું તમારી તરફ નહિ જોઉં, કનૈયા !" ગોપન્નાએ મનોમન નિર્ણય કરી લીધો. ત્યારથી એનો આ નિત્યનો કાયક્રમ બની ગયો. સાંજે વૃંદાવન જઈ વેણુગાન સાંભળવું અને સવારથી સાંજ વાંસળીઓ બનાવ્યા કરવી.

ગામના લોકો આ વિશે ચર્ચા કરતાં આશ્ચર્ય પ્રગટ કરવા લાગ્યા. શરૂમાં એની પ્રશંસા થતી હતી, પાછળથી મજાક-મશ્કરી થવા લાગ્યાં કે ગોપન્નાની સંગીતની જૂની રઢ છૂટી તો વાંસળી બનાવવાની નવી લત લાગી.

ગોપન્ના જે વાંસળીઓને નકામી ગણી બહાર ફેંકી દેતો હતો, એને ગોપબાળકો ઊંચકીને લઈ જતા. પણ ગોપન્નાને.ડર લાગવા માંડ્યો કે એમાંથી કોઈ વાંસળી ક્યાંક કાનાના હાથમાં ન પહોંચી જાય. આથી તે જેટલી વાંસળી બનાવતો તે બધી ઝૂંપડીના ઉપરના માળિયામાં મૂકી દેતો.

જમુનાના કાંઠે ગોપન્નાની ઝૂંપડી, ઝૂંપડીની પાસે જ વાંસના લાકડાંનો ઢગલો અને ઝાડની નીચે ચૂલો જોઈ લોકો મજાકમાં ગોપન્નાને કહેતા : "લાકડાંની એક

નાની સરખી દુકાન જ માંડ ને ? વેપાર પણ ચાલતો રહેશે સાથોસાથ."

ગોપન્ના પાસે હાસ્ય–ટીખળ માટે ન સમય હતો,ન ઇચ્છા હતી, ન ધૈર્ય હતું.

પચીસ વર્ષ વીતી ગયાં. કનૈયો મોટો થઈ ગયો. હવે એણે વૃંદાવન જવાનું છોડી દીધું. નગરવાસી બન્યો હતો ને ! હવે રાજકાજમાં તે વધારે વખત આપતો હતો. તો પણ દરેક જન્માષ્ટમી પછીની નોમે ગોપન્ના નવા ઉત્સાહથી નવી વાંસળી બનાવવાનું શરૂ કરતાં વિચારતોઃ ભલેને, આગલા જન્મદિવસ સુધીમાં તો આ તૈયાર થઈ જ જવી જોઈએ. જન્મદિવસ આવતો, ફરી ચાલ્યો જતો, પણ વાંસળી બનતી નહિ. કોને ખબર પેલી તિરાડ ક્યાંથી આવી પડતી. જાણે કોઈ ઉપહાસ કરતું હોય કે પછી કોઈ અભિશાપ લાગ્યો હોય....

"બાબા, ઊઠો, ખાવાનું ખાઈ લો !" નાના ગોપન્નાએ સાદ કર્યો. પિતાએ એ તરફ જોયું. દયા આવી. માતા તો નથી. પિતા પણ હોવા છતાં, ન હોવા બરાબર છે. આ ઉંમરે તે રોજ ખાવાનું રાંધી પિતાને ખવડાવે છે. પોતાની જરૂરિયાતો તરફ પોતે જ ધ્યાન આપે છે અને પોતાનું મન પોતે જ બહેલાવે છે. એક રીતે આ પણ સારું હતું.

કાલ અષ્ટમી પછીની નોમથી પિતાના વિયોગનું દુઃખ એને બહુ નહિ સાલે. પોતપોતાનો રસ્તો અને પોતપોતાનું ભાગ્ય.

"ખાઈ તો લઈશ. કાલે કનૈયાની વરસગાંઠ છે.... તું નંદબાબાની હવેલીમાં જઈ એકાંતમાં કનૈયાને આ વાંસળી આપજે અને કહેજે કે મારા બાબાએ આપી છે," ગોપન્નાએ કહ્યું.

"ભલે, પણ ખાવાનું ખાઈ લો ને !" છોકરાએ ફરી વિનતિ કરી.

એ છોકરાને જોતાં જોતાં ગોપન્નાને કોને ખબર કેમ, બાલકૃષ્ણની યાદ આવી ગઈ. આમતેમ જોઈ એકદમ એને પોતાની પાસે ખેંચી જોરથી ગળે વળગાડ્યો અને એના ગાલ ચૂમી લીધા.

છોકરાને આ કંઈક વિચિત્ર લાગ્યું.... પહેલીવાર એણે ચુંબનનો અનુભવ કર્યો અને ગાલ લૂછી નાખ્યા. પછી બોલ્યો : "ખાઈ લો ને !"

"મોરલી લઈ જઈશ ને ?"

"તમે તો એવું જ કહો છો. પછી સવારે કહેશો કે આ બરોબર નથી, રહેવા દે."

"નહિ કહું. હવેની વાર જે બનાવીશ તે સરખી બનાવીશ. તો પણ હું તો નહિ જોઉં." નીરસ મંદ હાસ્ય સાથે ગોપન્ના બોલ્યો.

"તો પછી જમી લો," નાનો ગોપન્ના બોલ્યો.

બીજા દિવસે સવારે ઊઠી ગોપન્નાએ દીકરાને અભ્યંગ કરી નવરાવ્યો, અગરચૂર્ણ વડે વાળ સૂકવ્યા, ગૂંચ કાઢી અને ઢીલી ચોટલી બાંધી એને ફૂલ વડે સજાવી પીતાંબર પહેરાવ્યું. એક બીજું કપડું કમરમાં પણ બાંધ્યું. લલાટ પર કસ્તુરીનું તિલક કર્યું. આંખમાં કાજલ આંજ્યું અને ગાલ પર નજર ન લાગે તે માટે કાળું ટપકું કર્યું. મોરપિચ્છના પંખામાંથી એક પીછું કાઢી માથા પર ચોટલીમાં ભરાવ્યું.

નાના ગોપન્નાને આ બધું રુચ્યું નહિ. એના બાબા કોઈક એવું કામ કરતા હતા, જે એમણે પહેલાં કદી નહોતું કર્યું. આથી એને બધું વિચિત્ર લાગ્યું. એની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં. એણે પોતાના પિતા તરફ કરુણાથી જોયું. પોતાના દીકરાની સજાવટ પૂરી કરી ગોપન્નાએ આંખ-મન ભરીને એની તરફ જોયું.

તે ચકિત થઈ ગયો.... આ શું ? આ તો બાલકૃષ્ણ છે..... ગોપાલકૃષ્ણ... અહીં કેવી રીતે આવી ગયા ? ઘણા દિવસ પહેલાં પોતે જે વાંસળી લઈ આવ્યો હતો એને શું ફરી લઈ જવા આવ્યા ?

ગોપન્નાએ ફરી ધ્યાનથી જોયું. નિઃસંદેહ... એ જ કૃષ્ણ છે. અનાયાસ હાથ જોડીને એને પ્રણામ કર્યાં. આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. એ દુઃખ હતું કે આનંદ હતો, કંઈ સમજાયું નહિ.

"શું થયું બાબા?" કહીને દીકરો બહુ અજંપાથી પિતાને ગળે વળગી પડ્યો. પિતાને પોતાની સામે પ્રણામની મુદ્રામાં જોઈ તે ગભરાઈ ગયો.

ગોપન્ના ચોંકી ઊઠ્યો. આંસુ લૂછતાં બોલ્યો : "ભગવાનને મેં પ્રણામ કર્યાં છે, બેટા !"

"ક્યાં છે બેટા, મારી વાંસળી ક્યાં છે ?' કહી આમતેમ જોયું, પણ વાંસળી દેખાઈ નહિ.

"ઉપર પાટિયા પર રાખી છે. રાતે ઊંદરોથી બચાવવા માટે." નાનો ગોપન્ના બીતાં બીતાં બોલ્યો.

"એમ ? અનર્થ થઈ ગયો, બહુ અનર્થ કર્યો તેં, બેટા !" ગોપન્નાએ કહ્યું. તે વઢવા માગતો હતો કે પાટિયું તો ઊંદરોનું ઘર છે એ તને ખબર છે, તોય ત્યાં વાંસળી કેમ મૂકી છે !પણ તે એવું ન કહી શક્યો.

પાટિયા પર ચડીને જોયું. ત્યાં નકામી ગણીને ફેંકી દીધેલી વાંસળીઓના ઢગલાના ઢગલા છે. એમાં કઈ નવી અને કઈ પહેલાંની ?

ગોપન્નાએ એ બધી વાંસળીઓ નીચે ઉતારી. એક એક કરીને લઈને વગાડી જોઈ.

"આ નથી..."

"આ પણ નથી..."

"આ પણ નહિ..."

એક બાજુનો ઢગલો ઓછો થતો હતો, બીજી તરફનો વધતો હતો. સમય ઘટી રહ્યો હતો.

બપોરનો જમવાનો વખત થયો. વીતી પણ ગયો. પણ ગોપન્ના "નેતિ" રટતો વાંસળીઓની પરખમાં જ લાગેલો રહ્યો.

વચ્ચે દખલ કરીને પિતા સાથે વાત કરવાની નાના ગોપન્નાની હિંમત ન ચાલી. તે પણ ત્યાં જ બેસી રહ્યો. પરસેવાને લીધે કસ્તુરીનું તિલક રેલાઈ ગયું, કાજળરેખા ભૂંસાઈ ગઈ, ફૂલ કરમાઈ ગયાં. એનો આનંદ ને ઉત્સાહ ખલાસ થવા લાગ્યાં. ભૂખ્યા રહેવાને કારણે તે નબળા જેવો દેખાવા લાગ્યો.

પણ ગોપન્નાનું આ બાબતો તરફ સહેજે ધ્યાન નથી.

આ નથી...

આ પણ નથી....

આટલી વાંસળીઓની ઢગલામાં સાચી નવી વાંસળી ક્યાં સંતાઈને પડી છે

શું તે ખરેખર સાચી છે ?

ખબર નથી... ગોપન્ના તો જાણતો નથી, એણે તપાસી જોઈ પણ નથી. સાચી હશે... હોવી જોઈએ...

દિવસ ઢળવા લાગ્યો. અંધારું ઊતર્યું. ગોપન્નાએ દીવો સળગાવ્યો.

"બાબા, અંધારું થઈ રહ્યું છે. વરસગાંઠ પૂરી થઈ જશે." સંકોચ અનુભવતાં

નાના છોકરાએ કહ્યું. ગોપન્નાએ માથું ધુણાવ્યું. હવે તો બસ, બે જ વાંસળીઓ રહી છે. એમાંથી એક વગાડીને જોઈ.

એ પણ નથી.

હવે એક જ રહી છે. એક જ હશે શું ?... ખબર નથી... સવારથી તે જે વાંસળી શોધે છે તે કદાચ સાચી ન હોય, અને એથી આ ઢગલામાં મળી ગઈ હોય.... હવે જે બચી છે... તે કદાચ એ જ હશે જેને એણે નકામી ગણીને પહેલાં ફેંકી દીધી હતી.

છેલ્લી વાંસળી તપાસી જોવાની હિંમત ગોપન્ના એકઠી કરી શક્યો નહિ. સચ્ચાઈ જાણીને મરી જવાની તેનામાં શક્તિ નથી. ફરી બીજો પ્રયત્ન કરવાનું ધૈર્ય પણ તેનામાં નથી. એ માટે સમય પણ નથી.

"આ જ છે," વિશ્વાસથી તે બોલ્યો.

"માધવ !" દીકરાએ કહ્યું.

"ના બેટા... દોડતો જા... કનૈયાના હાથમાં આપી આવ. એ જ જોઈને કહેશે," ગોપન્નાએ કહ્યું.

છોકરાએ વાર ન લગાડી. ફરી પિતાનું મન બદલાઈ જાય તે પહેલાં તે દોડી જવા માગતો હતો. અંધારામાં તે ઝડપથી ઊપડ્યો.

પચીસ વર્ષનું તોફાન શમી ગયું.

ગોપન્નાને શરીરમાં જરા અશક્તિ વરતાતી હતી. આ એ અશક્તિ છે જે એણે કાલ્પનિક સંગીતની સૃષ્ટિની ઝાંખી મળતાં પહેલીવાર અનુભવી હતી. આજે પણ એવો જ અનુભવ થઈ રહ્યો છે.

એણે શું પોતાનું કામ પૂરું કરી લીધું ?.... ભગવાનને એમના શુદ્ધ સ્વરવાળી બંસી પાછી આપી દીધી ?

આટલાં વર્ષોથી સાધના કરીને, અનેકવાર પરીક્ષણ કરીને છેવટે જે વાંસળી ભગવાન પાસે મોકલી તે તો તપાસી ન જોઈ. એનો નિર્ણય કનૈયા પર જ છોડી દેવામાં આવ્યો. એનો અવાજ જો સરખો નહિ નીકળે તો એ પોતે એને સરખો કરી લેશે.

ખરું પૂછો તો એનો અવાજ બરોબર છે કે નહિ, એનો નિર્ણય કરવાની ક્ષમતા એનામાં ક્યાં છે ? એણે શાથી એવું માન્યું કે એને ઠીક કરવાની શક્તિ

કનૈયામાં નથી ?

ગોપન્નાને હસવું આવ્યું.

કેટલી મોટી ભૂલ થઈ છે... પચીસ વરસની ભૂલ... એક આખા જીવનની ભૂલ. શું એ નારાજ થશે ? ના, હસી લેશે, 'ગોપન્ના કેવો પાગલ છે !' એમ કહી વાંસળી પોતાના અધર પર મૂકશે. બધી શ્રુતિઓને પોતાની અંદર સમાવિષ્ટ કરીને બેઠેલા એના ઉદરમાંથી, પ્રણવનો મૂળ સ્રોત બની બેઠેલી એની નાભિમાંથી, એના મંગલમય મધુર અધરો પરથી....

એ અધર, જે દૂધ-માખણના સ્વાદથી મધુર બની ગયા છે અને જેમણે રાધાના અધરને પાવન બનાવી દીધા છે... એ અધર પરથી પ્રાણની ધારા વહીને એ વાંસળીમાં પ્રવેશ કરશે.

ગોપન્નાની બાજુમાં જે વાંસળી પડી હતી એનાં કાણાંમાંથી હળવી મીઠી સ્વર-લહરી ધીરે ધીમે મુખરિત થઈ રહી હતી. ગોપન્નાએ પોતાના કપોલ પર કોમળ સ્પર્શનો અનુભવ કર્યો.

આ શું ? આ વાંસળીને એણે નકામી ગણી ફેંકી દીધી હતી.

બીજી જ ક્ષણે એની બાજુમાં પડેલી વાંસળી અને એના સુરીલા અવાજથી બાજુની બીજી એક વાંસળી વાગવા લાગી. થોડી જ ક્ષણોમાં એ કુટીરમાં પડેલી હજારો વાંસળીઓમાંથી ભુવનમોહન સંગીત પ્રગટ થવા લાગ્યું. ગોપન્ના ઊભો થઈ ગયો. ભ્રમરને જોતા કીટની જેમ તે ચારે તરફ ગોળ–ગોળ ફરવા લાગ્યો. બધી વાંસળીઓ વાગી રહી હતી. બધીમાંથી વૃંદાવનના શ્યામનું એ જ પેલા દિવસનું મનોહર સંગીત સંભાળાતું હતું. બધા અવાજ શુદ્ધ હતા. એક્કેમાંથી બોદો અવાજ નીકળતો નહોતો. એક્કે વાંસળી એવી નહોતી જે ભગવાનને કામ ન આવે.

ગોપન્ના ચકિત થઈ ગયો. આનંદથી પુલકિત એનું શરીર શિથિલ થવા લાગ્યું. હજારો વાંસળીઓના સ્વર-સાગરમાં ... ભગવાન વિષ્ણુ પોતે આત્મવિભોર થઈને વિરાજમાન હતા.

વેણુગાન થયા પછી થોડી જ પળોમાં, એથી પણ વધુ મીઠો પદધ્વનિ સંભળાયો. નાનો ગોપન્ના પાછો આવ્યો હશે. તે જણાવી શકશે કે ગોપન્નાએ મોકલેલી વાંસળી બરોબર નીકળી કે નહિ. પણ હવે આ વાતની સત્યતાનું કશું મહત્ત્વ નથી. એથી વધારે મહાન સત્યનો સાક્ષાત્કાર ગોપન્નાને થયો છે.

ગોપન્નાએ ધીરે ધીરે આંખ ઉઘાડીને જોયું–

સામે દ્વાર પર બાલકૃષ્ણ.

પીતાંબર, કમરમાં કાછડી, કપાળ પર કસ્તૂરીનું તિલક, ગાલ પર કાળું નિશાન, વાળમાં મોરપિચ્છ....

"તું જાતે જ આવ્યો, કનૈયા!" કહીને ગોપન્નાએ ઊઠીને હાથ જોડ્યા.

"બાબા, બાબા, કનૈયાએ તમારી વાંસળી વગાડી. મને ખવડાવ્યું પણ ખરું. અહીં મને ચૂમી લીધી... અને બાબા... કનૈયો તમારી વાંસળી વગાડવાનો જ હતો... પણ... પણ બહુ પ્રત્યન કર્યો... એ સંભળાઈ જ નહિ... સ્વર નીકળ્યા જ નહિ... પણ કનૈયો તો બહુ સરસ છે. મને અહીં ચૂમી...."

ગોપન્નાએ તિરછી નજરે ઓરડામાં ચારેકોર પડેલી વાંસળીઓ ભણી જોયું.

અત્યાર સુધી ગાઈ ગાઈને થાકી-થાકી પડેલી વાંસળીઓ પ્રત્યે ગોપન્નાએ અત્યંત આત્મીયતાથી જોયું અને એમાંથી એક વાંસળી ઊંચકીને એને ચૂમી લીધી.

# આહ્લાદક હવા

**મધુરાંતકમ્ રાજારામ**

એક તરફ શરણાઈની સંગતિમાં વિનતાસુત(ગરુડ)ના વાહન પર ચડી કાંચીના વરદાયક વિભુ બહાર નીકળી રહ્યા હતા તે વખતે બીજી તરફ પેંગડામાં પગ મૂકી લગામને ખેંચીને પકડતાં શેષાદ્રિ એકદમ ઊછળીને ચડી બેઠો. આ પહેલાં એને આવો અનુભવ નહોતો, આથી તેને થોડોક ગભરાટ જરૂર થયેલો. પણ તેને ખબર હતી કે પોતાનો આ ગભરાટ દેખાડવાનો અવસર નથી. હજારો આંખો એની તરફ, કસોટી કરતી હોય એવી નજરે જોઈ રહી હતી. એના શરીરના પ્રત્યેક હલનચલનને અભૂતપૂર્વ મહત્ત્વ પ્રાપ્ત થયું હતું. આવી પરિસ્થિતિમાં જેટલી સાવધાનીથી પોતે વર્તે એટલું સારું.

શેષાદ્રિ સંભાળીને બેસી ગયો. પોતે બરોબર વટથી બેઠો છે એવી ખાતરી થયા પછી એણે ચારે બાજુ જોયું. સામે વાજાં વાગી રહ્યાં હતાં. એમાં સૌથી મુખ્ય હતો ઢોલ ! એ ઢોલ પણ ગજબનો હતો. એ ઢોલ નહિ, એ તો શિવનું તાંડવનૃત્ય જોઈને આત્મવિભોર થનાર નંદિશ્વરનો ગલકંબલ હતો. ઢોલીના ગળામાં સોનાનો હાર ચમકતો હતો. માથાના વાળ ક્યારેક ઉપરની તરફ ઊછળતા, ક્યારેક અલગ અલગ ભાગમાં વહેંચાઈ જતા અને ક્યારેક વમળોની જેમ વિવિધ પ્રકારના વળાંકો સાથે પૂર્ણિમાના દિવસે સમુદ્રમાં ઊઠતાં મોજાંની જેમ કલ્લોલિત થતા હતા. આ મસ્તીમાં ઢોલ વગાડતો કલાકાર અત્યંત હૃદયપૂર્વક પુચકારીને, લાડ કરીને, ગાલ પર ચુંબન કરીને, મોં બગાડીને, હોઠ હલાવીને, ભવાં નચાવીને, જાતજાતની શિકલ બનાવીને, મોં વાંકું કરીને છેવટ હાર કબૂલીને "દાસોહમ્" કહેતો હોય તેમ માથું નમાવીને, પોતાના ઢોલના માધ્યમથી દાંપત્યજીવનમાં પ્રગટ થનાર પતિ-પત્નીના હજારો હાવભાવને વ્યંજિત કરી રહ્યો હતો. વરરાજા તરફ આકૃષ્ટ થનારી નજરોને પરાણે પોતાની તરફ કરી જાણે એમ પુરવાર કરવા માગતા હતા કે આ જ શેષાદ્રિ છે, જેને આજે વર બનાવવામાં આવ્યો છે અને બધા લોકોએ એની તરફ જ જોવું જોઈએ. વાજાં વગાડનારાઓની આસપાસ ઊભા રહીને

શોખથી સંગીતનો રસાસ્વાદ કરતા કલામર્મજ્ઞો ચપટી વગાડતાં અને માથું ધુણાવતાં, પોતાની પાસે ઢોલ ને શરણાઈના અભાવની જાણે પૂર્તિ કરી રહ્યા હતા. વરરાજાની પાછળ રેશમી સાડી પહેરેલી સૌભાગ્યવતી રમણીઓ અને લેંઘો પહેરી ચુન્ની ઓઢી ચાલતી કુમારી કન્યાઓ પોતપોતાની સ્થિતિને અનુરૂપ વેશભૂષા પહેરી વરઘોડાની શોભામાં અભિવૃદ્ધિ કરતાં કદાચ એમ વિચારી રહી હશે કે આ વરઘોડો જ નહિ, આખી પૃથ્વીનો ઈતિહાસ સુધ્ધાં અમારા જ આધારે આગળ વધે છે. આ ઉલ્લાસપૂર્ણ ભાવ સાથે એ તન્વંગી લલનાઓ મદમત્ત હાથીઓ સાથે હોડ કરતી મંદગતિથી ચાલતા હંસને ચકિત કરી દે તેવી ગતિએ આગળ ડગલાં ભરી રહી હતી.

ચોરી છૂપીથી શેષાદ્રિએ ફરી એકવાર પોતાની તરફ જોઈ લીધું, અને ખાતરી કરી કે વરરાજા તરીકેના ભપકામાં પોતે પણ કાંઈ ઊતરતો નથી. જમીન સુધી ઢળતું ધોતિયું, ચમકદમકથી મહેકતો રેશમી ઝભ્ભો, ડાબા ખભા પરથી લઈને જમણી તરફ ગાંઠ વાળેલો રેશમી અંગરખો અને ગળામાં ફૂલોનો હાર. બસ, બીજું શું જોઈએ ? ઠાઠથી બેઠો છે. એ પોઝમાં જો એનો ફોટો પાડવામાં આવે તો શહેરની બજારોમાં સરઘસમાં ચાલતા નાના ગધેડા જેવો દેખાય.

શેષાદ્રિએ ફરી માથું ઊંચું કર્યું. કતાર બાંધીને ઊભેલા માટીના મહેલોની વચ્ચેથી પેટ્રોમેક્સ બત્તીના તરલ પ્રકાશમાં આખું યે સરઘસ ફૂલોની નૌકાની જેમ આગળ વધે છે. શેષાદ્રિના હોઠ પર મંદ હાસ્યની એક આછી રેખા વીજળીની જેમ ચમકી બીજી જ પળે અદૃશ્ય થઈ ગઈ. આ બધું કંઈક આકસ્મિક વૈભવ જેવું લાગ્યું.

અથવા કહો કે એક દિવસનું રાજપાટ મળ્યું છે. લગ્નની ગાંઠ જ્યાં સુધી નહિ બંધાય ત્યાં સુધી આ રાજોપચાર ચાલતા રહેશે. ધૂપ, દીપ કંઈ કેટલીય વિધિ થશે. એની ઈચ્છા થશે તો પહાડ પર બેઠેલો વાનર પણ દોડીને નીચે આવશે. 'ભાઈ શેષાદ્રિ!' 'બેટા શેષુ!' 'અરે શેષભાઈ !' ઈત્યાદિ અનેક પ્રકારનાં સંબોધનો કરી પોતપોતાના સંબંધની નિકટતા અનુસાર લોકો એને લગ્ન– મંડપમાં બેસાડી ગૃહસ્થ સામાજ્યનો અધિકારી બનાવી પોતપોતાને પંથે પડશે.

આટલે સુધી તો ઠીક છે. પણ તે પછી ?

સહચરી જો સાધ્વી સ્ત્રી હશે, એની રુચિને અનુરૂપ હશે, તો દાંપત્ય- જીવન સુખમય બનશે. પણ એથી ઊલટુંયે બની તો શકે.

આથી જ કોઈ અનુભવીએ લગ્નને લોટરી જેવું ગણ્યું છે.

શેષાદ્રિના સંબંધમાં આ વાત સાવ સાચી જણાય છે કારણ કે લગ્ન પહેલાં પોતાની ભાવી સહચરીને એકવાર જોવાની તક પણ એણે જતી કરી હતી. એને થયું. પાર્સલની બહારની સાજસજ્જા પરથી અંદરના સામાનનું અનુમાન કરવું તે નરી મૂર્ખતા છે. દુનિયાદારીની બાબતોમાં એનાથી ઘણી વધારે સૂઝસમજ ધરાવતી એની માએ આ કહેણ સ્વીકારી લીધું હતું. આથી એણે પણ તરત જ નક્કી કરીને કહી દીધું કે પોતાને છોકરી જોવાની જરૂર નથી અને આ દરખાસ્ત પોતાને બધી રીતે કબૂલ છે.

"કેટલો હોશિયાર થઈ ગયો છે, દીકરા ! મારી સલાહ મુજબ જ સઘળો નિર્ણય થાય તો પછી આગળ જતાં સાસુ-વહુના ઝગડાને કોઈ અવકાશ જ ન રહે એવી જ તારી યોજના હતી ને?" પાર્વતમ્માએ ચકિત થઈને કહ્યું.

"છેવટ હું કઈ માનો પૂત છું, મા !" હસીને શેષાદ્રિએ જવાબ દીધો.

શરણાઈના સ્વરોમાં પોતાનાં સપનાંને સાકાર થતાં જોઈ પ્રસન્ન મનથી સફળ મનોરથ સાથે અત્યંત સાવધાનીથી શેષાદ્રિ ઘોડા પરથી ઊતરી બે-ચાર ડગલાં આગળ ચાલ્યો ત્યાં જ પાછળથી કોઈએ હાંક મારીઃ 'જમણો પગ, જમણો પગ' અને શેષાદ્રિ ત્યાં જ અટકી ગયો.

શેષાદ્રિએ અટકી જઈને પોતાનો જમણો પગ હલાવી ખાતરી કરી લીધી કે તે સહી સલામત છે.

"એમ વાત નથી શેષાદ્રિ, પહેલાં જમણો પગ મૂકવો જોઈએ, " કહેતો કોઈ વૃદ્ધ માણસ આગળ આવ્યો.

"અચ્છા, એમ વાત છે! પણ તમારા અવાજે મારા પર કુહાડો ઝીંક્યો, હોં કાકા !" શેષાદ્રિએ કહ્યું.

"લગ્નના મંગલ પ્રસંગે એવી અમંગળ વાત મોંએ ન આણવી જોઈએ, બેટા ! "તમે મને અમંગળમાંથી બચાવી લીધો, કાકા !' એમ કહેવું જોઈએ." શેષાદ્રિના કાકાએ સલાહ આપી.

બે-ત્રણ સેકંડ શેષાદ્રિને લાગ્યું કે કાકાની વાત તદ્દન સાચી છે. યોગ્ય સમયે જ, દીનબંધુની જેમ આવીને કાકાએ સલાહ આપી એટલે તો આ આફત ટળી, નહિ તો બેમાંથી એક પગ તો આગળ મૂકવાનો જ હતો ! ડાબો પગ પણ આગળ મૂકાયો હોત. એવું થયું હોત તો શું થઈ જાત ? આ સવાલનો કોઈ સીધો જવાબ નથી. વધારે વિચારવાથી એક શંકાનું સમાધાન કરવા જતાં બીજી અનેક શંકાઓ પણ ઊઠી શકે.

આચાર–વિચારના અંધ અનુકરણમાં શેષાદ્રિને વિશ્વાસ નથી. સવારે પથારીમાંથી ઊઠવાથી માંડી રાતે ફરી સૂવાના સમય સુધી દરેક કાર્યમાં ડગલે ને પગલે બાધા ઊભી કરનાર અંધ માન્યતાઓને તે રાષ્ટ્રના જીવનમાંથી ઉખાડીને ફેંકી દેવાનાં સપનાં જોયા કરતો હતો. આ વિષય પર તક મળતાં શેષાદ્રિ મોટી મોટી સભાઓમાં ભાષણ પણ આપતો હતો.

કહેવત છે કે વાતો સાત દરિયા પાર કરી જાય છે પણ ઊંબરા ને ડેલી સુધી નથી પહોંચી શકતી. પણ આ સાવ ખોટું છે કારણ કે શેષાદ્રિના પગોએ ઉંબર અનાયાસ જ પાર કરી નાખ્યો. પાર કરવાની એ પ્રક્રિયામાં આપોઆપ કે પછી જાણી-જોઈને એણે પહેલાં જમણો પગ આગળ મૂકીને સસરાના ભવનને પાવન કર્યું.

લીલાં લીલાં નાળિયેરનાં પાંદડાંની હરીભરી સુગંધથી મહેકતા માંડવામાંથી શેષાદ્રિ ઘરની અંદર પહોંચી ખાસ એને માટે બિછાવવામાં આવેલી ચટાઈ પર જઈને બેઠો. પોતાના કામમાં રોકાયેલી રહેવાને કારણે જે સ્ત્રીઓ અત્યાર સુધી શેષાદ્રિને જોઈ શકી નહોતી તે બધીઓએ હવે આવીને એને ઘેરી લીધો. બહાર વાગતાં વાજાંનો અવાજ મંડપ સુધી પહોંચ્યો તો ત્યાં સાદડીઓ ઉપર સૂતેલાં નાનાં છોકરાંઓ ભડકીને બેઠાં થઈ ગયાં અને એ રાગમાં પોતાનો સ્વર મિલાવતાં ગણગણવા લાગ્યાં. શેષાદ્રિ જ્યાં બેઠો હતો ત્યાં સુધી હવા પહોંચતી નહોતી. અમુક અંશે અજાણ્યા અપરિચિત લોકોની વચ્ચે હોવાને કારણે અને અમુક અંશે લોકોની નજર એના પર મંડાયેલી હોવાને કારણે શેષાદ્રિ પોતાના મનમાં પણ કંઈક ઘામ અનુભવવા લાગ્યો.

ક્ષણો વીતી રહી હતી. શેષાદ્રિને ખબર નહોતી પડતી કે તેને ત્યાં એ સ્થિતિમાં હજુ બીજો કેટલો વખત નિશ્ચલ બેસી રહેવું પડશે. તે ભલે ગમે તેટલી નિર્લિપ્તતાથી બેસવાની કોશિશ કરતો હોય, જેમ જેમ લગ્નની ક્ષણો નજીક આવવા લાગી તેમ તેને થવા માંડ્યું જાણે તે કાંટા પર બેઠો છે. કન્યા સામે નહિ આવે ત્યાં સુધી કદાચ એની આ જ સ્થિતિ રહેશે. પણ તડામાર કરવાથી શો ફાયદો ? આખીયે દીક્ષા સાંગોપાંગ પૂરી થાય પછી જ તો આરાધ્ય દેવી પ્રગટ થશે !

શેષાદ્રિએ ઘડિયાળ તરફ જોયું—દસ વાગવામાં છે. સાડાદસ વાગતાં સુધીમાં ભોજન પીરસવાનો કાર્યક્રમ શરૂ થયો. છેલ્લી પંગતનું ભોજન પૂરું થતાં થતાં અગિયાર વાગી ગયા.

ભોજન પછી શેષાદ્રિએ થોડો આરામ કર્યો ન કર્યો ત્યાં એને પીઠી ચોળવા લઈ ગયા.

ગાલ પર અને હાથ પર ચંદન લગાડીને આખા શરીરે ગુલાબજળ છાંટ્યું. અડધી રાતે ઠંડો પવન વાતો હતો તેવે વખતે આ લેપનનો કાર્યક્રમ શેષાદ્રિને જરાયે રુચ્યો નહિ. તો પણ એણે નિશ્ચલ અધરો પર મંદ હાસ્યની રેખાને અકબંધ જાળવી રાખીને પોતાની ભૂમિકા વિધિવત્ નિભાવી.

છેવટે લેપ–સ્નાનનો કાર્યક્રમ પણ પત્યો. પીતાંબર પહેરી, અંગરખાથી કમર કસી, પંડિતજીએ બાજઠ પર કળશની સ્થાપના કરી અને સ્વસ્તિપાઠ શરૂ કર્યો. રાત આખી જાગવાને કારણે શેષાદ્રિની આંખો જરા રાતી થઈ ગઈ હતી. જેમતેમ કરીને તે લગ્નના બાજઠ પર જઈને બેસી ગયો. ધમાલ મચાવતાં છોકરાં બધાં ઊંઘી ગયાં હતાં. આથી માંડવા નીચે વાતાવરણ શાંત હતું. પ્રતીક્ષા-કાવ્યના અંતિમ સર્ગમાંથી પસાર થતા શેષાદ્રિને વીતી રહેલી પ્રત્યેક પળ એની સહનશક્તિની પરીક્ષા કરતા એક યુગ સમી લાગી.

શેષાદ્રિ માથું નીચું કરીને બેઠો હતો. માંડવાના કોઈક ખૂણામાંથી માણસોના ઊઠવાનો અને ઊઠીને કોઈને જગ્યા આપવાનો આછો અવાજ શેષાદ્રિને સંભળાયો. અચાનક માથું ઊંચું કરીને જોયું. કોઈ સૌભાગ્યવતી રસ્તો ચીંધતી હતી, આગળ કોઈ કુંવારિકા હાથ પકડીને ચલાવી રહી હતી અને બન્નેના આધારે નવવધૂ ધીરેધીરે બાજઠ તરફ આવી રહી હતી.

એક... બે... ત્રણ... એ ત્રણ ક્ષણો માટે શેષાદ્રિએ અનિમેષત્વ પ્રાપ્ત કર્યું.

તે બહુ લાંબી નહોતી, અને આમ બહુ જાડી કે ઠીંગણીયે નહોતી. ઝગમગતી રેશમી સાડીમાં તે સરઘસમાં નીકળેલી કોઈ દેવીની પ્રતિમા સમી લાગતી હતી. એના શરીરનો રંગ એકદમ ગોરો ન કહેવાય; ગુલાબની પાંખડીઓની જેમ તે સહેજ ગોરી અને સહેજ પીળી અથવા એ બન્નેની મિશ્ર દેખાતી હતી. કાજળની રેખાઓની વચ્ચે અધખીલી કળીની જેમ એની આંખો ખીલી રહી હતી. એની આંખો એટલી ભલી-ભોળી દેખાતી હતી, જાણે એણે દુનિયા કદી જોઈ જ ન હોય ! શેષાદ્રિને નવાઈ લાગી–દુનિયાદારીમાં પોતાને બહુ હોશિયાર માનતી માએ આ છોકરીમાં કઈ વસ્તુ જોઈને ઘરની વહુ બનાવવાનું નક્કી કર્યું હશે ?

શેષાદ્રિને પોતાની ઉપર પણ દયા આવી. આ છોકરીને તેણે જો પહેલાં જોઈ હોત તો એ લગ્ન માટે તૈયાર ન થાત. સુંદરતાની એનામાં કોઈ કમી નહોતી. પણ

જે વસ્તુને કાચના કબાટમાં સજાવીને એના સૌંદર્ય પર મુગ્ધ થવાનું હોય, એને જમીન પર ઘસડી લાવવાનું એને સારું ન લાગ્યું. ઢીંગલીઓનાં લગ્નમાં પણ શરમાય તેવી આ શાલીન બાળા ક્યાં અને સમરાંગણ ક્યાં ? આ સ્નિગ્ધ સુંદર લાવણ્ય ઘરસંસારના કામકાજમાં પિસાઈ જાય, તેવી તેની ઈચ્છા નહોતી. મા સાથે કદાચ તેણે એમ નક્કી કર્યું હોત કે આ જ છોકરી સાથે લગ્ન કરવાં છે તો પણ કદાચ તે આટલી ઉતાવળ ન કરત. છોકરીને તે સમજાવી દેત કે બીજાં ચાર વરસ થોભી જાય અને એ દરમિયાન ગૃહસ્થ-જીવન માટેના પાઠ શ્રદ્ધાથી ભણી લે.

પાંદડાંની વચ્ચે સજેલ કુસુમકુંજની જેમ કન્યા બાજઠ પર બેસી ગઈ. શેષાદ્રિની તીરછી નજર ટીકીટીકીને એ કોમલાંગી કન્યાની મુખ-માધુરીનો આસ્વાદ માણવા લાલાયિત થઈ રહી હતી. તેને મનમાં હસવું આવ્યું– મોટેરાંઓ ઘણી વાતો કહેતા હોય છે. કહે છે –બહારના સૌંદર્ય કરતાં અંદરના ગુણ વધારે મહત્ત્વના છે. પણ આંખો સામે પ્રત્યક્ષ દેખાતી આકૃતિની ઉપેક્ષા કરવાનું માનવ-પ્રકૃતિની વિરુદ્ધ છે. હસવું, ગાવું, બોલવું, ચાલવું, શરમાવું, ક્યારેક ક્યારેક મીઠો હળવો ગુસ્સો દેખાડવો... રૂપનાં હજારો અંગ છે. આ બહુરંગી સૂત્રોની ગ્રંથિઓ વડે શૃંગારના ઝૂલા પર ઝૂમતી વસ્તુ છે—માનવીની રૂપમાધુરી.

પણ દુનિયામાં દરેક સુંદર વસ્તુ ઉપયોગી નથી હોતી. દેખાવામાં સુંદર પણ ખાવા માટે નકામા દાંત કેટલા નથી હોતા ? ઘણાં ફૂલ એવાં છે જે ખૂબસૂરત હોય છે પણ સૂંઘતાંવેંત નાક બંધ થઈ જાય છે. શતદલની સામે ચમેલીની સુંદરતાની શી વિસાત ? પણ ચમેલી સુગંધની ખાણ છે. ચટક લાલ ભભકદાર મંદારનાં ફૂલને કોઈ પોતાના માથા પર સ્થાન નથી આપતું, પૂજાપાઠમાં પણ તે કંઈ કામ આવતાં નથી, નારીઓનાં મસ્તક પર અને નારાયણનાં ચરણોમાં આડંબરહીન મલ્લિકાનાં ફૂલ જ ગૌરવપૂર્ણ સ્થાન પ્રાપ્ત કરે છે. આથી જ લોકો કહે છે : સૌન્દર્ય કરતાં ગુણ મુખ્ય બાબત છે.

શેષાદ્રિની શૃંખલાબદ્ધ વિચારધારાએ એક પ્રસંગ પર પહોંચતાં નવો વળાંક લીધો. એને વરરાજા બનાવીને વિદાય આપતી એની માની અશ્રુભરી મુખમુદ્રા એના માનસફલક પર અંકિત થઈ ગઈ. દીકરાનાં લગ્ન માટે ખુશીનો વિષય હોવો જોઈએ. તો ગાયનમાં વિવાદી સ્વરની જેમ આ આંસુ શાનાં ? એક કારણ હોઈ શકે – દીકરાનાં લગ્નનો અર્થ એ છે કે મા પોતાની ઘણી જવાબદારીઓ વહુને સોંપી દે છે. આ જવાબદારીઓનું વહુ કેટલું પાલન કરી શકશે, તેનો જવાબ તો ભવિષ્ય જ આપી શકે. આ સંબંધમાં લોકો ઘણુંખરું કહેતા હોય છે : પતિ ઘેર

આવતાં પત્ની એની પીઠ જુએ છે અને મા એનું પેટ જુએ છે. પત્નીની દૃષ્ટિ હમેશાં પતિની કમાણી પર હોય છે અને માને હમેશાં દીકરાની જરૂરિયાતોનું ધ્યાન રહે છે. તે ઇચ્છે છે કે તેનો દીકરો દરેક રીતે પ્રસન્ન રહે. પત્ની હંમેશ એમ વિચારતી હોય છે કે પોતાને પોતાના પતિ તરફથી કેટલું સુખ મળી રહ્યું છે. ભર્તુહરિએ પણ સહધર્મચારિણીના ગુણોનું વર્ણન કરતાં કહ્યું હતુંઃ કાર્યેષુ દાસી, કરણેષુ મંત્રી. આ બધી બાબતો પર વિચાર કરતાં લાગે છે કે અનુકૂળ દાંપત્યજીવન ઈશ્વરની કૃપાથી જ મળેલું વરદાન છે.

શેષાદ્રિ આ રીતના વિચારના વહેણમાં વહી રહ્યો હતો એટલામાં પંડિતજીએ બધી ક્રિયાવિધિ સમાપ્ત કરી વાજાં વગાડવાનો આદેશ આપ્યો.

અસંગત વાર્તાલાપ, અપ્રાસંગિક પરિહાસ અને અયાચિત આદર – સત્કારથી શેષાદ્રિ કંટાળી ગયો. એ દિવસે સાંજે તે ખુલ્લી હવા માણવા ગામથી દૂર ચાલ્યો ગયો. ભાગદોડ ને ધાંધલધમાલથી ટેવાયેલા શબ્દ-સંસારમાં શેષાદ્રિ જેટલો પ્રવેશતો જતો હતો તેટલું તેનું મન અશાંત બનતું જતું હતું. ત્યાગરાજે કહ્યું હતું, શાંતિ વિના સુખ મળી શકતું નથી. એમને સંગીતમાં શાંતિ મળી હતી. શેષાદ્રિને મન કદાચ એકાંતમાં શાંતિ મળે. ચાલતાં-ચાલતાં શેષાદ્રિનું મન ફરી વિચારના પ્રવાહમાં વહેવા માંડ્યું. કોણ જાણે કેમ આ લૌકિક જગતમાં, આનંદની પ્રત્યેક ક્રિયામાં પીડાનો સ્વર સમાયેલો જ હોય છે. દુનિયામાં સૌથી વધુ આનંદ આપનારી બાબત છે લગ્ન. સૃષ્ટિના પ્રારંભથી ક્રમિક વિકાસ પામનારી માનવસભ્યતાનું મુખ્ય સોપાન છે લગ્ન. ત્રણ મહિના પહેલાં એનાં લગ્ન નક્કી થઈ ગયાં હતાં. તે દહાડાથી, વરસાદનાં તાજાં જળથી છલોછલ ભરાયેલા તળાવની જેમ એનું હૃદય કોઈ અવ્યક્ત આનંદની લાગણીથી તરબોળ થઈ રહ્યું હતું. પહેલાં તે કલ્પના કર્યા કરતો કે એના સ્વપ્નની સુંદરી એના માનસ-આકાશમાં ક્ષણિક વિદ્યુલ્લતાની જેમ ચમકીને ગાયબ થઈ રહી છે. એ જ કલ્પના હવે સાકાર થઈને એની વાટ જુએ છે ત્યારે એની હૃદયવીણા પર આનંદમય રાગિણી બજી રહી છે અને તે પોતાને ભૂલી રહ્યો છે. આ રીતે આત્મવિભોર થવા સાથે જ વિચાર પ્રશ્નચિહ્ન બનીને સામે આવે છે – પોતાની જીવનસંગિની બનનારી આ છોકરી કેવી છે ? કેવી દેખાશે ? મા કહેતી હતી, એ મોતી છે, પરવાળા સમી છે, દીવા જેવી ઊજળી છે. એના વર્ણન થકી રૂપ સામે તો નથી દેખાતું પણ કોઈક તહેવારે બનતા પકવાનોની જેમ એ વાતોમાં જીભને લલચાવવાની શક્તિ તો જરૂર છે જ.

અસલમાં કદાચ રાહ જોવામાં જ સુખ ને દુઃખ, દૂધ અને પાણીની જેમ

મળેલાં રહે છે. મિલનની કલ્પનામાં જ સુખ છે અને એમાં વિલંબ થવાથી પછી દુઃખ પણ થાય છે.

જેમતેમ કરીને ત્રણ મહિનાની અવધિ પૂરી થઈ.

પણ એના ગ્રહો હજીયે વક્રગતિમાં છે.

હવે તો સ્થિતિ એવી છે કે તે હસે છે તો એ હાસ્યનાં વેરાયેલાં મોતી તે ચણી શકતો નથી. એના અધરો હલવાથી નીકળતા મધુનો તે આસ્વાદ લઈ શકતો નથી. એ શુભ દિવસ માટે હજુ ચાર દિવસ એણે રાહ જોવાની છે એવો વડીલોનો આદેશ છે.

સરિતાના વેળુતટ પર સંધ્યાનું સૌન્દર્ય જોતો શેષાદ્રિ બેસી રહ્યો. આકાશમાં વાદળ, હવામાં પંખીઓ અને પાણીમાં માછલીઓ જોડી બનાવીને ઊછળતાં દોડતાં જતાં હતાં. શેષાદ્રિએ આંખો બંધ કરી દીધી. નદીના કાંઠે વૃક્ષોની સઘન શાખા પર બેસીને, નૂતન સાથી મેળવીને એક કોયલ આંબાની કૂંપળો ખાવાથી મુખરિત થતાં પંચમ સ્વરમાં પોતાની પ્રિયાને પુકારે છે. શેષાદ્રિએ કાન બંધ કરી દીધા.

પછી શેષાદ્રિએ આંખો ખોલીને જોયું તો પહાડની ટોચ પર વિહરતા ધૂસર મેઘની જેમ ચાંદનીની શોભા સાંધ્ય–તિમિરમાં ઝગમતી રહી હતી

ગામ તરફ પાછા ફરતાં શેષાદ્રિ રસ્તો ભૂલી ગયો. ચાંદનીના આછા પ્રકાશમાં ખેતરને શેઢે શેઢે થઈને કેટલીક નિશાનીઓને આધારે તે છેવટ જેમતેમ કરી ઘેર પહોંચ્યો ત્યારે રાતના નવ વાગી ગયા હતા. સાંજના–પાંચ વાગ્યાથી વરરાજાનો પત્તો ન મળવાને લીધે કન્યાપક્ષના લોકો મૂંઝાઈ જઈને ગામનો ખૂણેખૂણો તપાસી રહ્યા હતા. હવે વરરાજાને ફરી જોયા એટલે એમના જીવમાં જીવ આવ્યો. છોકરીવાળાઓને થયું કે અમારા તરફથી આગતાસ્વાગતામાં કંઈ ત્રૂટી આવવાથી નારાજ થઈને ક્યાંક ગુમ થઈ ગયા છે. આથી શેષાદ્રિ મળી આવતાં એમણે બમણી માત્રામાં આદર-સત્કાર શરૂ કરી દીધા. આ અણધાર્યા અનુનયવિનયનો બોજ શેષાદ્રિ માટે મુસીબત જેવો બની ગયો. આથી ખાવાનું પણ એનાથી બરાબર ખવાયું નહિ. ઔપચારિક રીતે તે થોડું અમથું ખાઈને ઊઠી ગયો. જમાઈરાજ રિસાયા હોવાના જે ખ્યાલથી ઘરના લોકો ભયભીત હતા તેની પુષ્ટિ મળી તેના ખાવાના ઢંગ જોઈને.

"સૂવાની વ્યવસ્થા ક્યાં કરવી છે ?" શેષાદ્રિને એના સાળાએ પૂછ્યું.

"ગમે ત્યાં. પણ થોડીક શરતો છે. આસપાસમાં લોકો વાતો કરતા હશે તો

મને ઊંઘ નહિ આવે. કીડી ચાલવાનો પણ અવાજ આવે તો મારી ઊંઘ ઊડી જાય છે. હવા સારી પેઠે આવવી જોઈએ. મારા મતે વરંડામાં ઠીક રહેશે," શેષાદ્રિએ કહ્યું.

"ના જી, અમારા ગામમાં ટાઢ જરા વધારે પડે છે. તમારાથી કદાચ નહિ ખમાય. બીજી વાત..."

સાળાની વાતને વચ્ચેથી કાપતાં શેષાદ્રિ સહેજ ચિડાઈને બોલ્યોઃ "કશો વાંધો નહિ ભાઈ ! તમે એ વાતની ચિંતા ન કરો. હું કોઈ પણ રીતે સંભાળી લઈશ."

બે-ત્રણ દિવસથી તે ઊંઘી શક્યો નહોતો એટલે એને એમ કે સૂતાંવેંત ઊંઘ આવી જશે. પણ એની આશા નિરાશામાં પરિણત થઈ. સાળાનું સમર્થન કરતો ટાઢો વાયરો ફૂંકાવા લાગ્યો. એની સાથે મચ્છરોનો ગણગણાટ પણ મોટા પાયે ચાલતો હતો. શેષાદ્રિએ ચાદર માટે પથારી પર આમતેમ જોયું, ઓશિકું ઊંચું કરીને જોયું. પણ ચાદર ક્યાંય નથી. પથારી પર માત્ર ગાદલું જ છે. એ વખતે શેષાદ્રિને ખરેખર ગુસ્સો આવ્યો.

પગથી માથા સુધી ચાદર ઓઢીને સૂવાની એને ટેવ હતી. એ સિવાય એને ઊંઘ ન આવતી. કદાચ એ રાતે સૂવાનું એના લલાટમાં લખાયું નહોતું. નહિ તો આટલી નિષ્ઠાથી બધી બાબતોની કાળજી રાખનાર લોકો ચાદરની બાબતમાં કેમ બેદરકાર રહે ?

અંગૂછો ખોલીને ઓઢવાનો શેષાદ્રિએ પ્રયત્ન કર્યો. પણ તે માથાથી પગ સુધી પૂરો પહોંચતો નહોતો. પગ તરફ ખેંચતા માથાનો ભાગ બહાર નીકળી જતો અને માથા પર પૂરું ઓઢે તો પગ ખુલ્લા રહી જતા હતા.

લાચાર થઈને પગને પેટ સુધી ખેંચી લઈ, હાથને છાતી પર બાંધી માતાના ગર્ભમાં રહેતા શિશુની જેમ શેષાદ્રિ પલંગ ઉપર કોકડું વળીને સૂઈ ગયો.

સમય ધીરે ધીરે વીતતો જતો હતો.

શેષાદ્રિની આંખો જરાતરા બિડાવા લાગી હતી.

અધૂરી—ઊંઘમાંથી અચાનક તે ચોંકીને જાગી ગયો. એને લાગ્યું કે એના શરીર પર કોઈ મુલાયમ ચીજ ઓઢાડવામાં આવે છે. શેષાદ્રિએ આંખ ઉઘાડીને જોયું તો અંગૂછાના પડદા પાછળ પલંગની પાસે કોઈ આકૃતિ ઊભી હોય એવું લાગ્યું. પોતાની ઉપરનું કપડું ખસેડવા માટે એના હાથમાં હજુ પૂરી ગતિયે નહોતી આવી કે એ સ્પંદનની જાણ થતાં જ પોતાના હાથમાંની શાલ ત્યાં જ એ જ

સ્થિતિમાં પડતી મૂકીને એ આકૃતિ અંધકારમાં છુપાઈ જવા માટે આગળ વધી. શેષાદ્રિએ ઝટ હાથ લંબાવી એ આકૃતિને જબરજસ્તીથી પોતાની તરફ ખેંચવાની કોશિશ કરી.

પણ ત્યાં સુધીમાં એ આકૃતિ હાથમાંથી છટકી ગઈ. માત્ર એનો ચોટલો હાથમાં આવ્યો – તે પણ એકબે ક્ષણના સંઘર્ષમાં હાથની આંગળીઓ વચ્ચેથી સરકી ગયો. ચોટલામાં ગૂંથેલા ગુલદાઉદીનાં ચાર ફૂલો શેષાદ્રિના હાથમાં આવ્યાં.

હથેળીમાં ખીલીને હસતાં એ ફૂલોને શેષાદ્રિ જોઈ રહ્યો. આ ફૂલ નથી – નૂતન આનંદમય જીવનનાં ચિહ્ન છે, પવિત્ર પ્રેમનું પ્રમાણ છે. હૃદય આપીને હૃદય લેવામાં સમર્થ અર્ધાંગિની માટે એણે જે તપસ્યા કરી હતી એના ફળરૂપે, એને મળેલું આ ઈશ્વરનું વરદાન છે.

ગુલદાઉદીનાં ફૂલોની મધુર સુગંધમાં જાતને વીસરી જઈ, શાલની ઉષ્મામાં શેષાદ્રિએ પડખું ફેરવ્યું.

# સુખાન્ત

**શ્રીમતી અબ્બૂરિ છાયાદેવી**

ઊંઘની ગોળી લીધાને એક કલાકથી વધુ થયું. પણ એની અસર હજુ જણાતી નથી. બાર વાગ્યા સુધી પથારીમાં પડખાં ઘસ્યાં પછી છેવટ નાછૂટકે ગોળી લીધી હતી. ઓછામાં ઓછા બેત્રણ કલાક નહિ ઊંઘી લઉં, તો ખાવાનું પચશે નહિ. અને ખાવાનું નહિ પચે તો કાલે ફરી દિવસના વખતે હેરાનગતિ થશે અને એને માટે તો દવા લેવી જ પડશે. આથી મેં ઊંઘની ગોળી હમણાં લીધી.

ઘરમાં કોઈ નહોતું, એટલે વિચારેલું કે એકલી ખૂબ ઊંઘી શકીશ. બપોરના વખતે હજુ આંખ મળી ન મળી ત્યાં પોસ્ટમેનનો અવાજ કાનના પડદા ફાડીને દિલમાં ખૂંપી ગયો. છેવટ કાગળ ખોલીને જોયું તો મહિલા મંડળના લવાજમની રસીદ નીકળી. ગુસ્સે થઈ, એ કાગળને કચરાની ટોપલીમાં પધરાવી ફરી પાછી સૂતી. હૃદયમાં હજી ધડધડ થતું હતું. પાણી પીવાની ઈચ્છા થઈ. પણ ઘરમાં પાણી આપે એવું કોણ હતું ? સુસ્ત થઈને પલંગના પાટિયાને ટેકે પડી રહી. થોડીવાર પછી હૃદયના ધબકારા જરા શમ્યા. બાજુના રેડિયો–ટેબલ પરથી છાપું લઈને વાંચવા લાગી. એપોલો-અગિયાર પૃથ્વી પર સહીસલામત પહોંચ્યાના સમાચાર સાંભળ્યા પછી મનને જરા નિરાંત થઈ. ચન્દ્ર ભણી એમની યાત્રા શરૂ થઈ ત્યારથી કેટલાય વિચારો મનને વ્યાકુળ બનાવતા હતાઃ એ લોકો પૃથ્વીના આવરણની બહાર નીકળ્યા કે નહિ, ચંદ્ર ફરતું એમનું પરિભ્રમણ શરૂ થયું કે નહિ, એલ.એમ.ના બધા ભાગ ઠીકઠાક છે કે નહિ, એલ. એમ. ચન્દ્ર ઉપર ઉતરાણ કરવા માંડ્યું કે નહિ, આ જ વિચારો આખોયે વખત મગજમાં ઘૂમ્યા કરતા હતા. સવારે છાપું અને સાંજે રેડિયોના સમાચારની રાહ. આખી રાત એ જ વિચારઃ અને વીસમી તારીખે તો ઊંઘ જાણે વેરણ બની બેઠી હતી. એલ.એમ. ચન્દ્રની સપાટી પરથી ઊંચે ઊડ્યું કે નહિ, કોલંબિયા સાથે જોડાઈ ગયું કે નહિ, એની જ ફિકર હતી. છેવટ અડધી રાતે

અધીર થઈને અખબારના કાર્યાલયને ફોન કર્યો ત્યારે જાણવા મળ્યું કે અત્યારે તે કોલંબિયાને મળવા જઈ રહ્યું છે. આ ખબર સાંભળતાં થોડીવાર માટે નિરાંતનો શ્વાસ લીધો હતો.

પણ પાછા વિચારો શરૂ થયા. પાછા આવી પૃથ્વી સુધી પહોંચવાની શક્તિ એનામાં છે કે નહિ, એ વિચાર મનને સતાવવા લાગ્યો. હવે આ બધી પંચાત શા માટે ? આ બધી બાબતો સાથે મને શો સંબંધ ? મનને સમજાવવાના કેટલાય પ્રયત્નો કર્યા. પણ દુનિયાની સઘળી સમસ્યાઓ જાણે મારી સમસ્યાઓ બની ગઈ. પરિણામ એ કે ઊંઘ આવતી જ નથી. એપોલો-કાંડ સમાપ્ત થયો ન થયો ત્યાં રાષ્ટ પતિની સમસ્યા ઊભી થઈ. આખી રાત હું ઇન્દિરા ગાંધી અને નિજલિંગપ્પા વિશે જ વિચાર કરતી રહી.

આખો દિવસ દીકરાના પત્રની રાહ જોતાં જોતાં વખત પસાર થઈ જાય છે. રસોડામાં કામ કરતી વખતે અને આરામખુરસી પર બેસતી વખતે દરેક ક્ષણે હું એ લોકો વિશે જ વિચાર કરવા લાગું છું. એ લોકો તો હમેશાં પોતાની જંજાળમાં ડૂબેલાં હોય. એમને માબાપ વિશે વિચારવાની નવરાશ ક્યાંથી હોય ? ક્યારેક ક્યારેક થાય છે કે દીકરાની પાસે જઈને રહું. પણ આ વાત એમને પસંદ નથી. એમની આઝાદીમાં આપણે દખલ નહિ કરવી જોઈએ. એમની રહેણીકરણી જુદી છે, એમના વિચાર જુદા છે, એમની સાથે આપણા વિચારોનો મેળ ખાય તેમ નથી, આપણે અહીં રહીએ તે જ ઠીક છે—આમ તે લાંબુ ભાષણ ઠોકવા માંડે છે. એમને કશી ફિકર નથી. એ તો રિટાયર થઈ ગયા છે. મકાનનું ભાડું મળે છે. ક્યારેક ક્યારેક છોકરો પૈસા મોકલી દે છે. મનમાં આવે તો કંઈક લખે પણ છે-પત્ર-પત્રિકાઓ માટે લેખ અથવા કોઈ સભા-સમારંભ માટે વ્યાખ્યાન લખવામાં રોકાયેલા રહે છે. દિવસે કાં તો કોઈને મળવા જાય છે, અથવા ઘેર બેસી એકદમ તન્મયતાથી કંઈક લખવા માંડે છે. પરેશાની મને થાય છે કારણ કે હું ન તો રસોડાનું કામ સંભાળી શકું છું, ન ઠાલાં બેસી રહેવાનું ગમે છે. આથી આલતુફાલતુ વાતોથી હમેશ હેરાન થતી રહું છું.

આરામથી હું સૂઈ શકતી હતી. એ દિવસોમાં ઘરમાં મને કોઈએ સૂવા ન દીધી. એક દિવસ પણ નિરાંતની ઊંઘ કરી નથી. હું સાવ નાની હતી ત્યારની વાત તો મને યાદ નથી, પણ જ્યારથી દુનિયાદારીનું થોડું ડહાપણ આવ્યું ત્યારથી લગાતાર જોતી આવી છું. પહેલીમાં ભણતી હતી ત્યારે મને ગાઢ ઊંઘમાંથી

જગાડીને મા કહેતી : "ઊઠ ઊઠ, નિશાળે જવાનું છે, જલદી તૈયાર થવું પડશે." મારી મા બહુ ધાર્મિક વૃત્તિની હતી; આથી રાંધવાનું શરૂ કરતાં પહેલાં મારું નહાવાધોવાનું, સાજસજાવટનું બધું કામ પતાવી દેવા ઇચ્છતી હતી. આથી મોંસૂઝણું થતાં પહેલાં જ મને ઉઠાડતી હતી. ઉનાળાના દિવસોમાં રાતે જલદી ઊંઘ આવતી નહિ ને સવારે વહેલી આંખ ખૂલતી નહિ. કોને ખબર એટલી બધી શી ઉતાવળ હતી કે મા મોં પર પાણી છાંટીને મને જગાડી દેતી. રવિવારના દિવસે અભ્યંગ—સ્નાનનો જે કાંડ રચાતો એને લીધે કંઈ નહિ તો તે દિવસ પણ મોડા ઊઠવાની સગવડ મળતી નહોતી. ઉનાળાની રજાઓ પહેલાં, જ્યારે વહેલી સવારે નિશાળે જવું પડતું ત્યારે એવું લાગતું જાણે ઊંઘભરી આંખો સાથે જ નિશાળમાં જઈને બેસતી હોઉં. પરીક્ષાના દિવસોમાં ચોપડી હાથમાં લઉં કે ઝોલાં આવવા માંડતાં. ભણવાનું પડતું મૂકી ક્યાંક ઊંઘી ન જાઉં એ માટે પિતાજી મારી પાસે જ બેસીને મને ભણાવતા. અંદરથી એક પછી એક બગાસાં આવવા માંડે ત્યારે એને અંદર જ દબાવીને ફરજિયાત ભણવું પડતું. પછી સવાર પડતાં જ, કે એનીયે પહેલાં, ભણવા માટે ઉઠાડી દેતા. રજાઓમાં નિરાંતે ઊંઘીશ એવા ખ્યાલથી કોઈક રીતે પરીક્ષાના દિવસો વિતાવી દેતી. પણ કોને ખબર શું થતું, કોનો શાપ લાગતો કે રજાઓમાં ઊંઘ આવતી જ નહિ – ગમે તેટલા પ્રયત્નો કરવા છતાં. પરીક્ષાના દિવસોમાં તો પુસ્તક ઉઘાડું કે આંખો ઘેરાવા માંડે, પણ રજાઓમાં પત્રિકાઓ ને નવલકથા વાંચવામાં સમય કેમ પસાર થઈ જાય તેની સૂઝ રહેતી નહિ. મા તો મને હમેશાં વઢતી : "હવે સૂઈ જા દીકરી, અડધી રાત સુધી શું વાંચ વાંચ કરે છે ?" કૉલેજના છેલ્લા વર્ષમાં મેં સમ ખાધા હતા કે હવે આખી જિંદગી ફરી પરીક્ષાનું નામ લેવું નથી, અને બસ મન ફાવે ત્યાં સુધી ઊંઘવું છે. ઘરમાં ભાઈ ને ભાભીને જોતી હતી. નવ હજુ માંડ વાગે ત્યાં બારણાં બંધ કરીને સૂઈ જતાં. એ વખતે મારે માટે અપરિચિત એવા એમના આનંદની કલ્પનામાત્રથી મારા મનમાં ઉથલપાથલ મચી જતી. મેં નક્કી કર્યું કે હું પણ અત્યારે જ લગ્ન કરી લઈશ અને રોજ આરામથી ઊંઘીશ. હું પણ એવું ઉલ્લાસમય જીવન જીવીશ, જેમાં પરીક્ષાની ખટપટ ન હોય અને ઊંઘમાં વિક્ષેપ ન પડતો હોય.

લગ્ન થયાં, પણ મેં ધારેલું એવું એ જીવન નહોતું. સવારે મળસકું થતાં જ ઊઠવું પડતું. મધરાત સુધી પ્રેમની દુનિયામાં વિચરણ કરીને થાકીપાકી પડી રહેતી. તેવે વખતે સવારનો દૂધવાળાનો અવાજ મને જમ જેવો લાગતો. ઊંઘરેટી આંખોએ ઊઠવું, શૌચ-દાતણ વગેરે પતાવવાં, પછી કૉફી કાર્યક્રમ, નોકરાણીની આવજા,

રસોઈ તૈયાર કરી એમને ઑફિસે મોકલવા... રસોડાનું કામ પતાવી આરામખુરશીમાં બેસું ત્યાં અગિયાર વાગી જતા. સવારથી મારી રાહ જોયા કરતું છાપું વાંચવા લઉં ત્યાં આંખ બિડાઈ જતી. પણ હજી તે પૂરી મીંચાય તે પહેલાં ટપાલીનો સાદ કે શાક વેચવાવાળીનો અવાજ આંખને ખોલી નાખતો, અથવા પડોશીનાં છોકરાં રમતમાં ઘંટી વગાડતાં. કોઈ આવ્યું માની બારણું ઉઘાડતી તો કોઈ દેખાતું નહિ. બસ જરા આઘે છોકરાંઓનો ખિલખિલાટ સંભળાતો.

પછી બપોરે એ જમવા આવતા. એમને વિદાય કરીને ફરી કોઈ સામયિક કે નવલકથા હાથમાં લેતાં જ ઊડી ગયેલી ઊંઘ ઘણી આશાથી પાછી આવતી. એટલામાં 'માજી' કહેતો નોકરાણીનો પાડા જેવો અવાજ સંભળાતો, જાણે મારું સૂવાનું એને પસંદ ન હોય. પછી સાંજના નાસ્તાની વ્યવસ્થા, રસોઈ, રાતે એ જ પ્રણયકાંડ અને અરધીપરધી ઊંઘ. જેવી અમારા પ્રેમની ઉષ્મા થોડીક મંદ પડી કે બાબો સક્રિય બની ગયો. દિવસ આખો તે નિરાંતે ઊંઘતો, સાંજે અમારી સાથે રમત કરીને રાતે દૂધ પીતો જ ફરી સૂઈ જતો અને કૂકડો પ્રભાતની છડી પોકારે તે પહેલાં તેની આંખ ઊઘડી જતી. ઊં ઊં કરતો તે પોતાનો અનોખો આનંદ વ્યક્ત કરવા લાગતો. હું તેના એ આનંદમાં ભાગ ન લઉં તો ચીસાચીસ કરી ઉધમાત મચાવી દેતો. આથી ચાર વાગતાંમાં જ એને માટે બત્તી કરીને "ભાઈલો મારો ડાહ્યો, ને પાટલે...." હાલરડું ગાઈ એનું મનોરંજન કરવું પડતું. સવારે એને નવડાવી, દૂધ પિવડાવી, સ્નો-પાઉડરથી સજાવી-કરી ઘોડિયામાં ઊંઘાડી દેતી તે નિરાંતે ઊંઘીને સાડાદસેક વાગ્યે, હું ઘરનું બધું કામ પતાવી જરા આરામથી બેસવાનો પ્રયત્ન કરતી તે વખતે જ ઊઠી જતો. મનેય મન થતું કે એની સાથે રમું, હેતપ્યારથી એનું મન રાજી કરું, પણ ઊંઘ મારી પર તૂટી જ પડતી. એની પાસે જ આડી પડીને ઊંઘવાનો પ્રયત્ન કરતી, પણ તે સાડીનો પાલવ પકડીને ખેંચતો, માથાના વાળ મૂઠીમાં પકડતો, એના નાનકડા પગથી મારા પેટની મરામત કરતો અને એમ મારી ઊંઘ હરામ કરવા તેનાથી થઈ શકે એ બધું તે કરતો. પછી તે જરા મોટો થયો પણ ત્યારેય ઊંઘવાનો મોકો મળ્યો નહિ કારણ કે એનું ભણવાનું શરૂ થયું. સવારે એને ઉઠાડીને નિશાળે મોકલવાની તૈયારી કરવા માટે મારે પણ વહેલું ઊઠવું પડતું. આ ઉપરાંત પેટમાં એક બીજું નાનું બાળક હરવાફરવા લાગ્યું. આ રીતે ઘરમાં રોજેરોજનાં કામ વધતાં ગયાં ને ઊંઘવાની વેળ મળી નહિ.

જેમ જેમ છોકરાં મોટાં થવા લાગ્યાં, એમની ચાલચલગત તથા ભવિષ્યની દેખરેખની જવાબદારી પણ વધવા લાગી. અને એ તો મારી નાનપણની પરીક્ષાની

તૈયારી કરતાં યે વધારે કપરી જણાઈ. હમેશાં છોકરાંઓની જ ફિકર રહેતી–કોઈ દિવસ કૉલેજથી એમને પાછા આવતાં મોડું થાય તો ચિંતા, તબિયતમાં કાંઈ વાંધો પડે કે ચિંતા. છોકરો પહેલા વર્ગમાં પાસ થાય, છોકરીને કોઈ સારું ઘર મળે, છોકરાને સારી નોકરી મળે, લગ્ન માટે પૈસા ક્યાંથી લાવીશું, છોકરી સાસરે જઈને બધું કામ શી રીતે સંભાળશે– હમેશાં કોઈક ને કોઈક જાતની ચિંતા રહ્યા કરતી. હવે લગ્ન થયાં પછી, મારો દીકરો પહેલા જેવો નથી રહ્યો, મારાથી તે દૂર થતો જાય છે– એ વિચારીને હેરાન થાઉં છું. તે પછીની ફિકર એમ છે કે વહુનો ખોળો હજી ભરાયો નથી. હું માંદી પડી ગઈ તો મારી સંભાળ લે તેવું કોણ છે ? આ ઉંમરે પણ મારાં સુખદુઃખ વિશે એ તો કદી વિચાર સુધ્ધાં કરતાં નથી. આટલી હેરાનગતિની વચ્ચે ઊંઘ ક્યાંથી આવે ?

હવે છોકરાંઓ મોટાં થઈને પોતપોતાનો સંસાર સંભાળે છે. એમને સંતાન હોય કે ન હોય, પોતાનો બોજો તે પોતે ઊંચકે છે. અહીં તો અમે બે જ જીવ છીએ. ઘણીવાર એ કહે છે : 'હવે આપણી સામે કોઈ પ્રશ્ન નથી. વખતસર જમી-કારવીને શાંતિથી ઊંઘ ખેંચ, નહિ તો રામનામનું સ્મરણ કરતાં આનંદથી પડી રહે.' રામનામનું સ્મરણ કરતી હું ક્યાં સુધી બેસું ? હું મોટા અવાજે રામનામનો જાપ કરવા માંડું તો સાંભળનારા માનશે કે મારું ખસી ગયું છે. મૌનપાઠ કરું તો કદાચ મારો અવાજ રામ સુધી પહોંચે કે કેમ તેની શંકા છે. એમના સુધી અવાજ જો ન પહોંચે, તો પછી આ બધી મહેનત કોને માટે ? આ ઉપરાંત એ કામમાં મને ઊંઘી જવાનું સરળ બનતું હોય એવું કાંઈ લાગ્યું નહિ. એ વખતે તો મને ઊંઘની જ સખત જરૂર હતી. રામનામનું સ્મરણ કરતાં કરતાં મારી આંખો શિથિલ થઈ જતી પણ પાંપણો તો ન જ બિડાતી.

નહિ તો પછી વખત ગાળવા માટે જરાવાર છાપામાં છપાયેલા સમાચારો વિશે વિચારવા લાગું છું. ફરી એ જ એપોલો-અગિયાર, રાષ્ટ્રપતિ, તેલંગણ વગેરે વગેરે, અને ઊંઘ આવતી નથી. ક્યારેક વિચારું છું. છોકરાઓ બધાં હવે મોટાં થઈ ગયાં, સૌના પોતપોતાનાં કુટુંબ-પરિવાર પણ છે, હવે હું નિશ્ચિંત થઈ જઈશ. પણ મમતા અને મોહનું આ બંધન તૂટતું નથી. મનમાં હમેશાં એ લોકોની યાદ આવે છે, એમના જ વિશે તે વિચારવા લાગે છે.

અને ઊંઘ આવતી નથી.

કોઈયે દિવસ હું આરામથી મનભરીને ઊંઘી હોઉં એવું યાદ નથી આવતું.

આખો જનમારો ઊંઘ માટે તલસી છું. ભગવાન શું મને જીવનમાં એકવાર પણ ઘસઘસાટ ઊંઘવાનું વરદાન ન આપી શકે ? 'મને જગાડતા નહિ' નું પાટિયું બહાર લટકાવીને સૂવાનો પ્રયત્ન કરું તો પણ કાં તો ફોનની ઘંટડી વાગશે કે પડોશીઓનો કોઈ છોકરો છાપું લેવા આવશે અથવા શાકવાળો કે છાપાંવાળો આવશે. પડોશનાં નાનાં ટાબરિયાંનું રાતવરતનું રડવાનું સંભળાશે કે પછી કૂતરાના શોરબકોરથી ઊંઘ હરામ થઈ જશે.

હમણાં બે કલાક પછી કૂકડો સવાર પડ્યાની છડી પોકારશે. ઓછામાં ઓછા બે કલાકની ઊંઘ પણ જો નહિ થાય, તો પછી સવારે ઊઠીને ઘરનું કામ નહિ કરી શકું. એક દિવસ પણ તબિયત ખરાબ થઈ તો આખું ઘર અસ્તવ્યસ્ત થઈ જવાનું. આથી એક વધારે ગોળી લીધી હોય તો સારું. આજના વિચારોએ મને એટલી સજાગ કરી દીધી છે કે બે ગોળીથી, ઓછાથી કામ નહિ ચાલે.

પથારીમાંથી ઊઠી કબાટ પાસે ગઈ અને ઊંઘની ગોળીઓની શીશી તથા પાણીનો પ્યાલો લઈ આવી. ધીમેથી બેસી, શીશીમાંથી એક ગોળી કાઢવાનો પ્રયત્ન કર્યો તો હાથ ધ્રૂજવા લાગ્યો અને બધી ગોળીઓ ડાબા હાથની હથેળીમાં આવી ગઈ. આ ઊંઘની ગોળીઓ છે, એમનામાં ઊંઘ ભરેલી છે. એ ઊંઘ મને જોઈએ છે. એકવાર સાનભાન ભૂલીને ઊંઘવાની ઇચ્છા થઈ. મરઘીની જેમ અધઉઘાડી આંખોએ અધૂરી ઊંઘ લેવાથી મારું મન નહિ સંતોષાય. મને એવી ઊંઘ આવી નથી. આજે એ આવી જાય.....

આ વાતની કલ્પનામાત્રથી મારું મન હરખાઈ ઊઠ્યું. આ સંસારમાં ઊંઘથી વધારે આરામ આપે તેવી કોઈ વસ્તુ નથી. અત્યાર સુધી હું એ આરામ મેળવી શકી નહોતી. ભલે એકવાર, પણ ધરાઈ ધરાઈને ઊંઘવું જોઈએ.

પછી મનમાં એક વિચાર આવ્યો. ઊઠીને પાસે ટેબલ પર મૂકેલો કાગળ લીધો. ખોળામાં ચોપડી રાખી, તે પર કાગળ મૂકી, કાંપતા હાથોએ પેન્સિલ વડે લખવા લાગી :

"ગભરાતા નહિ. હું ઊંઘમાં છું, બીજું કાંઈ નથી. તમે એમ ન માનતા કે મેં આત્મહત્યા કરી છે. હું માત્ર ઊંઘવા ખાતર ઊંઘી રહી છું."

# ખાલી બાટલીઓ

**સ્માઈલ**

કે. જી. હૉસ્પિટાલના વરંડામાં તે આગળ જઈ રહ્યો હતો– બહાર ફાટક પર પહોંચવા માટે. એનું મોં જૂના થઈ ગયેલા બ્રાઉન પેપર જેવું છે. આછા વાદળી રંગનું એનું ખમીસ જાણે એનું ન હોય, એવું લાગે છે. એનું પેન્ટ લેંઘા જેવું ઢીલું, ગોઠણ આગળથી કઢંગી રીતે ફૂલેલું અને પાછળથી અતિશય સાંકડું છે. એ પોશાકમાં એની પચીસ વર્ષની ઉંમર ચાલીશ વર્ષની હોય એવી, ઢીલીપોચી અને તાકાત વગરની લાગે છે.

અત્યંત ઉદાસ થઈને તે ધીરે ધીરે બહાર જઈ રહ્યો છે. હૉસ્પિટાલમાં એની મા માંદી છે. કઈ જાતની માંદગી છે, તેની એને ખબર નથી, એની માને પણ ખબર નથી.

હૉસ્પિટાલના વરંડામાંથી નીકળી ફાટક પર ઊભો રહ્યો. પાછળ હૉસ્પિટાલ નિસ્તેજ રોગી જેવી નીરસ દેખાય છે.

એણે જમણા હાથે ગજવામાં પૈસા ફંફોળી જોયા. એની આંગળીઓને એક દસ પૈસાના અને એક પાંચ પૈસાના – કુલ બે સિક્કાની ભાળ મળી. ગંદા પાણી હેઠળ દેડકાનાં બચ્ચાં લપાઈને પડ્યાં રહે એવી રીતે આ સિક્કા તેના ગજવામાં છૂપાઈને પડ્યા હતા.

હું પંદર પૈસાનો માલિક છું. આ વિશાખાપટ્ટનમમાં, જ્યાં વસ્તુના ભાવ આકાશને આંબી ગયા છે, ત્યાં મારી કિંમત ફક્ત પંદર પૈસા છે, આ પંદર પૈસામાંથી મારે એક ખાલી બાટલી ખરીદવાની છે. ડાબી છાતી ખંજવાળતાં નર્સ બોલી: "બાટલી નથી લાવ્યા ? જાવ લઈ આવો, એમાં દવા નાખી આપું." "તમારી પાસે જો હોય ..." હું હસીને કહેવા ગયો તો તે ખિજાઈ ગઈ. બોલી : "મને શું બાટલી વેચનારી સમજી બેઠા છો ?"

અરે ટ્યૂબ પેન્ટવાળા ડૉક્ટરના દીકરા ! તું નિરાંતે જોતજોતાંમાં ડૉક્ટર બની બેઠો છે. તારી પાસે પૈસા છે, મારી પાસે નથી. તને મળી છે સગવડો, મને મળી છે પીડા. હું ગરીબ છું. જ્યારથી સમજણો થયો ત્યારથી, છેલ્લાં વીસ વરસથી હું ગરીબ છું. મારા બાપા ગરીબ હતા, મારા દાદા પણ ગરીબ હશે અને એમના દાદા પણ ગરીબ હશે.

અરે, કૂતરાની સાથે કારમાં જતી છેલછબીલી છોકરી ! તારો કૂતરો કારમાંથી બહાર ડોકિયાં કરી કેવા વટથી લોકોને જુએ છે ! જા, જા ! તારા કૂતરાને સડક પરના કૂતરા કૂતરા જેવા નથી દેખાતા.

જા છોકરી, ચાલી જા !

જા પેલા લીલા થિયેટરમાં.

અંગ્રેજી સિનેમા જો !

મા ભવાની ! તું કોણ છે ? કઈ શેરીમાં તારો વાસ છે ? કઈ ગંદી વસાહતની કઈ ગંદી ઝૂંપડીમાં તું રહે છે ? તારા વાળ કાંટાળી ઝાડીની જેમ આટલા ગૂંચવાઈ ગયેલા કેમ છે ? ધુમાડાથી ભરેલી આ આંખો શું નિહાળે છે ? મા, તારી અંદર કઈ પીડા છે ? તું તારી કહાણી સંભળાવ. તારે માબાપ નથી ? પતિ નથી? છૈયાં-છોકરાંની જંજાળ છે કે એ પણ નથી ? આવી રીતે ન જઈશ. અડધી ભરેલી મટકીની માફક ન જઈશ. બેસૂરા સંગીતની જેમ ન રોઈશ.

અરે ભૂંડણ ! ઇસ્પિતાલમાં આંટાફેરા મારીને આવી રહી છે ? કયા ખૂણે-ખાંચરે રઝળી આવી ? ક્યાં-ક્યાંનો કચરો ચરીને આવી છો ? એ કચરાની પણ વાત માંડ ને ! અપચો કોને થયો ? કોલેરા કોને થયો ? અને કોને કોને ઝાડા થઈ ગયા ?

બોલ, સુવ્વરની બચ્ચી ! બોલ ને !

તારી વાર્તાઓ કોઈ સામયિક છાપશે નહિ.

અરે સુવ્વરની બચ્ચી, કૉલેજ ગર્લ ! માર નહિ. નસોને તોડ નહિ ! કાલ-પરમ-દિવસે તારા જેવી કોઈ છોકરી પેલી તરફ લક્ષ્મી ટોકીઝ પાસે એક રૂપિયો લઈને ગાલને ઘાયલ કરી, ડોક ઉલાળતી કહેતી હતી – રોગ વગરની રેવતીનું ઠેકાણું દરેક રિક્ષાવાળો જાણે છે.

છી : કાચી રંડી ! રોગની ખાણ. પેલે દિવસે કંપાઉડર કહેતો હતોઃ "સોય

ઘોંચાવતી વખતે બુમરાણ મચાવે છે તે તે દિવસે અક્કલ ક્યાં બળી હતી ?' "અરે રોગની ગલીમાં રઝળતા આદમી, શું કરું ? રોગ વહોરી લેવો જ પડે છે.'

તે ઇસ્પિતાલના ફાટક પાસે ઊભો છે.

'ફાટક પાસે જ કોઢિયાની ચામડીની જેમ વળી ગયેલું ટેબલ પડ્યું છે. એના પર રંગબેરંગી ખાલી બાટલીઓ મૂકેલી છે– વેચવા માટે. આ ટેબલની નજીકમાં જ છે ઝીણાં-ઝીણાં ભજિયાં, વાસી ઈડલી, સુકાયેલી મોસંબીઓ અને બધાંની વચ્ચે સંપર્ક સ્થાપતી માખીઓ.

આ ટેબલથી જરા પાછળ, ઇસ્પિતાલની ભીંતની ધારે ધારે એક ગંદુ નાળું વહે છે. એમાં સડકની સપાટીથી એક વાર નીચેની સપાટીએ કાળા રગડા જેવું ગંદુ પાણી વહે છે– ઉકરડાની દુર્ગંધથી ભરેલું પાણી. ગંદા નાળાની પાસે સાત- આઠ વરસની બે છોકરીઓ અને દસ વરસનો એક છોકરો આરામથી પાયખાને બેઠાં છે. આપસમાં તેઓ એકબીજાના પેશાબની લંબાઈનું ખંડન-મંડન કરે છે. એમનાથી સહેજ દૂર એક ઘરડો અને ભૂંડનાં ચાર બચ્ચાં કચરો-ટટ્ટી ખોતરીને ખાઈ રહ્યાં છે.

ઇસ્પિતાલના ફાટકની સામે પેલી પાર હૉટેલ, બેકરી, દુકાનો, રસ્તા પર અટકી ગયેલી મોટરગાડીઓ, સાઈકલ, સ્કૂટર, સિટીબસ વગેરે વગેરે દેખાય છે. આવનારા લોકોમાં કેટલાક સહેજ પણ અચકાટ વિના રૉફભેર જાય છે, કેટલાક બીતાં બીતાં ડગલાં માંડે છે.

ખાલી બાટલીઓ તરફ જોતાં પહેલાં જ આ બધી વસ્તુઓ દેખાઈ.

"સડકો પર ગંદકી કરવી નહિ. ગંદકી જ બધા રોગોનું મૂળ છે", આ વાત કોણે કહેલી ? ગાંધીએ ? નહેરુએ ? કે ઇંદિરા ગાંધી નહેરુએ ? કોણે કહી ?

રસ્તા પર ગંદકી કરવી નહિ, ગંદકી જ બધી માંદગીઓનું મૂળ છે.

અથવા પછી

માંદગી જ રસ્તાનું મૂળ છે.

આથી રસ્તામાંથી ગંદકી બનાવો અને ગંદકીમાંથી રસ્તા બનાવો.

બોલો ભાઈ બોલો, બોલો ને!

"કેમ સાહેબ, બાટલી જોઈએ ? આવો સાહેબ, આવો ! માત્ર છ આના".

ફાટકની ડાબી તરફ એક સ્ત્રી–શરીર પર બ્લાઉઝ વિના માત્ર સાડી પહેરેલી ત્રીસ વર્ષની યુવતી– લોકોને પ્રેમથી આમંત્રતી હોય એમ ઊભી છે.

અને તે–

પાલવ પાછળ બે વરસના વૈધવ્યમાં દસ, પંદર કે એથીયે વધારે લોકોના વીસ–પચીસ હાથોનાં સો-દોઢસો આંગળાં વડે મસ્તીમાં, જોશથી, આરામથી દબાવેલા, પંપાળેલા, મસળેલા, ચોળેલા કોને ખબર બીજું શું શું કરેલા વક્ષોને, જરા ઢીલા હોવા છતાં પણ સુંદર અને સુડોળ દેખાતા ઉરોજોને નજરથી પંપાળતો, નવડાવતો તે એ સ્ત્રીની તરફ આગળ વધ્યો.

"જય રામજી કી !" સવારથી બેઠી છું. કોઈ માલ લેવા આવ્યું નથી. છ આના કહીશ તો ઓછામાં ઓછા ચાર આનામાં આ સાહેબ એકાદ બાટલી ખરીદશે. ચાર આનામાંથી નાની બહેનને કૉફી લઈ આપીશ. શેતાનનો બચ્ચો પેલો રંગન્ના આખી રાત છાતી ખોતરીને, કૂતરાની જેમ ચાટી ચાટીને માત્ર બે રૂપિયા આપી ગયો. પછી અડધા કલાકમાં આવીને કહેવા લાગ્યોઃ "પૈડી, પોલીસવાળા આવ્યા છે. પેલા બે રૂપિયા મને આપી દે, પછી સમજી લઈશું." બસ, પૈસા લઈને જતો રહ્યો. મને એમ હતું કે એ બે રૂપિયામાંથી બહેન માટે બ્લાઉઝ અને રિબન ખરીદીશ. તે પણ દેખાવમાં કેટલી સરસ લાગે છે ! તે મોટી થઈને, ભણી - કરીને... છી : છી :... આ તે કાંઈ જીવન છે !.... રાણીની જેમ જીવશે. ફિલ્મ સ્ટાર સાથે લગ્ન કરીને જમુનાની જેમ જીવશે. એ તો માત્ર અગિયાર વર્ષની છે. પણ કદીક કદીક પૂછે છે, "પેલા રંગન્ના જેવા લોકો રાતે શું કરવા આવે છે, મોટીબહેન ?" એને શી ખબર હું એના ભલા માટે, દુનિયાનાં કૂતરાં -બલાડાંથી એનું ભાણું બચાવવા માટે આ મોતની જિંદગી જીવી રહી છું ! કંઈ નહિ તો શરાબની દુકાન ખોલવા માટેયે પૈસા જોઈએ, દુકાન ચલાવવા માટે દિમાગ પણ જોઈએ. પોલીસવાળા તો કૂતરાની જેમ પહેરો ભરતા હોય છે. મુશ્કેલીમાંથી બચવું હોય તો પૈસા ફેંકવા પડે. એ નરકની તકલીફ કરતાં તો આ શરીર વેચીને જીવવામાં નિરાંત છે... કોઈક ને કોઈક જરૂર મળી જશે... ક્યારેક લાગ મળી જાય તો કોઈ પૈસાવાળાને ફસાવવો છે. શરીરમાંથી તાકાત ચાલી જશે પછી કોઈ પાસેય નહિ ફરકે.

"આવો શેઠ આવો, આ બાટલી ચાલશે ? કે આથી મોટી જોઈએ ? આવીને જોઈ લો !"

છ આના... અલી .... વગર બ્લાઉઝની ... છ આને છે આ ! જોવામાં ગોરી છે જાણી તારી પાસે આવ્યો તો છ આના માગે છે ! મારી પાસે પંદર પૈસા છે... હું પંદર પૈસાનો બાદશાહ છું... પંદર....

"પંદર પૈસામાં આપીશ ? આટલી મોટી નથી જોઈતી. એનાથી નાની પણ ચાલશે."

"ચાર આના પડશે સાહેબ, એક પાઈ ઓછી નહિ."

"ઓ સાહેબ, અહીં આવો. મારી પાસે છે. બે આનામાં મળશે. મોટી બાટલી જ લો". ફાટકની જમણી તરફથી એક બીજી સ્ત્રીનો અવાજ. ફાટેલી જૂની સાડી–બ્લાઉઝ નહિ – કાંગા જેવી દુબળી સરખી સ્ત્રી –

બેઆની, મને બેઆની જોઈએ છે. સવારથી ચા નથી પીધી. ઘરમાં માત્ર બાર આના હતા તો રાતે પેલો લઈ ગયો. ક્યાં ગયો, હજી સુધી પત્તો નથી. કોને ખબર નશામાં ક્યાંક ભૂલો પડ્યો હશે, મરી ગયો હશે તોયે ખબર નહિ પડે. છોકરો ને છોકરી બેઉ કોઈ બસ - સ્ટેન્ડ પર ભીખ માંગીને ખાતાં હશે. પેલી ગાય છે,અને આ ડફ વગાડે છે. રમવાના દિવસોમાં ભીખ માગીને જીવે છે, સાહેબ ! આ નાની છોકરી ઉઘાડી ભોંય પર કાંકરા-પથરા પર પડી છે. એની તરફ જુઓ. આકાશ પાસેથી કંઈ માગતી હોય તેમ એ હાથપગ ઉલાળે છે. માથે આકાશ તૂટી પડ્યું છે, શેઠ ! આ છોકરી તરફડી રહી છે. એને પિવડાવવા માટે મારી પાસે દૂધ પણ નથી. છાતી તો એકદમ સુકાઈ ગઈ છે, રસકસ વગરની થઈ ગઈ છે. રબરની જેમ એ છાતીને ચૂસે છે. આ છાતીમાંથી હવે શું નીકળવાનું છે–માનું દુઃખદરદ નીકળશે. ... મારે માટે એક બેઆની પૂરતી છે... ચા પીવા માટે...એથી થોડો ટેકો મળશે.... સાહેબ, જીવતા રહેવાનું બહુ કપરું છે.... કોઈને ઘેર કામ કરવા માગું છું, પણ મને કોઈ કામે રાખતું નથી. ઘણા દિવસ પહેલાં મારી મતિ બહેર મારી ગઈ હતી. જીવ તો સૌહુને વહાલો હોય ને સાહેબ ! જીવવા માટે માણસ શું શું ન કરે ? પેલા પણે પૈડીને જુઓ, શરીર વેચીને જીવે છે. પણ મારી પાસે તો એય નથી. એ ઠમકારો, એ ચમક-દમક મારી પાસે નથી. બીજો કોઈ ઉપાય નથી એટલે હું બાટલીઓ વેચું છું. પેલો છે ને ...? મારો માણસ... ઢીંચે છે, મારે છે. રિક્ષા પર એને કેટલું મળે છે તે એ જાણે કે રામ જાણે કે પેલો દારૂવાળો જાણે. છોકરાં છે સાહેબ, ભૂખથી ટળવળે છે.

નૂકાલમ્મા આ પ્રકારના વિચારના વમળમાં ખેંચાઈ રહી છે.

બે આના ભાવ કહે છે. બાકી ત્રણ પૈસામાં શું બચાવવું ! પંદર પૈસા આપીને ખરીદી લઈશ.

"ભલે, બાટલી દેખાડ તો !" કહેતો તે ફાટકની ડાબી તરફ ચાલ્યો.

"આ રહી સાહેબ, આ રહી."

"સાહેબે ખરીદી લીધી – પંદર પૈસા આપીને. ત્રણ પૈસા વધારાના પણ આપ્યા."

દવા લાવવા માટે હાથમાં આ ખાલી બાટલી અને શરીર પર આ મેલાં કપડાં, એ હું છું.

કોને ખબર મા મોસંબી લાવવા કહેશે કે પછી દ્રાક્ષ લાવવા કહેશે.

ના, ના, નહિ કહે.

મા જાણે છે કે આ બધું ખરીદવા મારી પાસે પૈસા નથી. આથી તે એવી કોઈ વસ્તુ નહિ માગે. પછી ભલે આ કારણે મરવું પડે તો તે મરવા માટે તૈયાર થઈ જશે.

મા, મરી જ જા.

સમૃદ્ધ ભારતવર્ષમાં મરીને સ્વર્ગ કે નરકમાં પહોંચીને મુક્ત કંઠથી ગા -

જઈએ ક્યાંયે કોઈ દેશમાં
મા જનનીનું માન વધારીએ

ગા મા, ગા.

હૉસ્પિતાલનું આંગણું એને કોઈ રાક્ષસના મોંની ગુફા સમું લાગ્યું. નર્સો, દરદીઓ, ડૉક્ટરો - એ બધા લોકો જંતુ જેવાં દેખાયાં.

એની પાછળ – ફાટકની પાસે--

**પૈડી :** નૂકાલમ્મા, આ તેં શું કર્યું ? રંડી નહિ તો ! મારી બાટલી વેચાઈ નથી અને તું નીકળી છે મોટી વેચવાવાળી ! બે આનીમાં આપી દીધી ! મોટી દાનેશ્વરી ખરી ને ! એ તો મારી પાસે આવતો હતો. બે આનીની લાલચ દેખાડી બાટલી વેચી નાખી. હરામજાદી !

**નૂકાલમ્મા :** બકબક શું કરે છે, પૈડી ? ફરી કહ્યું છે તો ગાલ પર જમાવી દઈશ. બત્રીશી જ તોડી નાખીશ. તું પણ ભાવ ઓછો કર તો જમીનદાર પણ ઢીલો પડી જશે. રંડી મને કહે છે. દુનિયા તો આખી તને રંડી કહે છે.

**પૈડી :** શું કહ્યું ? હું રંડી છું ? રંડી તું, રંડી તારી મા, એની મા પણ રંડી ને તારી દીકરી ય રંડી નીકળવાની.

(પૈડી ગુસ્સામાં, નાગણની જેમ ફુત્કારી ઊઠી, એને નૂકાલમ્મા પાસે જઈ એના ગાલ પર ધોલ ચોડી દીધા.)

**નૂકાલમ્મા :** અરે ચૂડેલ, સાડી ખેંચે છે ? અરે છોડ ને, ઊભી રહે ! પૈડી, પૈડી, તને શરમ નથી આવતી ? સાડી છે.... કાઢ નહિ. હાય રે હાય ! સાહેબ લોકો બધા ચુપચાપ જુએ છે. જુઓ સાહેબ, સાડી ખેંચી રહી છે.... સાડી !

(નુકાલમ્મા નીચે પડી ગઈ છે અને હાથ વડે સાડી પકડી બધાંને વિનતિ કરે છે.)

સાહેબ ! સાહેબ !

(હવે તે સાડી છોડી બેઉ હાથ ટેકવીને ઊભા થવાનો પ્રયત્ન કરે છે. એટલામાં પૈડી એને ધડામ કરતી નીચે પછાડે છે. અને ફરી સાડી ખેંચવાનું શરૂ કરે છે... ફર... ફર....)

સાહેબ... સા... સાડી.... અરે ડાકણ, કેટલું હલકટ કામ કરે છે, પૈડી ! આ શું .... આ શું ....

અરે, આ મારી સાડી નાળામાં ફેંકી દે છે. પૈડી, હાથ જોડું છું !

હાય હાય, મારી સાડી ગંદા નાળાંમાં ફેંકી દીધી.

હવે મારા શરીર પર સાડી નથી. હાય, આટલા લોકો - પુરુષો પણ છે, બૈરાં પણ છે – બધાં મારા ઉઘાડા શરીરને જુએ છે.

રાંડ, હવે જો હું શું કરું છું તે !

(નૂકાલમ્માએ દાંત વડે પૈડીના હાથે બચકું ભરી, તેને જખમ કર્યો.)

**પૈડી :** ઓ રે કાળમુખી, કેટલું બધું વગાડ્યું !

**નૂકાલમ્મા :** તેં મારી સાડી ખેંચી લીધી ને !

(નૂકાલમ્માએ પૈડીનો ચોટલો ડાબા હાથે પકડી જમણો હાથ એના પેટમાં ઘુસાડી જરા વાંકા વળી એની સાડી ઊંચી કરી અને પછી ખેંચવા માંડી. સાડી પૂરેપૂરી હાથમાં ન આવી તો પૈડી પર ઝાપટ મારી પાલવ પકડીને ખેંચવા માંડી અને બાવડા પર બન્ને દાંતથી બચકું ભરી, સાડી ફટાફટ ઉતારીને ફેંકી દીધી –ઝેરણી ફેરવીને માખણ કાઢે તેમ.)

"કહે હવે કેટલું લાગે છે, પૈડી ?"

**પૈડી :** બાપરે, આણે તો હડકાયા કૂતરાની જેમ મને બચકું ભર્યું. કેટલું લોહી નીકળે છે !

પૈડીની સાડી નૂકાલમ્માએ નાળામાં ફેંકી દીધી, પણ તે ત્યાં ન પડતાં બાજુમાં

સુવ્વરની વિષ્ટા પર પડી.

પૈડી ઉઘાડા શરીરે જ નૂકાલમ્મા પર તૂટી પડી.

બન્ને વચ્ચે ધક્કા-મુક્કી ને ખેંચતાણ શરૂ થઈ ગઈ. વચ્ચે જરા ઊભી થતી ને પાછી બેઉ જણીઓ નીચે પટકાતી, ઉપરનીચે...નીચેઉપર થતી ગબડવા લાગી.

નૂકાલમ્મા એકદમ ઊઠી. હાથ છોડાવી જલદી જલદી ભાગી ગઈ.

પૈડીની જે સાડી નાળામાં પડી નહોતી તેને એણે કાગડો સાબુનો ટુકડો લઈ જાય તે રીતે પકડી લીધી.

"મરી જા પૈડી, મરી જા તું. મારી સાડી નાળામાં ફેંકી દીધી છે ને ? હવે જો, તારી સાડી હું લઈ જાઉ છું. નાગા શરીરે તું અહીં જ મરી રહે, કુલટા !"

આ આખી યે ઘટના પાંચ મિનિટમાં જ બની ગઈ.

નીચે પડેલી પૈડી એકદમ ઊઠીને બેઠી થઈ. એણે પોતાની સાડી લઈને ભાગતી નૂકાલમ્માને પકડવાનો પ્રયત્ન કર્યો. પણ તે તો વીજઝડપે ગાયબ થઈ ગઈ.

એ સ્થિતિમાં –

આ રીતે નગ્ન શરીરે ત્યાં ઊભા રહેવાનું પૈડીને ભયાનક લાગ્યું. એનું મન દુઃખી થયું. આંખમાંથી આંસુનો દરિયો વહેવા લાગ્યો. એમ ને એમ પડી રહી હોત તો સારું હતું. એને થયું–ઊભા થઈને ઘણી મોટી ભૂલ કરી છે.એમ ને એમ જ ઊંધી થઈને ભોંય પર પડી રહેત તો તો કદાચ સારું થાત. મરઘી પોતાની પાંખો નીચે બચ્ચાંને સંતાડે છે, તેમ તેણે બે હાથે છાતી ઢાંકી દીધી. પછી એ જ હાથોને છાતી પરથી લઈ જાંઘ પર અને પછી જાંઘ પર વચ્ચે રાખીને છાતીને પવન સાથે ઝૂઝવા માટે છોડી દીધી. પછી એક હાથથી છાતી અને બીજા વડે જાંઘનો વચ્ચેનો ભાગ ઢાંકવાની કોશિશ કરતી અહીં -તહીં જોવા લાગી. તો....

પુરુષો, પુરુષો, પુરુષો જ દેખાયા. જ્યાં જુઓ ત્યાં બસ પુરુષો જ. અને એમનાં માથાં માથાં જ માથાં.

માથાંનો મહેરામણ, માથાંનો મહેરામણ.

એમની આંખોમાં લાલચના ગલ –

ઉન્મત્ત બની ઊઠેલા ગલ છે.

નૂકાલમ્માની જે સાડી તેણે નાળામાં ફેંકી દીધી હતી તે હવે જાણે નાળાની

લાજ છુપાવવા એના પર પથરાઈ ગઈ છે– કાળા, ધીમા અને ગંદા સ્મિત સાથે.

એ સાડી બહાર કાઢવી હોય તો ઠીક ઠીક નીચે ઊતરવું પડશે, નાળાથી એક વાર નીચે.... એને ઘણી બધી આંખો – દયા વરસાવતી, પ્રેમથી રસતી, આગ ભડકાવતી, પગે પડનારી, ખરીદનારી, કોસનારી, પંપાળનારી, ખૂંચનારી એવી એવી આંખો અને કોણ જાણે કેવી કેવી આંખો

મને--

સ્ત્રીને–

ઠમકનારીને, બનીઠનીને ફરનારીને જોશે. લડવા–ઝઘડવામાં ભાન ખોઈને હું તો સાવ ભૂલી જ ગઈ કે હું સ્ત્રી છું. આ અક્કલ ત્યારે હોત.... અથવા આ લોકો મારા ઉઘાડા શરીર પર છડીથી મારત...

હાય રે હાય ! બાપ રે બાપ ! હું સ્ત્રી છું. મારા શરીર પર કપડું નથી. વરસાદમાં ગાયની જેમ આમ ભરરસ્તે ઊભી છું. આટલા બધા લોકોની નજરમાં તરેહ-તરેહની રીતે વળી છું. અરે ભગવાન, તું શું મરી ગયો છે કે મસાણમાં ભમે છે ? આકાશને ફાડીને આવ અને મારી લાજ રાખ. તારી દયા માટે પાંડવોની બૈરી થવું જોઈએ શું ? હે ભગવાન, મારી આ છાતી પર તું ઢંકાઈ જા. આ લોકો બધા મરદો છે. મારી છાતી જોઈને કોને ખબર શું બકવાદ કરે છે ! નાભિની નીચે, જાંઘની વચ્ચે, ન જાણે કેટલીવાર, કાદવમાં પગ ખૂંપી જાય એમ કેટલી આંખો ખૂંપી છે! એ છોરા, તારી બહેન આમ નાગી થઈને ઊભી રહે તો તું શું આમ તાક્યા કરીશ ? તારી મા વલોપાત કરતી હોય તો તું શું આમ ઊભો રહીશ ? ઓ મા, તું આવી રીતે આટલા પુરુષોની વચ્ચે ઊભી રહી શકે ? ચારઆની માટે, ફક્ત ચારઆની માટે હું અને નૂકાલમ્મા – અમે બેઉએ અમારી સાડીઓ ગુમાવી.

બાબુજી ! અમે બેઉ જણીઓ ભૂલી ગઈ કે અમે સ્ત્રીઓ છીએ. ચમકદમકવાળા બાબુજી ! ચમચમતા જોડા પહેરેલા બાબુજી, તમારા લોકોની બૈરીઓ રેશમ-નાઈલોનની સાડીઓમાં ઢંકાઈને રહે છે, બેઆની-ચારઆની ફેંકી દે છે, ખોઈ નાખે છે, હસે છે, ટીખળ ઉડાવે છે. બાબુજી, માતાજી ! અરે અરે, આ તો પોલીસવાળા ઊભા છે. અમે લોકો તો પાઈપૈસા માટે મરીએ એવાં છીએ એમ માનીને અમને જોવા છતાં એ લોકો પુલની પાસે ઊભા રહીને નિરાંતે બીડી ફૂંકે છે. ખોટા કામને અટકાવીને સારું કામ કરાવવું, એ તમારું કાર્ય છે ને ! તમે લોકો તો ન્યાય જમાવનારા છો ને ! આ બધું જોવા છતાં તમે લોકો મૂંગા કેમ બેઠા ! બાબુજી !

બેશક, હું રંડી છું, શરીરને વેચીને જીવું છું, ભાડાની સાઈકલ છું, અંધારાના આડશમાં લાજસંકોચ, સાડી-બાડી નેવે મૂકું છું, બધા રોગોના જંતુનું દર મારી અંદર છુપાવી રાખનાર સ્ત્રી છું, બાબુજી!

તો પણ હું સ્ત્રી છું.

બાબુજી, હું સ્ત્રી છું.

તમે બધા લોકોએ મારા શરીરને આખું–ઉઘાડું જોયું છે. આંખોને શરાબની મટકી બનાવીને, મારી લાજ-આબરૂને આંખોથી તમે પી નાખી છે, હવે મારા જીવવાનો શો અર્થ છે? હા, જીવવાનો શો અર્થ છે?

પૈડી આ બધું મોટેથી કહેવા માગતી હતી, ઉપર આકાશ તૂટી પડે અને પગ તળે ધરતી ફાટી જાય, એવા જોરથી તે ચીસો પાડવા માગતી હતી. પણ એના અવાજને, ઢાંકણ જેમ બાટલીનું મોં બંધ કરી દે તેવી રીતે લાજ ને આબરૂએ બંધ કરી દીધો. પૈડી ચીસ ન પાડી શકી. પણ –

ઈસ્પિતાલ પાસેની ઢાળવાળી સડક પર ઢોળાવ તરફ શહેરની બસ આવી રહી હતી, અને –

કાંઠા પર ક્યાંય સુધી તરફડ્યા પછી, છેવટ અચાનક ઊછળીને પાણીમાં પડતી માછલીની જેમ –

બસનાં આગલાં પૈડાંની વચ્ચે પૈડી કૂદીને પડી. અને –

ભય, આશ્ચર્ય અને હાહાકારથી સડકની બન્ને તરફનું વાતાવરણ ખળભળી ઊઠ્યું. પાણીથી ભરેલો ગ્લાસ તૂટી જતાં પાણી જેમ ઢોળાઈ જાય છે, તેમ તે પળ સુધી પૈડીના શરીરમાં સજીવ અને સંગઠિત રીતે વહેતું લોહી, કોઈ પ્રયોજન વિના, કોઈ અર્થ વિના રસ્તા પર ફેલાઈ ગયું.

ત્યારે એ લોહીએ ધરતીને કઈ કરુણકથા સંભળાવી, માથામાંથી બહાર નીકળી આવેલી ખોપરીએ ધૂળમાં ગબડી પડતાં શું શું વિચાર્યું, બહાર નીકળી આવેલા હાડકાએ બસના આગલા પૈડાને કઈ દિશા દેખાડી અને અપલક નેત્રોએ કોને કોને મૃત્યુશાપ દીધો –

નિરાંતે વાતા પવનને, બારીક-બારીક ધૂળને, લીલાંછમ વૃક્ષોને, ગરમ-ગરમ તડકાને, ખૂબ દૂર ગરજતા સાગરને અને પૈડી પર પથરાયેલી આકાશરૂપી સમાધિને આ બધી ખબર હોવી જોઈએ. અથવા બની શકે કે ખબર ન હોય.

# એક લાખ

**વીરાજી**

થોડીવારમાં એક વાગશે.

બહાર તડકો અકળાવે છે અને જે ઓફિસમાં ચક્રપાણિ કામ કરે છે તેમાં ગરમી હેરાન કરી રહી છે.

અને ચક્રપાણિના પેટમાં અડધા કલાકથી ગલૂડિયાં બોલી રહ્યાં છે.

લંચનો વખત હતો. બધી ઓફિસોમાં –

જે લોકો નાનીમોટી બધી સાઈઝના ડબ્બામાં, પૅકેટ અને રંગબેરંગી ફ્લાસ્કમાં ઘેરથી ખાવાપીવાની વસ્તુઓ લઈ આવ્યા છે, તેઓ પોતાનો સામાન ખોલી ઝટપટ ખાઈ રહ્યા છે. વચ્ચે વચ્ચે બહારના તડકાનો ખ્યાલ આવતાં જ, ગરમ નિ:શ્વાસ નાખીને થાક લાગ્યો હોવાનું કબૂલ કરે છે.

સામેનું આ દૃશ્ય જોતાં, વીસ વર્ષની સર્વિસ અને ચુંમાળીસ વર્ષની ઉંમર ધરાવતો ચક્રપાણી બે-ત્રણ મિનિટથી વધારે વખત પોતાની બેઠક પર બેસી ન શક્યો.

"બેસી રહેવાથી દહાડો નહિ વળે. બહાર જઈને પેટમાં કાંઈક ઓરવું પડશે," કહીને તે ત્યાંથી ઊઠીને ચાલ્યો ગયો.

ઓફિસની ગરમીમાંથી નીકળીને ચક્રપાણિએ બહારના તડકામાં પ્રવેશ કર્યો.

રસ્તાની પેલી તરફ કૉફી કાફે છે અને એની પડખે જ 'નાગય્યા ઍન્ડ સન્સ' ની પાનની દુકાન છે.

તાપમાં ઝટપટ ડગલાં ભરીને ચક્રપાણિં પેલી તરફના ફૂટપાથ પર પહોંચી

ગયો. કૉફી હાઉસનો રંગ એકદમ નવો છે, ભીંતો કાચની છે અને દરવાજા પર ગરમ ગરમ વસ્તુઓનાં નામનું પાટિયું છે.

'નાગય્યા એન્ડ સન્સની' પાનની દુકાનમાં ટબના ગરમ પાણીમાં 'ઠંડાં પીણાં' રાખેલાં છે. જે લોકોનાં ખીસાંમાં એમનું સેવન કરવા જેટલી ગરમી છે, તેઓ ગરમ જાણવા છતાં એમનું સેવન કરી રહ્યા છે.

બહાર તડકો જેટલો આકરો છે, ચક્રપાણિના પેટમાં ભૂખ પણ એટલી જ તીવ્ર લાગી છે.

ગરમ ગરમ ચીજોનાં પાટિયાં પર—કાળા પાટિયા પર સફેદ ઈડલી જેવા અક્ષર કૉન્ક્રીટના રસ્તા પર તડકાની જેમ ઝગમગે છે.

ઈડલી—ચાર આના.

(મરચાંનો મસાલોયે આપતો નથી અને સાંબારના દસ પૈસા જુદા માગે છે. આ વિચારે ચક્રપાણિને ઉદાસ કરી દીધો.)

કૉફી પણ—ચાર આના.

સાદા દોસા—તે પણ ચાર આના.

સિંગલ વડા—પંદર પૈસા.

બાકીની વસ્તુઓ—ચક્રપાણિને બિનજરૂરી લાગી.

નાગય્યા પરસેવે રેબઝેબ થઈને કામ કરે છે. કોઈ ધર્મ-ભોજનમાં પતરાળાં બિછાવે એવી રીતે અલગ અલગ પાન મૂકી એના પર રંગીન શીશીઓમાંથી કંઈક છાંટે છે.

ચૌધરીજી, સિગરેટ આપજો તો ! - નાગય્યાજી, પાન—નાગય્યાજી પાન—બધા લોકો બૂમાબૂમ કરે છે. નાગય્યા ઠંડા પેટે બધાની વાતો સાંભળે છે. એકદમ કાળજીથી હિસાબ ગણી પૈસા વસૂલ કરે છે.

મીઠા પાનના દસ પૈસા.

સિગરેટના પંદર પૈસા બીજા.

ચક્રપાણિના અમેરિકન ટેરિલીન શર્ટને બે ખીસાં છે અને સફેદ ડ્રિલ પેન્ટને ત્રણ.

ટેરિલીન શર્ટનો કોલર પરસેવાથી ગંદો થઈને જલદી ફાટી ન જાય તે માટે

ચક્રપાણિએ કૉલર અને ડોકની વચ્ચે જે રૂમાલ રાખ્યો હતો તે આખો ભીંજાઈ ગયો છે.

બધાં ખીસાંમાં કુલ મળીને જે પૈસા છે તેનો સરવાળો કરી ચક્રપાણિએ હિસાબ કર્યો કે કુલ ત્રેપન પૈસા થાય છે.

ફરી એકવાર સરવાળો કરી જોયો–ત્રેપન જ થાય છે.

ઈડલી, કૉફી, પાન અને બે સિગરેટ એનો પણ હિસાબ કર્યો.

ગમે તે રીતે હિસાબ માંડી જુએ, પૈસાનોયે ફરક પડતો નહોતો, અને ત્યારે એકાઉન્ટન્ટ ચક્રપાણિએ સરવાળાને બદલે બાદબાકી કરવાનું શરૂ કર્યું.

બરોબર એ જ વખતે, કામમાં ગળાડૂબ ડૂબેલ હોવા છતાં નાગય્યાએ ચક્રપાણિ ભણી જોઈને પૂછ્યું: "કેમ સાહેબ, હજી કૉફી નથી પીધી ?"

"ના, આજે જરા પેટમાં ગરબડ જેવું લાગે છે,' સરવાળા-બાદબાકીના ચક્કરમાં ફસાયેલા ચક્રપાણિએ કહ્યું.

'નાગય્યા એન્ડ સન્સની' પાનની દુકાને તોરણની જેમ બાંધેલી દોરીમાં લટકતી અર્ધનગ્ન ફિલ્મી તસવીરો પાપડ જેવી લુખ્ખી-સુક્કી દેખાતી હતી. ચક્રપાણિએ એ છબિઓ તરફ દયા દર્શાવતી નજરે જોતાં, પોતાની યાદીમાંથી નિષ્ઠુરતાથી ઈડલી કાઢી નાખી.

"કૉફી તો પીવી જ પડશે. એના વિના ગાડું નહિ ચાલે. નહિ તો બપોર પછી 'બોસ' નો મેળાપ થશે ત્યારે એકેએક અક્ષર ખોટો લખાશે અને 3+2=4 બની જશે.

પણ સિગરેટ તો જરૂરી છે. એને તો ખુદ બ્રહ્મા કે વિષ્ણુ પણ આવીને આ યાદીમાંથી કાઢી નાખી શકે તેમ નથી. અને મીઠું પાન ?

નાગય્યાએ ઘણા આદરથી વાત કરી. પાન નહિ લઉં તો તે દુઃખી થશે. એમ માનશે કે હું કંજૂસાઈ કરું છું. આથી સિગરેટ અને પાન તો લેવાં જ પડશે, ચક્રપાણિએ નિર્ણય કર્યો.

ડોક પરથી ભીનો રૂમાલ ખેંચી એનાથી મોંનો પરસેવો લૂછી નાખ્યો.

ત્રેપન પૈસામાં ભૂખ, તરસ, ટેવ, અભિમાન અને અધિકાર ખરીદવાનું નક્કી કરીને ચક્રપાણિએ છેલ્લા દમ સુધી સિગરેટ પી હોઠ સુધી ગરમી પહોંચ્યા પછી એને

બહાર ફેંકી દીધી.. અને પછી તે કૉફી ક્લબમાં પેઠો.

પાંચ ખીસાંમાં રાખેલા પૈસા એક ઠેકાણે ભેગા કર્યા.

હવે આ રીતે કામ નહિ ચાલે. આવી રીતે કેટલા દિવસ ચાલે ? કંઈક તો કરવું જ જોઈશે. નોકરી છોડી દઈ, પ્રોવિડંટ ફંડના પૈસામાંથી આમલી-મરચાંની દુકાન જ ખોલવી જોઈએ.

"કોઈ ચાર જણા – ઓળખીતા લોકો – હજુ હમણાં જ બીજા વિભાગોમાં કારકુન બનીને આવેલા ચહેરા—ચક્રપાણિને જોતાં જ અડધો ખાધેલો દોસો મોંમાંથી કાઢી એનું અભિવાદન કરવા લાગ્યા. હૉટેલનો છોકરો રંગય્યા અત્યંત નમ્રતાથી પૂછવા લાગ્યો : ગરમ ગરમ ઈડલી લાવું, સાબ ?"

ચક્રપાણિ દમામપૂર્વક હસ્યો. રંગય્યા ઉંમરમાં નાનો છે, ગરીબ છે. સ્ટેટસ અને જીવનની દષ્ટિએ નીચેના સ્તરનો છે—એ હતો એ હાસ્યનો ભાવાર્થ. જીભની લાલચ રંગય્યા જેવા કિશોરો માટે ઠીક છે. નવા નવા ગ્રેજ્યુએટ—પત્ની કહેવાતી જીવનસહચરી હજુ જેમણે મેળવી ન હોય, એવા પેલા નવા કારકુનો માટે એ સ્વાભાવિક છે. પણ જીવનના મંથનમાં સક્રિય ભાગ લેનાર મારા જેવા અનુભવી માણસો માટે એ અસંભવ છે, આદરસૂચક પણ નથી—એવો હતો એ હાસ્યનો સાર.

"ના ના રંગય્યા, આજે તો ઘેર જરા વધારે પડતું ખવાઈ ગયું છે—ઘણી જાતનાં પકવાન બનાવેલાં ને, એટલે. તું જઈને ગરમ ગરમ કડક કૉફી લઈ આવ. ખાંડ જરા ઓછી નાખજે," ચક્રપાણિએ કહ્યું.

"ઑલ રાઈટ" કહીને રંગય્યા ચાલ્યો ગયો.

ચક્રપાણિના મનમાં ક્ષણવાર પહેલાં આમલીની દુકાન કરવાનો જે વિચાર આવેલો, તેના વિશે તે પોતે જ શરમાઈ રહ્યો. ઓછામાં ઓછાં હજુ પંદર વરસ સુધી ટકી રહેનારું એકાઉન્ટન્ટનું 'સ્ટેટસ' ઈડલી ખાવાની લાલચમાં બસ, છોડી દેવું ?

એટેન્ડન્ટ, ટાઈપિસ્ટ, નાના કારકુનથી માંડી મૅનેજર સુધીના બધા લોકો એનું ઘણું માન રાખે છે.

ચક્રપાણિએ માથું ઊંચું કરીને જોયું, સામે પ્રોપ્રાઈટર પકોડીરાવ પોતાની બેઠક પર સંકોડાઈને બેઠો બેઠો લીલા–પીળા દાંત દેખાડતો હસે છે. એનો અર્થ એ કે તે સામે બેઠેલા ચક્રપાણિનું સ્વાગત કરે છે.

ચક્રપાણિએ પણ શાનપૂર્વક, પ્રત્યુત્તરના રૂપમાં સ્મિત કર્યું. પકોડીરાવ એનું આટલું માન કેમ રાખે છે ?—એણે વિચાર કર્યો. હવે તો એને મનમાં પણ પોતાનું પકોડીરાવ તરીકેનું રૂપ જોવું નથી. પણ પકોડીરાવનું પહેલું નામ "કુબેરન્" છે, એ વાત કોઈનેય યાદ નથી રહેતી.

રંગય્યા કૉફી લઈ આવ્યો. પાસે બીજા પ્યાલામાં થોડું ડિકોક્શન પણ મૂક્યું. આ હતું ચક્રપાણિનું—'ખીસામાં ત્રેપન પૈસા, પેટમાં સોળ ઈડલી ખાવા જેટલી ભૂખ, ઘેર ચાર છોકરાં'વાળા એકાઉન્ટન્ટ ચક્રપાણિનું સ્ટેટસ.

આજ પકોડીરાવ પાસે દસ લાખની જાયદાદ છે. કાચના દરવાજાવાળી ત્રણ–ત્રણ હોટેલો છે. પણ આ ચોકમાં એક દિવસ આજ કુબેરન્ રસ્તાની કિનારીએ બેસી મરચાંનાં ભજિયાં વેચતો હતો. ઘણા ઓછા લોકોએ એ ચોકમાં નજરોનજર આ દૃશ્ય જોયું હશે, પણ વાત જાણે છે તો બધાં જ.

નાની સગડી, એક કડાઈ, એલ્યુમિનિયમની તપેલીમાં લોટ, વાટકામાં મરચાં—નીચે લૂંગી અને ઉપર હાથવણાટની ગંજીમાં ઢાળેલી કાળી મૂર્તિની જેમ બેસીને કુબેરન્ શરૂ શરૂમાં રોજ એકાદ શેર મરચાંનાં ભજિયાં બનાવીને વેચતો. મહિનોમાસ જતાં તે કોથળો એક મરચાંનાં ભજિયાં બનાવીને વેચતો મોટો વેપારી બની ગયો.

ધીમે ધીમે કુબેરન્ જનતા માટે પોતે જ મરચાંનું ભજિયું બની ગયો. શરૂમાં એક આનાનાં છ ભજિયાં આપતો. પછી ત્રણથી વધારે આપવાની ના પાડવા લાગ્યો. કોઈ ગમે તે રીતે માગે, ફાલતુ માગે, મફત માગે કે ઉધાર માગે – કુબેરન્‌ના મોંએથી સીધો ને સટ એક જ ઉત્તર મળતો કે નહિ મળે ભાઈ, નહિ મળે. એના આ વર્તનથી હેરાન થઈ જઈને લોકોએ એનું નામ પાડ્યું પકોડીરાવ.

આ રીતે ત્રિવેન્દ્રમથી આવી કુબેરન્ આ શહેરમાં પકોડીરાવ તરીકે જામી ગયો અને આજે સાચેસાચ કુબેર બની ગયો. પણ ...

ચક્રપાણિની સામે પડેલા પ્યાલામાં કૉફી ખલાસ થઈ ગઈ છે અને એની વિચારધારા પણ તૂટી ગઈ છે.

કાલે હું ધારો કે આમલી-મરચાંની દુકાન માંડું, તો લોકો શું કહેશે ? આ પ્રશ્ન એના હૃદયને વારંવાર પરેશાન કરવા લાગ્યો.

'આમલી ચક્રપાણિ' કહેશે. એનાં છોકરાંઓને અત્યારે લોકો ધનમ્ એન્ડ

કંપનીના એકાઉન્ટન્ટનાં છોકરાં કહે છે. તે વખતે ?

ચક્રપાણિ ત્યાંથી નીકળી ગયો.

નાગય્યા પાસે સ્પેશ્યલ પાન બનાવડાવ્યું. પાન ખાતાં ખાતાં તેણે વિચાર્યું – બહાર તાપ જેવો ઉગ્ર થઈ રહ્યો છે, બજારના ભાવ પણ એવા જ ઊંચા થતા જાય છે.

શરીરમાંથી પરસેવો નીકળ્યા કરે છે. ટેરિલીનના શર્ટથી ત્રાસ થાય છે. ઉદાસ ચહેરે ચક્રપાણિ ઉપર લટકાવેલી શર્મિલા ટાગોરની પિન-અપ છબી જુએ છે- ચોર નજર વડે (સ્ટેટસમાં મોટો છે ને !).

"હવે તમને આવા આકરા તાપમાં ઓફિસે જવાની હેરાનગતિ નહિ થાય." પાછળથી આવેલો અવાજ સાંભળી ચક્રપાણિ ચોંકી ઊઠ્યો. પછી થયું કે આ વાત એને ઉદ્દેશીને નથી કહેવાઈ.

પણ એ બીજો માણસ અય્યારાવ ચક્રપાણિને જ આ વાત કહી રહ્યો હતો.

"એક મસાલા પાન બનાવજો તો નાગય્યાજી ! આજે આ મહાશયનું નસીબ જગાડવું છે. ખણ-ખણના અવાજ સાથે લક્ષ્મીનું આગમન થવું જોઈએ," અય્યારાવે કહ્યું.

ચક્રપાણિ તરફ અય્યારાવે એટલી આત્મીયતાથી જોયું, જાણે એ એનો કોઈ પુરાણો ભાઈબંધ હોય. તડકામાં, એ બળબળતા તડકામાં, પેટની જ્વાળાને શાંત કરવા માટે કૉફી પીને ત્યાં ઊભેલા ચક્રપાણિને જોઈને અય્યારાવે આદરપૂર્વક પ્રસન્ન મંદ હાસ્ય વેર્યું.

"નમસ્તે, સર ! આવા કાળઝાળ તાપમાં પગે ચાલીને આટલું કીમતી શર્ટ ભીનું કરી નાખવાની તમારે શી જરૂર છે ? હિંમતથી એક મહિનો કાઢી નાખો, પછી જોજો, પ્લિમથ કારમાં અહીં આવશો. પોં પોંનો અવાજ સાંભળતાં જ નાગય્યા ઉત્તમ પાન બનાવીને તમારી પાસે લાવશે. તમે કારમાં બેઠાં બેઠાં જ પાન ખાશો અને પછી ઝટપટ ચાલ્યા જશો." અય્યારાવ ખીસામાંથી ચેકબૂક જેવું કંઈક કાઢતાં પોતાનું ભાષણ ચલાવવા લાગ્યો.

સ્પીડ–લિમિટ વિના ચાલતી કારની માફક લેક્ચર ઠોકતા અય્યારાવ ભણી ચક્રપાણિએ ધારી ધારીને જોયું.

મોં તો ક્યાંક જોયું હોય એમ લાગે છે.

અવાજ પણ ઓળખીતો હોય તેવું લાગે છે.

અય્યારાવના નામથી અજાણ ચક્રપાણિએ એને ખૂબ ધ્યાનથી જોયો.

ચક્રપાણિના નામથી અજાણ અય્યારાવે એના ભણી ખૂબ આશાથી જોયું.

નાગય્યાએ પાન બનાવી ચક્રપાણિના હાથમાં મૂકતાં કહ્યું : "આ અય્યારાવની વાતનો ભરોસો ન કરતા. પૂરો ઠગ છે. છેલ્લાં પાંચ વરસથી હું લઉં છું પણ એકેયવાર લક્ષ્મીનો ખણખણાટ મારા સાંભળવામાં આવ્યો નથી."

ચક્રપાણિ સમજી ગયો.

અય્યારાવ કોણ છે, એ એને બરોબર સમજાઈ ગયું.

અય્યારાવે ઘણાં કીમતી કપડાં પહેર્યાં છે. તારીખ અને વાર બતાવતી મોટી સાઈઝની ઘડિયાળ એના કાંડા પર છે. બધી આંગળીઓમાં વીંટી છે. એ વીંટીવાળી આંગળીઓ વચ્ચે ચેકબુક જેવી દેખાતી લોટરીની ટિકિટની ચોપડી છે. આ રીતે અય્યારાવ આ ચોકમાં પોતાનો અડ્ડો જમાવી, આખો મહિનો રોજ લોકોને ખણખણ અવાજ કરીને આવનારી લક્ષ્મીની વાતો સંભળાવીને, બાળકથી માંડી બુઢ્ઢિયાઓ સુધીનાં સહુને પોતાના મીઠા અવાજ અને રમ્ય કવિતાથી મુગ્ધ કરે છે.

એક સજ્જનની જેમ મંદ હાસ્ય સાથે ચક્રપાણિએ વિચાર્યું : આનાથી છુટકારો મેળવવો જોઈએ.

એણે અય્યારાવને એક નજર વડે સમજાવવાનો પ્રયત્ન કર્યો કે પોતે આવી લાલચમાં ફસાય તે પ્રકારનો માણસ નથી. સાધારણ મનુષ્ય જ આવી બાબતો પાછળ જળોની જેમ ચોંટતો હોય છે.

અય્યારાવ નિરાશ ન થયો, બલકે એનો આત્મવિશ્વાસ પહેલા કરતાં વધી ગયો. મત માગવા આવનાર ભૂતપૂર્વ એમ.એલ.એ.ની પેઠે હસીને અય્યારાવે કહ્યું : "આ રીતે ચોખ્ખેચોખ્ખું ન કહો, સાહેબ ! તમારા જેવા લોકોના ભાગ્યમાં લક્ષ્મીની અનુકંપા લખેલી છે. નહિ તો તમે જ કહો, આવા બળબળતા તાપમાં અત્યારે હું તમારી પાસે ચાલીને શા માટે આવત ? મારી અંતર્વાણી, મા કનક દુર્ગાની ભવિષ્યવાણી બોલે છે ... આ વખતે પણ મારા હાથે વેચાયેલી ટિકિટ પર એક લાખ રૂપિયા ખણ-ખણ (ખણ-ખણનો ઉચ્ચાર કરવામાં આ મહોલ્લામાં અય્યારાવનો કોઈ જોટો નથી. લોકો કહે છે કે તે આ શબ્દ બોલે છે ત્યારે સાચે જ પૈસાનો ખણખણાટ સંભળાય છે)ના અવાજ સાથે જરૂર આવી જશે ..."

પેનની કૅપ કાઢીને એને પાછળ ભરાવતાં અય્યારાવે કહ્યું : 'બોલો સાહેબ, તમે કહો તેનું નામ ભરું—તમારાં વાઈફ, તમારા સન્સ, ડૉટર્સ, બ્રધર–ઈન–લો, બેબીઝ–કોઈનું પણ નામ લખી શકાશે."

"અમારા કૂતરાનું નામ પણ લખી શકાય ?" ચક્રપાણિએ મનોમન કહ્યું, પણ તે પ્રગટ કશું બોલ્યો નહિ. અસલમાં એના ઘરમાં કોઈ પાલતું કૂતરોયે નથી ને એના ખીસામાં ફાલતુ પૈસોયે નથી.

"જવા દો ને !" કહીને તે તેને ટાળવા માગતો હતો, પણ એણે કહ્યું : "ઠીક, એ કહો તો, કે મને લાખ રૂપિયા ચોક્કસ મળશે એમ તમે આટલા ભારપૂર્વક કહો છો તો એમાં તમને શો ફાયદો થશે ? માત્ર દસ પૈસાનું કમિશન ?" તે હસી પડ્યો.

"ઈન્સલ્ટ !" અય્યારાવે ખડખડાટ હસી પડતાં કહ્યું : "સાહેબ, દસ લાખ તમને મળશે તો દસ હજાર આ શ્રીયુતને મળશે." શ્રીયુત કહેતાં તેણે કલમથી પોતાની છાતી ભણી સંકેત કર્યો. અને તરત, "લો સાહેબ, આ નંબર હવે તમારો થઈ ગયો.. લકી નંબર વન, સર ! પ્રાઈઝની ગેરંટી છે,"—આટલું કહી તેણે નાગય્યાને પૂછ્યું : "શ્રીમાનનું પૂરું નામ શું છે, બોલો ગુરુ !"

ચક્રપાણિએ છેવટનો પ્રયત્ન કરતાં કહ્યું : "એ લકી નંબર તમે જ લઈ લો ને !"

"નો, નો સર ! મને લાખની લાલચ નથી. મારે માટે દસ હજાર પૂરતા છે." અય્યારાવ એક અદ્ભુત હાસ્ય હસ્યો.

નાગય્યાને ખાતરી થઈ ગઈ કે ચક્રપાણિને હવે અય્યારાવ પાસેથી છુટકારો મળે તેમ નથી.

"લો સાહેબ, પકોડીરાવની જેમ તમે પણ એક મિનિટમાં કોઈ મોટી કંપની ખોલી શકશો," નાગય્યાએ કહ્યું.

ચક્રપાણિના મનમાં અંકુરિત થયેલી આશા ધીરે ધીરે પલ્લવિત થઈને "જાદૂઈ આંબા" ની જેમ વૃદ્ધિ પામીને વડના આકારની થઈ ગઈ.

પણ ખીસામાં રૂપિયો નથી.

એ હોત તો તો ચાર-ચાર ઈડલી મોજથી ઉડાવી હોત.

"આજે નહિ, કાલે લઈશ. આજે પૈસા સાથે લાવ્યો નથી," કહીને વાત ટાળી.

અય્યારાવનું મોં સાવ નાનું થઈ ગયું.

ચક્રપાણિ જેવા માણસના મોંએથી આવી દીનતાની વાતો તે સાંભળવા નહોતો માગતો—એવો એની મુખ-મુદ્રાનો આશય હતો.

"વિલંબ કરવાથી તો કામ બનતું હોય તોયે બગડી જાય. કાલે ફરી આ જ નંબર, આ જ ઘડી, આ પળ, આ નસીબ ... મળે ન મળે. નો યૂઝ, સર ! આ જ ... આ જ સમયે ખણ-ખણ અવાજમાં ... લક્ષ્મીની કૃપા તમને મળવી જોઈએ ... તમારે કારમાં જ ઓફિસે જવું જોઈએ."

"હવે તું ચુપ કર તારી ખણ-ખણ ... લખી નાખ એક ટિકિટ એમના નામ પર ... એક રૂપિયા માટે વળી શો વિચાર કરવો ? કાલે હું એમની પાસેથી લઈ લઈશ. લે આ ..." કહીને ઉદાર-હૃદય નાગય્યાએ એક રૂપિયો કાઢીને એને આપ્યો.

ચક્રપાણિને કોને ખબર કેમ આવી દઝાડતી ગરમીમાં પણ જરાવાર હવા શીળી લાગી. હસતાં હસતાં બોલ્યો : "એક રૂપિયામાં એક લાખ ? મને તો એવો લોભ નથી."

અય્યારાવે નાગય્યાના હાથમાંથી રૂપિયો લઈ લીધો, ચક્રપાણિનું નામ પૂછીને લખી દીધું. ઈષ્ટદેવનું નામ પૂછ્યા વગર જ "બજરંગ બલી' લખી નાખ્યું અને ફરર કરતી ટિકિટ ફાડી.

નાગય્યાના હાથમાં ટિકિટ આપી કહ્યું : "આ લો, તમારા હાથથી શ્રીમાનને આપો. લક—એક લાખ રસ્તો શોધતા આવશે. એમ જ માનો ને કે આ ચક્રપાણિના હાથમાં સુદર્શનચક્ર બની રહેશે. લકી ચાન્સ ! સોનેરી તક ! વાહ ભઈ વાહ !"

ચક્રપાણિ હસી પડ્યો : "એવી વાત કરો છો, જાણે લાખ રૂપિયા જ આપતા હો.'

"તમે ભાગ્યશાળી છો. એટલે તો આ લાખ રૂપિયા બનશે. તમારી લાખ સમસ્યાઓનો ઉકેલ કરનાર એક લાખ. તમારી મધુર કામનાઓની પૂર્તિ કરનાર કલ્પવૃક્ષ. કાનનમાં હો કે કારાગારમાં હો, તમને ખોળીને દર્શન આપનારી લક્ષ્મી આ જ લાખ રૂપિયામાં છે. અચ્છા નાગય્યાજી, હવે તમારો શો મત છે ? તમારા નામનીયે એક ટિકિટ ફાડું ?"

"ખરા છો ! આમને લાખ રૂપિયા અપાવવાનો વાયદો કર્યો છે, પછી મને ક્યાંથી આપવાના હતા ? તમે પણ મોટા ..." નાગય્યા ખિજાયો.

ચક્રપાણિએ ટિકિટ લઈ લીધી. રૂપિયો તરત પાછો આપવાની પોતાની

અશક્તિને ઢાંકી દેતું હાસ્ય વેરી તે સળગતા તાપમાં થઈને ઓફિસની ગરમીમાં પહોંચી ગયો. લૉટરીની ટિકિટ એણે પેન્ટના ખીસામાં મૂકી.

"હમ્... સુદર્શનચક્ર ! ... એક લાખ રૂપિયા ! કાગળના આ ટુકડામાં ! શી ખાતરી કે મને જ મળશે ?' – આમ વિચારતો તે પોતાની જગ્યાએ જઈને બેસી ગયો. અય્યારાવ ઘણો ચતુર છે. ગમે તેમ, મારા કરતાં સારી સ્થિતિમાં છે. કેટલો વટદાર છે –

ચક્રપાણિએ કામ શરૂ કરવાનો પ્રયત્ન કર્યો, પણ કામમાં ચિત્ત ચોંટતું નહોતું. તે ખીસામાંથી લૉટરીની ટિકિટ કાઢી એકવાર જોવા માગતો હતો.

કૅશિયર પોતાની બેઠક પર છીંકણીની મઝા માણતો માણતો બોલ્યો : "કેમ સાહેબ, આજ તો કાંઈ બહુ ખુશ જણાવ છો ? કોઈ ખાસ વાત છે કે ?"

ચક્રપાણિને નવાઈ લાગી. પોતે લૉટરીની ટિકિટ ખરીદી છે, એની ખબર આ લોકોને શી રીતે પડી ગઈ, તે તેને સમજાયું નહિ.

"ના રે, ખાસ કોઈ વાત તો નથી,' તે બેચેનીથી બોલ્યો.

હા આક છી–કરીને કૅશિયર ભંગમતિએ છીંક ખાધી અને કહ્યું : "આજ ઘરવાળી માસિકમાં છે. મેં જાતે થોડું રાંધીને ખાઈ લીધું. લંચ-બંચ લાવ્યો નથી. બહાર તાપ અને અંદર ભૂખ, બન્નેથી હેરાન થઈ ગયો છું." ભંગમતિએ પોતાનાં રોદણાં રોયાં.

"ઘણો અફસોસ છે, ભાઈ !" સહાનુભૂતિપૂર્વક ચક્રપાણિએ કહ્યું, મારી પણ લગભગ એવી જ દશા છે. મારી પત્ની તો ઘરમાં જ છે. પણ એકલો હું ખાઉં તે કેમ ચાલે ? ઉપમા બનાવે તો ચારે છોકરાંને થોડી થોડી આપવી પડે. એટલું બનાવવું ક્યાંથી ?" મનોમન ચક્રપાણિએ કહ્યું, પણ બહાર માત્ર એટલું જ કહ્યું : "આ પંખો સાવ બેકાર છે. ગરમ હવા આવે છે. છીઃ છીઃ કેટલી ભયાનક ગરમી છે !"

એટલામાં સુદર્શનચક્રની વાત યાદ આવી.

એક લાખ રૂપિયા ધારો કે મળે, તો શું આ લોકો ખરેખર આપશે ? કેમ નહિ આપે ? નાનપણમાં તેલવાળા સુબય્યા વિશે પણ આવી જ વાત સાંભળી હતી. એ જ પૈસામાંથી એણે બર્માશેલ કંપની ખોલી હતી ... મને મળે તો સૌ પહેલાં તો ઍર–કંડિશન્ડ ઓરડો બનાવું ... પણ મારા જેવા માણસને લાખ રૂપિયા ... ના ના,

ન મળે, નહિ મળે.

"કેમ, હું કાંઈ એમનાથી ઉતરતો છું ? વળી ગંજાભાઈની જેમ હું કાંઈ ટિકિટનો હેવાયો બની એની પાછળ પાછળ ફરતો નથી.. એ જ મારી પાસે આવ્યો હતો. અપ્પારાવે કહ્યું તેમ ખણ-ખણના અવાજ સાથે લક્ષ્મી પોતે આવે. પણ ખરી. નાનપણમાં મેં કોઈક પોથીમાં પણ વાંચેલું કે લક્ષ્મી આવે છે ત્યારે નારિયેળમાં પાણીની જેમ પોતાની મેળે જ અચાનક આવી જાય છે."

"એક લાખ રૂપિયા મળી જાય તો શું કરવું ?' ચક્રપાણિ સામે આવી તો કોઈ સમસ્યા જ નથી.

પહેલાં તો જે ગેરેજમાં તે રહે છે એને મકાનમાલિક રામપ્રસાદના મોં પર ફેંકશે. અઢી ઓરડાનું જૂનું ઘર ... એમાં નળ નથી, સંડાસ નથી. કરોળિયા, ઉંદર, વાંદા ... બધું ગંદુ ... ગલીચ ...

તાબડતોબ ત્રીસ હજારમાં એક નાનું સરખું મકાન ખરીદવું છે. કેવું મકાન ખરીદવું છે, એનો નિર્ણય તે તરત ન કરી શક્યો. હાલમાં જ રાજારાવે વીસ વરસ અડધા ભૂખ્યા રહીને મકાન બંધાવ્યું, પણ બહુ સરસ બનાવ્યું છે અને હવે આરામથી દિવસો વિતાવે છે. એવું મકાન ખરીદવું જોઈએ. ચક્રપાણિએ નિશ્ચય કરી નાખ્યો.

હિસાબ તપાસે છે, છેવટનો સરવાળો જોઈ "ટિક' કરે છે.

મોટો છોકરો ગણિતમાં ઘણો હોશિયાર છે (પોતાની જેમ સ્તો). એને ઈજનેરીમાં દાખલ કરવો છે ... મારી જેમ કારકુનગીરીમાં ભેરવાઈ પડ્યો તો માંડ દસ - પંદર વરસે એકાઉન્ટન્ટ બનવાનો પત્તો ખાશે. આમ છોકરાના ભવિષ્ય વિશે પણ તેણે વિચારવાનું શરૂ કર્યું.

બિચારી શારદા ! સામે ઊભી રહી મોં ખોલતી નથી ... લગ્નમાં જે રેશમી સાડી આપી તે આપી, ત્યાર પછી આ જન્મારામાં રેશમી સાડી ફરી નથી ખરીદી. પત્ની પર દયા આવી. દરમિયાન નાયલોનનું કાપડ આવ્યું, નાયલેક્સ આવ્યું, ટેરિલીન આવ્યું, ટેરિકોટ આવ્યું. બીજી પણ ઘણી જાતો આવી. મોટો છોકરો હવે અઢાર વર્ષનો થશે. મારી પત્ની એનાથી સોળ વર્ષ મોટી હશે. તો પણ આજે તે બોફાન એમ્બ્રોઈડરીવાળી સાડી પહેરે તો જાહેરખબરમાં આવતી છોકરીઓની તસવીરને પણ મહાત કરી દે. તો એને માટે બે ... ના, ના, એટલી બધી કંજૂસાઈ

નથી કરવી. આટલા પૈસા મળે છે તો બે ડઝન સાડીઓ ખરીદી લઈશ. બસ. આમ ચક્રપાણિએ એવો નિર્ણય કર્યો જેમાં હવે કશો ફેરફાર નહિ થાય.

બધા લોકો એમ માને છે કે હું ટેરિલીન શોખને લીધે પહેરું છું. જાણે એ કોઈ બહુ શાનદાર વસ્તુ હોય. રાતે ધોઈને સૂકવી દઈએ તો સવારે પરસેવાવાળું ગંદું કપડું પહેરવાને બદલે ચોખ્ખું ધોયેલું કપડું પહેરીને જવાની સગવડ રહે એ હેતુથી કરજ લઈને મેં આ બનાવડાવ્યું હતું. પણ આ વાત કોઈ જાણતું નથી.

ચક્રપાણિએ માથું ઊંચું કરી એવી આશંકાભરી દૃષ્ટિથી જાણે જોયું કે જાણે એ બધા લોકો એના વિચારો પામી ગયા હોય. પણ દૂર બેઠેલો એક કારકુન ફિલ્મ-ફૅર વાંચતો હતો, તે તેણે ઝટ દઈને ટેબલના ખાનામાં મૂકી દીધું.

ચક્રપાણિને હસવું આવી ગયું.

એણે વિચાર્યું : અય્યારાવ બિલકુલ બરોબર જ કહેતો હતો. પણ હજી પ્લિમથ કાર તો બહુ મોટી વસ્તુ ગણાય. મોટો છોકરો જન્મ્યો ત્યારથી એની સાઈકલ નકામી પડી છે. એની મરામત કરાવવાને બદલે મોટર-સાઈકલ કે લેમ્બ્રેટા સ્કૂટર લેવાથી કામ ચાલી જશે.

એટલામાં ચપરાસી ગણેશે આવીને કહ્યું કે સાહેબ બોલાવે છે.

અને ચક્રપાણિ સ્કૂટર પરથી સીધો મૅનેજિંગ ડાયરેક્ટરના ખંડમાં પહોંચી ગયો.

ત્યાંથી ચક્રપાણિ બહાર નીકળ્યો ત્યારે સવા ત્રણ વાગ્યા હતા. જ્યાં સુધી તે મૅનેજરના ખંડમાં હતો ત્યાં સુધીમાં તેના મોંમાંથી ત્રણ જ વાક્ય નીકળ્યાં હતાં : "યસ્સર, બરોબર છે સાહેબ, જરૂર કરીશ સાહેબ !"

ચક્રપાણિએ ગજવામાં હાથ નાખી નાગય્યાની પાસેથી કરજ લઈ લાચાર થઈને અય્યારાવ પાસેથી ખરીદેલી એક લાખ રૂપિયાની લૉટરીની ટિકિટ એકવાર ફંફોળીને જોઈ લીધી, બહાર કાઢી નહિ.

વિચાર્યું – હવે થોડા જ દિવસોમાં આ યસ્સરનું પૂછડું છોડી દઈ શકીશ. જલદી ઘેર જઈને શારદાને આ સમાચાર સંભળાવવાની તેને ઈચ્છા હતી. એનો દીકરો પાર્થસારથિ હવે મેનેજિંગ ડાયરેક્ટરનો છોકરો બનશે. ત્યાં સુધીમાં અમેરિકા જવાનો મોકો પણ મળી જશે. કેમ નહિ મળે ? પૈસા આવતાં બધું આપોઆપ થઈ રહેશે.

દીવાલ પર ઘડિયાળ તરફ જોયું.

હંસની ચાલથી ધીરે ધીરે ચાલે છે. ત્રણ ઉપર માત્ર પાંત્રીસ મિનિટ થઈ છે. અચાનક એને શંકા થઈ કે અય્યારાવ પાસેથી લીધેલી આ ટિકિટ બનાવટી તો નહિ હોય ને !

કૅશિયરે ફરી છીંકણી સૂંઘી ને છીંક ખાધી.

રૂપિયાની નોટો બંડલોમાં બાંધી તે તેને ઝડપથી ગણતો હતો. મનમાં થયું – આમાંથી એક નોટ કાઢીને તરત નાગય્યાને આપી દેવાય તો કેટલું સારું થાય ! કોઈ પાસેથી કોઈ વસ્તુ ઉધાર લેવી – પછી ભલેને જીવ જોખમમાં હોય -- એને તે પોતાની પ્રતિષ્ઠાની વિરુદ્ધ ગણતો હતો.

પણ શું કરવું ? અય્યારાવે એને ફસાવ્યો, લાલચમાં નાખ્યો.

ચક્રપાણિ કામ કરવાનો માત્ર ડૉળ કરે છે. એના વિચાર અને એની આશંકા એને કામ કરવા દેતાં નથી.

લાખ સમસ્યાઓનો ઉકેલ કરનાર લાખ રૂપિયા શું એને મળશે ? હિસાબ તપાસીને જ્યાં 'ટિક' માર્ક કરવાનું હતું ત્યાં ચક્રપાણિએ પ્રશ્નાર્થનું ચિહ્ન કર્યું.

કેમ ન મળે ? પકોડીરાવ, ડબ્બી સુબય્યા, કંદોઈ સોમય્યા, પાપડવાળા પાપય્યા– આ બધાં શું પેદા થતાં જ સોનું–ચાંદી જોડે લઈને આવેલા ? તો પછી ?

એ રીતે લક્ષ્મી એના પર અનુરક્ત થઈને એની પાસે આવી શકે છે. તો એના છોકરાઓ ડૉક્ટર, ઇજનેર જેવા પૈસા કમાઈ શકાય તેવાં કામ કરી શકે.

ત્યારે, લોકો એને જોઈને શું કહેશે ? એકાઉન્ટન્ટ ? ના, ના, લખપતિ ચક્રપાણિ કહેશે. ખરેખર કહેશે ? ચક્રપાણિને શંકા થઈ. અત્યાર સુધી કોઈ લખપતિને, તેનો લખપતિ કહીને હવાલો અપાતો હોય એવું નહોતું સાંભળ્યું. કુબેરનને કોઈ લખપતિ નથી કહેતું. લોકો એને પકોડીરાવ જ કહે છે.

અને તેલવાળા સુબ્બય્યાને ? ચક્રપાણિના હૃદયના ધબકારા અટકી ગયા. હાય રે ભગવાન. કાલે મને શું કહેશે. ક્યાંક લોટરીલાખ ચક્રપાણિ તો નહિ કહે ને ? – લો - ટ – રી – ચક્રપાણિ ?

ચક્રપાણિ પરસેવાથી રેબઝેબ થઈ ગયો. છેલ્લાં પચીસ વર્ષથી ભૂખ્યા રહીને, બાળકોના આનંદમાં સાથ ન આપીને, પત્નીના કોડ તરફ દુર્લક્ષ કરીને, કમરતોડ

મહેનત કરીને એકાઉન્ટન્ટ તરીકેની જે પ્રતિષ્ઠા એણે મેળવી છે, તે બધા પર પણ શું લોટરીના કારણે પાણી ફરી વળશે ? નો … નો …

એના કુળનું નામ સારી પેઠે જાણીતું છે. શ્રીમુખમ્– ચક્રપાણિ હમેશાં પોતાના મિત્રોમાં, પોતાના નામ કરતાં પોતાના કુળના નામનો વિશેષ ગૌરવથી ઉલ્લેખ કરે છે. હવે એની જગ્યાએ શું લોટરીની પ્રતિષ્ઠા થશે ? ના, એવું ન થઈ શકે, ન જ થાય – ચક્રપાણિ મનમાં જ ગણગણવા લાગ્યો.

કૅશિયર ફરી છીંકણીની મોજ માણે છે; મોજ માણતાં વચ્ચે વચ્ચે નજર ઊંચકીને ચક્રપાણિને જોઈ લે છે.

ચક્રપાણિને સખત ગુસ્સો આવ્યો. આ અકારણ ક્રોધને દબાવવાનો પ્રયત્ન કર્યા વિના આવેશમાં આવી જઈને ચક્રપાણિએ કહ્યું : "કૅશિયરસાહેબ, અહીં આવવાની તકલીફ લેશો ? કૅશ ચેક કરી લઈએ."

"હા જી," કહીને કેશિયર ભંગમતિએ બેવાર છીંક ખાધી અને પછી તે પોતાની જગ્યાએથી ઊઠ્યો.

આ અકળામણની વચ્ચે ગમે તેમ કરીને ચક્રપાણિનું કામ તો ચાલે છે, પણ એને મનમાં ચેન નથી. પકોડીરાવ, સુબ્બય્યા તેલવાળા, રત્તય્યા શરાબવાળા – એવાં એવાં નામો જ એને સૂઝે છે. નાગય્યા અને અય્યારાવ પર હદ બહારનો ગુસ્સો આવે છે. એને ડર હતો કે લોટરીમાં ક્યાંય તે જીતી ન જાય ! આ જ શબ્દો એના હૃદયને આમળી રહ્યા છે.

"એક લાખ રૂપિયા શું કામના છે ? માન-મર્યાદાની સામે આ કાગળિયાંની શી વિસાત ?" આ શબ્દો અંદર છુપાવવાને અશક્ત ચક્રપાણિએ બહાર બોલી જ નાખ્યા.

"ત્રણ હજાર નવસોચોસઠ રૂપિયા અને ચોવીસ પૈસા – રિટર્ન" કહેતાં ભંગમતિએ એકદમ ચોંકી જઈને કહ્યું : "આ શું મહાશય ?' અને વાત આગળ વધારતાં કહેવા લાગ્યો : "લાખ રૂપિયાથી ચડિયાતાં માન–આબરૂ બીજાં કયાં હોઈ શકે ?"

"તમારી વાત નથી કરતો. લેટ્સ પ્રોસીડ," ચક્રપાણિએ શુદ્ધ એકાઉન્ટન્ટની હેસિયતથી કહ્યું.

પાંચ વાગતાં સુધીમાં ચક્રપાંણિ થાકી ગયો. ચોપડીઓ ખાનામાં મૂકતાં તેને

થયું કે હવે ઑફિસ બંધ કરવી જોઈએ.

સૂર્યપ્રકાશમ્‌ની પાસે જવું જોઈએ. એણે પચીસ રૂપિયા ઉધાર આપવાનો વાયદો કર્યો હતો. કહ્યું હતું કે ક્લબમાં આવીને લઈ જજે. આજે નહિ જાઉં તો કાલે કહી દેશે કે પૈસા તો પત્તાં રમવામાં વપરાઈ ગયા, બ્રધર !

સૂર્યપ્રકાશમ્ કલેક્ટરની ઑફિસમાં એક મામૂલી કારકુનમાત્ર છે. રોજ ક્લબમાં રમવાનું સામર્થ્ય તેને ક્યાંથી સાંપડ્યું છે, એ ચક્રપાણિને સમજાતું નથી.

મૂકને માથાકૂટ ! એ મારો ક્લાસ-ફેલો છે. દીનાનાથની જેમ કોઈ કોઈ વાર ઉધાર આપે છે.

ચક્રપાણિએ મનને સમજાવી દીધું. પછી તે ઊઠીને પંખો બંધ કરી બહાર નીકળ્યો. હવે એને પેન્ટના ખીસામાં રાખેલી લોટરીની ટિકિટ ભારરૂપ લાગી. સાંજના તીખા તડકામાં, ઑફિસમાંથી નીકળી સામેની સડક પર એણે પગ માંડ્યા.

સામે ફળવાળાની દુકાને એક કાર આવીને ઊભી રહી. તડકામાં કાળા રંગની કાર ઝગમગે છે. એ કારમાંથી એક સ્ત્રી રૉફભેર ઊતરી. ભાવ પૂછ્યા વગર કેળા અને સફરજન ખરીદ્યાં ને પાછી કારમાં બેસી ચાલી ગઈ.

ચક્રપાણિને વિચાર આવ્યો, મારી પાસે પણ આવી ગાડી હોય, તો શારદા પણ આવી રીતે ચલાવશે ...

આ સ્ત્રી કોણ છે ? કોણ હોઈ શકે ? એને બાળકો તો હશે જ. નહિ તો એક ડઝન સફરજન લઈને શું કરે ?

ફળવાળાની દુકાને કેટલાક લોકો કહેતા હતા—આ ટાલવાળીની પુત્રવધૂ છે. એનો પતિ ફિલ્મ બનાવે છે.

ચક્રપાણિને એ લોકોની વાતો રુચિ નહિ. મનમાં ને મનમાં એમના પર નારાજ થયો.

હવે એને ખ્યાલ આવી ગયો કે એ કારવાળી કોણ છે.

ટિમ્બર મરચન્ટ નલિમીકાંતની પત્ની છે. નલિમીકાંતની માએ લાકડાંની દુકાન ખોલી હતી. એને માથે ટાલ હતી. આથી એની દુકાનને લોકો ટાલવાળીની દુકાન કહ્યા કરતા. પછી તો એનો છોકરો મોટો થઈ ગયો અને લાકડાંનો લાખોનો વેપાર કરવા લાગ્યો. હવે તે આખા દેશમાં એક મોટા ટિમ્બર મરચન્ટના રૂપમાં

પ્રખ્યાત છે. પણ એથી શો ફાયદો ? લોકો તો એમ જ કહે છે કે આ ટાલવાળીનો છોકરો છે અને આ એની વહુ છે. ચક્રપાણિનું મન ઉદાસ થઈ ગયું.

"નમસ્તે, ચક્રપાણિજી !" પાછળથી અવાજ આવ્યો. પણ આ અવાજ તેના કાનમાં જુદા રૂપે પહોંચ્યો. એણે સાંભળ્યું, "લોટરી ચક્રપાણિજી !' અવાજ ક્યાંય બહારથી નહોતો આવ્યો, એની અંદરથી જ આવ્યો હતો.

"આ લાખ રૂપિયા ન મળે તો ઠીક રહેશે," ત્યાંથી જ ફરી અવાજ આવ્યો.

હવે તે બસ-સ્ટૉપ પર ઊભો છે. તડકો સોયની અણી બનીને આખા શરીરને વીંધે છે. ખીસાં ફંફોળીને જોયું. ક્લબ સુધી પહોંચી શકાય તેટલા જ પૈસા છે. પૈસાની સાથે લોટરીની ટિકિટ પણ છે. એકવાર એને કાઢીને વાંચવાની ઇચ્છા થઈ. પણ સાંજનો વખત, ભીડ, તડકો, ગરમ હવા, ધૂળ, ધુમાડો – તે પોતાના પર જ લજ્જિત થયો. મનમાં થયું – અહીં ટિકિટ કાઢીને તે વાંચવાનું પોતાની પ્રતિષ્ઠાને છાજે નહિ.

એક લાખ રૂપિયા ! લાખ ભાવનાઓને તૃપ્ત કરનારા લાખ રૂપિયા ! એકવાર એ લકી નંબર જોવાનું મન થયું.

બસનો કોઈ પત્તો જ નથી.

ચક્રપાણિ પોતાના છોકરાના અમેરિકાના પ્રવાસની વાત વિચારી રહ્યો છે. એનો મોટો છોકરો પાર્થસારથિ શું 'અમેરિકા રિટર્ન્ડ' થયા પછી આ રીતે તાપમાં બસની રાહ જોતો ઊભો રહેશે ? સૂર્યપ્રકાશમ્‌ની પાસે ઉધાર માગવા જશે ?

નહિ જાય – એણે નક્કી કર્યું.

કોઈ પરિચિત વ્યક્તિએ 'નમસ્તે' કહ્યું.

કાલે એના મોટા દીકરા પાર્થસારથિને જોઈને આ રીતે 'નમસ્તે' કરનારા સેંકડોહજારો લોકો હશે. કેમ ન હોય ?

તો પણ એને શંકા ઊપજી.

એમ પણ બને કે લોકો પાર્થસારથિને જોઈને મનમાં બળે. લોકો એને જોઈને શું કહેશે ?

કદાચ એ લોકો આપસમાં એકબીજાને કહેશે – તને પણ આના બાપની જેમ લૉટરીના પૈસા મલી જાય તો અમેરિકા શું, 'મૂન' સુધી પણ તું તો જઈ આવે, બ્રધર !

(છીઃ છીઃ કેટલી ખરાબ હાલત છે આ દેશની !)

માણસ અચાનક સંપન્ન બની જાય ત્યારે આ રીતે જ અંધ થઈ જાય છે– પડખે ઊભેલું કોઈક બીજા કોઈને કહે છે.

સાંભળીને ચક્રપાણિ ચોંકી ગયો.

કોઈ છોકરી પોતાની કાર એના પર ચડાવતી, આગળ હંકારી ગઈ હતી. આ આઘાતથી ત્રસ્ત થયેલો માણસ આ વાત કરી રહ્યો હતો. કાર ચલાવનાર છોકરી કોણ હતી એ જાણવાનું માત્ર કુતૂહલ જ નહિ, આ માહિતીની જરૂર પણ ચક્રપાણિ અનુભવવા લાગ્યો.

કારણ કે આ છોકરીની જેમ, આજથી દસ વરસ પછી (લોટરીમાં તે જીતે તો)તેની છોકરી પણ કદાચ કાર ચલાવતી હોય –

એક તરફ ચક્રપાણિ વિચાર કરતો હતો કે છોકરીને મેડિસિનમાં તો મોકલવી જ છે, અને બીજી તરફ કારના અકસ્માતમાંથી જરાક માટે બચી ગયેલા માણસને તે પૂછતો હતો કે એ છોકરી કોણ હતી ?

"જે હોય તે. આ તો કળિયુગ છે. આંખો મૂકીને ચાલે છે આ છબીલીઓ ! ગુન્નય્યા નામનો એક ફકીર રહેતો હતો. એ વખતે હું સાવ નાનો હતો. અચાનક એને લૉટરી લાગી અને નસીબ ઊઘડી ગયું. બસ, જોતજોતામાં નવાબ બની ગયો. એની બીજી પત્નીના છોકરાની છોકરી છે આ પતંગિયું. મેડિસિનના ભણતરની ઓથે આખી દુનિયાની ભૂલો કરે છે," કહીને એણે મોં બગાડ્યું.

– ગુન્નય્યા. નામ ચક્રપાણિને પરિચિત લાગ્યું. .

પરિચિત શું ? એમની કંપનીમાં ગુન્નય્યાનાં ડિલિંગ્ઝ છે. તાજેતરમાં જ એની ક્ષતિપૂર્તિ પણ થઈ છે. લાખોપતિ છે એ. ખાતરની કંપનીનો ગુન્નય્યા તે આ જ. ચક્રપાણિને બહુ દુઃખ થયું. પાસે ઊભેલા બુઢ્ઢા માણસ પર ગુસ્સો આવ્યો. આ કમબખ્ત બીજાની ઉન્નતિ જોઈને બળે છે. વિચાર આવ્યો, કાર નીચે મરી ગયો હોત તો સારું થાત.

લૉટરી ટિકિટોની એક ગાડી ત્યાંથી પસાર થતી હતી. બુઢ્ઢાએ કહ્યું : "કેટલો માઠો વખત આવ્યો છે ! આ લોટરીવાળા દુનિયાને લૂંટે જ છે."

લૉટરીમાં લાખ રૂપિયા મળે પછી શારદા અને બાળકો સાથે એનું જીવન કેવું વીતશે, તેનો અણસાર મળતો હવે બંધ થઈ ગયો.

હવે તો એને લૉટરી, ચક્રપાણિ અને એના કુટુંબની ટીકા-ટિપ્પણી અને ઉપહાસભરી વાતો લોકોના મોંએ સંભળાવા લાગી.

ખીસામાં હાથ નાખીને જોયું—લાખ ઈચ્છાઓને પૂરી કરનારી ... ખણ–ખણના અવાજ સાથે આવતી લક્ષ્મી ... અય્યારાવની વાતો એના કાનમાં ગુંજવા લાગી ... પણ ચક્રપાણિને લાગે છે, લાખ ઈચ્છાઓને બદલે લાખ સમસ્યાઓ લાવે તેવી છે ...

તે અકળાઈ ગયો. વિચાર બદલવા માટે નિર્લજ્જ સાળા મહાશયે લખેલા ઈન્લેંડ પત્રમાં કાળજીથી મૂકેલી લૉટરી ટિકિટ કાઢીને બન્ને તરફ ધ્યાનથી જોયું. બસ તો હજી ક્યાંય નજરે ચડતી નથી. કાગળની અંદર જ રાખીને તે લૉટરી ટિકિટને ધ્યાનથી વાંચવા લાગ્યો.

લાખ રૂપિયાનું પહેલું ઈનામ જ નથી, બે બીજાં ઈનામ છે – ત્રીસ હજારનાં. ત્રણ ત્રીજાં ઈનામ છે – દસ હજારનાં. ઝીણા ઝીણા દાણા જેવા અક્ષરોમાં એમાં આ બધુ લખ્યું છે. નંબર ... 3245670

ચક્રપાણિને વિચાર આવ્યો, લાખ રૂપિયા કોને જોઈએ છે ? દસ હજાર મળે તો યે ઘણા. દેવું ચૂકવીને નિરાંતથી રહી શકાય. એમાં પબ્લિસિટીની પણ હેરાનગતિ નહિ રહે. પણ અય્યારાવ કે નાગય્યાએ આનો તો ઉલ્લેખ સુધ્ધાં નહોતો કર્યો.

લાખ, લાખ કરીને મને હેરાન કર્યો. એક રૂપિયાનો મને દેવાદાર બનાવ્યો.

લાખ રૂપિયા મળી જાય તો આરામ તો મળશે. પણ માન-આબરૂ ધૂળમાં મળી જશે. આખી જિંદગી અપમાન સહન કરવું પડશે.

ટિકિટ નંબરના આંકડાનો ન્યૂમરોલૉજીના હિસાબથી સરવાળો કરી જોયો– નવ આવે છે.

દિલ ભડકી ઊઠ્યું. એના ડેસ્ટિનીના નંબરનો નવ સાથે મુદ્દલે મેળ ખાતો નથી. એના કારણે અપમાન, અપયશ અને અપકાર અવશ્યંભાવી છે.

હવે ચક્રપાણિ એક લાખ રૂપિયાથી એકદમ ડરવા લાગ્યો.

એટલામાં એક બસ આવી, પણ એ એની નહોતી.

સૂર્યપ્રકાશમે છ વાગ્યા પહેલાં જ આવવાનું કહ્યું હતું. ચક્રપાણિએ

ઘડિયાળમાં જોયું. પાંચ ને ઉપર પચાસ મિનિટ થઈ હતી.

સૂર્યપ્રકાશ વિશે ઘણું જાણનારા ચક્રપાણિને ખબર છે કે, છ વાગ્યા પછી તે પાનાંની રમત છોડીને નહિ આવે.

લૉટરીના પૈસા મળી જાય તો પોતે પણ કાલથી પત્તાં રમશે. પત્તાં રમવામાં તેની પ્રતિભા સર્વતોમુખી છે. બ્રિજના મેદાનમાં તો તેને કોઈ પહોંચે નહિ. પણ અત્યારે તે સંયમથી રહે છે (પૈસાના અભાવે).

ચક્રપાણિને નવ નંબરની અશુભ અસર અત્યારથી જ જણાવા માંડી.

પોતાની વાત બાજુએ—પણ છોકરાં આ વસ્તુની લાલચમાં પડશે તો પોતાની શી સ્થિતિ થશે ? એને લૉટરીની ટિકિટ કાઢીને ફેંકી દેવાની ઇચ્છા થઈ.

પણ અંતઃકરણે સ્વીકાર્યું નહિ.

લાખ ન જોઈએ, દસ હજાર પૂરતા છે. તે મનમાં ને મનમાં ગણગણવા લાગ્યો —એક હજારનું કોઈ ઇનામ હોય તો યે પૂરતું છે – ફરી ગણગણવા લાગ્યો.

અરે, બસ આવી ગઈ. લોકો ધક્કા-મુક્કી કરે છે.

ચક્રપાણિ બસમાં ચડી ગયો. ક્લબની પહેલાંના સ્ટૉપ સુધીની ટિકિટ લીધી.

લૉટરી ચક્રપાણિ પણ આવી કંજૂસાઈ કરશે તો કામ કેમ ચાલશે – એવા ભાવવાળી નજરથી કંડક્ટરે એને જોયો. "દસ ગજ આગળના સ્ટૉપ માટે પાંચ પૈસા વધારે માગે છે ! કહીને ચક્રપાણિએ મનમાં મનમાં કંડક્ટરને ગાળો દીધી.

બસમાં બહુ જ ભીડ છે. પરસેવાની ગંધથી નાકે દમ આવે છે. બસ શું, આ તો નરક જેવી છે.

ગિરદીમાં હેરાન થતા ચક્રપાણિએ વિચાર્યું : પ્રાઈઝના પૈસા મળવા દો, પછી જોઈશું.

કંડક્ટર કોથળામાં રૂ ભરે તેમ બસમાં માણસોને ઠાંસી ઠાંસીને ભરી રહ્યો છે.

સૂર્યપ્રકાશમ્ પાસે ચક્રપાણિનું જવું જરૂરી છે. એ વિના કામ નહિ ચાલે. કાલે નાગય્યાને રૂપિયો પણ પાછો વાળવાનો છે.

લાખ રૂપિયાનું પ્રાઈઝ ન મળે તો જ ઠીક રહેશે. દસ હજારનું પ્રાઈઝ જ બરોબર છે—વારેવારે એ જ વિચાર ઘુમરાય છે.

અથવા પત્તાં રમતા સૂર્યપ્રકાશમ્‌ને આ ટિકિટ આપી હોય તો ? તે ખુશ થઈ જશે. જોઈએ તો, આ ટિકિટના અનુસંધાનમાં કોઈ હક્ક મને જોઈતો નથી. એની વાત લેખિતરૂપે પણ સૂર્યપ્રકાશમ્‌ને આપી શકાય. જશે તો એક જ રૂપિયો જશે ને ? જવા દો. એની સાથે લાખ પ્રશ્નો પણ જશે. ઈજ્જત બચશે, આબરૂ રહેશે.

આ ભરપૂર ભીડમાં પણ બે માણસ વચ્ચેની ખાલી જગ્યામાં લેડીઝ સીટ પાસે ઊભેલી એક નાઈલોન-સુંદરી ચક્રપાણિની નજરે પડી.

લાલ લિપસ્ટિક લગાડેલા હોઠ, સુરમો આંજેલી કાજળકાળી આંખો, રિબન વિના ઊપસેલા વક્ષસ્થળ પર વિશ્રામ કરતા મોટા નેકલેસ સાથે એકદમ માલા સિંહાના વૉલ પોસ્ટરની જેમ તે નવીના ઊભી છે. આટલી ભીડમાં પણ ચક્રપાણિના મનમાં તૃષ્ણા પેદા થઈ.

પછી તો, બસ-સ્ટૉપ પર કંડક્ટરનો અવાજ સંભળાતાં સુધી ચક્રપાણિનું ધ્યાન બીજી કોઈ વસ્તુ પર ન ગયું (લાખ રૂપિયા સમેત).

કોઈની કોણી, કોઈનો ગોઠણ, દાદાની લાકડી, માસ્તરસાહેબની છત્રી, સ્કૂલનાં બાળકોના લંચબૉક્સ અને છેવટે પેલી માલા સિંહાની સાડીનો પાલવ—બધાંને વટાવીને કોઈક રીતે ચક્રપાણિ બસમાંથી ઊતર્યો.

બત્તી સળગે છે. છ વાગી ગયા છે. દોડતો દોડતો તે ક્લબમાં પહોંચી ગયો. પ્રકાશમ્‌ને જોતાં જ ચક્રપાણિએ કહ્યું : "ભગવાનનાં દર્શન જેવાં તારાં દર્શન છે, ભાઈ !' એ વખતે એને લૉટરીના પૈસા મળવા જેવો જ આનંદ થયો.

અંદર પત્તાંની તૈયારી ચાલતી હશે. પ્રકાશમ્ એકદમ ઉતાવળે બહાર આવ્યો.

"સોરી, પાણિ ! પચીસની જગ્યાએ વીસ જ મળી શક્યા છે – ત્યાં લોકો હેરાન કરશે. હું જાઉં છું. બાય ... બાય ..."

દસ દસનાં બે કાગળિયાં ચક્રપાણિના ભીના હાથમાં પકડાવી પ્રકાશમ્ તરત અંદર જતો રહ્યો, જાણે કોઈ એનો પીછો કરી રહ્યું હોય !

ચક્રપાણિને વીસની જગ્યાએ ઓગણીસ જ દેખાયા – એમાંથી એક નાગય્યાને આપવાનો હતો તેથીસ્તો.

"અરે, હું ભૂલી જ ગયો. લૉટરી ટિકિટ આને દેવાની વાત હતી ને ?" ચક્રપાણિએ ખીસામાં હાથ નાખી ફરી પ્રકાશમ્‌ને બોલાવ્યો. "પ્રકાશમ્, એક વાત

સાંભળ."

પ્રકાશમે અકળાઇ પાછળ વળીને જોયું. એની આંખો જાણે પૂછતી હતી : "કેમ હવે વળી શું છે ?"

ચક્રપાણિનો વિચાર ફરી ગયો. એક લાખ રૂપિયા, એક-બે નહિ. આને દેવાથી શો ફાયદો. "કંઈ નહિ, અમથો જ બોલાવ્યો, અચ્છા ગુડ નાઈટ," કહીને પાછો વળી ચાલવા લાગ્યો.

હાથ ખીસામાંથી બહાર કાઢ્યો. સાથે માત્ર ખીસાનો રૂમાલ જ બહાર નીકળ્યો. સાળા મહાશયનો ભીનો કાગળ નથી (એમાં જ લૉટરીની ટિકિટ રાખી હતી)

બીજા ખીસામાં પણ જોયું.

ના, ત્યાં પણ નથી. કાગળ પણ નથી, ટિકિટ પણ નથી. ચક્રપાણિનું દિલ બેસી ગયું.

અરે, ટિકિટ ક્યાં ગઈ ? – કહેતાં બત્તીના અજવાળામાં બધાં ખીસાં ફંફોસી જોયાં.

છીઃ છીઃ કેટલું અભાગિયું આ જીવન છે ! મારા નસીબમાં જ ભીખ માંડી છે. ફકીરી જિંદગી. કોને ખબર પેલી કોણ હતી. કાચની પૂતળી જેવી ઊભી હતી. એને જોઈને મન લલચાયું અને લાખ રૂપિયાની ટિકિટ ખોઈ બેઠો. છીઃ છીઃ મારી જિંદગીમાં રૂડા દિવસો કદી આવવાના જ નહિ. લાખ રૂપિયાનું નસીબ મારાથી જોજનો દૂર છે. ચક્રપાણિની આંખમાં આસું તો નહોતાં, પણ દરિયા જેવડું દુઃખ અંદર ઊમટ્યું હતું. જે કોઈ કાગળ ઈન્લેંડ લેટર જેવો દેખાય એ ઊંચકીને બત્તી પાસે જઈ જોવા લાગ્યો.

જોયા કર્યા વિના કદાચ રસ્તામાં જ કોઈ કાગળ ફેંકી દીધો હશે. અને શોધતો શોધતો તે ફરી ઑફિસ પાસેના બસ-સ્ટેન્ડ પર પહોંચી ગયો.

એક રૂપિયો ખોવાઈ ગયો હોત તો એને આટલી ફિકર ન થાત. સામેથી શોધતી લક્ષ્મી આવી. એક લાખ રૂપિયાની ટિકિટ ખોવાઈ ગઈ.

ચક્રપાણિને જીવનમાં આટલી નિરાશા ક્યારેય નહોતી થઈ. ત્રીસ વર્ષ સુધી એનું પ્રમોશન અટકી પડ્યું હતું, ત્યારે ય તેણે આટલું દુઃખ નહોતું અનુભવ્યું. કોઈ નસીબવાળાને હાથ લાગી હશે. કોઇ પણ વસ્તુને માટે નસીબ જોઈએ.

નહિ તો આ ગરીબ માણસને આ પ્રાઈઝ ક્યાંથી મળે ? કદાચ પેલી બસમાં ખોવાઈ ગઈ હશે. એનો નંબર શો હતો ? કંડક્ટરને પૂછ્યું હોય તો ? શું પૂછવું ? (શરમ આવવી જોઈએ) અથવા કહેવું કે મારો એક કાગળ ખોવાઈ ગયો છે, ખાસ જરૂરી કાગળ.

ચાલો, બલા ટળી. વારંવાર એમ વિચાર્યું તો ખરું, પણ બસ-સ્ટેન્ડ છોડી ન શકાયું. આઠ વાગી ગયા. જૂની ઘડિયાળ કાન પાસે મૂકીને જોયું. ઘડિયાળ બંધ પડી ગઈ હતી. આઠ વાગ્યાની જ બંધ પડી ગઈ છે.

ઘણી બસો આવી ને ચાલી ગઈ, પણ એની બસ ન આવી. કોને ખબર કેટલા વાગ્યા હશે ? નવ વાગી ગયા હશે. ઘડિયાળ પણ અત્યારે જ બંધ પડી ગઈ !

ચક્રપાણિ ગુસ્સાથી ધમધમી રહ્યો છે. દુનિયા પ્રત્યે વૈરાગ્યની ભાવના મનમાં જાગે છે.

અય્યારાવ, નાગય્યા, બસ, પેલી માલા સિંહા જેવી છોકરી–બધાંની ઉપર, પોતાની પર, આ દુનિયા પર તે નારાજ છે. દુઃખી પણ છે.

હિસાબ જોવામાં વીસ વર્ષનો અનુભવ હોવાને કારણે ટિકિટનો નંબર (આશા ભૂંડી ચીજ છે – એમાં નુકસાન પણ શું છે) 3245670 યાદ કરતાં એકાઉન્ટન્ટ ચક્રપાણિએ પીડા, દુઃખ, ક્રોધ અને કરુણા સાથે પગપાળા જ ઘર તરફ ચાલવા માંડ્યું.

# નોળિયાની કથા

**બલિવાડ કાંતા રાવ**

વંશધારા નદીને કાંઠે મંડ્યામ્ નામના ગામમાં ડૉક્ટર અય્યારાવનું મકાન છે. નદીના ઊગમણા કિનારે એક ઊંચો ટેકરો છે. એ ટેકરા પર ડૉક્ટરસાહેબનું મકાન છે. બે ઘર છે. એક મોટું સરસ પાકું મકાન છે, બીજું કાચા ઘાસના છાપરાનું. દર વર્ષે પૂરના જોખમથી નદીકાંઠાને બચાવવા માટે સરકાર તરફથી પર્વત પરથી પથ્થર લાવી બંધ બંધાવવામાં આવે છે. બંધ બાંધ્યા પછી બેવાર રેલ આવી, પણ બંધને તલમાત્ર નુકસાન થયું નહિ.

એ નદીના કાંઠે ઉનાળામાં નીલગિરિ જેવી ઠંડક રહે છે. શિયાળામાં ગામ કરતાં અહીં ઠંડી વધારે લાગે છે. આંગણામાં ઊભા રહીને, દખ્ખણભણી વહી જતી નદીને જોતાં તનને પુલકિત કરી દે તેવી રમણીય પ્રાકૃતિક શોભા દેખાય છે. થોડે દૂર આવેલો ઐતિહાસિક પર્વત સાલિહુંડામ પણ ત્યાંથી દેખાય છે. ઊંચાં ઊંચાં વૃક્ષોની કતાર, કેળના બાગ, વાદળોમાં રંગ પૂરતી સૂર્યાસ્તની છટા–બધું નયનાભિરામ લાગે છે. ફેબ્રુઆરી મહિનામાં ધૂસર સંધ્યાટાણે પશ્ચિમ દિશાને આલોકિત કરતો શુક્રનો પ્રકાશ નીચે કલકલ નિનાદ કરતી નદીમાં પ્રતિબિંબિત થાય છે ત્યારે લયયુક્ત નાટક જેવો આનંદ આવે છે.

આ નદીને કાંઠે આવેલા ઘરમાં અનેક સગવડો સાથે થોડી મુશ્કેલીઓ પણ છે. વરસાદમાં જ્યારે નદીમાં પૂર આવે છે ત્યારે લાકડાં, લાશ વગેરે ત્યાં તણાઈ આવે છે. એમની સાથે ક્યારેક ક્યારેક સજીવ સર્પરાજ પણ દર્શન આપે છે. ખડકોની વચ્ચેથી આ સાપ કદી કદી રાત વખતે ઘરમાં પણ ઘૂસી આવે છે. એક દિવસ ઘરના લોકો સૌ ઊંઘતા હતા, ત્યારે ઉપરથી એક સાપ નીચે પડેલો. આયુર્વેદની ચિકિત્સા સાથે ખેતીવાડીનું પણ કામ સંભાળતા અય્યારાવને ખાસ કરીને લણણીની મોસમમાં બીજી પણ એક તકલીફનો સામનો કરવો પડે છે.

અત્યંત સંભાળથી રાખવામાં આવેલા અનાજમાંથી ઓછામાં ઓછા દસ ટકા જેટલું અનાજ તો કોળ અને ઉંદર સ્વાહા કરી જાય છે. આ પથ્થરોની વચ્ચે રહેતા કોળ અને ઉંદર રાત પડ્યે મનફાવે તેમ વિહરે છે. દિવસે પણ અટારીમાં ઘેરો નાખીને ત્યાં રાખેલી ખાદ્યસામગ્રીની અને મરચાંની ગુણોને તે કાતરી નાખતા. આ આફતથી બચવા માટે અય્યારાવે ઉંદર પકડવાની પણ તજવીજ કરી. પણ પકડાયેલ ઉંદરને મારી નાખવાનું તેમને દિલ નહોતું થતું અને દૂર મૂકી આવે તો મૂષક મહાશય રાતટાણે પાછા હાજર. એકવાર ઉંદરને મારવાની દવાનો પણ પ્રયોગ કર્યો તો મરેલા ઉંદરની દુર્ગંધથી ત્રાસ ત્રાસ થઈ પડ્યો. આ દુર્ગંધને પ્રતાપે એમને બહાર નીકળી જવું પડતું. પાછળથી એ લોકો જમવા બેસે ત્યારે ઉપરથી, મરેલા ઉંદરના શરીર પરથી સફેદ જીવડાં નીચે પડતાં. અય્યારાવ ડરી ગયો. એક બિલાડી પાળી તો તે પણ આ મૂષકમંડળથી ગભરાઈને માલિકણ સાથે પાકા મકાનમાં જઈને સૂઈ જતી.

ડૉક્ટરસાહેબને બે સંતાનો છે. છોકરો હજાર માઈલ દૂર લશ્કરી અફસર છે. છોકરીનું સાસરું અહીંથી આઠ માઈલ દૂર છે. અહીંથી મન કંટાળી જાય ત્યારે ઘરને તાળું વાસી થોડે દૂર ઉત્તર તરફ એક વડના ઝાડ નીચે ઊભાં રહી ગપસપ કરે છે. એટલામાં એકાદી બસ આવી લાગે છે, અને એમાં બેસીને બન્ને જણ છોકરીના સાસરે પહોંચી જાય છે. ત્યાં એક દિવસ રહીને પાછાં આવતાં રહે છે. આવો કાર્યક્રમ અવારનવાર થાય છે.

ડૉક્ટરે ઘણા લોકોને ઘણી પીડાઓમાંથી છુટકારો અપાવ્યો હતો, પણ ઉંદર ને સાપની પીડાથી તે પોતે છુટકારો મેળવી શક્યો નહિ.

એક દિવસ સવારે એક પશુપક્ષી પકડનારો આવ્યો. ગરીબો પ્રત્યે દયાથી વર્તતા ડૉક્ટરસાહેબ માટે તે નોળિયાનું એક બચ્ચું લઈ આવ્યો હતો. એની વહુને ઊલટી થતી હતી ત્યારે ડૉક્ટરે એને સાજી કરી હતી. આ એનું વળતર હતું.

"આને લઈને હું શું કરું ?" ડૉક્ટરે પૂછ્યું.

"તમારા ઘરમાં સાપ ને ઉંદર કેટલા બધા છે, સાહેબ ! હમણાં તો આ ગરોળી જેવડું છે, પણ છ મહિનામાં તો ખાસ્સું મોટું થઈ જશે. ત્યારે ખબર પડશે કે એનાથી તમને કેટલી રાહત રહે છે !"

"આ કાંઈ પાળી શકાય તેવું પ્રાણી થોડું છે ?"

"એનો આધાર તો આપણી ઉપર છે, સાહેબ ! પંદર દિવસ સુધી આને દોરીથી. બાંધી માળા જેવું કરી એમાં રાખો. બિલાડી–કૂતરાને પાસે ન જવા દેતા. દૂધ–ભાત ખાશે, માછલી ખાશે, કોઈ પણ ગળી વસ્તુ ખાશે. પછી ગળામાં ત્રણ ઘૂઘરી બાંધી દેશો."

"ઘૂઘરી બાંધીશું તો તે ઉંદર અને સાપને શી રીતે પકડશે ? આ તો બિલાડીને ગળે ઘંટડી બાંધવા જેવી વાત થઈ."

"એમ નથી, સાહેબ! ઘૂઘરીનો અવાજ સાંભળી એના નોળિયા બિરાદરો એને પાસે નહિ આવવા દે, એટલે નાછૂટકે તે અહીં જ પડ્યો રહેશે."

નોળિયાના બચ્ચાને હાથમાં લેતાંયે ડૉક્ટરને ડર લાગતો હતો. પેલાએ જ એના ગળામાં દોરી બાંધી દીધી. એને ફરવા માટેનો વખત પણ નક્કી કરી આપ્યો. દૂધમાં ભાત ભેળવીને મૂક્યા તો ખાધા નહિ. કટ-કટ કરવા માંડ્યું.

"અરે આ તો કકણે છે. આ અહીં શી રીતે રહેશે ?"

"માથી છૂટો પડ્યો છે ને ! બે દિવસ મા માટે કકણશે, બાબજી !"

"તને ક્યાંથી મળ્યો ?"

"જુઓ બાબુજી, પેલી સડક પર, વડના ઝાડ પર."

"ચાલ તો !" કહીને ડૉક્ટર ત્યાંથી ઊઠ્યા. બન્ને નજીક પહોંચ્યા તો જોયું, બે મોટાં મોટાં નોળિયાં ઝાડની બખોલમાંથી ઉપરથી નીચે ને નીચેથી ઉપર ચીસો પાડતાં દોડી રહ્યાં છે.

"બિચારાં પોતાના બચ્ચાને શોધે છે. હું આવું ખોટું કામ નહિ કરું. એને અહીં લાવીને છોડી મૂક."

"ના રે સાહેબ, એમને તો બીજાં બચ્ચાં થશે. તમને માઠું ન લાગે તો ખરી વાત કહું. હવે તમને તો કાંઈ બાળકો થવાનાં નથી. આ બચ્ચું મોટું થઈને તમને બહુ મદદરૂપ થશે. એને તો હવે તમે ખોળે લઈ લીધું. હવે તમે એનાં મા-બાપ છો."

ડૉક્ટર એકલા જ પાછા આવ્યા. ડૉક્ટરની પત્ની અમ્માયમ્માએ ખાંડ સાથે રોટલી ખવડાવી બચ્ચાને છાનું રાખ્યું. વચ્ચે વચ્ચે બે-ત્રણ દિવસ પંખીમાર એડન્ના આવીને નોળિયાને પાળવા અંગે સલાહ-સૂચના આપી જતો.

અમ્માયમ્મા રાંધવાનું કામ પૂરું કરીને નોળિયાની પાસે જ રહેતી હતી. ધીરે ધીરે તે વેંત જેવડો થઈ ગયો. પંદર દિવસ પછી તો એને પૂરી રાખવાનીયે જરૂર ન રહી. ગળામાં દોરી બાંધી એને જ્યાં લઈ જાય ત્યાં તે જઈ આવતો. નાનકડું મોં, મોં આગળ આછોતરી લાલી, વેંગણી રંગનું શરીર, ઝાડુ જેવી પૂંછડી, નાનકડી આંખો, નાનકડા કાન– ચાલતાં, કૂદતાં ઘૂઘરીનો ઝણઝણ અવાજ– અમ્મા- યમ્માએ એનું નામ પાડ્યું ,"બચ્યન્ના... બચ્યન્ના."

મહિનામાં તો દોરીનીયે જરૂર ન રહી. નામ લઈને સાદ કરતાં પોતાની મેળે દોડ્યો આવતો. ખાવાનું ખાઈને ઝડપભેર વધવા લાગ્યો. હવે તે ઘરમાં નથી રહેતો, પિંજરામાં પણ નથી રહેતો, નદીકાંઠે ખડકો વચ્ચે એક નાનકડું દર બનાવી તેમાં રહે છે. સવારે કૉફી પીવાનો વખત થતાં દરની બહાર નીકળે છે, છજા પર ચડી, દીવાલની કિનારીએ કિનારીએ ચાલીને તે ઝણ-ઝણ અવાજ કરતો નીચે પહોંચી જાય છે. એનો રૂમઝૂમ અવાજ સાંભળતાં જ "બચ્યાન્ના, આવ...." કરીને અમ્માયમ્મા એને બોલાવે છે. એને માટે એક જૂની ચટાઈ ભીંત પાસે પડી રહે છે. આવતાંવેંત એના પર બેસી પહેલાં આગલા પગ ઊંચા કરે છે. ઈડલીમાં ખાંડ ન હોય તો એ રિસાઈ જાય છે. ખાંડ નાખતાં જ બધું પાંચ મિનિટમાં ચપોચપ ખલાસ કરી નાખે છે. પછી વળતા પ્રવાસમાં, ઉપરની અટારી પર થઈને ઘરની ચારેકોર પહેરો દઈને પોતાના દરમાં ચાલ્યો જાય છે.

વચ્ચે ક્યારેક અમ્માયમ્મા નદીકાંઠે જઈ 'બચ્યન્ના' એમ સાદ પાડે છે કે એક જ અવાજમાં રૂમઝૂમ કરતો તે બહાર નીકળી આવે છે. અમ્માયમ્માના હાથમાં માછલી જોઈ લે છે. માછલી ન આપે તો એના પગ પર ઊભો થઈ, ઉપર ચડવાની કોશિશ કરે છે. અમ્માયમ્મા એને ઊંચકી લઈને 'તારે માટે તો લાવી છું.' કહી માછલી નીચે નાખી દે છે. પછી તે અમ્માયમ્માના હાથમાંથી છૂટીને માછલી લઈને દરમાં પેસી જાય છે.

હવે તો બચ્યન્ના ઘરનો લાડકો દીકરો છે. પેટ ભરીને ખાવાનું ન મળે તો ઉધામા મચાવે છે, અમ્માયમ્માના પગમાં આળોટે છે, કોઈ કામ નથી કરવા દેતો, લગાતાર ઘોંઘાટ કરે છે, એના પર ચડી જઈને કાનમાં કંઈક કહેવાનો પ્રયત્ન કરે છે. નાનકડા પગથી, હાથથી, મોંથી એ લાડકો બાબલો માની અંદર ગલીપચી પેદા કરે છે.

એ લોકોની નજરે તો હજી બચ્યન્ના છ મહિનાનું છોકરું છે. પણ એ તો ઘરનો માલિક બની બેઠો છે. જે કામ ઘરના માલિકથી ન થઈ શકે, તે બધાં આ જુવાન છોકરો કરી દેખાડે છે. ઘરમાં હવે ઉંદર નથી, કોળનું તો નામનિશાન નથી, કોને ખબર ક્યાં છૂ થઈ ગયાં. સાપોલિયાં પણ ક્યાંય દેખાતાં નથી. નદીને કાંઠે સાપની કાંચળી સુધ્ધાં નજરે પડતી નથી. આ વરસે તો ઘરની બધી વસ્તુઓ જ્યાં મૂકી હોય ત્યાં જ પડી રહે છે. શાકભાજીની ટોપલી પેટીની ઉપર જ હોય છે. અનાજ તો ક્યારેક ભોંય પર પણ પડ્યું રહે, અથવા કોઈ ટોપલામાં. પાણી પરથી વહેતી શીતળ હવાને નિરાંતે માણતાં, ચાંદનીની છાયામાં નૌકાની જેમ વહેતી લહરોનું સૌંદર્ય જોતાં બન્ને આનંદથી જીવન વિતાવે છે. ક્યારેક ક્યારેક જુવાનીના દિવસો સાંભરે છે. પહેલાંની જેમ પગ પર સાપ વીંટળાઈ વળવાનો ડર હવે નથી.

"રાતવેળાએ ક્યારેક 'બચ્યન્ના, અહીં આવ તો...' કહીને ઘરના કોઈ છોકરાને સાદ કરતાં હોય તેમ બોલાવતાં જ રૂમઝૂમનો ધ્વનિ સંભળાય છે. પાસે આવી તે બન્નેની પ્રદક્ષિણા કરીને નમસ્કાર કરતો હોય તેમ ફરે છે. પછી માથું ઊંચું કરી અમ્માયમ્માને એકવાર જુએ છે અને એના પગ પર બેસી જાય છે. તે અય્યન્નાને હાથમાં ઊંચકી ખભા પર બેસાડે છે તો બચ્યન્ના મોં વડે તેના ગાલને ચૂમી લે છે. "જા હવે .. તારા દરમાં જા," તે ઝણઝણ અવાજ કરતો પાછો ચાલ્યો જાય છે.

એક દિવસ વહેલી સવારમાં જ ભૈરવય્યા હાથમાં લાઠી લઈને ડૉક્ટરસાહેબના ઘરની સામે આવીને ઊભો રહ્યો. તે આ લોકોનો દૂરનો સગો થાય છે. પોતાની સ્થિતિ કરતાં આ લોકોની સ્થિતિ સારી જોઈ મનમાં ને મનમાં બળે છે. હમેશાં કોઈ બહાનું મળે કે આ લોકો પર તૂટી પડવાની તાકમાં રહે છે. ગુસ્સામાં હોય ત્યારે તે બહુ ભયંકર લાગે છે. પોતાની તિરછી મૂછો પર વટથી લીંબુ રાખવાનો દાવો કરે છે. લાંબા લાંબા વાળ પાછળની તરફ ઓળીને છુટ્ટા મૂકી દે છે.

પાંચ મરેલી મરઘીઓને દરવાજે ફેંકી તેણે હુંકારભર્યા અવાજે હાંક મારી.

"શું થયું ?" ડોક્ટરે પૂછ્યું.

"મારે શું કહેવાનું હોય ? રાતે'બચ્યન્નાએ આ મરઘીઓનું ગળું કાપી નાખ્યું છે."

"કોઈએ જોયું છે ?"

"એને માટે સાબિતી પણ જોઈશે ?"

"એમ આંખ લાલ કરવાથી ફક્ત કામ નહિ ચાલે. અમારા બય્યન્ના પર જૂઠો આરોપ ન મૂક. એ આવું ખોટું કામ કરતો નથી. એને બોલાવીને જે ખવડાવીએ તે ખાઈ લે છે, બસ."

"તમને સાક્ષી જોઈએ તો લઈ આવું છું."

પડોશીઓને બોલાવી ભૈરવય્યાએ સાક્ષી અપાવી કે બય્યન્નાએ જ મરઘીઓને મારી નાખી છે. ડૉક્ટરે ઊંચા સાદે કહ્યું કે સાક્ષી જૂઠી છે.

"આની કિંમત દસ રૂપિયા છે, આપી દો."

"કારણ વગર નહિ આપું. અમારો બય્યન્ના ગળું કાપનારો પાપી નથી. હું એક પૈસો પણ નહિ આપું, નહિ આપું."

"મોટા ઘરના છો એટલે સાતમે આસમાન ચડીને વાત કરો છો, એમ ને ? નુકસાન મારું થયું છે, તમારું નહિ. જવા દો, માનીશ કે આ મરઘીઓ મારા ભાગ્યમાં નહોતી," કહીને તેણે મરઘીઓ નદીમાં ફેંકી દીધી. ઊડતાં ગીધોએ એમને વચ્ચેથી જ પકડી લીધી ને આપસમાં ખેંચાખેંચ કરવા લાગ્યાં.

ગુસ્સાથી ધમધમ થતા ડૉક્ટર ઘેર આવ્યા તો પત્નીએ કહ્યું : "એ તો બદમાશ છે. એવાની સાથે શું માથાઝીક કરવી ? અડધી કીમત આપી પતાવી દેવું હતું ને !"

ડૉક્ટર વધારે ભડકી ઊઠ્યા : "કમબખ્ત ! નિર્દોષ બય્યન્નાની વિરુદ્ધ બોલે તો આપણે શાનાં ચુપ રહીએ ? એ ત્યાં ગયો હોત તો ઝણઝણ અવાજ ન થયો હોત ? મરઘીની ચીસાચીસા સંભળાત ? એ લોકો પણ જાગી ન જાત ?"

ભૈરવય્યાએ ઘેર જઈ સહુની સામે કહ્યું : "મામલો બગડી ગયો. આપણે જૂઠા અને એ સાચો. આપણે તો આપણો બચાવ જાતે કરવાનો છે. બાકી મરઘાંને સંભાળજો. એમને ઘરમાં રાખજો. અમે બહાર સૂઈશું."

દસ દિવસ વીતી ગયા. ભૈરવય્યા ડૉક્ટર પાસે દવા લેવા આવ્યો. ડૉક્ટરે એક પણ પૈસો લીધા વિના દવા આપી. મરઘીની વાત તે સાવ ભૂલી ગયા.

શહેરમાં દીકરીને મળવા જવા માટે ડૉક્ટર અને એમની પત્ની તૈયાર થઈને બહાર નીકળ્યાં. ઘરને તાળું વાસી, વાડમાં દૂધ–ભાતની વાટકી મૂકી અમ્માયમ્માએ કહ્યું : "બય્યન્ના, બપોરે ખાઈ લેજે. શહેર જઈને સાંજ સુધીમાં પાછાં આવતાં રહીશું, ઘરમાં સંભાળીને રહેજે." અને બન્ને જણ ઊપડ્યાં.

ઘણું મનાવવા છતાં બચ્યન્ના એમની પાછળ પાછળ ચાલવા લાગ્યો. વડના ઝાડ હેઠળ બસની વાટ જોતાં હજી તેઓ માંડ બેઠાં ત્યાં પાછળથી નોળિયાની ચીસો સંભળાઈ. પાછળ ફરીને જોયું – એક નોળિયો નથી, બચ્યન્ના ઉપરાંત બીજાં બે મોટાં મોટાં નોળિયાં છે. બન્ને કાન ઊભા કરી ચીસો પાડે છે અને બચ્યન્નાને આગળ વધતાં અટકાવે છે. બચ્યન્ના એમને જોઈને એમની સાથે જવા આતુર થઈ રહ્યો છે.

"જો, આ બચ્યન્નાનાં માબાપ છે," "ડૉક્ટરે કહ્યું. બન્ને ચકિત થઈને જોઈ રહ્યાં છે, બચ્યન્ના પર હુમલો કરવાની તૈયારીમાં છે. બચ્યન્ના એને ન્યાત બહાર મૂકવામાં આવ્યો હોય, એવું અનુભવે છે.

"એ લોકો કદાચ મારીયે નાખે. એમને ભગાડો ને !" અમ્માયમ્માએ કહ્યું.

"આવતો રહે બચ્યન્ના," કહીને મોટાં નોળિયાંને ભગાડ્યાં કે બચ્યન્ના અમ્માયમ્મા પાસે આવ્યો ને પગમાં આળોટતો હોય એમ નમી પડ્યો. એણે એને હાથમાં લીધો તો તે મોં પર મોં અડાડી કંઈક અવાજ કરવા લાગ્યો.

"તારાં મા–બાપ તને અટકાવતાં હતાં એટલે તું રડે છે ? અમારા ભણી જો. હું તારી મા છું, આ તારા પિતા છે ... જા, ઘેર જા. તું ઘરમાં નહિ રહે તો દુશ્મનો તારા પર ફરી હુમલો કરશે. જા, બેટા ! જા.' અમ્માયમ્મા એનું મોં ચૂમી થોડે દૂર પાછી જઈને એને મૂકી આવી. એટલામાં બસ આવી. ડૉક્ટરે સાદ કર્યો, અને તે ચાલી ગઈ. આ બાજુ બચ્યન્ના પાછો આવી, ઘરની ચારે તરફ એકવાર પહેરો દઈ પછી દરમાં જઈને બેઠો.

દસ વાગી ગયા. હજી દૂધ–ભાત ખાવાનો વખત નથી થયો. વખત થતાં જ બચ્યન્ના નીકળશે – જાણે ઘંટડી વાગી હોય. "બચ્યન્ના, આવ !" બહારથી અવાજ આવ્યો. બચ્યન્નાએ બહાર આવીને જોયું. ફરી અવાજ આવ્યો. ભૈરવય્યા કાંઠે ઊભો છે. બહાર બીજું કોઈ નથી. નદીમાં પણ આસપાસમાં કોઈ નથી.

"આવ બચ્યન્ના ... આ લે માછલી ... આવ, આવ."

રૂમઝૂમ અવાજ થયો. પટ પટ પટ તે ઉપરનીચે દોડવા લાગ્યો. ભૈરવય્યાના હાથમાં માછલી દેખાઈ. ભૈરવય્યા જરા આગળ વધતો બોલ્યો :

"તારે માટે માછલી લાવ્યો છું ... બચ્યન્ના ... આવ ... !"

જરા પાછળ ખસતાં ... આગળ વધતાં ... પછી ખૂણામાં સંતાઈને પછી બહારની તરફ જોઈને, જરાવાર મંદારની વેલ પાછળ છુપાઈને છેવટ એના

અવાજથી બય્યન્ના માછલી તરફ આકર્ષાયો.

માછલી પકડવા ઝણ ઝણ અવાજ કરતો તે આગળ વધ્યો. સામે હાથમાં ખીલીવાળી લાઠી લઈને મૂછોને વળ દેતો ભૈરવય્યા ઊભો હતો. એણે અચાનક લાઠી ઊંચકી બય્યન્નાના શરીર પર પ્રહાર કર્યો. બય્યન્ના ચીસો પાડતો મોં ઊંચું કરીને ઊભો હતો. જાણે કહેતો હોય : "મારો નહિ, મારો નહિ, મારો કોઈ વાંકગુનો નથી." આગલા બન્ને પગ ઊંચા થયા. જાણે કહેવા માગતો હોય : "હું તમને પ્રણામ કરું છું. મને નિર્દોષને ન મારો." બીજો એક પ્રહાર. હવે બય્યન્ના તરફડવા લાગ્યો. બીજા બે–ત્રણ પ્રહારે બય્યન્નાને નીરવ બનાવી દીધો.

ભૈરવય્યાએ પૂંછડીએથી પકડીને એને ઊંચક્યો. મોંમાંથી લોહી નીકળતું હતું. અંદર નાના-નાના દાંત દેખાતા હતા. આ એ જ દાંત છે, જે મનુષ્યને મારવાને સમર્થ ઝેરી સાપોને ચાવીને ટુકડા કરી નાખે છે. સાપને જોતાં જ વીર સિપાહી જેવા ઉત્સાહથી લડવાને તૈયાર થઈ જતા પગ આ જ છે, જે હવે ઢીલા પડી ગયા છે. આંખો સાવ નાની છે, પણ ઉંદરોના ટોળાને, કોળના સમૂહને ધમકાવવાને શક્તિમાન છે. એ આંખો આજે મીંચાઈ ગઈ છે. જે કાનોએ "બય્યન્ના, આવ" ના સાદમાં માનવજાતિનાં સૌહાર્દ, પ્રેમ અને વાત્સલ્યની કલ્પના કરી અને એવી આશાનું સંવર્ધન કર્યું કે આ લોકોની દયાથી મારા જેવા બીજા પણ ઘણા જીવોનું પાલન-પોષણ થશે, એ કાન હવે હમેશ માટે બહેરા બની ગયા.

ભૈરવય્યાએ ઘણા ઉત્સાહથી એની પૂંછડી પકડીને જોરથી લાશને વહેતી નદીમાં ફેંકી દીધી. અને પછી જાણે કાંઈ જાણતો જ ન હોય તેમ નદી પાસે જઈને તેણે હાથપગ ધોઈ નાખ્યા.

બય્યન્નાની લાશ નદીમાં વહી ગઈ. તે સડી ન ગઈ, કોઈક કાંઠે પહોંચી ગઈ, કોઈ ભૂખ્યા ગીધનો ખોરાક બની ગઈ.

સાંજે સૂર્ય આથમે તે પહેલાં જ, પશુઓ સાથે સવારે ખેતરમાં ગયેલો નોકર પાછો આવ્યો. શહેરથી અમ્માયમ્મા અને ડૉક્ટર પણ પાછાં આવી ગયાં. બય્યન્નાને મીઠાઈ બહુ ભાવે છે, સૂકી માછલી પાછળ તો તે ગાંડો છે, એ ખ્યાલથી અમ્માયમ્મા આ બધી વસ્તુઓ ખરીદી લાવી હતી, ઘેર પહોંચતાં જ સહુથી પહેલાં બય્યન્ના માટે મૂકેલાં દૂધ-ભાત તેણે ખાધાં કે નહિ તે જોવા તે પાછળ ગઈ.

દૂધ—ભાત જેમનાં તેમ પડ્યાં હતાં.

"જુઓ તો, આપણા બચ્ચન્નાનો રુઆબ જુઓ. આપણે તો એને સમજાવી મનાવીને ગયાં હતાં, તોય એણે ખાધું નહિ."

"તું પાસે બેસીને ખવડાવીશ તો ખાશે."

થેલામાંથી એક સૂકી માછલી કાઢી અમ્માયમ્મા નદીકાંઠે પહોંચી. "બચ્ચાન્ના, આવ ... તને ભાવતી વસ્તુ લાવી છું ... આવ બેટા ... આવ !"

એક નહિ, અનેકવાર સાદ કર્યો. રાત થતાં સુધી બાગમાં, આંગણામાં, ઘરના ખૂણેખૂણે જઈને આ રીતે સાદ દીધો.

"કોને ખબર ક્યાં ઊપડી ગયો છે ! ઘર સુધી એને મૂકવા ન ગયાં એ ભૂલ થઈ. રસ્તામાં જ છોડીને ચાલી આવી હતી. પેલી મૂઈ બસ પણ એ જ ટાણે આવી. આટલું મોડું થયું હતું તો એમાં થોડું વધારે. રસ્તામાં કોને ખબર કોઈ કૂતરાએ મારી નાખ્યો હશે કે પછી બિલ્લીની ઝપટમાં આવી ગયો હશે. અથવા કદાચ પેલાં બે નોળિયાં એની પર તૂટી પડ્યાં હશે."

રાતે પણ પત્ની સાથે ડૉક્ટર વડના ઝાડ સુધી બૂમો પાડતા ગયા. ઘણીવાર સાદ કર્યો. પાછાં વળતાંય અનેક રીતે બોલાવ્યો.

ઘેર આવ્યાં, પણ રસોઈનું નામ ન લીધું. પાણી સુધ્ધાં ન પીધું. અમ્માયમ્મા આખી રાત જાગતી રહી. વચ્ચે વચ્ચે નદીકાંઠે જઈ પોકારવા લાગી : "બેટા બચ્ચન્ના ! તને ભાવતી સરસ-સરસ મીઠાઈ લાવી છું. ... સારી સારી માછલી લઈ આવી છું. આવ બેટા, આવતો રહે ..."

સવાર પડી, પણ એ રણઝણ અવાજ ફરી સંભળાયો નહિ. સવારે સ્નાન કર્યા પછી ભગવાનની પૂજા કરીને હાથ જોડીને એની પાસે વર માગ્યો : "અમારો બચ્ચન્ના અમને પાછો આપો." પાંચ માણસને શોધવા મોકલ્યા. ભગવાનની માનતા માની કે એ મળી જશે તો પૂજાપાઠ કરીશું.

બે રાત વીતી ગઈ. બચ્ચન્નાનો પત્તો લાગ્યો નહિ. ત્રીજા દિવસે રાતના વખતે ઉપરથી અવાજ સંભળાયો. અમ્માયમ્મા આશાથી ઝટ બેઠી થઈ. એ ઝણઝણ અવાજ નથી, પટ પટનો અવાજ છે. દીવો લઈને જોયું તો પહેલાંની જેમ ઉંદરો ખુલ્લા અનાજનું આરામથી ભક્ષણ કરે છે. એમને ભગાડી મૂકવાનું મન ન થયું.

હજુ પણ જ્યારે તે માછલી ખરીદે છે ત્યારે એમાંથી એક બચ્યન્ના માટે અલગ રાખી મૂકે છે. કાગળ પર બચ્યન્નાની છબિ દોરીને એને જુદી કાપી લે છે અને એના ગળામાં ઘૂઘરી બાંધી પિંજરામાં મૂકે છે. હવાથી તે હલે છે તો ખૂબ આશાથી ત્યાં જઈને જુએ છે. દૂધમાં ભાત ભેળવીને ત્યાં મૂકે છે. કોઈ બિલાડી આવીને દૂધ પી જાય તો માને કે બચ્યન્નાએ આવીને પીધું છે.

હુજ પણ અમ્માયમ્મા એવી આશા લઈને બેઠી છે કે કોઈક ઠેકાણે બચ્યન્ના જીવતો છે અને કોઈએ એને લોઢાની સાંકળથી બાંધી રાખ્યો છે; અને તે સાંકળને કરડી કરડીને તોડી નાખશે અને એક દિવસ પોતાની પાસે પાછો આવશે.

એક દિવસ સવારે જરા તડકો ચડતાં ભૈરવય્યાએ મરઘીનાં બચ્ચાંને ઘરમાંથી બહાર કાઢ્યાં. મોટી મરઘી સાથે એનાં બચ્ચાં પણ આગળ વધીને નદીકાંઠે પહોંચી ગયાં. ડૉક્ટરના મકાનથી આગળની સડક છે. આમલીના ઝાડ નીચે નદીકાંઠે પડેલા અનાજના દાણા મરઘીનાં બચ્ચાં વીણીવીણીને ખાય છે.

ભૈરવય્યાએ વિચારેલું કે હવે બચ્યન્નાની બલા ટળી ગઈ છે એટલે બચ્ચાને બહાર ઓટલા પર છૂટાં મૂકવામાં કોઈ જોખમ નથી. ઘણી મહેનતથી ઉછેરેલાં બચ્ચાંની રંગબેરંગી શોભા જોઈ તે ખુશ થાય છે. એમાં રોજ ઈંડાં આપે તેવી મરઘીઓ છે, મરઘાની રમતમાં સહેલાઈથી જીતી જાય તેવા મરઘા છે. તે મનમાં ને મનમાં રાજી થાય છે.

તે સામે જ બેઠો હતો અને તેને પોતાની આંખો પર વિશ્વાસ ન બેઠો કે એક બહુ મોટો નોળિયો – બચ્યન્નાથી પણ મોટો, દેખાવમાં ભયંકર, કાળાશ પડતા રંગનો ક્યાંકથી આવી ચડ્યો અને મરઘીનાં બચ્ચાં પર તૂટી પડ્યો. એકને તો તેણે પકડી પણ લીધું. ભૈરવય્યા નોળિયાની પાછળ પડ્યો. પણ કોને ખબર ખડક વચ્ચે તે ક્યાં જઈને છુપાઈ ગયો. ઘણો શોધ્યો. પણ મળ્યો નહિ. છેવટ નિરાશ થઈને, બાકીની મરઘીઓને સાથે લઈને તે ઘર ભણી ચાલ્યો. ઘેર જઈને ઘરવાળીને કહ્યું કે હવેથી મરઘીને ફરી અંદર જ પૂરી રાખજે.

ભૈરવય્યા માંદો પડી ગયો. લાઠીથી તે જ્યારે બચ્યન્નાને મારતો હતો ત્યારે એ ભલા-ભોળા નિરાધાર જીવે મોં ઊંચું કરી, હાથ જોડી માણસની જેમ "મારો કોઈ વાંક નથી... મને ન મારો", કહી વિનતિ કરી હતી, પ્રાણના મોહથી તેણે આક્રંદ કર્યું હતું – વગેરે વારે વારે યાદ આવતાં તે ઉદાસ થવા લાગ્યો. એ પછી તે ઊઠી શક્યો નહિ.

# થૅંક્સ ફૉર ધ પી.એમ.

**શ્રીમતી બીના દેવી**

એ બધાં મકાનો સિમેંટ કેક જેવાં છે. એમની સામે ખૂબ છટાથી વળેલી સડક એ મકાનોમાં રહેનારા પાસે ગરીબીને જતી રોકવા માટે ભગવાને આંકેલી નિષેધ-રેખા જેવી છે. એ સડકની આગળ આવેલો સાગરતટ ચાંદનીના ઢગલા જેવો છે. સમુદ્ર પર વેરાયેલી ચાંદની ચાંદીની વરાળ જેવી છે. એ લાઇનના મકાનોમાં તેર નંબરના મકાનનું અંતર છએક એકર જેટલું હશે.

શિયાળાની રાતમાં ઘરની આગળ ગતિહીન વૃક્ષ પથ્થરના ઝાડની માફક ઊભાં છે.

ઘરના ફાટક પાસેનું ગૅરેજ નવા સાબુની ગોટી જેવું છે. પૉર્ટિકોમાં ઊભેલી ત્રણે કાર પાંખ સમેટેલા લોહપક્ષી સમી છે.

ઘર આગળના ફૂલોના બગીચામાં બે પગદંડીઓ એકવડા બાંધાની કિશોરીઓના ચોટલા જેવી છે. એ પગદંડીઓની બાજુમાં રાખેલાં લાલ લાલ કૂંડાં નાનાં બાળકોની અંજલિઓ જેવાં છે. એમાં રાખેલા છોડ ફૂલોના ભારથી ઝુકેલા, સફળ મનોરથ જેવા છે.

ઘરની આગળનાં મોઝાઈક પગથિયાં જામેલા દૂધના ટુકડા જેવાં છે. ઉપરના દાદર પર બિછાવેલ પગટેકણિયું સ્પોંજ કેક જેવું છે.

વરંડામાં મૂકેલું ગોળ મેજ કોઈ મોટા ફૂલની વચ્ચેના ભાગ જેવું છે અને એની ચારે તરફ ગોઠવેલી ખુરસીઓ ફૂલની પાંખડીઓ જેવી છે. એના પર સજાવીને મૂકેલું કાળા કાચનું પાત્ર ખૂબ ખાઈપીને તગડા થયેલા ભમરા જેવું છે.

એ વરંડાના ખૂણામાં સૂતેલો ચપરાસી ઘરના ગુલામ જેવો છે.

વરંડાની પાછળના હૉલમાં સીલિંગની વચ્ચોવચ્ચ લીલા રંગની વીજળીની બત્તી વાઘની આંખ જેવી છે.

ફરસ પર બિછાવેલો લાલ ગાલીચો લોહીના ખાડા જેવો છે.

એ મકાનની સામે એક કાળા રંગની કાર કશો અવાજ કર્યા વિના ચુપચાપ આવીને ઊભી રહી ગઈ. એમાંથી એક લાંબો સરખો નવજુવાન ઊતર્યો. તેણે કાળા રંગનો સૂટ અને ફેલ્ટ હેટ પહેર્યાં છે. એના જોડાની નીચે રબરનાં સોલ છે. એના હાથમાં કાળી બેગ છે અને આંખો પર જાડાં ચશ્માં છે. ચાલો વાચકબંધુ, આપણે આ આગંતુકની પાછળ જઈએ.

ધીરેથી ફાટક ઉઘાડી એણે અંદર પ્રવેશ કર્યો. દાબેલા પગલે વરંડામાં પહોંચી ટોર્ચના પ્રકાશમાં ચપરાસીને સૂતેલો જોઈ તે ખુશ થયો. પોતાના કોટનો કૉલર ઊંચો કર્યો અને હેટના આગલા ભાગને આંખો સુધી ખેંચી કાળા સૂટવાળા એ માણસે બારણું અંદરની તરફ ધીરેથી ધકેલ્યું.

બારણું અંદરથી બંધ નહોતું.

હોલમાં પહોંચી એણે દાદર પર બળતી બત્તી ઓલવી નાખી. એ મકાનના નીચેના ભાગમાં કોઈ હલચલ નથી.

એણે હેન્ડબેગ ખોલીને જોયું અને ચુપચાપ દાદર ચડવાનું શરૂ કર્યું. દાદરના વળાંક સુધી તે પહોંચ્યો. એટલામાં ઉપરથી નીચે ઊતરતા એક જવાને એને જોરથી પકડી લઈ બૂમ મારી : "મેથ્યુ, ચોર આવી ગયો."

એની બૂમનો અવાજ સાંભળી ઉપરના હોલમાંથી પાંચ યુવાનો આવીને એને ઘેરી વળ્યા.

"સોરી બ્રધર્સ, જરા મોડું થઈ ગયું." કાળા સૂટવાળા માણસે કહ્યું.

"અરે એ તો કહે રેગ્ગી, તું વખતસર કઈ પાર્ટીમાં પહોંચેલો ?' પ્રશ્નની સાથે જ ચલપતિએ ઉત્તર દીધો.

"તારે માટે થઈને લગ્ન કંઈ અટક્યાં નથી," સુંદરમે કહ્યું.

"સારું કર્યું તમે લોકોએ," રેગ્ગીએ માઠું ન લગાડ્યું.

"હજી બીજા ફેરામાં છે,' ડૉક્ટર જગન્નાથમે કહ્યું.

"ત્રણે ફેરા પૂરા થાય ત્યારે આપણને ખબર પડશે કે આ પાણી નહિ, દવા છે." સુંદરમે જાહેર કર્યું.

"સારી વાત છે, પણ બીજાને ઝટ જણાવી દેતા નહિ,' કહીને રેગ્ગી હસી પડ્યો. બધા લોકો ઉપરના હોલમાં પહોંચી ગયા.

પડદાની પાછળ છુપાયેલા ચંદ્રની જેમ હોલમાં કંસીલ્ડ લાઈટિંગ છે. હોલની વચ્ચે મેહોગનીની ડાઈનિંગ ટેબલ પહાડી સરોવરની જેમ કાળું કાળું પથરાયેલું છે.

એના પર ગોઠવીને મૂકેલી પ્લેટ એ સરોવરમાં ખીલેલાં ફૂલ જેવી છે.

પ્લેટોની પાસે મૂકેલી બોટલો કીમતી 'દવાની' બાટલીઓ જેવી છે. એમાંની એક બોટલ લોહીની બાટલી જેવી લાલ છે.

એ હોલની ભીંત પર તૈલચિત્ર છે. એ ઉપસેલી છાતીવાળી છોકરીની છબિ છે. છોકરીના બ્લાઉઝનાં નીચેનાં બટન ખુલ્લાં છે. ઉપરનાં બટન તે ખોલે છે કે બીડે છે, એ કહેવાનું મુશ્કેલ છે.

પાર્ટી તો ધુમધામથી શોરબકોર વચ્ચે ચાલી રહી છે. પાર્ટીમાં કુલ મળીને સાત માણસો છે. જેમાંથી પાંચ–મેથ્યુ (મધુ), રેગ્ગી (રઘુ), સુંદરમ્, જગન્નાથમ્ અને જગમોહન ડૉક્ટર છે. ઉપરાંત કૉન્ટ્રેક્ટર ચલપતિ અને વકીલ વેંકટરાવ પણ એમાં સામેલ છે.

અનેક લોકો અનેક કારણોસર ડોક્ટરના મિત્ર બને છે, કેટલાક લોકો સ્ટેટસ ખાતર બને છે, કેટલાક લોકો મફતિયા સારવાર મળે તે સારુ બને છે અને કેટલાક લોકો નમૂનાની દવાઓ માટે બને છે.

વેંકટરાવ 'દવા' માટે દોસ્તી કરે છે.

ચલપતિ 'નર્સો' માટે કરે છે.

ચલપતિને આ 'દવામાં' કશો રસ નથી. તોપણ તે કોઈ પાર્ટી "મિસ" કરતો નથી. પહેલા જ ફેરામાં એની ભૂખ પૂરી થઈ જાય છે, બીજા ફેરામાં કામવાસના સમાપ્ત થઈ જાય છે, ત્રીજા ફેરામાં ઊંઘ આવી જાય છે. અત્યારે તે ત્રીજા તબક્કામાં છે. આથી બગાસાં ખાતાં ખાતાં પૂછે છે : "પણ આ પાર્ટી શાને માટે અપાઈ રહી છે ?"

"એની સાથે તારે શો સંબંધ ? મેથ્યુ આપે છે અને આપણે લઈએ છીએ. ભલેને ગમે તે વસ્તુની પાર્ટી હોય," કોઈએ ધૂંધવાઈને કહ્યું.

"મેમસાહેબ કદાચ કંઈ પીગળી હશે !" ચલપતિએ સંદેહપૂર્વક કહ્યું.

"તને એ વાતની શંકા છે કે ઈર્ષ્યા ?"

"મફતમાં મળે તો આપો, એમ ને ? એ રીતે કદાચ બન્ને હશે."

"મગજમાં ભૂંસું ભર્યું હતું એટલે પૂછ્યું."

"અચ્છા, હવે પછી આવું કામ ના કરીશ. ખરું જોતાં તો તું પાર્ટીમાં આવે છે જ શું કરવા ?"

"તું પોતે તો પીતો નથી, ને અમને પીવાયે નથી દેતો."

"વરુની સાથે જાણે બકરો."

"અરે ચલપતિ, પાછળના ઓરડામાં પથારી છે."

"એના પર ધોયેલી ચાદર છે."

"બે તકિયા અને એક ઓશીકું છે."

"જઈને ઊંઘી જા."

"અરે, હું પૂછું, આ પાર્ટી શાના નિમિત્તે અપાઈ રહી છે, અને તમે લોકો મને ઊંઘી જવાનું કહો છો."

"પાર્ટી તો ... ખેર કાંઈ પણ હોય, એથી શું ?"

"મેથ્યુ કાલે અશ્વમેધ યજ્ઞ કરવાનો છે, કદાચ એ નિમિત્તે."

"અને એમાં ઘોડો તારે બનવાનું છે. સવારે સારી પેઠે દોડવાનું છે. જલદી જઈને ઊંઘી જા."

"કોણે દોડવાનું છે ?"

"તારે દીકરા, જા સૂઈ જા."

"પાર્ટી શાની અપાઈ રહી છે તે પહેલાં કહો. પછી હું જઈને સૂઈ જઈશ."

ચલપતિએ હઠ પકડી.

"પાર્ટીની વાત પૂછો છો ?" ... સિગરેટ સળગાવતાં મેથ્યુએ કહ્યું, "એક તમાશો થયો."

"શાનો તમાશો ?"

"ક્યારે ?"

"કાલે રાતે ..."

કાલની ચાંદની રાત ચાંદીનો પાવડર લગાડ્યો હોય તેવી હતી.

જે લોકો અંદરથી ગરમી પેદા કરી શકે છે તેમને માટે બહાર પૂરતી ઠંડક હતી.

થિયેટરોમાં બીજો 'શો' શરૂ થઈ ગયો અને રસ્તા સૂના થવા માંડ્યા.

ઇમર્જન્સી વૉર્ડથી જોતાં દૂરથી ઇસ્પિતાલ શીશમહલ જેવી દેખાય છે. પણ

ઈમર્જન્સી વૉર્ડ તો નિષ્પ્રાણ અને નીરવ છે. વરંડામાં સિંહાચલમ્ ખૂબ ઢીંચીને ઘેનમાં સૂતેલો પડ્યો છે.

વૉર્ડની ભીંત પર ટાંગેલી ઘડિયાળ લોખંડની થપાટો વડે સમયને તાલ આપી રહી છે.

ઓરડાની વચ્ચે ટેબલ છે. એના પર ખાદીનું કપડું પાથરેલું છે. કપડા ઉપર એક પુસ્તક છે. એ પુસ્તકને બે આંખો વાંચી રહી છે.

એ પુસ્તક 'વિદ્વાનો માટે વિશેષરૂપે પુદુચ્ચેરીમાં પ્રકાશિત' છે.

એ આંખો નર્સ સરોજાની છે. સરોજાને હવે પુસ્તક વાંચવાની ઈચ્છા નથી. એ વખતે એના મનમાં જે ઈચ્છા હતી તેના વિશે લખવામાં આવે તો કોઈ ભદ્ર પુરુષ તે વાંચશે નહિ. પણ એ તો સાઠ વરસની ઉંમરે પણ આ પુસ્તક વાંચનારાઓના મનમાં પેદા થયા વિના ન રહે એવી ઈચ્છા છે.

એનાં હાડકાંમાં કોઈ અનિર્વચનીય પીડા થવા લાગી. છાતીઓનો ભાર વધી જતાં, સામેની દીવાલ સાથે અફળાવાની એને ઈચ્છા છે.

સામે પડેલા ટેબલને ભાંગી નાખવાની ઈચ્છા થવા લાગી.

વિચાર બદલવા માટે એણે ફ્લાસ્કમાંથી કૉફી લઈને પીધી.

કૉફી પીધા પછી એને લાગ્યું કે એણે આગનું પાણી પીધું છે. શ્વાસ મૂકતાં એને લાગ્યું કે ચિનગારીઓ ફૂટી રહી છે. આ ઉત્તાપને શાંત પાડવા માટે ...

કપ નીચે ફેંકવો છે.

ટેબલને ભીંત સાથે અફાળવું છે.

નહિ તો ઊંઘની ગોળી.

આ ગોળીઓથી કેટલા દિવસ ચાલશે ?

ગોળીઓ વિનાની રાત, દવા વિનાની રાત, દરદીઓ વિનાની રાત, મનોરંજન માટે એને છેડીને રાતે રોકાઈ જતા ડૉક્ટર વિના વીતનારી રાત –

હવે આ મહિનામાં નહિ આવે.

બાપ રે, એક મહિનો ! એક આખો મહિનો !

ત્રીસ રાતો !

એ જ રાતે –

કમલા ખુરસી પર બેઠી છે. સામેના અરીસામાં પોતાનું મોં જોઈ, કોઈ નવો ચહેરો જોતી હોય તેમ ભડકી ગઈ છે.

દર્પણ સામે બેઠેલી કમલાએ નવવધૂની જેમ સાજ સજ્યા છે.

એ ઓરડો લીલા રંગનો છે, લીલા રંગની બત્તીના પ્રકાશમાં એ ઓરડો લીલ જામી ગયેલા મગરમચ્છોના તળાવ જેવો છે.

એ ઓરડાનાં બધાં બારી-બારણાં બંધ હતાં એથી હવામાં જરા ગરમી હતી.

ગરમ હવાથી કમલાનું શરીર પણ ગરમ થઈ ગયું અને એને તાવ જેવું લાગવા માંડ્યું. કમલાનો ચહેરો જોવાથી જણાય છે કે તે પોતાની ઇચ્છા વિરુદ્ધ કોઈ કામ કરી રહી છે અને એ કામ ખોટું છે. તે ભયભીત અને વ્યાકુળ છે. ભયને કારણે એનાં વિશાળ નેત્ર વધુ વિશાળ બનીને પોતાનું પ્રાકૃતિક સૌંદર્ય ખોઈ બેઠાં છે.

એની રેશમી સાડીમાં ભરેલાં જરીદાર ફૂલ અને એનાં ઘરેણાં પર પડતો વીજળીનો પ્રકાશ એના સૌંદર્યમાં અપાકર્ષણ પેદા કરે છે.

એના ખભા પરનો નાયલોનનો દુપટ્ટો ચાંદનીના પડ જેવો છે.

એની વેણી છેક મૂળમાંથી છેડે સુધી ગુલાબી ફૂલોથી લદાયેલા વિચિત્ર ઝાડ જેવી છે.

એનાં ઘરેણાંનું વજન છ-સાત શેર હશે. એને જોતાં લાગે છે કે તેને આ ઘરેણાં પ્રત્યે તિરસ્કાર છે.

એ ઘરેણાંમાં જડેલાં નંગ એને રંગબેરંગી જીવડાં જેવાં દેખાય છે.

એનો કંદોરો પાતળી કમર પર લપેટાયેલા 'સોનાના સાપ' જેવો છે.

એની રેશમી સાડીનાં ફૂલ એની ચારે તરફ ફેલાયેલાં વિષવૃક્ષનાં જરીદાર ફૂલ જેવાં છે.

અરીસામાં એણે પોતાનું મોં જોયું. ભયથી એના હોઠ કાંપતા હોય તેવું સ્પષ્ટ નજરે પડે છે.

એની તૈયારી અને ઘરેણાંના રંગઢંગ જોતાં લાગે છે કે તે મોટા ઘરની, ભાગી જવા માટે તૈયાર થયેલી છોકરી જેવી છે. પણ બહાર વાગતા બેન્ડનું ગીત સાંભળતાં તે પોતાની ઇચ્છા વિરુદ્ધ લગ્ન માટે વિવશ બનાવાયેલી વધૂ જેવી લાગે છે.

એટલામાં ચુપચાપ બારણું ઉઘાડીને કોઈ વ્યક્તિએ ઓરડાની અંદર આવી બારણું બંધ કરી દીધું. તે ત્રીસ-પાંત્રીસ વર્ષનો હશે. પાંત્રીસ વર્ષથી ખૂબ કસરત કરી હોય તેવું તેનું શરીર સુગઠિત અને મજબૂત છે. એનાં ભવાં જાડા ભમરા જેવાં છે ... એના સજાવીને ઓળેલા વાળ છૂટા કરતાં બે-ત્રણ હાથ લાંબા થઈ જાય તેમ છે. એની બારીક મૂછો નાની કાતરની જોડી જેવી છે. એનું ટેરિલીન ખમીસ સાપની કાંચળી જેવું છે. એના ખભા પર વીંટાળેલો સ્કાર્ફ સાપની ઉપરની લીટીઓ જેવો છે.

એના કદાચ એટલા માટે ખૂબ પોલિસ કરેલા છે કે તે જ્યારે પણ નમે ત્યારે પોતાનું સૌંદર્ય જોઈ શકે.

એના જમણા ગાલ પર ક્રોસ જેવું કોઈક નિશાન લાગેલું છે. એમ લાગે છે કે તે ક્યાંક ગુંડા સાથે બાખડી પડતાં વાગેલા ઘાવનું નિશાન છે.

એના ખમીસની જમણી બાંય હાથના સ્નાયુઓને પ્રદર્શિત કરવા માટે વળી ગઈ હોય એમ લાગે છે.

એની જમણી કોણી પર દસ ઈંચનો ચામડાનો પટ્ટો લગાડેલો છે. પટ્ટા પર વચ્ચે વચ્ચે પિત્તળના કાંઠા છે. એ પટ્ટાથી કોઈને માર્યું હોય તો ત્રણ શેર લોહી નીકળે.

એના મોમાંની બીડી હજી પૂરી નથી થઈ.

એ માણસ કોઈ હીરોઈન સાથે લગ્ન કરવાને પ્રસ્તુત થયેલા ખલનાયક જેવો છે.

એને જોઈને કમલા ઊઠીને ભાગી.

કદાચ એને રોકવા માટે જ પેલા માણસે હાથ પહોળા કર્યા.

ત્રણ ડગલાં ભરતાં કમલા એના બાહુઓમાં જઈને પડી.

એણે પ્રેમથી એનું માથું પંપાળતાં પૂછ્યું : "હવે કેમ છે ?"

"બીક લાગે છે ..."

"વચ્ચે ડરવાથી કામ કેમ ચાલશે ?"

આ દરમિયાન બારણું ધીરેથી ખખડાવવાનો હળવો અવાજ આવ્યો. કમલા ખુરસી પર જઈને બેઠી અને વાળ સરખા કરવાનો દેખાવ કરવા લાગી. સ્કાર્ફ સંભાળતાં પેલા જવાને બારણું ઉઘાડ્યું.

બે જુવાનોએ હાથમાં ફૂલમાળા લઈ ઓરડામાં પ્રવેશ કર્યો. એમાંથી નાનાએ

'ખલનાયક' ના ગળે માળા પહેરાવી. બીજાએ "કમલારાવજી, મને સમજાતું નથી કે તમારું કઈ રીતે અભિનંદન કરું ?" કહેતાં ફૂલમાળા એના હાથમાં પકડાવી દીધી.

માળા હાથમાં લેતાં કમલાએ કહ્યું : "મને ડર લાગે છે."

"પહેલી રાતે બધાંને એવું લાગતું હોય છે. પણ તમારે ગભરાવાની કશી જરૂર નથી," નાના જુવાને વ્યંજનાભરી આંખોથી કહ્યું.

મોટા જુવાને વિલન તરફ જોઈને કહ્યું : "શાબાશ, તમારાં બન્નેનું અભિનય-કૌશલ્ય અદ્‌ભુત છે. તમે તો આખા આંધ્રમાં વિજયનો ડંકો વગાડશો. પતિપત્ની હોવા છતાં તમે બન્ને હીરોઈન અને વિલનની ભૂમિકામાં રજૂ થશો એ વિશેષ આકર્ષણની વાત છે."

"એમ કહીએ કે તમને આ પહેલાં રંગમંચનો અનુભવ નથી, તો કોઈને ગળે વાત ઊતરે જ નહિ," નાના જુવાને કહ્યું.

"બીજો સીન શરૂ થવામાં છે. આ સીન તમારાથી જ શરૂ થશે. તમે તૈયાર થઈ જાવ," મોટા જુવાને કમલાને કહ્યું.

કમલા જવાબ આપે તે પહેલાં જ બહાર ધાંધલ મચી ગઈ. લોકો રાડારાડ કરવા લાગ્યા : "હૉલમાં આગ લાગી છે."

હૉલ શબ્દ સાંભળતાં જ ફૂલમાળાઓવાળા ડાયરેક્ટર અને એનો એસિસ્ટંટ ઓરડાની બહાર ચાલ્યા ગયા અને ઓરડાનું બારણું હવાના ઝપાટાથી બંધ થઈ ગયું.

કમલા ગભરાઈ ગઈ. જલદી જલદી જઈ બારણું ધકેલવાનો પ્રયત્ન કર્યો, પણ બારણું ખૂલ્યું નહિ. "બાપ રે, આ બારણું ઊઘડતું નથી !" કમલાએ ધ્રૂજતા અવાજે કહ્યું.

"હું ઉઘાડી દઉં છું," એ યુવાનના ખોલવા છતાં બારણું ખૂલ્યું નહિ.

બહાર જ્વાળામય સાપોની ફાટેલી જિહ્વાની જેમ આગની શિખાઓ ભડકી ઊઠી છે. લોકોના આક્રંદના અવાજ સાથે બળતાં લાકડાંનો અવાજ તાલ મિલાવે છે.

"બાબુજી, બારણું ઉઘાડો," કાકલૂદીપૂર્વક બૂમો પાડતી કમલાએ જોરથી બારણું ઠોક્યું. એની ટચલી આંગળી ચિરાઈ ગઈ અને બારણા પર લોહીનો રેલો વહ્યો.

લીલા રંગની બત્તીના પ્રકાશમાં એ લોહી કાજળ-આંજી આંખમાંથી નીકળેલાં આંસુ જેવું લાગે છે.

"તું ડરીશ નહિ, કમલા !" એણે હિંમત આપી.

"કેવી વાત કરો છો, હું ડરું નહિ ? હાય ભગવાન, જલદી વિચાર કરો, આપણે શું કરવાનું છે. નહિ તો આપણે મરી જઈશું, દાઝીને ભડથું થઈ જઈશું ... પેલી બારી ઉઘાડી નાખો. આપણે મરી જઈશું તો નાનકો ..." તે જાણે સામે પિશાચને જોતી હોય એમ એકદમ અટકી ગઈ.

એ તરફ એ બોલતી હતી અને આ તરફ આણે બારી ખોલી "ભગવાન !" કહી આંખો મીંચી દીધી.

બારી ઉઘાડતાં જ આગ ભડકાઓના વાદળની જેમ ઓરડામાં ફરી વળી. એ જવાળાઓને લીધે એમની વિગ, સ્કાર્ફ, ખોટાં ભવાં અને શર્ટને આગ લાગી ગઈ.

"કમલા !" બૂમ પાડી તે કમલા તરફ વળ્યો.

એના મોં પર પરસેવાનાં ટીપાં જ્વાળામુખીઓના લાલ પ્રકાશમાં લોહીનાં ટીપાં જેવાં લાગે છે.

જીવવાની આશા તદ્દન છોડી દઈને, ભાષાતીત એક કારમી ચીસ પાડીને તે દોડવા લાગ્યો.

"અરે થોભો તો !" કહીને તે પણ એની પાછળ દોડી.

એ બન્ને ઝેરીલા અંધકારમાં ભાગી રહ્યાં છે; હજાર જીભ પસારીને જ્વાળાઓનું વાદળ એમનો પીછો કરે છે.

છરી જેવા કાંકરા, પગમાં ખૂંચતા કાંટા, ઝેરીલો અંધકાર, આગનો વરસાદ, જીવતો સળગી રહેલો પુરુષ અને પાછળ જિંદગી અને મોત વચ્ચે ઝોલાં ખાતી સ્ત્રી ...

તે થાકી ગઈ. આગળ દોડવાને અશક્તિમાન તે ત્યાં જ અટકી પડી.

એને થયું, જાણે તે કોઈ માઠું સપનું જુએ છે—જાણે પોતે મરી ગઈ હોય, એને દફનાવી દીધી હોય અને મર્યા પછી તે સપનું જોઈ રહી હોય.

આ તો કાંઈ સપનું નથી ચિરાયેલાં તળિયામાંથી નીકળતા લોહીમાં કોઈ ભ્રમ નથી.

બધું જ સાચું છે, તદ્દન સાચું છે.

આંખો બંધ કરીને પડી રહી તો એને ફરી કોઈ વાદળનો સરસરાટ અવાજ પાસેથી સંભળાયો અને તે ફરી દોડવા લાગી.

પગની નીચે મુલાયમ ચીજ– અંધારામાં ઝાડની પાછળ એ લીલી-લીલી આંખો કોની છે ?

જંગલના અંધારામાં, કાળોતરા નાગના દરમાં એ પાગલ વાદળ લગાતાર એનો પીછો કરે છે.

કમલા શ્વાસ લઈ શકતી નથી. "મને બાળી નાખો, હું આગળ હવે નહિ દોડી શકું," કહી તે એક અણીદાર ભેખડ પર પડી ગઈ.

ઊંઘમાં દોડતી કમલા ખીલા સાથે અથડાઈને તેના નાના દીકરા પર પડી. ઊઠીને આંખ ઉઘાડીને જોયું તો બાળકની જગ્યાએ એને કોઈ પ્રેતનો આકાર દેખાયો. બાળકનો શ્વાસ ચાલતો નથી. આંખો શિથિલ થઈ ગઈ, નજર ઝાંખી પડી ગઈ.

"મારા વહાલા બાળ, મારા લાડલા, શું થઈ ગયું દીકરા ? બોલતો કેમ નથી ?" ખભેથી ઢંઢોળતાં તે બોલી.

બાળકે 'મા' કહીને પોકારવાનો પ્રયત્ન કર્યો, પણ ખૂલેલા હોઠ ફરી બંધ થઈ ગયા. મોમાંથી વાત નીકળી નહિ. 'મા' – એ અવાજ આછો હતો, એને સંભળાયો નહિ. સાંભળવાને આતુર એનું કાળજું તરફડી ઊઠ્યું.

એ દિવસે અને એના આગલા દિવસે છોકરો જરા નરમ જેવો રહેલો, પણ એટલામાં, ઝેર વરસાવતી એ અંધારી રાત છવાતાં જ ખબર નહિ કયા કાળોતરાએ એને દંશ દીધો ? કઈ મહામારીએ જીભ ફેલાવી ?

"શું થયું દીકરા ? બોલ ને, કેમ છે બેટા ! – એકવાર કહે કે મને ઠીક છે. એક વાર કહે – કહે ને બેટા ! મારા વહાલા બાબલા ? એકવાર કહે – જિંદગીભર હું અહીં જ રહીશ, હવે ફરી કદી તને છોડીને નહિ જાઉં, બેટા ! તેં પગને વળગી કહેલું, આજે તું મારી પાસે જ રહેજે. તો યે હું ચાલી ગઈ. ભૂલ થઈ બેટા, ભૂલ થઈ ...

"પણ ... તને ખબર નથી બેટા, હું શા માટે ગઈ હતી. તું તો નાનો છે. તને ખબર નથી. હું મારા માટે નહોતી ગઈ દીકરા ! હું તો ક્યારનીયે મરી ચૂકી છું."

"હું તારા વાસ્તે ગઈ હતી. લાચાર થઈને ગઈ હતી. હવે નહિ જાઉં બેટા, હમેશાં તારી પાસે જ રહીશ. બેટા, એકવાર કહે કે, તને હવે ઠીક છે. આ રીતે તારો હાથ પકડીને બેસીશ. આમ જ મરી જઈશ. એકવાર કહે, બેટા !" ગાંડા જેવી થઈને કમલા ચિત્કારી રહી.

પણ બાળકની આંખોમાંથી ગભરાટ ગયો નહિ.

હવે તે રિક્ષામાં જઈ રહી છે. એના ખોળામાં માંડ માંડ શ્વાસ લેતું એનું બાળક બહાર નીકળી આવેલા આંતરડાની જેમ ઢીલુંઢફ થઈને પડ્યું છે.

"પ્રભુ ! આ યાત્રા શું એ તરફ જ છે ?" રિક્ષાની ચેન તૂટી જવાની હોય એવો અવાજ થયો.

"ગયા વરસે તદ્દન આ જ રીતે એને ..." રિક્ષાવાળાની કાળી પીઠ પર જસતના ખીલા ઠોકતી હોય એમ ચાંદની વેરાઈ રહી છે.

માળામાં કબૂતર લપાઈને બેસે એમ તે રિક્ષામાં બેઠી છે.

"પછી ત્યાં દવા માટે ..."

માળાની પાસે બચ્ચાંને ખાવા આવતા ઘુવડને જોઈને ગભરાતા કબૂતરની માફક તે રિક્ષામાં થરથર કાંપી ઊઠી.

"પ્રભુ, આ આગના દરિયામાં હું આગળ નહિ તરી શકું. આ છરી જેવી ધારદાર ભેખડ પર હવે હું નહિ ચડી શકું. તું ઇચ્છે તો મને મારી નાખ. મારીને ટુકડે-ટુકડા કરી નાખ. એક એક કરીને બધી નસ તોડી નાખ. ઇચ્છે તો ધીરે ધીરે આરામથી મને ખાઈ જા. મને મારી નાખ. મારે માટે આ જીવન જ શાશ્વત મૃત્યુ છે. મૃત્યુ બનશે સુખમય આશીર્વાદ." આમ તે મૃત્યુ માટે પ્રાર્થના કરતી રહી.

પણ મૃત્યુએ એની પ્રાર્થના સાંભળી નહિ."

રાતના પોણાઅગિયાર વાગ્યે –

નર્સ સરોજા ઊંઘે છે.

એની સાથે સિંહાચલમ્ પણ ઊંઘી રહ્યો છે.

"માતાજી ! બાબુજી !"

માતાજી કે બાબુજીની ઊંઘ ઊડી નહિ.

"માતાજી !"

માતાજી ઊઠી નહિ.

"ભાઈજી !"

"માતાજીએ એક આંખ ખોલી."

"માતાજી !"

"ભાઈજીએ બીજી આંખ ખોલી."

"ભાઈજી ! માતાજી !"

ભાઈજી અને માતાજીએ બન્ને આંખો બીડી દીધી.

એને ઊંઘમાંથી ઊઠતાં પાંચ મિનિટ લાગી અને પાંચ મિનિટ લાગી કમલાને પોતાની વાત સમજાવતાં.

"ક્યારથી શરૂ થયું ?"

"બહુ દિવસ નથી થયા. કાલે જ જરા નબળા જેવો હતો. બસ, આજે જરા દિલ ભરાયું હતું. રાતે રોજની જેમ ઊંઘી ગયો હતો. એટલામાં આ નવાઈનો રોગ શરૂ થયો."

નર્સે કમલા તરફ ધારી ધારીને જોયું. એના શરીરમાં રતીભાર પણ માંસ નથી. એનો ચહેરો એવો છે, જાણે હમણાં તે ગાંડી બની જશે. એમ લાગ્યું જાણે ભગવાને એને મોં હસવા માટે નહિ, રડવા માટે આપ્યું છે.

એની પાસે કોઈ પાત્રની ભૂમિકા કરાવવી હોય તો, તે માત્ર દાસીની ભૂમિકા કરવાને જ યોગ્ય હતી.

એનો દેખાવ એવો છે, જાણે કોઈ દુઃસ્વપ્ન વાસ્તવિક રૂપમાં પરિણમ્યું હોય.

"બીજે ક્યાંક લઈ ગઈ હોત તો સારું હતું !" બીજે ક્યાં લઈ જાત-મસાણ સિવાય ? કમલા કશું બોલ્યા વિના ઊભી રહી ગઈ.

"સિંહાચલમ્..." ફિલ્મમાં હીરોઈનની જેમ નર્સે હાંક મારી. સિંહાચલમ્‌ની આંખ ઊઘડી નહિ. પછી વિલનની જેમ હાંક મારી તો પણ તે ઊઠ્યો નહિ. છેવટે વાઘણની જેમ તાડૂકી ત્યારે તે ઊઠ્યો.

"ડ્યૂટી ડૉક્ટરને બોલાવ."

સિંહાચલમ્ ગયો.

"માતાજી, જરા જલદી ..."

"હું શું કરી શકું ? હું તો નર્સ છું, ડૉક્ટર ... ડૉક્ટરે આવવું જોઈએ." ડૉક્ટર આવ્યો નહિ.

"ડ્યૂટી રૂમમાં નથી," સિંહાચલમે કહ્યું.

"કેમ નથી ? લે, આ મેમો લઈ જા."

મેમોથી ડ્યૂટી રૂમમાં ડૉક્ટરની ઉપસ્થિતિ થઈ નહિ.

"ફિલ્મ જોવા ગયા છે," સિંહાચલમે પાછા આવી કહ્યું.

"બહેન, છોકરાને કંઈક થઈ રહ્યું છે."

"એ તો એમ જ થતું હોય છે. ધીરજ રાખો. લે જા, સિનેમા હૉલમાં આ મેમો લઈ જા. તું નહિ સિંહાચલમ્ તું ?'

ડૉક્ટર સિનેમા જોવા ગયો ત્યાં એને ફર્સ્ટ ઈયરનું એક જૂનું પતંગિયું મળી ગયું. ડૉક્ટરને જોતાંવેંત પતંગિયું એના ખભા પર બેસી ગયું.

પતંગિયાને લઈને ડૉક્ટર વચ્ચેથી જ ચાલ્યો ગયો. આ વાત માત્ર તેઓ જ જાણતાં હતાં.

દોઢ કલાક પછી સિંહાચલમે આવીને કહ્યું : "સિનેમા હૉલમાં પણ નથી અને ઘેર પણ નથી."

"કોણ છે ડ્યૂટી ડૉક્ટર ?"

"મેથ્યુબાબુ."

"બધી જગ્યાએ જોઈ આવ. લાઈબ્રેરીમાં હોય તો લઈ આવ."

લાઈબ્રેરીમાંથી મેથ્યુબાબુ આવ્યા નહિ. એક વાગતાં રેગ્ગીબાબુ આવ્યા. તેણે ખાદીનું પેન્ટ અને શર્ટ પહેર્યાં છે. એના ચહેરા પર સૌજન્ય, દયા અને પ્રતિભાની ચમક છે. પોતાની ઉંમર કરતાં તે પાંચ વરસ મોટો દેખાય છે. એના નાકની પડખેની રેખાઓ અત્યારથી ઊંડી બની ગઈ છે.

એની આંખો અને નાક ઉપસેલાં જણાય છે. રંગ પણ ગોરો છે. ઊંચો દેહ છે. વાળ કાળા જ છે. એની ગણતરી સુંદર વ્યક્તિઓમાં ચોક્કસ થાય. એની એક પ્રકારની ગરિમા છે.

એનાં ચશ્માં વિદેશી છે.

જોડા પણ કીમતી છે.

તો પણ એના ચહેરા પર 'ભલા માણસ' નું પાટિયું ટિંગાડેલું હોય એમ લાગે છે. એને અફસરની ખુરશી પર બેઠેલો જોઈ કોઈ પણ માણસ સીધો એની પાસે જવામાં ખચકાટ નહિ અનુભવે. ગમે તેટલી મોટી કારમાં તે બેઠો હોય, એને સમય

પૂછતાં કોઈને ડર નહિ લાગે. રસ્તા પર તે ગમે ત્યાં ઊભો હોય એની પાસે પૈસો માગવામાં કોઈ પણ ભિખારી આનાકાની નહિ કરે. કોઈ પણ સ્ત્રીને એને જોતાં થાય : અહા, મારે પણ જો આવો એક ભાઈ હોત !

"એ કદી જૂઠું નહિ બોલે, કદી કોઈ ખોટું કામ નહિ કરે, કોઈને એની મદદની જરૂર હોય તો ઇનકાર નહિ કરે." એનું મોં જોનારાઓને આ પ્રમાણે લાગે છે.

તે વૉર્ડમાં પહોંચ્યો કે લાંકડા પર બેઠેલી કમલા દેખાઈ. પતિનું શબ જોવા ન ઇચ્છતી નવોઢાની જેમ તે હાથમાં મોં સંતાડીને બેઠી છે.

તું મરી જઈશ તો તારી પત્નીની કદાચ આવી જ દુર્દશા થશે – એવી શંકા પેદા કરે તેવો એનો ચહેરો હતો.

ત્રીસેક વર્ષની તે હશે, પણ એના મોં પર પૂરાં સો વરસ દેખાય છે. એણે જે ભાડૂતી સાડી પહેરી છે, તે હજુ મેલી નથી થઈ.

ડૉક્ટરને જોઈને તે નમ્રતાથી માથું નીચું કરી ઊભી થઈ ગઈ, જાણે.એણે કોઈ અણછાજતું કામ કર્યું હોય. આ રીતે તે સંકોચ કરતાં વધારે ભય પ્રદર્શિત કરતી ઊભી થઈ ગઈ.

બાળપણના પરિચયના આધારે કોઈ શ્રીમંતને ઘેર લગ્નમાં જઈ, પછી પોતાની ભૂલ પર પસ્તાવો કરતી હોય તેવી ખેદસૂચક મુદ્રામાં તે ઊભી હતી. બાંકડા પર કપડાની નીચે ઢાંકેલું બાળક નાની ઝિપ–બેગની જેમ પડ્યું હતું.

એની બાજુમાં કમલા, નાની ઝિપની પાસે મોટી ઝિપની જેમ ઊભી છે.

દરદીની નાડી જોતાં જ ડૉક્ટર રેગ્ગીએ નર્સ સરોજાને ઠપકો આપ્યો કે, એણે થિયેટર કેમ તૈયાર કરી રાખ્યું નથી ? "માણસો બધા જ સરખા છે એ વાત તમે લોકો ક્યારે સમજશો ? કંઈ અમંગળ થયું તો એની જવાબદારી કોના માથે ?' કહીને તે ચિડાઈ ગયો.

તાબડતોબ દરદીને લઈ તે થિયેટરની બાજુવાળા ખંડમાં ચાલ્યો ગયો.

બંધ પડેલી લડાઈ ફરી શરૂ થઈ હોય, એમ આખું થિયેટર જાણે જાગી ગયું. થિયેટરની વીજળીની બત્તીઓ વરસાદમાં ધોવાયેલા તારાઓની જેમ પ્રકાશિત થવા લાગી.

કમલાની આંખોમાં આશા અને નિરાશા સંતાકૂકડી રમે છે.

ગયા વરસે – આ જ ઇસ્પિતાલમાં, બિલકુલ આ જ વખતે – આ જ જાતના

ડૉક્ટર ...

મોટા ઘરમાં રોવું તે ઠીક નહિ, એ વાતથી જાણે તે વાકેફ હોય તેમ કુલીનતાપૂર્વક તે પોતાનાં આંસુ ખાળવાની કોશિશ કરી રહી છે. નાક પર દબાવી રાખેલો એની લાલ સાડીનો પાલવ, નાકમાંથી વહેતા લોહીને અટકાવવા માટે ધરેલા ખિસ્સારૂમાલ જેવો છે.

દસ મિનિટ થઈ ગઈ.

ખભા પર સ્ટેથોસ્કોપ, હાથમાં નોટબુક અને આંખોમાં અકળામણ સાથે રેગ્ગી ઓરડામાંથી બહાર આવ્યો.

કમલા એક ડગલું આગળ વધી, "સાહેબ કેમ–"કહેતાં અટકી ગઈ. 'છે' એના મોંમાંથી નીકળી શક્યું નહિ.

"કાંઈ ચિંતા જેવું નથી," રેગ્ગીએ કહ્યું. એને થયું, એની અકળામણને સ્ત્રી કદાચ ખોટી રીતે સમજી રહી છે ... અને તે પોતે જ કોઈ માઠા સમાચાર સાંભળવા માટે તરફડી રહ્યો છે.

"બહેન ! આ દવાઓ સામેની દુકાનમાંથી ..." મરેલા બાળક માટે મહેસૂલ માગનાર હરિશ્ચંદ્રની કઠોરતા એનામાં નથી.

"બાબુજી ! ... મને જીવતી બાળી નાખો તોયે મારી પાસેથી એક્કે પૈસો નહિ નીકળે." – આ હતો એ "બાબુજી' ઉદ્ગાર પાછળનો આશય.

"કંઈ વાંધો નહિ બહેન ! મારી જ ભૂલ છે. તમને પૂછવું નહોતું જોઈતું. મને થયું, સ્ટૉકમાંથી મંગાવતાં વાર લાગશે." ડૉક્ટરે આ વાત એવી ઢબે કરી જાણે ભગવાન સામે ઊભા રહી સોગંદ ખાતો હોય કે આગળ ઉપર કોઈ દિવસ તે આવું અનુચિત કામ નહિ કરે !

સિંહાચલમ્ ડૉક્ટરે કહેલી દવાઓ લાવવા દોડતો ગયો.

રેગ્ગી કમલાની આંખોમાં આંખો પરોવીને જોઈ રહ્યો, પણ કમલામાં કોઈ વાંધાજનક વાત તેને દેખાઈ નહિ.

"બહેન, તમને ખરાબ ન લાગે તો ..."

'શું બાબુજી ?' કહેતાં એણે એની તરફ જોયું.

"અચ્છા... આ... આ છોકરાનો બાપ..." તે આગળ કાંઈ બોલી શક્યો નહિ.

"દાઝી ગયો છે." અંદર-અંદર તે પસ્તાઈ રહી કે, "મરી ગયો છે" કેમ ન કહ્યું.

"એમ ! આઈ એમ સોરી. એકસ્ટ્રીમ્લી સોરી, બહેન !" અને પછી તેને પસ્તાવો થયો કે કદાચ એ અંગ્રેજી નહિ સમજતી હોય અને આ વાતનો પોતે ખ્યાલ રાખવો જોઈતો. હતો.

"તો પછી તમે … તમારા …"

"રેકોર્ડ નાચ …" ક્યારેક નાચતી હતી.

આ તો ફૂટપાથ પરનું ફૂલ છે.

પુરુષનું મન બહેલાવતી રૂની ઢીંગલી.

"આઈ એમ સોરી. – રેગ્ગીએ કહ્યું નહિ. પણ એને થયું કે એણે આ સવાલ નહોતો પૂછવો જોઈતો."

પણ કમલાએ પોતાના વ્યવસાયની વાત જણાવી દીધી તો એનું મન હળવું થઈ ગયું, જાણે પોતાની મજબૂરી પોતાના ભાઈને કહી દીધી હોય !

ત્યાર પછી સમય કંઈક જલદી વીત્યો. કમલાનો પણ.

સિંહાચલમ્ દવાઓ લઈ આવ્યો.

"પ્રભુ !"

થિયેટર તૈયાર થઈ ગયું.

"ભગવાન !"

ઑપરેશન–ખંડનાં કપડાં પહેરીને અવકાશયાત્રીની જેમ રેગ્ગી ખંડમાંથી બહાર નીકળ્યો.

"મારા દીકરાનો જીવ બચાવો, બાબુજી !"

મૌન પ્રાર્થના.

સ્ટ્રેચર પર છોકરાને અંદર લઈ ગયા.

"મને પણ લઈ જાવ, ભગવાન !"

ઓપરેશન શરૂ કરતાં પહેલાં નર્સે છોકરાની 'પલ્સ' જોઈ અને 'ડૉક્ટર' કહેતી તે ભડકી ઊઠી, જાણે તે બાળકની જગ્યાએ કોઈ પ્રેત જોતી હોય !

"સ્ટૉપ ! તને કામ કેમ કરવું તેની ખબર ન હોય, તો બહાર જા." રેગ્ગીએ ધૂંધવાઈને કહ્યું.

ફર્સ્ટ ઈંસિશન-ગળા પર પહેલી છરી – ચોપડીઓમાં જે પ્રમાણે લખ્યું છે – તેવું જ થયું.

મનુષ્યના સૌજન્ય પર ફરી નવેસરથી આસ્થા બંધાઈ હોય તેવી, થોડા દિવસ એ આસ્થા ઓસરી જવા માટે પસ્તાઈ રહી હોય તેવી કમલા અતિ આશા સાથે, ધીરજ સાથે ત્યાં બાંકડા પર જ બેઠી રહી.

ટ્રૉલી પર, નાનાં છોકરાની ગાડીની જેમ એની આંખો સામે બે ઓક્સિજન સિલિંડર થિયેટરમાં પહોંચી ગયાં.

"મારા જેવી ... નાચનારી ... હલકી જાતની ... સ્ત્રીનાં છોકરાંઓ માટે પણ ભગવાન છે."

શરાબની કિંમતી બોટલો જેવી દેખાતી બ્લડ પ્લાઝમાની બોટલો લઈને થિયેટરમાં ગઈ – કોઈ બીજી નર્સ.

"આટલા લોકો ... નર્સ ... ડૉક્ટર ... દવાઓ ... હવે કાંઈ પણ થાય ... હે ભગવાન, આવા અમંગળ વિચારો મનમાં કેમ આવે છે ! ?"

"ઑપરેશન પૂરું થઈ ગયું. ડૉક્ટર રેગ્ગીએ ઓપરેશનનાં કપડાં ઉતાર્યા વિના સીધા કમલા પાસે જઈ આશ્વાસનપૂર્વક એના ખભા પર હાથ મૂક્યો.

"તારું સૌભાગ્ય પરવારી ગયું છે." પોતાની દીકરીને આ સમાચાર આપવાની જેને ફરજ પડી હોય તેવા પિતાની જેમ તે અંદર ને અંદર દાઝી રહ્યો છે. "આઈ હેવ ડન માઈ બેસ્ટ ! પણ કાંઈ વળ્યું નહિ."

ત્યાર પછી રેગ્ગીએ પોતે જ રિક્ષાની વ્યવસ્થા કરાવી અને સિંહાચલમ્‌ને પણ મોકલી મા-દીકરાને રવાના કર્યાં.

આ બાબુજીએ જો આટલી દયા ન દેખાડી હોત–તો એની પાસે જે બે રૂપિયા હતા તે રિક્ષામાં ખર્ચાઈ જાત.

આ સોનેરી કળીનું,
આ માણેકની ખાણનું,

જે હાથો વડે લાલન-પાલન કર્યું તે જ હાથો વડે હવે એને જમીનમાં દફનાવી દેવાની છે, ભગવાન !

"તમારા જેવા અમીર લોકોમાં, તમારા જેવો એક પણ માણસ હોય તો તમારા પગ પાસેની છાયામાં જન્મારો કાઢી નાખું." મનોમન ડૉક્ટરને દુઆ આપતાં તે બાળકને હાથમાં લઈને ઊભી થઈ ગઈ.

મૃત્યુ પામેલા ઈસુને ખોળામાં લઈને રડતી મેરી જેવી છે એ સ્ત્રી.

"જાઉં છું, બાબુજી !" ઉપકારની ભાવનાથી ભરેલા હૃદયે વધુ કાંઈ બોલાયું નહિ.

"પૂંછડી જોઈ કે – એ આવ્યો વાઘ–કહેનારા આ બેઆની-ચારઆનીવાળાં છાપાં છે. સાચેસાચ જ વાઘને જુએ તો તે છાના થોડા જ બેસવાના ? રેગ્ગીએ મને બચાવ્યો ન હોત તો આ લોકોએ તો અત્યાર સુધીમાં મને બજારને હવાલે કરી દીધો હોત !" મેથ્યુએ કહ્યું.

"એમાં શું ? પોતાના ટેરીવૂલના પેન્ટ પર પડેલા ચિપ્સના ટુકડાને ડાબા હાથની આંગળી વડે હટાવતાં ડૉક્ટર રેગ્ગીએ કહ્યું."

"આખર, આ પાર્ટી શા માટે છે ?"

"રેગ્ગીને માટે, એ મિલિયન થેન્ક્સ ફોર ધ પી.એમ." – મેથ્યુએ કૃતજ્ઞતા વ્યક્ત કરી.

"એટલે ? " કોન્ટ્રેક્ટરને કાંઇ સમજાયું નહિ.

"પી.એમ.નો અર્થ પોસ્ટ મોર્ટમ."

"એટલે ?" કોન્ટ્રેક્ટરને વધારે આશ્ચર્ય થયું.

"એટલે એમ કે એ કમબખ્ત બચ્ચું બાંકડા પર જ ખલાસ થઈ ગયું હતું."

# મરીચિકા

## શ્રીમતી આચંટ શારદા દેવી

પહાડની વચ્ચેની ભેખડ પરથી પાણી ઊછળી ઊછળીને નીચેની તરફ વહી રહ્યું છે. પહાડ પણ સારી પેઠે ઊંચો છે. એ જળધારા પાસે ઊભા રહી એકવાર માથું ઊંચું કરીને જોઈએ તો લીલાં ઘટાદાર વૃક્ષોથી ભરેલો આખો પહાડ બહુ સુંદર લાગે છે. એવું લાગે છે, જાણે તે આકાશને આવૃત્ત કરીં રહ્યો હોય. એનું શિખર બહુ દૂર છે. ભાગ્યે જ ત્યાં સુધી કોઈ પહોંચી શકે.

નીલા રોજ એ ધોધ પાસે જઈને બેસે છે. પાણીમાં પગ નાખી હલાવે છે. ક્યારેક માથા પર પાણીના છાંટા પડી જાય તો એ શીતળ જળના સ્પર્શથી નીલાનો દેહ પુલકિત થઈ ઊઠે છે. તે પ્રસન્ન થઈ જાય છે.

પાણીની આ ધારા ક્યાંક કોઈ પહાડના શિખરથી વહીને આવે છે. આ ભેખડ સુધી તે નાના નાળાની જેમ વહે છે અને પછી ત્યાં અફળાઈને એકદમ છલકાઈને નીચે પડે છે. ક્યારેક ક્યારેક નીલા ઉપર ભેખડ પાસે જઈને ત્યાં નાળા તરફ વહેતા તળાવ પાસે બેસી જાય છે, ત્યાં સૂઈ જાય છે. જરાવાર ખૂબ આશાથી પહાડના શિખર ભણી જુએ છે. મનમાં થાય છે, હું એટલે દૂર સુધી ચડી શકું, ત્યાં સુધી પહોંચી શકું, તો કેટલું સારું ! પણ એકલાં ચડવાની તેનામાં હિંમત નથી. અમસ્તી જ આશા રાખીને તે જોયા કરે છે. આ એક એવી ઇચ્છા છે, જે કદી પૂરી થતી નથી. કહે છે કે એ પહાડ પર કોઈ મહાત્મા રહે છે. નીલાએ કદી એમને જોયા નથી, નથી તે પોતે કદી નીચે આવ્યા. ઉપર સુધી કોઈ પહોંચ્યુંયે નથી. રાતના વખતે રોજ પહાડ પર કોઈક દીવો સળગતો દેખાય છે. ક્યાંય સુધી તે ટમટમતો રહે છે. આ પરથી લોકો કહે છે કે, ત્યાં યોગી છે.

એ પહાડની નીચે તળેટીમાં નીલાની ઝૂંપડી છે. એમાં નીલા અને એની નાની સિવાય બીજું કોઈ રહેતું નથી. પહાડની પાછળ થોડે દૂર એક નાનું સરખું ગામ છે.

નીલાની નાની પહેલાં ત્યાં રહેતી હતી. તે વેળા નીલાની મા જીવતી હતી. નાની ક્યારેક ક્યારેક કહે છે : "બેટા, તારી મા તારા જેવડી હતી, ત્યારે અમે ત્યાં જ રહેતાં હતાં. તારી મા રોજ આ ધોધ પાસે આવતી. પશુઓને ચરાવતી તે અહીં ફર્યા કરતી. એક દિવસ તેને અહીં કોઈકનો મેળાપ થયો. બસ, પછી એની ચિંતા એના માથા પર સવાર થઈ ગઈ. પેલાએ ફરી આવવાનું વચન આપેલું, પણ તે આવ્યો નહિ. તને જન્મ આપીને તારી મા માંદી પડી અને મરી ગઈ. આ સામે આંબો છે ને, ત્યાં એના છેલ્લા સંસ્કાર થયા હતા. તારી મા ઈચ્છતી હતી કે આપણે આ જળધારાની પાસે જ રહીએ. આ આંબો મેં જ વાવેલો. એને જોઉં છું ત્યારે એમ લાગે છે, જાણે તારી માને જોતી હોઉં. એમાં મહોર ખીલે છે ને મને તારી માનું હાસ્ય યાદ આવે છે. આથી જ હું ગામ છોડીને અહીં આવીને રહેવા લાગી." નીલાને લાગ્યું જાણે નજર સામે માની આખી જિંદગીની છબિ ખેંચાઈ ગઈ છે. આંબાના એ ઝાડ તરફ જોતાં એને પણ લાગે છે કે તે પોતાની માને જ જોઈ રહી છે.

નાની પાસે બે ભેંસ અને થોડી બકરીઓ સિવાય બીજી કશી માયામૂડી નથી. એમનું કામ ઢોરની દેખભાળ કરવાનું છે, પણ એમને ખવડાવવા-પિવડાવવાનું કામ કાંઈ ખાસ અઘરું નથી. પોતાની મેળે જ તે પહાડ પર ક્યાંક ચરવા જાય છે, અને સાંજ પડ્યે પોતાની મેળે પાછાં ઘેર આવી જાય છે. એમની ફિકર કરવાની કશી જરૂર નથી. નીલા પોતે આરામથી ક્યારેક પાણી પાસે, તો ક્યારેક ઝાડની છાયા હેઠળ ટહેલ્યા કરે છે. અહીં એને કોઈ સોબતી નથી, પણ વૃક્ષોનાં ફૂલ, પશુ–પક્ષી એને સાથ આપે છે. પાંદડાંનો મર્મર, પંખીઓનો કલરવ તે સાંભળ્યા કરે છે. પક્ષીઓનાં ઝુંડ એક જગ્યાએથી બીજી જગ્યાએ, એક ડાળથી બીજી ડાળ, ક્યારેક એકલા તો ક્યારેક સમૂહમાં ઊડતાં ફરે છે. નીલાને ત્યારે લાગે છે, જાણે પોતે કોઈ બીજી જ દુનિયામાં વસે છે. રોજ કાઈક નવું નવું, કંઈક અજબ જેવું લાગે છે. અવરજવરની કોઈ કમી નથી. સૂનાપણું કદી અનુભવાતું નથી.

પહાડની એક ટૂક પર થોડી ઊંચી જગ્યા છે, ત્યાં બીજી બે કુટિરો છે. એકમાં કોકિલા અને ગણપતિ રહે છે. બીજી ખાલી પડી છે. ક્યારેક કોઈ પરદેશી પહાડ જોવા આવે તો એકાદ દિવસ તેમાં ઊતરે છે. કોકિલા એને જમાડે છે અને ગણપતિ પહાડ દેખાડે છે. કોકિલા નાનીને સંગાથ આપે છે. બપોર વેળાએ બન્ને આપસમાં વાતો કરી લે છે. નીચેની ઝૂંપડીમાંથી નાની જોરથી કંઈક કહે છે અને

ઉપરની ઝૂંપડીમાંથી કોકિલા એનો જવાબ આપે છે. ઘણુંખરું પશુઓ વિશે કે વાદળ વિશે કે ખરી પડતાં પાંદડાં વિશે વાતચીત ચાલે છે. ક્યારેક બન્ને સાથે નજીકના ગામમાં જાય છે, ત્યાંના લોકોનાં ખબર-અંતર પૂછીને જોઈતી ચીજ–વસ્તુ લઈને સાંજ નમતાં પાછાં ઘેર પહોંચી જાય છે.

પહાડની એક ટૂક પર ઊભા રહીને પડખે જોતાં એક ખીણ દેખાય છે. બંને બાજુ લીલાંછમ વૃક્ષોથી છવાયેલા ઊંચા ઊંચા પહાડ છે. વચ્ચે સાંકડો રસ્તો સફેદ સાપની જેમ વાંકોચૂંકો થઈને જતો દેખાય છે. આ રસ્તો તળેટીએ પહોંચીને પૂરો થઈ જાય છે. દૂરથી આવતી ગાડીઓ વગેરે અહીં આવીને અટકી જાય છે. ત્યાંથી ઉપર કોઈને જવું હોય તો એને પહાડી રસ્તે, પગપાળા જવું પડે.

એક દિવસ બપોરટાણે નીલા તળાવ પાસે ઘાસ પર આડી પડીને ઊંઘી ગઈ હતી. આંખ ઊઘડી ત્યારે સાંજ પડવા આવી હતી. સંધ્યાની લાલિમા પાણી ઉપર પથરાઈ હતી. ઝાડની ડાળીઓની વચ્ચે આછો તડકો ચમકતો હતો. નીલા આળસ મરડીને, આંખો ચોળીને આમતેમ જોવા લાગી. સહસા જોયું કે તળાવની પેલી તરફ કોઈ બેઠું છે, ઘાસનાં તણખલાં સાથે રમત કરે છે, નીલા તરફ અછડતી નજરે જુએ છે. નીલા ચોંકી પડી. કોને ખબર કોણ છે ! કોઈ નવતર ચહેરો છે ! પહેલાં કદી જોયો નથી. ખબર નથી, ક્યારનો આવ્યો છે. કદાચ તે ઊંઘતી હતી ત્યારનો આવીને બેઠો હશે. લજ્જાની મારી તે સંકોચાઈ ગઈ. ઊંઘથી મલિન પડી ગયેલું પોતાનું મોં સંતાડી દેવાની તેને ઈચ્છા થઈ. પાલવ પણ કાંઈ બહુ લાંબો નથી. અને એ તો ગોરો ગોરો, દેખાવમાં એકદમ સુંદર છે. એણે પહેરેલાં કપડાં પણ ધોળાં ફૂલ જેવાં છે. નીલાનું મોં પીળું પડી ગયું.

આ પહાડી વિસ્તારમાં આવો સ્વચ્છ-સુઘડ માણસ સાધારણ રીતે દેખાતો નથી. આટલાં ધોયેલાં કપડાં પણ કોઈ પહેરતું નથીં. નીલાને એ માણસ કોઈ દેવલોકમાંથી આવેલો લાગ્યો. તે વિસ્મિત થઈને એના ભણી જોઈ જ રહી. પાણીની ધારે ધારે બે સફેદ ખિસકોલીઓ અહીંથી તહીં દોડાદોડ કરી રહી છે. ઝાડની ડાળી પરથી એક સફેદ પંખી ફર્રર્ર કરતું ઊડી ગયું. નીલા હોશમાં આવી. વાસ્તવિકતાનું તેને ભાન થતાં જ તે પહાડ ઊતરીને ઝૂંપડી ભણી દોડી ગઈ. નાની પાસે જઈને કહ્યું કે કોઈ નવો માણસ આવ્યો છે. નાનીએ કહ્યું : "હા, મને ખબર છે. બપોરે આવેલો. ઉપરવાળી ઝૂંપડીમાં ઊતર્યો છે. કોકિલાએ કહ્યું કે એ કાલે પણ અહીં રહેવાનો છે."

નીલાનું મોં ખીલી ઊઠ્યું. કાલે આખો દિવસ તે એની સાથે રહેશે. આખો દિવસ તે એને નિહાળી શકશે. એની સાથે વાતો કરી શકશે. એ પહાડમાં પોતાની જેટલી મનપસંદ ટૂકો છે, તે બધી એને દેખાડી શકશે. પહાડ પર જેટલાં ઝાડ છે, તે બધાંનાં નામ પોતે જાણે છે, પણ એ નથી જાણતો. પોતે કહેશે ત્યારે તે આશ્ચર્યથી સાંભળશે. આ વિચારોમાં તે ખોવાઈ ગઈ. સાધારણતઃ ઝાડ–છોડ, પંખી, તળાવ જેવી વસ્તુઓને બાદ કરતાં, એને સોબત આપે તેવું કાંઈ નહોતું. એ દિવસે તે પેલા પુરુષની કલ્પનામાત્રથી પ્રસન્ન થઈ ગઈ છે. એક જ ક્ષણમાં તેનું મન એનામાં એટલું બધું ગૂંથાઈ ગયું કે જાણે ઘણા જન્મોનો સંબંધ હોય એવું લાગ્યું. કાલની પ્રતીક્ષામાં તે આજે સૂઈ ગઈ.

સવારે ઊઠતાંવેંત તે દોડતી તળાવ પર ગઈ. પાણીથી મોં ધોયું. ભીના-હાથથી વાળ સમા કરી અંબોડો વાળ્યો. જીવનમાં પહેલીવાર પોતાની સુંદરતા વિશે તેને સંદેહ થયો. વાંકા વળીને તેણે પાણીમાં પોતાનું પ્રતિબિંબ જોયું. નિરાશા થઈ. તેને પોતે સુંદર ન લાગી. ચહેરો શામળા સરખો છે. આંખો અંદર ઊતરી ગઈ છે. વાળને સારી રીતે ઓળવા ઘણી કોશિશ કરી, પણ તે વિખરાયેલા જ રહ્યા. અત્યાર સુધી તે પોતાના ચહેરામહોરાનો ખ્યાલ કરતી નહોતી, પણ હવે આજે આ રૂપ તેને પસંદ પડ્યું નહિ. તે દોડતી ઘેર ગઈ અને પેટીમાં સહુથી નીચે મૂકેલી રંગીન સાડી કાઢીને પહેરી ત્યારે જરા કંઈક મનને સાંત્વના મળી. કાળી સાડી પર લાલ લાલ ટપકાં એને બહુ સારાં લાગ્યાં.

દિવસ ઊંચે ચડ્યો. પેલો પુરુષ જળપ્રપાત પાસે આવ્યો. એના બન્ને હાથમાં સફેદ ફૂલના ગુચ્છા છે. લાગે છે, પહાડ પર ફરતાં એકઠાં કર્યાં હશે. નીલાએ એની તરફ જોઈ હળવું હસી દીધું. તે પણ મલક્યો. આજે એ નવો માણસ નથી. ઘણા દિવસથી પરિચિત જેવો લાગે છે. નીલાએ જ વાત શરૂ કરી : "શું પહાડ જોવા આવ્યા છો ?" એણે કહ્યું : "હા." નીલાએ ફરી ઉત્સાહથી કહ્યું : "મારું નામ નીલા છે. અમે લોકો અહીં જ રહીએ છીએ. હું આ પહાડનો ખૂણે- ખૂણો જાણું છું. તમને હું રસ્તો બતાવી શકીશ." પેલાએ ઉત્સાહ બતાવ્યો નહિ. સાવ નિર્લિપ્ત ભાવે કહ્યું : "કાલે મેં ઘણુંબધું જોઈ નાખ્યું. ગણપતિ મારી સાથે હતા." તે પાણીને કાંઠે ઘાસ પર પગ લાંબા કરીને બેસી ગયો. તેના હાથમાં ફૂલ હતાં. ક્યારેક તે એને અલગ કરે છે, ક્યારેક જોડી બનાવીને એની સાથે રમત કરે છે.

નીલા પાસે જ બેઠી છે. એના મગજમાં ઘણા સવાલ ઊઠે છે. તે એ સવાલો

એને પૂછવા ચાહે છે. પહેલાં એનું નામ પૂછ્યું.

"મૈત્રેય," એણે જવાબ દીધો. નીલાને એ નામ જરા વિચિત્ર લાગ્યું. "મૈત્રેય, મૈત્રેય" કહીને વારંવાર મનમાં ઘૂંટ્યું. પછી એ નામ ગમ્યું. પછી ગામનું નામ પૂછ્યું. એણે કોઈક નામ દીધું. નીલાને ખબર નથી એ ગામ ક્યાં આવ્યું છે. તે તો પહાડ છોડીને કદી બહાર નથી ગઈ. એને થયું, કદાચ એ ગામ ઘણું દૂર હશે. બાજુએ વળતાં ખીણ તરફનો વાંચોચૂંકો સફેદ રસ્તો દેખાયો. એને થયું, કદાચ આ રસ્તે જવાથી એનું ગામ આવતું હશે. ખીણ તરફ દેખાડતાં તેણે જુવાનને પૂછ્યું : "તમે આ રસ્તેથી આવ્યા છો ?" એણે કહ્યું : "હા." એણે ફરી પૂછ્યું : "તમારું ગામ અહીંથી બહુ દૂર છે ?" પેલાએ મરકીને કહ્યું : "હા, દૂર તો છે."

આ પછી શું પૂછવું જોઈએ, એની એને ખબર નહોતી. તે વાંકો વળી, હાથમાં પાણી નાખી રમત કરવા લાગ્યો; હાથમાંનાં ફૂલને એક એક કરીને પાણીમાં વહેડાવવા લાગ્યો. નીલાએ આગળ નમી પાણીમાં પડતાં ફૂલો તરફ હાથ લંબાવી એક ગુચ્છો પકડી લીધો. ફૂલોનો ગુચ્છો હાથમાં આવતાં તે એટલી ખુશ થઈ ગઈ, જાણે કોઈ અપૂર્વ વસ્તુ લાધી હોય. ખુશ થઈને એણે જુવાન તરફ જોયું. જુવાને આ બાબત તરફ લક્ષ આપ્યું નહિ. તે તો પોતાની જ ધૂનમાં, પાણીમાં હાથપગ હલાવતો, રમત કરતો હતો, ધીરે ધીરે કાંઈક ગાઈ રહ્યો હતો. નીલાને ખૂબ કૌતુક થયું. ગીતો એને બહુ ગમતાં. નાનીએ શીખવેલાં ગીત તે એકલી જ ગાયા કરે છે. બીજાં કોઈ ગીત એને આવડતાં નથી. હવે એનાથી રહેવાયું નહિ. એણે જુવાનને પૂછ્યું : "તમને ગાતાં આવડે છે ?" પેલાએ હસીને કહ્યું : "મને ગાતાં નથી આવડતું. હું ગીત લખું છું, ગાતો નથી."

આ જવાબ નીલાને સમજાયો નહિ. નીલાને તેનાં ગીત સાંભળવાનું મન થયું. તેનાથી રહેવાયું નહિ. જુવાનને તેણે વારંવાર ગાવા માટે આગ્રહ કર્યો. જુવાને ધ્યાન ન આપ્યું. જવાબ પણ ન આપ્યો. ધીરે ધીરે ગીત ગણગણતો હતો એ પણ બંધ કરી દીધું. નીલા નિરાશ થઈ. જરાવારે એણે પૂછ્યું : "પહાડના પેલા શિખર પર કદી કોઈ પહોંચ્યું છે ?" નીલામાં ફરી ઉત્સાહ આવ્યો. કુતૂહલભર્યા સ્વરે તે બોલી : "ના, ઘણા દિવસથી મને પોતાને જ જવાનું મન છે, પણ એકલાં જતાં બીક લાગે છે. લોકો કહે છે કે ત્યાં કોઈ યોગી રહે છે. પણ ખરેખર યોગી રહે છે કે નહિ, કોઈને ખબર નથી."

હવે જુવાને રસ દર્શાવ્યો. "આજે હું ઉપર સુધી જઈ આવીશ,' તેણે હઠીલા

સ્વરે કહ્યું. નીલાએ અનાયાસ અતિ ઉત્સાહથી કહ્યું : "હું પણ સાથે આવીશ." એને થયું, આટલા ઊંચા પહાડ પર આ જુવાન સાથે વાતો કરતાં કરતાં ચડવાની ખૂબ મઝા આવશે. પણ પેલાએ કશો ઉત્તર વાળ્યો નહિ. હા કે ના, કશું કહ્યું નહિ. જળધારાને કાંઠે કાંઠે બન્નેએ ઉપર ચડવાનું શરૂ કર્યું. છાયાની જેમ, અધીર થઈને નીલા પાછળ પાછળ ચાલી રહી હતી. પણ પેલાએ પાછળ વળીને જોયું પણ નહિ કે તે આવે છે કે કેમ. એ જલદી જલદી ઉપર ચડતો હતો. નીલા ધીમે ધીમે પાછળ ચાલતી હતી.

એની સાથે તે ચાલી ન શકી. થોડીવારમાં જુવાન આંખોથી અદૃશ્ય થઈ ગયો. નીલા નિરાશ થઈ ગઈ. એનો શ્વાસ ઘૂંટાવા લાગ્યો. તે રડી પડી અને ત્યાં જ બેસી ગઈ. બેઠાં બેઠાં તે વિચારવા લાગી : પોતે તો એની સાથે ઉપર ચડવા ઈચ્છે છે, પણ એની જ મરજી નથી કે પોતે સાથે જાય. પહાડનું શિખર જોવાની ઈચ્છા હવે પૂરી નહિ થાય. તેને અતિશય દુઃખ થયું. લાગ્યું, જાણે આખો યે પહાડ સૂનો છે. ક્યાંકથી એને ગાવાનો અવાજ આવ્યો. તે ચોંકી ઊઠી. આનંદમાં ખોવાઈ ગઈ. ગીતના સ્વરો સંભળાતા હતા, પણ શબ્દો સ્પષ્ટ થતા નહોતા. કદાચ એ ગીત એણે જાતે લખ્યું હશે. તે વિચારવા લાગી – એનો શો અર્થ હશે ? મન ફરી ઉદાસ થયું. થોડીવાર પછી તે નીચે ઊતરીને ઘેર ચાલી ગઈ.

બપોરે એણે ફરી એ જુવાનને જોયો. જળધારાની પાસે એને જોતાં જ તે બધું દુઃખ ભૂલી ગઈ. ખૂબ ઉમંગથી એણે પૂછ્યું : "તમે ઉપર સુધી જઈ આવ્યા ? તમને યોગી દેખાયા ? એમણે તમારી સાથે વાતો કરી ?" સવારની જેમ જ જુવાને ઉદાસીનભાવે જવાબ આપ્યો : "ના, હું ઉપર સુધી જઈ ન શક્યો. થોડે દૂર સુધી જઈને પાછો આવતો રહ્યો."

નીલા ફરી નિરાશ થઈ. એણે અન્યમનસ્કભાવે ખીણ તરફ જોયું. ત્યાંનો રસ્તો જોતાં જ એનું દિલ બેસી ગયું. "આજે ચાલ્યા જશો ?" એણે સાવ દીન કંઠે પૂછ્યું.

"હા, હમણાં થોડીવારમાં જ જાઉં છું,' જુવાને ઉત્તર આપ્યો. નીલાનું મોં પડી ગયું. એકવાર તે એ ખીણને રસ્તેથી નીચે ગઈ હતી. એ રસ્તા પર તે લાંબે સુધી જવા માગતી હતી, પણ થોડે દૂર જતાં એક કાચું બાંધેલું તળાવ પાણીથી ચમકતું દેખાયું. એ પાણી પાસે જવાની તેને ઇચ્છા થઈ, પણ હિંમત ન ચાલી. ભય અને સંકોચને લીધે તે એક ડગલું પણ આગળ ન વધી શકી અને પાછી આવતી રહી. અત્યારે અચાનક એને આ વાત યાદ આવી ગઈ. બોલી : "આ રસ્તે થોડે દૂર એક

મોટું તળાવ છે ને ? ત્યાંનું પાણી બહુ ચમકે છે."

જુવાન હસી પડ્યો. બોલ્યો : "તળાવ નથી, કાંઈ નથી." નીલાને માનવામાં ન આવ્યું. પોતાની શંકા વ્યક્ત કરતાં તેણે કહ્યું : "એકવાર હું એ રસ્તે ગઈ હતી. દૂર ચમકતું પાણી બહુ સુંદર દેખાતું હતું. એકલી હતી એટલે એની નજીક ન જઈ શકી." આ સાંભળીને જુવાને કહ્યું : "એ તો તડકામાં એવું દેખાય. એ પાણી નથી, મૃગજળ છે. દૂરથી પાણી જેવું લાગે, પણ જેમ એની નજીક જતાં જઈએ તેમ એ દૂર થતું જાય." નીલાનું મન ઉદાસ થઈ ગયું. "પાણીથી ભરેલું દેખાય છે, પણ પાણી નથી." વાત એને કાંઈ રુચિ નહિ. એને એ કરમાયેલા જીવન જેવું લાગ્યું.

થોડીવારમાં ગણપતિ આવ્યો. હાથમાં થેલો હતો. જુવાન તરફ જોઈને તેણે કહ્યું : "સાંજ પડે તે પહેલાં જ તમારે અહીંથી નીકળવું પડશે. ચાલો હું તમને થોડે સુધી પહોંચાડી જાઉં–" કહીને ગણપતિ નીચે જવા લાગ્યો. જુવાન આળસ મરડીને ઊભો થયો, નીલા તરફ જોઈ તેણે સ્મિત કર્યું અને ગણપતિની પાછળ-પાછળ ચાલવા માંડ્યું. નીલા એને જોતી ત્યાં ઊભી રહી ગઈ. એનું મન સૂનું-સૂનું થઈ ગયું. જેમ જેમ એ યુવાન આગળ વધતો ગયો તેમ તેમ નીલાનું મન ઉદાસ બનતું ગયું. એણે એક પણ વાર પાછળ વળીને જોયું નહિ, અને આણે એક પણ વાર પોતાની નજર હટાવી નહિ. થોડીવારે તે દેખાતો બંધ થયો. નીલાએ નિરાશ થઈને માથું નમાવી લીધું. અંધારું થતાં સુધી તે ત્યાં જ બેસી રહી. પ્રકાશ અને અંધકારની દ્વાભામાં આખો પહાડ બિહામણો લાગી રહ્યો છે. સવારે એ યુવાને જે ગીત ગાયું હતું તે કાનોમાં ગુંજે છે. ગીતના શબ્દો, શબ્દોનો અર્થ કંઈ સમજમાં આવતાં નથી. શબ્દો વિનાનું ગીત, પાણી વિનાનું તળાવ, પ્રેમ વિનાનું દિલ—આ બધું એને ઉદાસ બનાવી રહ્યું છે. એમ બને કે તે ફરી પાછો ન આવે. એ તો એને કદી નહિ ભૂલી શકે. આ વેદના કદાચ ક્યારેય દૂર નહિ થાય. એક ક્ષણ માટે આવીને બીજી ક્ષણે વિદાય લેનાર માટે આ તે કેવી મમતા ! તે પોતાની આ વ્યથા વ્યક્ત ન કરી શકી. એનાથી ત્યાં અંધારામાં બેસી શકાયું નહિ, તે ઘેર ચાલી ગઈ.

નાની દીવો પેટાવતી હતી. નીલા એની પાસે જઈને બેઠી. ઉદાસ થઈને તે નાની તરફ જોવા લાગી. એના મનમાં એક વિચાર આવ્યો – કેટલાક વખત પછી પોતે પણ નાની બની જશે, વાળ ધોળા થઈ જશે, મોં પર કરચલીઓ પડી જશે, હાથ ધ્રૂજવા લાગશે. એ વખતે પણ શું તેને પેલા જુવાનની ફિકર રહેશે ? એની ઊજળી શોભા ત્યારે પણ આંખોમાં વિહર્યા કરશે ? તે ડરી ગઈ. નાનીને ગળે

વળગી પડી. ડૂસકાં ભરીને રડવા લાગી. વેદનાનો આવેગ શમાવ્યો શમતો નહોતો. એને થયું, આ વેદના કેટલાયે જન્મોથી એના આત્મામાં ગુપ્તપણે પડી હતી. હવે બહાર નીકળી રહી છે.

નાનીએ હેતથી નીલાને માથે હાથ પસવારી ધીમેથી કહ્યું : "કાં દીકરી, શું થઈ ગયું ?" નાનીની આંગળીઓના સ્પર્શ વાટે એની મમતા છલકાઈને વહી રહી હતી, અને નીલાનાં તનમનને તરબોળ કરી રહી હતી. આત્મીયતાના ભાવથી નીલા જરા સ્વસ્થ થઈ. ખૂબ પ્રેમથી એણે નાનીને કહ્યું : "નાની, તમે મા માટે આંબો વાવ્યો હતો ને ? મારા ગયા પછી આ પહાડ પર સફેદ ફૂલના છોડ વાવજો. હમેશાં એના પર સફેદ ફૂલ ખીલશે. જ્યાં સુધી ફૂલ ખીલતાં રહેશે, ત્યાં સુધી હું પણ રહીશ." નાનીનું મન દાઝી ઊઠ્યું. એને થયું : હું શું અહીં હમેશાં આ પ્રમાણે જ રહીશ ? પણ તે કાંઈ બોલી નહિ.

નીલાએ આંસુ લૂછી નાંખ્યાં. નાનીએ નીલાને ખાઈ લેવા કહ્યું. નીલાએ કહ્યું : "ના." નાનીના બન્ને હાથ ખૂબ સ્નેહથી લઈ એણે પોતાની ડોકમાં પરોવી દીધા. એની આંખોમાં ઊંઘ ભરાઈ. પલકવારમાં તે ઊંઘી ગઈ.

સવારે ઊઠીને આંબા પાસે જઈને બેઠી. ઝાડની ડાળીઓમાંથી પોપટ ટહુકા કરતો હતો. પ્રેમના ભારતી નીલાનું માથું નમી ગયું – જાણે એણે કોઈ ભૂલ કરી હોય !

# નો રૂમ

**કાલીપટ્નમ્ રામારાવ**

ચાંદની, સૂકવવા માટે પહોળા કરેલા રવા જેવી નથી. શહેર કંઈક વિચિત્ર છે – જાણે સાસરું.

"રૂમ જોઈએ છે."

"સિંગલ કે ડબલ ?"

યોગ્ય સમયમાં જવાબ ન મળતાં એકાક્ષી મુનશીએ માથું ઊંચું કરીને જોયું.

એની ધૂંધળી નજરને નૂકરાજુની વેશભૂષા હનિમૂન પર નીકળેલા વરરાજા જેવી ન લાગી. પાસે ઊભેલી ગ્રામબાલા કુંવારી કન્યા સરખી જણાઈ. બીજી આંખથી ઘણું શોધવા છતાં સાથે પેટી, બિસ્તરો, હૅન્ડબૅગ સુધ્ધાં દેખાયાં નહિ.

આથી કહ્યું :

"નથી."

"શુ નથી ?"

"રૂમ નથી."

નાના ઘરના વીર પુરુષને, અંતઃપુરનો જાણભેદુ માનીને અંદર જતો અટકાવતા રાજાના સાળાની યાદ આપે છે– એ મુનશી.

નૂકરાજુને સમજાયું નહિ કે પોતે કયો ભેદ ખોલવાને જઈ રહ્યો છે. એક ક્ષણ તે ગૂંચળાઈને ત્યાં ઊભો રહ્યો. થોડીવારે, "આ કમબખ્ત વચ્ચે કોણ છે રોકવા- વાળો ?" એવો વિચાર આવતાં જ એને ગુસ્સો આવ્યો.

પણ ત્યાં સુધીમાં મુનશીનું ધ્યાન મેજ પર ઝૂકીને સરવાળો કરવામાં કેન્દ્રિત થઈ ગયું હતું. નૂકરાજે જ્યારે જોયું કે એની લુખ્ખી આંખોમાંથી નીકળતી તીખી નજર મુનશીના લીસાલપટ માથા પરથી લસરી જાય છે, તો એણે પોતાની નજર

બાજુમાં બેઠેલા દેવુડુ પર દોડાવી.

દેવુડુની આંખોમાં આ નજર સામે ટકરાય તેવું કોઈ તીખાપણું એને દેખાયું નહિ. એણે પહેરેલાં ખાખી કપડાં એના જેવાં જ જીર્ણ-જર્જર છે. એના ખભા પેલા ઘરડા બળદની કાંધ જેવા છે જે આખો જન્મારો ઘૂંસરું વહીને, વહેવાની નિશાનીઓને વીસરવાની કોશિશ કરતો હોય. મુનશી પર જે ક્રોધ આવ્યો હતો તે દેવુડુ પર બદલાઈને જુગુપ્સા બની ગયો.

ધબ ધબ ધબ કરતાં પગથિયાં પર જોડા અફળવા લાગ્યા અને નૂકરાજુએ બહારનો રસ્તો પકડ્યો. એની સાથે એની અમ્મડુ પણ છાયાની જેમ પાછળ-પાછળ ચાલી.

"છટ્ છોકરાએ વળી આ કંઈ નવી જ રીત અપનાવી છે!"

મુનશીને જેની પણ વિરુદ્ધ કાંઈ કહેવું હોય, તે તેના જતાં જ કહેવાનું શરૂ કરી દે છે. દેવડુંને ડર લાગે છે કે ક્યાંક પેલાઓ પાછા આવી આને મારવા ન દોડે.

"આ છોકરો કોણ હશે?"

દેવુડુને ખબર તો નથી, પણ મુનશીના પ્રશ્નનો કંઈક ને કાંઈક જવાબ દેવાની એને આદત પડી ગઈ છે.

"છોકરો કોણ છે એ તો ન કહીં' શકું, પણ એની સાથે જે છોકરી છે, તે તો એની પત્ની છે."

"તું એ લોકોને ઓળખે છે?"

"હું ઓળખતો નથી. પણ એ છોકરીના ગળામાં મંગળસૂત્ર છે એ પરથી મેં કહ્યું" જરા અચકાતાં તે બોલ્યો.

"મંગળસૂત્ર તો દરેક સ્ત્રીના ગળામાં હોય છે. પણ શી ખબર કે એ તેનું પહેરાવેલું હશે? એના પર લખેલું થોડું જ હોય છે?"

તેં જે મંગળસૂત્ર પહેરાવ્યું છે એની પર પણ એવું નામ શું લખ્યું છે? દેવુડુની અંદરનો દેવતા પૂછવા માગતો હતો, પણ તેણે પ્રગટ કાંઈ કહ્યા વિના ખભે ટુવાલ નાખી લીધો.

જમવા માટે દેવુડુ દાદર ઊતરીને બહાર નીકળ્યો ત્યારે સિનેમાનો પહેલો ખેલ પૂરો થઈ ગયો હતો. પહેલો ખેલ જોઈને ઘર જનારા અને બીજો ખેલ જોવા ઘેરથી

નીકળનારાઓની રિક્ષા, મોટરગાડીઓ અને બસોથી રસ્તો જીવતો બની ગયો હતો.

સામે રસ્તાની પેલી તરફ પાનની દુકાને લોકો જીવડાંની જેમ ટોળે મળ્યા હતા. કાળી છાયા જેવા એકત્રિત લોકો અને સફેદ, ચાંદનીથી પણ સફેદ વીજળીનું અજવાળું – પેલો છોકરો ને છોકરી પણ ત્યાં છે. ત્યાં એકઠી થયેલી ભીડને ચકિત થઈને જોઈ રહી છે – અમ્મડુ, નૂકરાજુની નજર હજુ પણ લૉજિંગ હાઉસ ભણી જ જાય છે. દેવુડુને એમના પર દયા આવી.

દેવડુ જમી-કરીને મોંમાં ચિરૂટ, બગલમાં ચાદર અને માથે ટુવાલ રાખી પોતાની ઝૂંપડી ભણી ચાલ્યો. તેના દોઢ પહોર પહેલાંથી ચાંદની વરસી રહી હતી. દેવુડુએ ચારે તરફ નજર નાખીને અનુમાન કર્યું કે સાડાદસ વાગ્યા હશે.

વરસના બારે મહિનાના, દિવસમાં આમ ત્રણવાર જ્યારે બહાર નીકળે ત્યારે તે સમયનું અનુમાન જરૂર કરે છે અને જ્યાં ઘડિયાળ દેખાય ત્યાં સમય જુએ છે. ઘણુંખરું એની અટકળ સાચી જ નીકળે છે.

કૈરાવી ટેકરીની નીચે ચમકતા શહેરને એકવાર જોઈને પોતાનો અંદાજ ફરી એકવાર પાકો કર્યો. એ ટેકરી ગામને ઓતરાદે છેડે છે. ત્યાં થોડી ઝૂંપડીઓ પછી આગળ પાકાં મોટાં મકાનો જ મકાનો છે. આગળ કોઈ વસતિ નથી. આ બાજુ આથમણે છેડે લગભગ એક માઈલ દૂર એક બહુ મોટી ફૅક્ટરી અને એની સાથે નાની કૉલોની છે. ફૅક્ટરીથી શહેર ભણી અને પેલી બાજુ પશ્ચિમ અને ઉત્તરની વચ્ચે આવેલા રેલવે જંક્શન તરફ જતી વાંકીચૂકી સડક પર બે લારીઓ– એક સ્ટેશન તરફ, બીજી શહરે તરફ – ક્યારેક એકબીજાથી દૂર થઈ જતી, ક્યારેક એકમેકની નજીક આવતી હતી – હોડ લગાવીને દોડી રહી છે. ઘરોમાં બત્તી ક્યાંય દેખાતી નથી. શહેર અંધકારની તકતી અને પ્રકાશની દોરી જેવું દેખાય છે.

ધીરે ધીરે ડગલાં ભરતો દેવુડુ લૉજિંગ હાઉસ પર પહોંચશે ત્યારે અગિયાર સવાઅગિયાર તો વાગી જશે.

પગપાળા જતા દેવુડુને સામેથી આવતુ એક જોડું દેખાયું. દેવુડુએ અનુમાન કર્યું કે એ લોકો કદાચ દક્ષિણ તરફના સિનેમા હોલથી આવતાં હશે. સ્ત્રીના હાથમાં એક નાની બેબી છે, પુરુષના ખભે ત્રણ વરસનો છોકરો છે. સ્ત્રી વારંવાર હાસ્ય પ્રસંગોને યાદ કરી ઘણા ઉલ્લાસથી વર્ણન કરી રહી છે. એક તરફ જલદી જલદી ચાલવાને લીધે લાગતો થાક, બીજી તરફ હૈયામાંથી ઊછળી આવતો વાતો

કરવાનો ઉત્સાહ – બન્નેની વચ્ચે આ સ્ત્રી બહુ પરેશાન થઈ હોય એમ દેખાય છે.

ખબર નથી – પેલાં છોકરો ને છોકરી બેઉ જણ ક્યાં ચાલ્યાં ગયાં ? – દેવુડુને ચિંતા થઈ.

કદાચ કોઈ બીજી લૉજમાં રૂમ મળી ગઈ હશે. નહિ મળી હોય અને એ લોકો આ જ શહેરનાં હશે તો બીજો ખેલ જોઈને રિક્ષામાં બેસી જશે. બહારથી આવેલાં હશે તો બિચારાં કોઈ ધર્મશાળાના ઓટલે રાત આખી કાઢશે.

પછી દેવુડુએ વિચાર્યું : આજકાલનાં છોકરાં જૂના જમાનાના અમ લોકો જેવા નાલાયક તો નથી.

આજકાલનાં છોકરાઓમાં જે સ્ફૂર્તિ - ચપળતા અને જીવવાનો ઉત્સાહ છે તે જોઈને તે બહુ ખુશ થાય છે. આખું અઠવાડિયું કોઈકે ઑઇલ એન્જિન પર કામ કરતાં હોય, ક્યાંક મજૂરી·કરતાં હોય, છતાં રવિવારે મેલાં કપડાં ઉતારી ધોયેલાં, ચોખ્ખાં, ઈસ્ત્રી કરેલાં કપડાં પહેરે છે. એ દિવસે તેઓ કોઈ મારવાડીના દીકરા કે રાજાના કુંવર જેવા લાગે છે. આખો દિવસ ક્લબમાં ગામગપાટા, ખેલકૂદ અને સાંજ પડતાં જ ફિલ્મી દુનિયામાં ખેવાઈ જાય છે. બે આના-ચાર આનાવાળો પણ, ટિકિટ ન મળે તો ફટ દઈને કહી દે છે : ઉપરવાળી ટિકિટ આપો - જાણે કાલની તો તેને કશી ફિકર જ ન હોય !

પોતરાજુની વાત હવે દુવુડુને સમજાય છે.

મજૂરો પૈસા એકઠા કરીને મહેલ બાંધે, એ તો કદી બનવાનું નથી. કહેવત છે કે પૂણીઓ ભલે સેંકડો બને પણ પિંજારાની વહુ તો ચીંથરાં જ પહેરવાની. આથી જે કાંઈ મળ્યું છે એના વડે મોજ માણી લેવામાં જ સાર છે. આ બધું જાણવા છતાં યે એના જેવા લોકો એ કરી શકતા નથી. પોતરાજુ જેવા છોકરા જ કરી શકે છે. એમની પાસે જિગર છે.

પોતરાજુ, અત્યારે દેવુડુ જ્યાં કામ કરે છે તે લૉજિંગ હાઉસ બાંધનાર મિસ્ત્રીઓમાંનો એક છે.

કહેવા ખાતર સહુથી ઘરડા મિસ્ત્રીને બધા મોટો મિસ્ત્રી કહેતા, પણ કામ સરખી રીતે કરાવવાની અને હુકમ જારી કરીને ઉપરથી દેખરેખ રાખવાની બધી જવાબદારી પોતરાજુ સંભાળતો હતો.

હજુ ત્રીસીયે નહિ વળોટી હોય, તો પણ પોતે કામ કરવામાં જેટલો

હોશિયાર એટલો જ બીજા પાસેથી કામ લેવામાંયે પાવરધો છે. જરૂર પડ્યે મજૂરોને કડીતોડ મહેનતમાં જોડી દેતો અને પછી જરૂર પડ્યે એમનો આગેવાન બની એમની દરેક વાતને ટેકોયે આપતો. મોટો મિસ્ત્રી તો શું, કોન્ટ્રે- ક્ટર પણ એનાથી ડરતો હતો. તેને કોઈનો ડર નહોતો. અસલમાં આ જ એનો નિયમ હતો.

—આ પોરિયાઓથી વળી આપણે બીવાનું કેવું ? જરા વિચાર તો કરો. આ લોકો આપણું પેટ ભરે છે કે આપણે આ લોકોની ફાંદો વધારીએ છીએ ? આ મકાન જ જુઓ ને ! અમે, તમે અને આ કૂતરાનો બચ્ચો કોન્ટ્રેક્ટર—બધાં મળીને બાંધીએ છીએ. મકાન તૈયાર થઈ જશે ત્યારે મને શું મળશે અને તમને લોકોને શું મળશે ? કોન્ટ્રાકટરને આટલા પૈસા કમાવા છે; તો કહો કોને કોની જરૂર છે ?

મારા-તમારા જેવા મજૂરો છે એટલે કોન્ટ્રેક્ટર પણ છે. એ નહિ હોય તો પણ, જે ગધેડાઓને કામ જોઈતું હશે તેમને આપણા જેવા લોકો પાસે, જેઓ કામ કરવાનું જાણે છે અને પરસેવો રેડીને કામ કરી શકે છે, એ લોકો પાસે જ આવવું જ પડશે.

એટલા માટે એ કૂતરાનો બચ્ચો આપણાથી ડરવાનો છે. આ જ નહિ, પોતરાજુની એકએક દલીલ આ પ્રકારની જ હોય છે. પણ એનો માલિક દુનિયાને એના કરતાં વધારે ઓળખે છે. આની વાત જાણીને હવે એણે એક માણસને એની તહેનાતમાં મૂકી દીધો છે. ચા માગો તો ચા, નાસ્તો જોઈએ તો નાસ્તો, સિગરેટ પીવી હોય તો સિગરેટ તાબડતોબ લાવી આપે છે. જ્યારે પણ આવે છે ત્યારે નાના - મોટા સહુની સામે એની અને એની કામગીરીની તારીફ કરે છે.

એકવાર મકાનના ઉપરના ઝરૂખામાં ડિઝાઈન બનાવતાં બનાવતાં એણે ખાવા-પીવાનું પણ મૂકી દીધું. પોતરાજુની એક રખાત છે, બહુ ચાલાક છે. એકવાર એણે કહ્યું : વારુ મિસ્ત્રી, કહે જોઈએ, તને આ ચા, નાસ્તો, સિગરેટ બધું કઈ રીતે મળે છે ? તને ખબર છે ?

"આ ચા - નાસ્તો માટે હું આ બધું કામ થોડો જ કરું છું ? એવું વિચારનારા લોકો જેટલા ચક્રમ છે, તું પણ એટલી જ નાલાયક અને નાદાન રંડી છે," કહીને તે સિગરેટ સળગાવી એના પર ધુમાડો ફેંકવા લાગ્યો.

"મિસ્ત્રીને હું ભાવ કહું છે. એ ભાવ પ્રમાણે હું કામ પણ દેખાડી શકું છું. હું ઈચ્છું તો એથી ય વધારે સારું કામ કરીને દેખાડી શકું. ખરી વાત એ છે કે મારા

કામની કદર કરીને મને પૈસા આપનાર કોઈ ગધેડો છે નહિ. તો પછી હું શું કરું – મારી કામગીરી સંતાડી પણ શકું – પણ કાલે ઈમારત જોનાર કૂતરાઓને એની કંજૂસાઈ નહિ દેખાય, મારી કામગીરી ચોખ્ખી દેખાઈ આવશે."

કામ કરનાર અને કરાવનાર વચ્ચે આ જ ફરક છે.

આ ઈમારત છે ને કાલે એને લોજિંગ બનાવી દેશે. તું જો કહે કે હું બીજા કરતાં આઠ આના વધારે આપીશ, અને એક રાત એમાં સૂવા દો, શેઠ ! તો તારા વજન જેટલા પૈસા આપવા છતાંયે જ્યાં સુધી તું મજૂરી કરતી હોઈશ ત્યાં સુધી તને અંદર પગ નહિ મૂકવા દે.

એ પોતાની ચીજ તારાથી સંતાડીને રાખી શકે છે, પણ તું તારી ચીજ એનાથી છાની ન રાખી શકે. કામ કરનારાઓની આ જ મુશ્કેલી હોય છે.

આ રીતે લોહી-પરસેવો એક કરીને પોતારાજુએ કામ જલદી પૂરું કર્યું.

કોન્ટ્રક્ટરને ધોડા કરાવીને, મિસ્ત્રી લોકોને સમજાવી–કરીને, વારંવાર એમના કામનાં વખાણ કરતાં દિવસરાત તેલ બાળીને હાડતોડ મહેનત કરી છે. વસંત આવતાં સુધીમાં પૂરું થશે કે નહિ, એની શંકા હતી, પણ સંક્રાંતિ સુધીમાં આખી લોજ તૈયાર કરી દીધી અને તે ખૂલી પણ ગઈ.

જેવુંતેવું કામ નથી. આખા શહેરમાં ઈમારતની પ્રશંસા થઈ.

શું મોઝાઈક ફરસ, શું વાર્નિશ પેઈન્ટનો રંગ, શું એનેમલ કોટિંગ, શું રંગીન દીવાલો, સંગમરમરની તસવીરો, કૂંડામાં ફૂલવાળા છોડ, ગોદરેજ ફર્નિચર, યુફોમ ગાદી, પોર્સિલીનનાં કૂંડાં, રંગબેરંગી બત્તીઓ, અગાસી પર બગીચો – થોડા દિવસ તો ગજબની રોનક રહી !

પછી તો મહોલ્લે મહોલ્લે એક લૉજ ઊભી થઈ ગઈ. હમણાં જ માલિક મરણ પામ્યો. દેખરેખ બધી મુનશીના હાથમાં અને બંદોબસ્ત એના સાળાના હાથમાં આવ્યો. તો પણ જૂની સુવાસ કેમ ખલાસ થાય ? ધંધો સાવ મંદ ન પડ્યો.

દેવુડુનું ધ્યાન ફરી પેલા યુગલ તરફ ગયું. ધંધો હજી જીવતો છે ને, એટલે જ મુનશી રૉફ મારે છે. બિચારો પેલો છોકરો, શક્ય તેટલો બનીઠનીને આવ્યો હતો. કાળું પેન્ટ, એનાથી પણ કાળા જોડા, સફેદ ટેરિલીનનું ખમીસ અને તે પર ઘડિયાળ પણ બાંધેલી. વાળ પણ બહુ કાળજીથી ઓળેલા, સાજસજાવટમાં કશી અસર-કસર નહોતી. પણ ક્યાંક કશી અસર-કસર હોવી જોઈએ. બેમાંથી એક જ

આંખ સાજી હોવા છતાં મુનશીએ એક મિનિટમાં એ જાણી લીધું હતું.

સાથે પેલી છોકરી હતી તેય સતયુગની હોય તેવી લાગતી હતી. બહુ બહુ તો સોળ વર્ષની હશે. પણ એની સાડી, ચાંલ્લો, ઘરેણાં કશું આ જમાનાનું નહોતું.

એણે કદાચ ક્યારેય આવાં ઠાઠવાળાં કપડાં નહીં પહેર્યાં હોય. દેવુડુને યાદ આવ્યું : પેદમ્મી અને અપ્પાયમ્મા લગ્નના દિવસોમાં અને સાસરે જતી વેળાએ આવી જ તૈયારી કરતી.

પેદમ્મી તો હવે ખબર નહિ, કોના પર રાજ ચલાવતી હશે. અપ્પાયમ્મા તો આ દુનિયામાં છે જ નહિ.

આંખોથી અદૃશ્ય થઈ ગયેલ એ બન્નેની યાદથી દેવુડુનું દિલ એવું ભાંગી ગયું —જાણે બન્ને બાજુથી લોખંડના હાથ એને ભીંસી રહ્યા હોય.

કોને ખબર અમે લોકો કયા ચોઘડિયામાં જન્મ્યા છીએ, કે પોતાનું ઘર છોડી બીજાને ઘેર જતી સ્ત્રીઓને રતીભાર પણ આરામ આપવાનું સમજતા નથી ! અપ્પાયમ્માને એણે પણ સારી પેઠે હેરાન કરી હતી.

નાનપણમાં કંઈક તો ખાસ ભાન વગર અને કંઈક ઘમંડમાં વાતે-વાતે એને મારવા લગતો, 'હા' કહે તો વઢતો, 'ના' કહે તો વઢતો, ઊભી રહે તો ગુસ્સે થતો, બેસી જાય તો વળી વધુ ગુસ્સો કરતો.

જરા મોટો થતાં ઘરનો ખર્ચો વધ્યો, આવક ઓછીઃ ચાર પૈસા કમાતો તે પીવામાં ઉડાવી મારતો. ક્યારેક સગાંવહાલાં, ક્યારેક મહેમાન, ક્યારેક રસ્તા પર તકરારો, ક્યારેક બીજી કોઈ મુશ્કેલી, ક્યારેક પોતે બીમાર, કદીક આનંદ, કદીક શોક, કદીક અમાસ, ક્યારેક પૂનમ – બધું સહન કરી લેતી પેલી બિચારીને જે હાથે ચડે તે લઈને મારવા દોડતો હતો.

ડોસોડોસી વચમાં ન પડ્યાં હોત તો એનો માર ખાઈ ખાઈને ક્યારની પૂરી થઈ ગઈ હોત.

પાછળથી, ઘણાં દિવસો પછી તે બદલાઈ ગયો. ક્યારે બદલાયો, કેવી રીતે બદલાયો એની તેને ખબર નથી.

મા-બાપ બન્ને એક વર્ષના અંતરે ચાલ્યાં ગયાં. એમના મરતાં પહેલાં તે એકવાર માંદો પડી ગયો હતો. પછીના વરસે લોકોએ કહ્યું : પેદમ્મી કૂવામાં પડીને મરી ગઈ. સાસરાવાળાઓએ અને કેટલાક દુશ્મનોએ એમ પ્રચાર કર્યો કે એને કોઈ

ભગાડીને લઈ ગયું. ત્યાર પછી અપ્પાયમ્મા પણ માંદી પડી ગઈ. આ બધું ચારપાંચ વર્ષમાં થઈ ગયું.

આ બધી ઘટનાઓ પછી બહુ ગુસ્સો આવતાં એને ક્યારેક ધધડાવી જરૂર હશે, પણ હાથ નથી ઉપાડ્યો.

જ્યારે તે પાંત્રીસ વર્ષની થઈ અને પોતે ચાલીસ વટાવી ગયો ત્યારે થોડો-ઘણો આરામ મળેલો, આખી જિંદગીમાં એમને જે આરામ મળ્યો તે બસ એટલો જ.

એ પણ અધૂરી ઈચ્છા હતી.

બીજીવાર માંદી પડી અને મૃત્યુ પામી તે પહેલાં એક જ વાર એ લોકોએ સમાગમ કર્યો હતો. કાર્યક્રમ પૂરો થયા પછી અપ્પાયમ્માએ કહ્યું : "મારી એક ઈચ્છા છે. એ પૂરી થાય તો પછી મરી જાઉં તોયે કાંઈ વાંધો નહિ." આ વાત તેણે સ્વગત રીતે આસ્તેથી કરી. ઝૂંપડીમાં પડદાની પેલી તરફ ઝીણો દીવો બળતો હતો. દીવો આમેય નાનો છે, સગવડ ખાતર અપ્પાયમ્માએ એને વધારે ઝીણો કર્યો હતો. આથી દેવુડુ એનો ચહેરો જોઈ શક્યો નહિ. એની આંખો તો ઝગમગતી હતી.

"શું છે રે ?" કહી દેવુડુએ પડખું ફેરવ્યું. નીચે પડેલાં વાસણ ખખડી ઊઠ્યાં.

આવા વખતે જરા સરખો પણ અવાજ થઈ જાય, તો અપ્પાયમ્મા બહુ ડરતી હતી. જલદી ઊઠીને ફાટેલા પડદાના કાણામાંથી પેલી તરફ જોવા લાગી. સદ્ભાગ્યે કોઈ છોકરું જાગ્યું નહિ.

"કાલે કહીશ," કહીને તે ચાલી ગઈ.

વાળ વિખરાઈ ગયા, પણ અંબોડો છૂટ્યો નહિ. પરસેવાથી તર થઈ જવા છતાં કપાળ પરનો ચાંલ્લો ભૂંસાયો નહિ. મોં લૂછવાથી કાજળની રેખા જરૂર ફેલાઈ ગઈ.

પાલવને હોઠથી પકડી તે કબજો પહેરતી હતી કે દેવુડુએ એનો ડાબો હાથ પકડી પોતાની તરફ ખેંચી. "ખસો હવે," કહેતી તે ધડામ કરતી નીચે પડી. તે કબૂલતી નહોતી પણ કમરમાં જરૂર ક્યાંક પીડા થઈ હશે.

અને થોડીવાર સુધી વારંવાર પૂછતાં "બહાર ચાલો કહું ! "કહી એના ખોળામાંથી ઊઠી બહાર ચાલી ગઈ."

એ દિવસની ચાંદની આજના જેવી મધુર નહોતી. ચારે બાજુ દુનિયા ઊંઘના નશામાં હતી.

ઝૂંપડીમાં દીવાની વાટ મોટી કરીને, કામ પૂરતો બાંધેલો પડદો ખસેડી અપ્પાયમ્માએ દેવુડુ માટે બહાર અને પોતાને માટે અંદર પથારી પાથરી. છોકરાંને જે ફાટેલી ચાદર ઓઢાડી હતી તે એકવાર ઠીકઠાક કરી બારણાં પાસે આવી નિરાંતે બેઠી.

ઘર વસાવ્યાને એમને વીસ વર્ષ વીતી ગયાં. મા-બાપ એક પછી એક ચાલ્યાં ગયાં. ઘરડો બાપ જે ખૂણામાં પથારી પાથરીને સૂતો હતો તે ખૂણો હવે ખાલી થઈ ગયો છે. પેલો પગથિયાવાળો ખૂણો બરોબર એક પલંગ માટે પૂરતો છે. પણ બાપનો પલંગ બાપ સાથે જ ગયો. હવે દેવુડુ ભોંય પર જ સૂએ છે.

તો પણ શણની પથારી પર આરામથી એકલો પગ લાંબા કરી ફાટેલી સાડીની ચાદર ઓઢી દેવુડુ સૂતો છે. ઓશીકા પાસે બારણાંને ટેકો દઈને અપ્પાયમ્મા ખબર સંભળાવે છે. હળવી મીઠી ઊંઘની લહેરોમાં દેવુડુનું મન મોજથી ઊડતું જઈ રહ્યું છે. એને થાય છે, જિંદગીમાં હવે વળી કઈ વસ્તુ જોઈએ ? પણ આટલા આરામનો દિવસ એની જિંદગીમાં ક્યારેક ક્યારેક જ આવે છે.

અપ્પાયમ્મા માંકડથી હેરાઈ થઈને વાંસો ખજવાળતી હતી ત્યાં દેવુડુએ કહ્યું : "હવે કહે," અને તે એની તરફ નમ્યો.

થોડીવાર માંકડના ત્રાસના બહાને હસતાં, મરકતાં, "તો પછી....." જેવી વાતોથી ટાળતાં, મન બહેલાવતાં છેવટ સંકોચ છોડી તે ઉદાસ થઈને કહેવા લાગી.

"એક રાતે, એક મિનિટ પણ અળગાં થયા વિના પથારીમાં તારી સાથે સૂવવાનું મન છે ..."

અડધું વાક્ય દેવુડુએ ધ્યાનથી સાંભળ્યું હતું, બીજો અડધો ભાગ એને આપોઆપ સમજાઈ ગયો. આ વાતો થતી હતી ત્યારે એના આખા શરીરમાં વીજળીની જેમ ઉત્સાહ સંચરવા લાગ્યો અને આંખો સામે અનેક તસવીરો પ્રકાશમાં તરવરવા લાગી.

જ્યારથી અપ્પાયમ્મા દેવુડુને ઘેર આવી છે ત્યારથી એ લોકો એક જ ઓરડીવાળી ઝૂંપડીમાં રહેતાં હતાં. પહેલી ત્રણ રાતોની તાજગી પછી એમને ખબર પણ ન પડી કે એકાંત કઈ બલા છે !

શરૂમાં ભાઈ—બહેન બધાં મળીને દસ માણસો ઘરમાં રહેતા હતાં. ત્યાર

પછી આ લોકોનાં બાળકો વગેરે મળી બીજાં દસ થઈ ગયાં.

એ નાની અમથી ઝૂંપડીમાં ત્રણવાર જોડાં વારાફરતી કોઈક રીતે કામ રોડવતાં એવા પણ દિવસો હતા, જ્યારે પુરુષો ખાટલાની ઉપર-નીચે અને બાજુમાં પથારી પાથરીને સૂતા, કારણ કે ઘરમાં હમેશાં કોઈકનો જન્મ, કોઈકની માંદગી અને કંઈ નહિ તો છોકરાંઓનો ઘોંઘાટ લગાતાર ચાલતાં જ હોય.

એવા ઘણા દિવસો અને ઘણી રાતો વીતી છે જ્યારે આસપાસ રોગચાળો ફેલાયેલો હોય, ઘરમાં ઉપર-નીચે બધે ઠેકાણે પાણી જ પાણી અને કીચડ જામેલાં હોય, ક્યાંય બેસવા માટે જગ્યા ન હોય અને બદલવા માટે પાસે કપડાં ન હોય.

શરીર પર કપડાંનોયે ખ્યાલ કર્યા વિના સૂતાં અને વચ્ચે ઊઠીને, ક્યાંય સુધી જાગતાં પડ્યાં રહીને, ચુપચાપ બત્તી ઓલવીને, જરૂરી હોય તો સાવ ધીમી કરીને, પડદા પાછળ, ટટ્ટીઓની આડશમાં, ખાટલાની પાસે ડરના માર્યા દબાઈ-સંકોચાઈને કોઈ પરાયાની સાથે કશું ખોટું કામ કરનારાની જેમ સઘળી જુગુપ્સા પચાવી જઈને અધૂરી ઈચ્છા અને અધૂરી તૃપ્તિ સાથે, માંકડ, મચ્છર અને માખીઓનો ત્રાસ સહેતાં બાળકોની ગંદકી અને મોટેરાંઓની નારાજીની પણ પરવા કર્યા વિના, દુર્ગંધની વચ્ચે જ આટલા દિવસ એમની જીવનયાત્રા ચાલી હતી.

દેવુડુને કદી ખ્યાલેય આવેલો નહિ કે છેવટ અપ્પાયમ્માને પણ પોતાનું એક મન છે, એને પણ પોતાના કોડ છે.

બંધાતાં મકાનોની સામે અપ્પાયમ્મા ઊભી ઊભી જોઈ રહેતી. મોટી મોટી ઈમારતોને જોઈને વિચારતી : જુઓ તો, કેટલું મોટું મકાન છે ! એકવાર કોઈ મોટા મકાનને ચૂનો ધોળવા માટે ગઈ હતી ત્યારે દસપંદર દિવસ સુધી લગાતાર એનું જ વર્ણન કર્યા કરેલું. એના ઘણા બધા ખંડો, ખંડોની સજાવટ, રેશમી અને અતિ મુલાયમ ગાદલાં, અતિ નાજુક સોફાસેટ, એમની સફાઈનો ખ્યાલ કરીને એમની અત્યંત કાળજીથી ઉપયોગ કરનાર સાફ-સુઘડ લોકોની તે વારંવાર પ્રશંસા કરતી રહી.

અને એકવાર કોઈ મોટા મકાન વિષે વાત કરતાં એણે કહ્યું, આટલા મોટા મકાનમાં એક સ્ત્રી, એનો પતિ અને બે છોકરાં સિવાય બીજું કોઈ જ નથી.

જે મકાનોમાં કોઈ નથી રહેતું અને જેને હંમેશાં તાળું લાગેલું રહે છે એમના વિશે એણે કદાચ ક્યારેય કંઈ કહ્યું નહોતું. એણે કદાચ વિચાર કર્યો હશે કે કોઈક

દિવસ બે ઓરડાવાળું મકાન બંધાવીશું—એ તો બહુ મોટો ઇરાદો કહેવાય. અને એથી એ વિચાર એણે હવે છોડી દીધો હશે. હાલ પૂરતી એના મનમાં કેવળ એ જ એક ઇચ્છા છે.

દેવુડુએ અતિ દયા અને સહાનુભૂતિ સાથે એની ઇચ્છાને પૂરી કરવાનો માર્ગ શોધવા માંડ્યો. પણ ઘણા પ્રયત્ન છતાં એને કોઈ ઉપાય જડ્યો નહિ. થોડા દિવસ તે એવી ઉમેદમાં રહ્યો કે કોઈક દિવસ એને માટે જરૂર મોકો સાંપડશે. એટલામાં એક દિવસ અચાનક જ અપ્પાયમ્માએ છેલ્લો શ્વાસ લીધો. તે બધી ઇચ્છાઓની પાર ચાલી ગઈ.

દેવુડુની આંખો ભીની થઈ હોય કે નહિ, એણે અપ્પાયમ્માની યાદમાં એક લાંબો નિસાસો નાખ્યો. 'ગરીબી જેવી ભૂંડી આ દુનિયામાં બીજી એકે ચીજ નથી. – ' અપ્પાયમ્માને યાદ કરીને તેણે વિચાર્યું. 'ગરીબી જેવી ભૂંડી આ દુનિયામાં બીજી એકકે ચીજ નથી –' પેલા યુગલને યાદ કરીને એણે વિચાર્યું.

પગપાળો ચાલતો દેવુડુ ત્યાં સુધીમાં મેઈન રોડ પર પહોંચી ગયો.

માર્કેટવાળા રસ્તાની બન્ને તરફનાં મકાનો ખૂબ ખાઈપીને આરામ કરતા ભૂત જેવાં દેખાય છે. ચાંદની, સૂકવવા માટે પાથરેલા રવા જેવી છે. નીલ–નિર્મળ ગગનમાં ચંદ્ર ચમકદમક સાથે ઠમકી રહ્યો છે.

હમેશાંની જેમ શહેરનાં ત્રણે થિયેટરોની વચ્ચેના ચૉકમાં, નાસ્તાની દુકાનો પર ભીડ એકઠી થઈ છે. એ દુકાનોની પેટ્રોમેક્સ બત્તીઓના અજવાળા સામે ચાંદની અને વીજળીનો પ્રકાશ ફીકો પડી જાય છે. આ હલચલની વચ્ચે લોકો પ્રકાશના ઓળાઓની જેમ આમતેમ ઘૂમે છે. થાકીપાકી આવેલી રિક્ષાઓ અહીંતહીં ભટકીને પછી 'ક્યૂ' માં ઠેકાણે પહોંચે છે.

સારી એવી વાર સુધી પ્રયત્ન કરવા છતાં નૂકરાજુને ક્યાંય કોઈ આશા દેખાઈ નહિ, ક્યાંયથી ભરોસો મળ્યો નહિ, ત્યારે તે દક્ષિણ ભણી ચાલવા માંડ્યો. નીકળતાં પહેલાં કોને ખબર એના મનમાં શા વિચાર હતા, પણ નીકળ્યા પછી એના મનમાં આ ધરતી અને માનવજગતને ઘેરી લેતો આક્રોશ ઠાંસીઠાંસીને ભર્યો હતો.

પહેલાં પણ બે પ્રસંગે તેને આવો અનુભવ થયો હતો.

એકવાર નહેરુના જન્મદિવસે રમતગમતની હરીફાઈ ગોઠવાઈ હતી. એ

વખતે તે સાતમા ધોરણમાં ભણતો હતો. એને ચિત્રકલા શીખવનાર શિક્ષક બહુ સારા સ્વભાવના હતા. નૂકરાજુની સાથે તે બીજા બે વિદ્યાર્થીઓને ચિત્રકલાહરીફાઈમાં લઈ ગયા હતા. હરીફાઈમાં ભાગ લેવા જે છોકરાઓ આવેલા તેમાંથી મોટા ભાગના અધિકારીઓનાં બાળકો, પૈસાદારનાં બાળકો હતાં. નૂકરાજુને ચિત્રકલામાં પહેલું ઇનામ મળ્યું.

સમારંભ શરૂ થતાં પહેલાં ઇનામ લેનારાં બાળકોને આગળની હારમાં ઊભાં રાખવામાં આવ્યાં હતાં. ટેરિલીન ખમીસોની વચ્ચે, નાઈલોન મોજાંની હારમાં, મલાઈ જેવાં રબરનાં રમકડાંની વચ્ચે કાળી સરખી ગંદી ચડ્ડી અને આછા રંગની લીટીઓવાળું જૂનું ખમીસ પહેરીને તે ઊભો રહી ગયો. એને પોતાનેયે એવું લાગતું હતું, જાણે પોતે કોઈ દૃષ્ટિ-ચિત્ર જેવો છે. હાર છોડીને તે બહાર નીકળી જવા માગતો હતો, પણ શિક્ષકે એને જવા ન દીધો.

ઇનામ-વહેંચણી શરૂ થઈ. અત્યારે એને યાદ નથી કે તે દિવસે પ્રમુખ તરીકે કોણ હતું. પણ એટલું યાદ છે કે કોઈ બહુ મોટો માણસ હતો. તે ઇનામ મેળવનાર છોકરાંઓમાંથી થોડાંકની સાથે ફોટો પડાવવા ઊભો થયો હતો. ઇનામ આપ્યા પહેલાં ને આપ્યા પછી તે એ બાળકો સાથે હાથ મિલાવતો હતો.

નૂકરાજુનો વારો આવ્યો. તે મંચ પર પહોંચ્યો તે પહેલાં પ્રમુખને કોઈ કંઈ કહેતું હતું અને તે એનો જવાબ આપી રહ્યા હતા. ઇનામ હાથમાં લઈને, મોં પર હાસ્ય લાવતાં એણે અધ્યક્ષ તરફ જોયું. અધ્યક્ષનો ચહેરો અચાનક જ કંઈક વિચિત્ર જેવો થઈ ગયો.

નૂકરાજુ શેક-હેન્ડ માટે આગળ લંબાયેલા હાથને પાછો લેવા લાગ્યો. જાણે એણે કોઈ ખોટું કામ કર્યું હોય. પછી હિંમત એકઠી કરી હાથ આગળ લંબાવી જ દીધો. પ્રમુખ એના ગભરાટને ખૂબ સહાનુભૂતિથી સમજતા ઉદાર પુરુષની મુદ્રામાં ઊભા હતા. નમસ્કારનું શિક્ષણ આપનારની જેમ નમસ્તે કરી, બદલામાં મળેલા નમસ્કારનો સ્મિત વડે જવાબ આપી પછીના ઇનામ માટે એમણે હાથ લંબાવ્યો.

બીજીવાર એક મિત્રને ઘેર પણ આવો જ પ્રસંગ બનેલો.

એ દિવસોમાં એમની ફૂટબોલ ટીમનો તે બોલર હતો. કેપ્ટન કોઈ બ્રાહ્મણનો છોકરો હતો. એક દિવસ રમત પૂરી થયા પછી બન્ને જણાં વાતો કરતાં કરતાં સાથે ઘર તરફ ચાલ્યા. બહારના ફાટક પર ઊભો ઊભો તે કંઈક કહી રહ્યો હતો. નૂકરાજુને બહુ જ તરસ લાગી હતી. પાસે ઊભેલા એના નાના ભાઈને બોલાવીને

પીવાનું પાણી લાવવા કહ્યું.

એક મિનિટ પછી અંદરથી એની માનો અવાજ સંભળાયો : "પાણી કોને માટે જોઈએ છે, દીકરા ?" પાણી નૂકરાજુ માટે જોઈએ છે એની ખબર પડતાં જ એણે જોરથી કહ્યું : "એ ગ્લાસ ત્યાં મૂકી પેલા લોટામાં લઈ જા."

એનો મિત્ર વાતો કર્યે જતો હતો અને તે 'પછી મળીશું' કહીને જતો રહ્યો. પાછળથી 'પાણી પાણી' કહી મોટેથી હાંક મારવા છતાં એણે પાછળ વળીને જોયું સુધ્ધાં નહિ.

પહેલો પ્રસંગ એની સાવ નાની ઉંમરમાં બનેલો, અને એનો એના મન પર એટલો ઊંડો ઘાવ નહોતો. જરા મોટા થતાં બીજો જે પ્રસંગ બન્યો એની પણ એણે ઝાઝી પરવા કરી નહોતી. પણ હમણાં જે બન્યું, એ બહુ કોશિશ કરવા છતાં તે જીરવી શકતો નથી.

ઝૂંપડીમાં જન્મ થવા છતાં નળિયાંવાળાં મકાનો અને મોટી હવેલીઓમાં રહેનારા લોકોની સાથે નૂકરાજુનો સતત પરિચય અને સંપર્ક રહ્યો હતો. વચ્ચે ભણવાનું અટકી પડેલું. પણ તે આ વર્ષે કે આગલા વર્ષે મેટ્રિકની પરીક્ષા આપવાનો છે. એના મિત્રોમાં ક્લબના સભ્યો અને સત્સંગના સજ્જનો ઉપરાંત ભાવી ગુંડા, સ્થાનિક રાજનીતિજ્ઞો, હોટેલના પ્રોપ્રાઇટરો અને સિનેમાના માલિકના દીકરાઓનો પણ સમાવેશ થાય છે. તે કોઈ ફૅક્ટરીમાં નાની પણ સારી નોકરીમાં છે.

સ્ત્રીઓ પ્રત્યે તે બહુ આદરભાવ સેવે છે. ભારતમાતાનું નામ સાંભળતાં જ એનું શરીર પુલકિત થઈ જાય છે. ગાંધી અને નહેરુને તે દેવતુલ્ય ગણે છે. જવાહરલાલ નહેરુ, જ્હોન કેનેડી અને નિકિતા ખ્રુશ્ચેવના છ હાથ વડે ત્રણ જોડીઓમાં અલગ અલગ કર-સંચાલન કરવાનું દૃશ્ય તે કદી ભૂલતો નથી.

નૂકરાજુ સંગીતનો ઉત્કટ ચાહક છે. પોતાના ખિસ્સાખર્ચમાંથી પોણા ભાગની રકમ તે સિનેમા પાછળ ખર્ચે છે.

નૂકરાજુનો આ જાતનો સ્વભાવ જોઈ અડોશી-પડોશીઓ જેટલા રાજી થતા હતા, એટલો જ એની માને ડર લાગતો હતો. એનો પિતા એની ઉંમરમાં ખૂબ પીતો હતો. પચાસ વર્ષની ઉંમરમાં જ શતાયુ થઈ જવાનું એ એક મુખ્ય કારણ હતું. એના બન્ને મોટા ભાઈ પિતા જેવા જબરા નહોતા. તો પણ થોડોઘણો પીને હજમ કરી શકતા. પણ નૂકરાજુ એ તરફ બિલકુલ લક્ષ ન આપતો એ એની માને સહેજ વિચિત્ર લાગતું.

એટલામાં પાકિસ્તાને ભારત પર હુમલો કર્યો. નૂકરાજુ ગાંડા જેવો થઈ ગયો અને શ્રમદાન, રક્તદાન, છેવટ પ્રાણદાન માટે સુધ્ધાં તે તૈયાર થઈ ગયો.

મા બિચારી મૂંઝાઈ ગઈ. દુઃખનાં આંસુ લૂછી, સોગંદ ખાઈને તેણે કહ્યું કે હું આપઘાત કરીશ. છેવટ તે હોમગાર્ડમાં જોડાય એ માટે તેણે સંમતિ આપી. અને એ ટાણે એણે પોતાના ત્રીજા મામાને ખબર આપી, એની દીકરી મુન્યાલુ સાથે એનાં લગ્ન પણ કરી નાખ્યાં અને નિરાંતનો દમ લીધો.

નૂકરાજુ શરૂઆતમાં ગામડાની છોકરી સાથે પરણવા રાજી નહોતો, પણ છોકરીને જોયા પછી, ખાસ કરીને એની મોટી મોટી આંખો જોયા પછી તે કશું બોલ્યો નહિ. લગ્ન પછી છ મહિને અમ્મડુ વયમાં આવી, ત્યાર પછી આણા માટે બીજા છ મહિના રાહ જોવી પડી.

આ દરમિયાન પાકિસ્તાનનો મામલો શાંત પડી ગયો હતો. હોમગાર્ડ બન્યા પછી દેશપ્રેમ વિશેના એના ખ્યાલો બદલાઈ ગયા. હવે તો ડ્યૂટી પર જવું, પછી ઘેર પાછા આવવું, નવરાશના સમયે છાપાં-ચોપાનિયાં-સામાયિક વાંચવાં એ જ એનો ક્રમ બની ગયો. હવે ક્લબમાં જવાનું પણ બંધ થઈ ગયું. રાતના વખતે ટ્યૂટોરિયલ કૉલેજમાં કોઈકવાર જોડાઈને ભણવાની યોજના હતી, તે પૈસાના અભાવે માત્ર યોજના જ બની રહી.

આણું વળીને અમ્મડુ આવી, એને ત્રણ મહિના થઈ ગયા. તે દિવસની રાતથી, ખરું પૂછો તો એની યે પહેલાથી, ઘણા દિવસ અને ઘણી રાતો તેણે એક જ સુખની કલ્પનામાં વિતાવી દીધાં હતાં. એ કલ્પના હતી : અપ્સરા હોટેલના છઠ્ઠા માળે નહિ તો સાધારણ લૉજિંગ હાઉસમાં, ખૂણા પરના ઓરડામાં ભલે – અમ્મડુ સાથે એક રાત.

એ માટે ત્રણ મહિના સુધી નાની-મોટી કેટલીય જરૂરી ઇચ્છાઓ પણ છોડી દઈને તેણે પૈસા એકઠા કર્યા. ત્રણ દિવસ સુધી અમ્મડુને ફરી ફરી સમજાવીને છેવટ એને તૈયાર કરી. ઘરનાં વડીલોને પણ જાતજાતની જૂઠી વાતો કહીને એક રાતની એ બન્નેની ગેરહાજરીને માફ કરી દેવા તૈયાર કર્યાં. અને એ બધું કર્યા પછી પરિણામ આ આવ્યું.

ગામના છેક ખૂણે, વડની છાયામાં ઊભેલી મ્યુનિસિપલ ઇસ્પિતાલ પાસે પહોંચતાં નૂકરાજુ ભાનમાં આવ્યો. એણે ચમકીને પાછળ જોયું તો અમ્મડુ એની સમીપ જ હતી.

આવે વખતે, આવી જગ્યાએ સ્ત્રી-પુરુષને એક સાથે જોઈને કોઈ પણ રિક્ષાવાળો ઘંટી વગાડતો હોય છે. પહેલાં ઘંટડી વગાડનારા પર ગુસ્સો આવ્યો, પણ પછી સમજી ગયો કે એમાં એનો કશો વાંક નથી, અને તે એ જ રિક્ષામાં બેસી ગયો.

અમ્મડુની અડોઅડ બેસતાં નૂકરાજુ પૂરેપૂરો ભાનમાં આવી ગયો. પાછળની તરફ હજુ વધારે પીઠ નમાવીને બેસતાં બોલ્યો : "વેંકટેશ્વર ટોકીઝ તરફ ચાલો." વેંકટેશ્વર ટોકીઝમાં જ નહિ, કનકદુર્ગા પેલેસમાં પણ 'હાઉસ ફૂલ' છે.

એક ક્ષણ નૂકરાજુના ગુસ્સાનો પાર ન રહ્યો. પણ ગુસ્સો કોના પર-

"ભૂખ લાગી છે," એણે અમ્મડુને કહ્યું.

એની વાત સાંભળવા માટે આખા શરીરમાં કાન માંડીને, એની દૃષ્ટિ પામવા માટે બન્ને કાનને આંખ બનાવીને બેઠેલી, અમ્મડુએ "એમ ?" કહીને પછી એને સમજાવ્યો : "તમારી ઈચ્છા હોય તો ખાઈ લો."

એ છોકરીની આંખોમાં જે કરુણા હતી, એની વાતો અને આંખોમાં જે વ્યંગતા હતી એણે નૂકરાજુના હૃદયને હલાવી દીધું.

"ચાલો," કહીને ગેસ લાઈટથી ચમકતી ઓપન ઍર હોટેલો તરફ ચાલ્યાં.

ઉડિપિ શ્રીકૃષ્ણ વિલાસમાં, બની શકે તો એર-કંડિશન્ડ રૂમમાં પતિ–પત્ની એકાંતમાં બેસીને ખાવા ઇચ્છતાં હતાં, તે હવે આ રીતે બદલાઈ ગયું – કનકદુર્ગા ટી સ્ટોલમાં, ગંદા નાળાને કાંઠે, ડગુમગુ થતા બાંકડા પર, જે ત્યાંની એકમાત્ર બેઠક હતી–પાણીમાં ભીંજાઈને, તડકામાં શેકાઈને, તિરાડોવાળા ભાંગલા-તૂટલા ટેબલ પર, જે પહેલા 'શોની' ની ભીડને કારણે કાદવ ને પાણીથી હજુ ભરેલાં હતાં, તૂટી-ફૂટી વાંકીચૂકી પ્લેટમાં હવે તેઓ નાસ્તો કરે છે.

થોડે દૂર ત્રણ કપ ચાને છ કપમાં નાખીને પીતા આલતુફાલતુ લોકો આ લોકોને જોઈને મોટે મોટેથી હસે છે. એ લોકો સાથે કોઈક રીતે ઝઘડો કરીને એમાંના બે–ત્રણને લપડાક લગાવવાનું નૂકરાજુને મન થાય છે.

બિલ ચૂકવીને તેઓ બહાર નીકળ્યાં. જતાં જતાં નૂકરાજુ જાણીજોઈને એ લોકોની પાસેથી પસાર થયો. "આવવા દો પાજીઓને ... એકબે પૂરા થઈ જશે." મનમાં વિચારતો તે આગળ વધ્યો. કોને ખબર કેમ પેલા લોકો આ યુગલની પાછળ પડ્યા નહિ.

ચાંદની રૂપેરી અને મધુર છે. સડકની બન્ને ધારે મકાનો સૂતાં છે. રસ્તા પર નૂકરાજુની પાછળ-પાછળ અમ્મડુ પડછાયાની જેમ ચાલી રહી છે.

એક જગ્યાએ કોઈ ચારા પર લોકોનાં ઝુંડનાં ઝુંડ સૂતાં હતાં. બીજી જગ્યાએ ફૂટપાથ પર જ લોકો હારબંધ ઊંઘતા હતા. સામેના મકાનમાં હજુયે બત્તી સળગતી હતી. મોરી ઉપર બેસીને ભિખારી અને ભિખારણ કંઈક વાત કરતાં હતાં – તે હવે ચુપ થઈ ગયાં.

"આ કંઈ એમનું ઘર નથી. કોને ખબર કેવી રીતે જીવે છે !"

"એમ જ, કૂતરાની જેમ."

નૂકરાજુ મનમાં ને મનમાં ચોંકી ઊઠ્યો.

હજારો લોકો આ શહેરમાં જીવે છે – ઝાડની નીચે જ કુટુંબનાં કુટુંબ રહે છે. છેડે રસોઈ બનાવી લે છે – વરસાદ પડે તો પાસેના ઓટલા પર પહોંચી જાય છે. હાડ વીંધી નાખે એવી ઠંડી હોય, મૂશળધાર વરસાદ હોય, બળબળતો તાપ હોય – છાયા વિના તરફડતા જીવ !... "ચલો ચલો, ખસો અહીંથી. ઊઠી જાવ," કહીને લોકો એમને કૂતરાની જેમ તગડી મૂકે છે. કીચડમાં, કાદવમાં, અંધારામાં જીવતાં પ્રાણી ઓઢવાની ચાદર અને પડોશીઓની નજરનો ભાર બાદ કરતાં બાકી કોઈયે વસ્તુની આડશ ન મળતાં અંધકારમાં જીવતાં કુટુંબો !

નૂકરાજુને દયા ન આવી, ગુસ્સો આવ્યો. કોઈક ફિલ્મમાં કેટલાક લોકોને ગંદગી, હિંસા અને અત્યાચાર વિરુદ્ધ વિદ્રોહ કરતા એણે જોયા હતા. પણ આ પ્રજા હમેશ આમ જ પડી રહેશે. સુવ્વર કાદવ–કીચડથી ભાગે શી રીતે ? મનોમન નૂકરાજુએ વિચાર્યું.

ઝડપથી એક લોરી એ રસ્તેથી ચાલી ગઈ. એક ફેશનેબલ કાર ધીરેથી વળીને જઈ રહી છે. એમાં સફેદ સાડી અને લાલ બ્લાઉસ પહેરીને એક ગોરી સરખી બાળા ખોળામાં હાથ સંકોરીને બેઠી છે. એના કાળાકાળા વાળમાં સફેદ મોતીની માળા છે. નક્કી કાં તો એ લોકો લૉજ તરફ જાય છે, કાં ત્યાંથી આવી રહ્યાં છે.

દૂરથી જોતાં, ત્રણે સિનેમા થિયેટર વચ્ચેની જગ્યાએ એક મોટી સગડીના ત્રણ ચૂલા જેવું દેખાય છે. નૂકરાજુ ત્યાં પહોંચ્યો ત્યારે ચંદ્ર મધ્યાકાશે પહોંચી જઈ ત્યાંથી ચાંદની વરસાવતો હતો.

આ નૂકરાજુનું પોતાનું ગામ ન હોવા છતાં સિનેમા થિયેટર એને માટે નવાં

નહોતાં. એ ત્રણે થિયેટરોમાં લોકોની લગાતાર ભીડ રહે છે. પોતાનાં મેલાં કપડાં તરફ એ લોકો સહેજે લક્ષ આપતા નથી; એમના શરીરમાંથી નીકળતા પરસેવાના રેલા એ લોકો જોઈ શકતા નથી; એમને કરડતા માંકડ તરફ તેઓ બેદરકાર રહે છે. શ્વાસ લેતી વખતે એમની અંદર જે દુર્ગંધ જાય છે, એનાથી તેઓ અકળાતા નથી.

સામેના પડદા પર આલિશાન ઈમારતો – જે સામે દેખાતી છબિઓ જેવી જ અંદરથી પોલી છે – એ ઈમારતોમાં સુંદર સ્ત્રીઓના હાવભાવ -- મેકપ કાઢી નાખતાં એ છબીલીઓ એમની પત્નીઓની નાની – દાદી જેવી લાગે છે; એમના અધરો પર મધુર સંગીત – બધા લોકો જાણે છે કે તે કાંઈ ખરી ગાનારી નથી, તો-પણ બધાને ભ્રમ થાય છે, અવાસ્તવિક કથાનક, ખોટેખોટાં હેતપ્રેમ –

પડદા પર દેખાતી આ બધી વસ્તુઓ ખોટી છે. ખોટી વસ્તુઓને આ ખોટા લોકો હજુ વધુ ખોટી બનાવીને દેખાડે છે.

જનતા વાસ્તવિક અનુભૂતિ પામી શકતી નથી. પામવાની અભિલાષા, ભલેને કલ્પનાના રૂપમાં હોય તોયે ઘણી ખતરનાક હોય છે.

આથી જેમ મોટા લોકો મીઠી-મીઠી વાતો કરીને બાળકોનું મન બહેલાવે છે અને અધિકારી વર્ગ ખોટા વાયદા આપી પ્રજાને છેતરે છે, એવી જ રીતે કેટલાક માયાવી લોકો, કેટલાક સરળ લોકોને છેતરે છે. અને લોકો છેતરાવા માટે તૈયાર છે – એને માટે સામેથી ભેટ ધરે છે, જરૂર પડ્યે કાળાં બજારના ભાવે. તો પછી છેતરપિંડી કરનારનો વાંક શો ?

લોકોને દિલ નથી હોતાં. હોત તો – ખોટાં ખોટાં પતિ-પત્ની, ખોટાં-ખોટાં મિલનઘરોમાં, ખોટી-ખોટી મીટ માંડી એકમેકને જોઈ રહ્યાં છે એ ખબર હોવા છતાં, એમને જોનારાઓનું મન ખાલી-ખાલી શા માટે લલચાય અને સીટીઓ શાની વાગે ?

નૂકરાજુનો ક્રોધ આમ ફિલ્મ જોનારાઓ પર, બનાવનારાઓ પર, બનાવડાવનારાઓ પર, એને દેખાડનારાઓ અનુક્રમે બદલાતો અને વધતો જતો હતો; એ વખતે બરોબર તે ચોકમાં પહોંચ્યો.

દેવુડુ પણ બરાબર ત્યારે જ ત્યાં પહોંચ્યો.

કેમ રે છોકરી ? ક્યાંથી આવી ?" દેવુડુએ પૂછ્યું.

નૂકરાજુની શિકલ જોતાં દેવુડુને એ છોકરી જ વધારે મિલનસાર દેખાઈ.

અમ્મડુએ દેવુડુને ઓળખ્યો નહિ.

"કોણ ?"

ચમકતી આંખોએ એણે પૂછ્યું.

"તું ... તું કયા ગામની છે ?"

નૂકરાજુની તરફ જોવાનો પ્રયત્ન કરવા છતાં દેવુડુએ એ તરફ જોયું નહિ.

"અમારું ગામ અનકાપલ્લી છે," કહીને એણે શંકાથી પૂછ્યું : "તમારું ?"

ત્યાં સુધીમાં નૂકરાજુએ એ તરફ જોયું. એ ભાનમાં તો આવી ગયો હતો, પણ દેવુડુને ઓળખી શક્યો નહિ.

"તમે લોકો પેલી લૉજમાં આવેલા ને ? હું ત્યાં જ કામ કરું છું." પછી પોતાની તરફ જોઈ રહેલા નૂકરાજુને તે કહેવા માગતો હતો – તમને લોકોને રૂમ નહિ મળ્યો હોય. પણ આદતવશ કહી દીધું : "આ છોકરી તારી શું થાય ?"

નૂકરાજુને એના પ્રશ્નમાં સીધો–સાદો સ્નેહ ન દેખાયો. બલકે કોઈ શંકાનો અણસાર દેખાયો. એની પાછળ એકાક્ષી મુનશીનો મોંએથી નહિ, આંખથી પુછાયેલો એ પ્રશ્ન કરોડો કંઠોમાંથી નીકળતો હોય એમ લાગ્યું.

"કેમ રે છોકરી ..." વાક્ય પૂરું થયું તે પહેલાં દેવુડુના ગાલ પર ધડ ધડ અવાજ થયો.

"રંડીના પેટના, મારી બૈરી સાથે વાત કરવાની તને શી જરૂર પડી અબે ?" કહેતાં એનો જુસ્સો એકદમ જ વધી ગયો.

ફડ ફડ ધડ ધડ – દેવુડુને ડાબે-જમણે ક્યાં લાગશે એની પરવા કર્યા વિના નૂકરાજુએ પોતાના બૂટથી દેવુડુને સારી પેઠે ઠમઠોર્યો. દૂર જઈને ધડામ કરતા પડેલા એ માણસ પર તે ખમીસ પકડીને તૂટી જ પડ્યો.

"હરામજાદા, શું સમજે છે તું ? તારા મનમાં તું સમજે છે શું ..." કહેતો તે હાંફવા લાગ્યો.

થોડીવાર તો દુકાનદાર અને રિક્ષાવાળા આશ્ચર્યથી જોઈ રહ્યા. પછી એ બધા ત્યાં આવીને ટોળે મળ્યા.

છોકરી રૂંધાયેલા અવાજે : "બાપ રે, બાપ રે, મારો મરદ પીંખી નાખશે. ડોસો

મરી જશે," કહેતી થરથર ધ્રૂજવા ને રોવા લાગી.

દરમિયાન ત્યાં આવેલા લોકોએ વૃદ્ધ દેવુડુને જુવાન નૂકરાજુના પંજામાંથી બચાવી લીધો.

નૂકરાજુના કાળજીથી ઓળેલા વાળ વિખરાઈ ગયા, ખમીસ ફાટી ગયું, ઘડિયાળ કાંડા પરથી સરકી ગઈ. તે પોતાને સંભાળતો બરાડી રહ્યો હતો–

"રંડીના પેટના, હું તારું લોહી પીશ, તારો જીવ લઈ લઈશ. બૈરી રસ્તા પર ઊભી હોય એટલે શું એ રંડી બની જાય ? તારી લૉજ પર આવે છે એ બધી રંડીઓ જ છે ? મોટો ઘરનો માણસ રંડીને પોતાની સાથે લઈ જાય તોયે તે સારો માણસ કહેવાય અને ઘરની વહુ પોતાના મરદ સાથે જાય તો તે રંડી બની જાય ? તારી લોજ રંડીઓની લોજ છે – તને, તારા કાણા મુનશીને અને તારી રંડી લોજના પ્રોપ્રાઇટરને એકવારે એવા ભોંભેગા કરી દઈશ ને કે બસ !" એક ઘૂંસો એવો દઈશ કે બસ !

જે લોકો ત્યાં નૂકરાજુને ઘેરી વળીને ઊભા હતા તેમને કોઈક કારણે ખાતરી થઈ ગઈ કે નૂકરાજુનો આમાં દોષ નથી. પીપળના પાંદડાની પેઠે થરથર કાંપતી અમ્મડુ દૂરથી જ બૂમો પાડતી હતી : "આવતો રહે ભઈ, મારી વાત સાંભળ ને આવતો રહે. એ ડોસા સાથે શું લડવું 'તું ? ચાલ આપણે આપણા રસ્તે જઈએ, અમ્મડુની આ વાતો સાંભળી તેમની ખાતરી વધુ પાકી બની.

અહીં દેવુડુનું ઓળખીતું કોઈ નહોતું. ઉપરાંત, દેવુડુ કોઈએ વાતનો જવાબ આપતો નહોતો. આ બન્ને બાબતોને લીધે લોકો એમ માનવા પ્રેરાયા કે દેવુડુની જ ભૂલ હશે.

"જવા દો ભાઈ, થઈ ગયું તે થઈ ગયું. ડોસાનો અડધો જીવ તો તેં કાઢી જ નાખ્યો છે. હવે તું તારે રસ્તે પડ," કોઈ આધેડ વયના માણસે કહ્યું.

"ડોસો કોણ છે ? એ ડોસો છે ? અરે એ તો રંડીઓની પાછળ ફરતો ભામટો છે, વગર બાપનો બેટો છે," કહેતો નૂકરાજુ ફરી વધારે ઉત્તેજિત થવા લાગ્યો. આ વખતે અમ્મડુએ હિંમત કરી એનો હાથ પકડી લીધો.

એટલામાં ઇન્ટરવલની ઘંટડી વાગી અને ચારે બાજુથી લોકો ઊમટી પડ્યા. પળવારમાં જ તેમણે જોયું કે પોતે બહુ મોટા ટોળાની વચ્ચે છે.

ત્રણે થિયેટરોમાં પાંચ-દસ મિનિટના આંતરે ઇન્ટરવલની ઘંટડી લગભગ

એકીસાથે જ વાગે છે. ક્યારેક ક્યારેક એટલો પણ ફરક નથી રહેતો અને ત્રણે જગ્યાના લોકો એકીસાથે દુકાનમાં આવી ભરાય છે. આવા વખતે સોડાની બાટલીઓના અવાજ, રગડા-પેટીસવાળાઓનો પ્રચાર, પકોડાવાળાના અવાજો ચોમેરથી આક્રમણ કરે છે. લોકો લાજશરમ છોડી સડકો ખરાબ કરે છે અને ખાણીપાણીમાં મસ્ત થઈને ક્યારેક ગંદી તસવીરો તરફ તો ક્યારેક મનુષ્યો તરફ ભૂખી નજરે જુએ છે અને પોતાને જોઈને પોતાની દયા ખાવા લાગે છે.

એ વખતે લોકોની ભીડની પેલી તરફ એક ઓટલા પર બેઠેલા દેવુડુનું માથું ભમતું હતું. શરીરમાં લોહીનો પ્રવાહ અટકી ગયો હતો અને અંગેઅંગમાં કળતર થતું હતું.

ભીડ ઓછી થઈ ગઈ તો કોઈએ સોડાની બાટલી લાવીને આપી. એણે એ પી લીધી. કોઈ બીજાએ વિખરાઈ પડેલાં કપડાં શોધી લાવીને આપ્યાં તો પહેરી લીધાં. આને લીધે અથવા બીજા કોઈ કારણે મનમાં છલકાઈ ઊઠતા દુઃખના તરંગોને મહામહેનતે દબાવી, પ્રહાર પર પ્રહાર અને દુઃખ પર દુઃખ ખમીને સૂકા ઠૂંઠા જેવા બની ગયેલા શરીરને ઘસડીને તે લૉજ તરફ લઈ ગયો.

બીજી તરફ ભીડથી જરા દૂર ખાલી રિક્ષા જોઈને છોકરો ને છોકરી તેમાં જઈને બેઠાં. અમ્મડુના મનમાં એક પછી એક દુઃખનાં મોજાં ઊમટી રહ્યાં હતાં. નૂકરાજુ એને સાંત્વના આપતો નથી. એક હાથે એને સંભાળીને પકડીને બીજા હાથમાં રૂમાલ લઈ પોતાના ફાટી ગયેલા હોઠ પર તે દાબે છે. ચાંદનીમાં રિક્ષા દૂર, વધુ દૂર જઈ રહી છે.

# હાથાવાળી ખુરસી

**શ્રીપતિ**

"અચ્છા, એ !" કોઈએ આશ્ચર્યથી કહ્યું.

"હા, એ સ્તો !" બીજા કોઈએ કહ્યું.

"એ જ છે, એ જ છે !" બીજા બે જણાએ કહ્યું.

ગામની ઊગમણી કોરના તળાવના કાંઠે પીપળાના જૂના વૃક્ષ હેઠળ ઊભેલી કારમાંથી ઊતરેલા, અધિકારની આભાથી અલંકૃત એક મોટા માણસ વિશે લોકો આપસમાં ચર્ચા કરી રહ્યા છે. ત્યાં એકઠા થયેલા ટોળામાંથી કોઈએ કહ્યું : "એ જ છે ચેરમેન." જેમણે એમને પહેલાં જોયા નહોતા તે એમને જોઈને ઘણા દિવસે જોતાં થતી સહજ પ્રસન્નતા, ગૌરવ અને વિનમ્રતાથી એમના વિશે આપસમાં વાતો કરવા લાગ્યા.

"માણસ તો ખાસ્સો રૂડો છે," ચેરમેનના હૃષ્ટપુષ્ટ અને બલિષ્ઠ શરીરનાં કોઈએ વખાણ કર્યાં.

જે કારમાંથી તે ઊતર્યા એમાંથી જ, સફેદ પોશાકમાં ઈશર્ટવાળા પણ ઊતર્યા. પંચાયત બોર્ડના પ્રેસિડેન્ટ, એ ગામના કેટલાક પ્રસિદ્ધ લોકો અને એમને આશરે રહેતા નોકરચાકર બધા સવારથી એ કારની વાટ જોતા ઊભા હતા. છેવટ બપોરના એક વાગ્યે કાર આવી પહોંચી ત્યારે તેઓ રાજીના રેડ થઈ ગયા.

ચેરમેનની સાથે કેટલાક અધિકારી લોકો પણ હતા. તેઓ કોણ હતા એની ગામલોકોને ખબર નહોતી. કોઈએ કહ્યું : "કલેક્ટર હશે." બીજાએ કહ્યું : "છી : કલેક્ટર શાના ?" તો વળી કોઈ બીજાએ કહ્યું : "હશે મહાલકારી". કોઈએ એનું ખંડન કરતાં કહ્યું : "ના રે ના, એ મહાલકારી નથી. મહાલકારીને તો કપાળે ડાઘ છે. ગઈ વખતે રેવન્યૂ ઇન્સ્પેક્ટર સાથે આવેલો ને !" બીજા લોકો વિશે કોઈને કાંઈ ખબર પડતી નહોતી. બધા લોકો પોતપોતાની રીતે અટકળ કરવા લાગ્યા.

એ ગામની એકમાત્ર નિશાળના એકમાત્ર શિક્ષક પ્રકાશમે કહ્યું કે એ સફેદ ડાઘાવાળાની જગ્યાએ આ અણિયાળા નાકવાળો આજે પહેલી જ વાર આવ્યો છે, પેલો સફેદ કપડાંવાળો બી.ડી.ઓ. છે અને ત્રીજો છે તે સરપંચ છે.

એમની પાછળ એક ધાડું એકઠું થઈ ગયું. સૌથી આગળ ધોળાં કપડાંવાળા, એમની પાછળ મેલાં ને રંગીન કપડાંવાળા, એમની પાછળ કમર સુધી કપડાં પહેરેલા કેટલાક લોકો, ત્યાર પછી માથે પાઘડી બાંધેલા કેટલાક બીજા લોકો – આમ બધી જાતના લોકો ટોળામાં જતા હતા. નાનાં છોકરાં કુતૂહલથી એમની પાછળ–પાછળ જતાં હતાં અને ઉમ્મરલાયક લોકો એ આશાથી અધિકારીઓનાં મોં તાકતા જતા હતા કે આટલી મોટી આફતમાંથી આ સાહેબલોકો અમારો ઉદ્ધાર શી રીતે કરી શકશે !

હજારથી થોડાં વધુ મકાનવાળા એ ગામમાં ગઈ કાલે જ આગ લાગવાનો માઠો બનાવ બન્યો. અડધાં મકાન બળીને ખાખ થઈ ગયાં. ગામની સડકો પર અડધી બળેલી દીવાલોનાં કાળાં કાળાં ધાબાં અને નીચે પડેલી રાખના થર સાથે અડધાં કપાયેલાં, અડધાં બળી ગયેલાં, થોડાંક તો બંબાએ ખેંચી કાઢેલાં ઈમારતી લાકડાંને લીધે મકાનોનો દેખાવ બહુ બિહામણો બની ગયો હતો.

રામમૂર્તિ આ ટોળાથી જરા વેગળો ચાલતો હતો. બધાની સાથે જવાનું એને મન ન થયું. આખુંયે દૃશ્ય મનને ભારે બનાવી મૂકતું હતું. આગળ જતી ભીડમાં સામેલ થઈને ચાલતા લોકોનાં માથાંની વચ્ચે ખુરસીના ઉપરની તરફ કરેલા પાયા દેખાય છે. કોઈ માથા પર એ ખુરસી ઊંચકીને લઈ જાય છે – કદાચ ચેરમેન સાહેબને એના પર બેસવું હોય. ખાલી ભીંતોની વચ્ચે મૃતદેહો પર રડતા લોકોને, જ્વાળામાં ભરખાઈ ગયેલાં પ્રાણીઓ માટે વિલાપ કરતા દીનદુખીઓને – સહુને એ ખુરશીના પાયા દેખાય છે. ખેતરની વચ્ચોવચ્ચ રાખેલો ચાડિયો જે રીતે લોકોનું ધ્યાન પોતાની તરફ ખેંચે છે એ જ રીતે આ ખુરસી જિલ્લા પરિષદના ચેરમેન અને રેવન્યુ અધિકારી મહાલકારીની પણ ઉપેક્ષા કરાવીને બધાનું ધ્યાન પોતાની તરફ ખેંચી રહી છે.

જેઠ મહિનો હતો. તળાવોનું પાણી વરાળ બનીને ઊડી રહ્યું હતું. પ્રકૃતિ સળગતી જિહ્વાઓને પ્રસારતી હતી. એવી પરિસ્થિતિમાં આ બનાવ બન્યો. આ આખા ગામના લોકો ખાખ થઈ ગયેલી આશાને લીધે નિસ્તેજ દેખાતા હતા.

જે મકાનો બળી ગયાં હતાં ત્યાંના લોકો – દરેક ઘરમાં એકબે માણસો – રાખ

ખસેડવામાં કે ખોવાયેલી વસ્તુઓ શોધવામાં રોકાયેલા હતા. નિરાશાથી નીકળેલાં આંસુને લીધે દુનિયાને જોઈ ન શકતી આંખોવાળા તેઓ સાવ હતપ્રભ જણાતા હતા. આ આઘાતથી ઘવાયેલા તેઓ કશું બોલી શકતા નહોતા અને ત્રસ્ત આંખો વડે નિરુદ્દેશપણે આમતેમ જોયા કરતા હતા.

રામમૂર્તિએ વિચાર કર્યો કે આગ ઓલવનારા બંબાને આવતાં બસ જો પાંચ જ મિનિટની વાર થઈ હોત, તો એનું પોતાનું મકાન પણ રાખ થઈ જાત. બંબાના આવ્યા પછી પણ ઘણાં બધાં મકાનો સળગી ગયાં. ભગવાનની કૃપાથી બલા ટળી. આગના ભડકા જ્યારે આગળ વધવા લાગ્યા અને બંબાવાળા પાણીની ધારાઓ વછોડી આગ બુઝાવવા લાગ્યા ત્યારે, એક તરફ દિલને ફાડી નાખે તેવું કંપન અને બીજી તરફ તળાવનું પાણી જોઈને મનને થતી સાંત્વના—બન્ને વચ્ચે ઝૂલતા મન સાથે રામમૂર્તિએ ભગવાનનું શરણું લીધું. જે લોકો બચી ગયા, એ બધાની જોડે રામમૂર્તિએ પણ રાહતનો દમ લઈને કહ્યું : "ભગવાને બચાવ્યાં !"

રામમૂર્તિનું મન બહુ જ વ્યાકુળ થઈ ઊઠ્યું છે. પાંચસોછસો કુટુંબ પલકવારમાં ઘરબાર વિનાનાં બની ગયાં. કરોડ સમડીઓની જેમ આગે મકાનો પર હુમલો કર્યો અને અંતમાં હાડકાંનો ઢગલો કરીને ઓલવાઈ ગઈ.

રામમૂર્તિને નજર સામે જ્યારે બળબળતા તાપમાં રાખ ફેંદતા લોકોની દયનીય મુખમુદ્રા દેખાઈ ત્યારે એને તો સમજાયું જ નહિ કે એનું મકાન બચી ગયું તે સદ્ભાગ્ય ગણવું કે દુર્ભાગ્ય. દસ માણસો સાથે હોય તો નરકમાં જતાંયે સ્વર્ગ જેવું સુખ મળે છે. પણ એકલા સ્વર્ગે જવાનું હોય તો નરકની યાતનાથી ઓછી પીડા ન થાય.

નળિયાંવાળા એક મકાનમાં ત્રણ બાળકો—બે છોકરા અને એક છોકરી – દસ, તેર અને ચૌદ વર્ષનાં – છાપરું પડવાથી બળીને મરી ગયાં. આગના ભડકા નળિયાંને નહિ બાળી શકે, એવા ભરોસે ત્રણે છોકરાં મકાનની અંદર જઈને ભરાઈ ગયાં. એટલામાં આગે મકાનને ઘેરી લીધું. એ લોકો ત્યાંથી છટકી શક્યાં નહિ અને બીજું કોઈ ત્યાં જઈ શક્યું નહિ. ધુમાડાથી ઘેરાઈ જવાને લીધે છોકરાંઓ મરી ગયાં હશે. પાછળથી છતમાં આગ લાગી અને બળતી છત નીચે તૂટી પડી. સવારે જ છોકરાંઓને કાઢી શકાયાં. એ ભીષણ અગ્નિકાંડની એકોએક કરુણ કહાણી ચેરમેનસાહેબને લોકો સંભળાવી રહ્યા હતા.

ચારે બાજુ, વેદનાના પૂરને પ્રગટ કરતું ક્રંદન સંભળાતું હતું. સાધારણ રીતે

ઘણા વળાંકોને લીધે આખી સડક દેખાતી નહોતી, પણ હવે માત્ર આ જ સડક નહિ, આજુબાજુની સડકો પણ અડધી બળેલી દીવાલોની સાથે ચોખ્ખી દેખાતી હતી. રામમૂર્તિના મકાનમાંથી જોતાં સામાન્યપણે માંડ પચીસેક મકાનો જેટલું ગામ હતું. પણ હવે, લિલામ કરવા માટે સામાન મકાનમાંથી બહાર કાઢવામાં આવે એમ બધાં મકાન જાણે રસ્તા પર આવી ગયાં છે. કેટલાંક ઝાડ બળી ગયાં છે, કેટલાંક આકાશ તરફ મોં કરી પોતાની અસીમ વેદનાને અંદર જ સમાવીને ઊભાં છે.

"વરસાદ પછી કામમાં રોકાયેલા હોવાથી વખત નહિ મળે એવા ખ્યાલે લોકોએ અનાજ સાફ કરીને રાખ્યું હતું. ત્યાં જુઓ, આગમાં શેકાયેલા ચોખા પર પાણી પડતાં તે ઊકળી ઊકળીને કેવા રંધાઈ ગયા છે ! એકદમ ઘેંસ જેવા થઈ ગયા છે," પ્રેસિડન્ટ સમજાવતા હતા.

સાચી વાત છે. ચોખા વધુ રંધાઈ જતાં નીકળતી કડવી ગંધ ચારે બાજુ ફેલાયેલી છે.

ત્યાં બધા લોકોની સાથે ચાલતાં કોઈ ઈશર્ટવાળાને વિચાર આવ્યો : હવે દેશ સુધરે એવાં કાંઈ લક્ષણ દેખાતાં નથી. આ મકાનો આટલાં બધાં આમ એકબીજાની અડોઅડ શા માટે હોવાં જોઈએ ? આ સંપત્તિ આ રીતે ઘરમાં શા માટે પડી રહેવી જોઈએ ? પચીસ હજાર રૂપિયાની નોટો બળી જવાથી એક જણાના હૃદયના ધબકારા બંધ પડી ગયા, અને તે મરણ પામ્યો. આવું શા માટે થવું જોઈએ ? બેન્કમાં જમા કર્યા હોત તો કેટલું સારું થાત ! એ પૈસા કેટલા કામ આવત ? નંદી બળદની જેમ સોનાની સાંકળથી ગળું ભરવાને બદલે લોકો પોતાના આરોગ્ય તરફ અને જ્ઞાન-વિજ્ઞાનના પ્રચાર તરફ વધારે ધ્યાન આપે તો દેશનો કેટલો વિકાસ થાય ? બની શકે કે એના આ બધા સવાલો એના અજ્ઞાનના જ પરિચાયક હોય, આ સમસ્યાઓનો ઉકેલ તે પોતે ન પામી શકતો હોય ! પણ આ દીનદુખીઓની મૂર્ખતા અને દયનીયતા જોઈ એના મનમાં જે પીડા થઈ એણે આ સવાલોના રૂપમાં એના અંતરને બેચેન કરી દીધું.

નિરાંતે બેસીને હળવી, મઝેદાર વાતોથી મન બહેલાવતી ફૂલ જેવી કન્યકાઓ, ભૂખથી વિકળ બનેલી આંખો સાથે ટોપલીઓમાં ભંગાર ઊંચકી માથા પર લઈ જાય છે. નાહી નહિ હોય કદાચ, ખાવાનું મન નહિ થતું હોય. આ આફતે લોકોની રહી-સહી આશા અને હિંમતને પણ ખલાસ કરી નાંખ્યાં છે. આખું ગામ જૂની પડી ગયેલી ઝાંખી છબી જેવું દેખાય છે.

"સાહેબ, અહીં ઢોરનો વાડો હતો. એમાં બે બળદ હતા, બળી મૂઆ, કાલ પરમ દિવસે ચારસો પર વાત ચાલતી હતી. અમે આપ્યા નહિ. બળદ પણ ગજબના હતા."

ચેરમેન પાસે જઈને એક નાનો નેતા કહેતો હતોઃ "એક મકાનમાં એક ત્રીસ વરસની બાઈ બળી ગઈ. બિચારીને બે છોકરાં પણ છે. બાપ નથી." વધુ વિગત આપવાના હેતુથી ફરી બોલ્યો : "મકાનમાં પૈસા રાખેલા, એ વાસ્તે અંદર ગઈ. પૈસાએ એને પણ સળગાવી મૂકી. પહેલાં તો જ્વાળાઓ એટલી નહોતી. પણ પવન વાયો ને ભડકાઓએ બધું લપેટી લીધું."

સ્થિતિ કેટલી દયનીય હતી એ ત્યાંના બધા લોકોને સમજાતું હતું. કોઈના કહેવાની કશી જરૂર નથી, આંખોની સામે પ્રત્યક્ષ દેખાતાં દૃશ્યો આંસુ સારીને પોતાની કરુણ કથા પોતે જ સંભળાવે છે.

ગામમાં આગ તો ગઈ કાલે લાગી હતી, પણ શહેરના અધિકારીઓને અહીં આવવાની ફુરસદ આજે જ મળી છે. ગજરાજના રક્ષણ માટે વૈકુંઠથી નિઃશસ્ત્ર ચાલ્યા આવેલા ભગવાન વિષ્ણુની જેમ ચેરમેન સાહેબ કોઈ સાધન વિના જેમ હતા તેમ જ નીકળી આવેલા. એમની સામે હિરોશિમા, નાગાસાકી જેવી આ સડકો દેખાતી હતી.

રામમૂર્તિની દૃષ્ટિ પેલી ખુરસી પર છે, ચેરમેનસાહેબ ક્યાંય અટક્યા નહિ. ખુરસી નીચે ન આવી. ઉપર જ માથા પર ઊંચકાતી જઈ રહી છે.

બે વર્ષ પહેલાંની વાત છે. એક દિવસ રેવન્યુ ઈન્સ્પેક્ટર રામમૂર્તિને ઘેર પધાર્યા હતા. એમને બેસાડવા માટે કોઈ વસ્તુ ન મળતાં રામમૂર્તિએ ચટાઈ પાથરી એના પર ગાદી નાખી. પણ ઈન્સ્પેક્ટરસાહેબને પેન્ટની ક્રીઝ બગડી જવાની બીક હતી, આથી તે બેઠા નહિ. સામેના ઓટલા પર એક ખુરસી જોઈ ત્યાં જઈને બેસી ગયા. તે દિવસે રામમૂર્તિને ખુરસીના મોભાની જાણ થઈ. ગામમાં ઘણા લોકો આવે-જાય છે, એમનો આદર કરવો જરૂરી છે. માણસ પોતાની દીકરી માટે ઘરેણાં શા માટે ઘડાવે છે ? લોકોની સામે પોતાની મોટાઈ દેખાડી, સમાજમાં સન્માન મેળવવા. આજે એના ઘરમાં ખુરસી નથી. એટલે ઈન્સ્પેક્ટરસાહેબ સામેના પ્રકાશમ્‌ના ઘરના ઓટલે હાથાવાળી ખુરસી પર જઈને બેસી ગયા. રામમૂર્તિને ત્યાં જવું પડ્યું, જઈને હાથ મસળતાં ઊભા રહેવું પડ્યું. એના પર બધાની નજર પડી. ચાર ટકાવાળી ઉધાર યોજનામાં એનો હિસ્સો પાંચસો રૂપિયાનો જણાવવામાં

આવ્યો. ઓછામાં ઓછા પાંચસો તો આપવા જ પડશે. નહિ તો વ્યાજ તરીકે વીસ રૂપિયા આપવા પડશે. એ હિસાબ એને સમજાયો નહિ. સરકારી હુકમનો હવાલો આપવામાં આવ્યો. બધા પાસેથી પૈસા વસૂલ કરવામાં આવ્યા. રામમૂર્તિને પણ આપવા જ પડ્યા. તે દિવસે આ બનાવ બન્યો. જો ઇન્સ્પેક્ટરસાહેબ એના ઘરમાં બેસત, તો બધા લોકો આવીને એના ઓટલા પર ઊભા રહેત ...

પંદર દિવસમાં શહેરમાંથી ખુરસી મગાવવામાં આવી, હાથાવાળી ખુરસી. રામમૂર્તિ હવે રાહ જોતો હતો કે કોઈ મોટા-મોટા અધિકારી લોકો આવે. આવ્યા તો ખરા પણ રામમૂર્તિના ઘેર ન આવ્યા. એકવાર એ ગામમાં મંડળ વિકાસ કાર્યાલય તરફથી ગ્રામ-નાટકોની તાલીમ-શિબિર યોજાઈ હતી. એના અનુસંધાનમાં આ ખુરસી ત્યાં લઈ ગયા. રામમૂર્તિએ ખુરસી માગતાં જ રાજી થઈને ઝટ આપી દીધી. પણ થોડીવાર પછી એના મનમાં એમ વિચાર આવ્યો કે ઈર્ષાવશ કોઈ એને ક્યાંક તોડી ન નાખે. ચિંતા થવા માંડી. પણ ભગવાનની કૃપાથી એ ખુરસી સહીસલામત પાછી ઘેર પહોંચી ગઈ.

પછી કોઈ પ્રતિષ્ઠિત માણસોનું આવવા-જવાનું બન્યું નહિ. આથી રામમૂર્તિએ બન્ને બારણાં વચ્ચે ખુરસી મૂકી પોતે જ એના પર બેસી રહેવાની ટેવ પાડી. ખુરસી પર તે બેસી રહેતો ત્યારે પોતાને મોટો માણસ ગણવા લાગતો. ઘરના નોકરચાકર અને પોતાની પત્ની પર કંઈક અધિકાર પણ ચલાવતો. આ પ્રકારની મોટાઈનાં બીજ એને ખુરસીમાં જ દેખાયાં. ખુરસીને કારણે જ કલેક્ટરનો અધિકાર ચાલે છે, ખુરસીને કારણે જ પ્રેસિડેન્ટની જ વાત લોકો માને છે.

ક્યારેક ક્યારેક તે જુસ્સામાં આવી જઈ પત્નીને પરાણે ખુરસી પર બેસાડતો. તે બહુ જ શરમાતી. એટલી શરમાતી કે વચ્ચેથી ઊઠીને ચાલી જતી. "લછમી ! ખુરસી પર બેસવા માટે પણ લાયકાત હોવી જોઈએ," કહીને પત્ની પર તે જે આરોપ મૂકતો હતો એ વિશે તે બહુ ગર્વ અનુભવતી હતી. ખરું પૂછો તો આ ગર્વથી વધે તેવી બીજી કઈ લાયકાત હોઈ શકે ? આથી વળી તે વધારે લજ્જિત થઈને કહ્યા કરતી : "ખુરસી પર બેસવાનું અને નોકરી કરવાનું પુરુષોને શોભા આપે છે, સ્ત્રીઓને નહિ."

ખુરસીનો પ્રાયઃ આ જ ઉદ્દેશ હતો. રામમૂર્તિને ઘેર કોઈ આવ્યું નહોતું, એ ખુરસી પર બેઠું પણ નહોતું.

એક વર્ષ પહેલાં એનાં માબાપ મરી ગયાં. થોડુંક વ્યાજ અને મર્યાદિત આવક

સાથે કેટલીક જાયદાદ મળી ગઈ. દેવાની કે એવા બીજા પ્રકારની કશી પરેશાની નહોતી. ખેતીનું કામ સંભાળવું અને નવરાશ વેળાએ બે વર્ષની જૂની તો પણ નવી લાગતી પત્ની સાથે આનંદથી રહેવું–બસ એ જ રામમૂર્તિની દિનચર્યા હતી. પત્તાં રમવાં કે આમતેમ જઈ લોકો સાથે લડવુંઝઘડવું ઇત્યાદિ કોઈ બૂરી ટેવ એનામાં નહોતી. એની પત્ની આ કારણે બહુ પ્રસન્ન રહેતી હતી. જ્યારે પણ તે પિયર જાય ત્યારે તે પોતાની માને અવશ્ય એની વાત કરતી.

એ ખુરસીની આજે ફરી જરૂર પડી.

લાગે છે કે ચેરમેનસાહેબ ક્યાંય અટક્યા નહિ, અને આથી ખુરસી પણ માથા પરથી ઉતારવામાં આવી નહિ. એને માથે ઊંચકીને લઈ જનારાના હાથ દુખતા હોય, એવું પણ કાંઈ લાગ્યું નહિ. ટોળાની વચ્ચે તે બરોબર ચોખ્ખી દેખાય છે. સડકો બધી ચોખ્ખી દેખાય છે. અડધું ગામ સ્પષ્ટ નજરે પડે છે. દક્ષિણ તરફની સડકો કંઈક ઢોળાવવાળી છે. આથી ઊભેલી દીવાલો પરથી કાળાં કાળાં માથાં પરની પાઘડીઓમાંનો રંગ જરાતરા દેખાય છે. પણ પેલી હાથાવાળી ખુરસી તો ઊંધે મોંએ સૂતેલા જાનવરની જેમ સાવ સ્પષ્ટ દેખાય છે.

રામમૂર્તિ કંટાળી ગયો. ક્યારનો જોયા કરે છે, પણ ચેરમેનસાહેબ બેસવાનું નામ લેતા નથી. બિચારો પેલો માણસ કેટલી વારથી ખુરસી ઊંચકી ઠેકઠેકાણે ફરી રહ્યો છે. બેસવું નહોતું તો ખુરસી સાથે લઈ જવાની શી જરૂર હતી ? હવે નહિ જોઈએ. બસ એટલું કહેવાથી તકલીફ ન થાત. છી : ખરું જોતાં માગતાંવેંત ખુરસી આપી દેવામાં જ એણે મોટી ભૂલ કરી છે. કોઈ પણ વસ્તુ, વારંવાર કોઈ માગે પછી જ આપવી જોઈએ. ત્યારે જ વસ્તુની કિંમત થાય છે. અને ત્યારે જ માગનારનેય એની કિંમતની ખબર પડે છે. આપનાર પણ પ્રસન્ન રહે છે. બે–ચાર મધમાખીઓ કરડે નહિ ત્યાં સુધી મધના સાચા સ્વાદની ખબર પડતી નથી. પણ રામમૂર્તિએ એવું ન કર્યું. ચેરમેનસાહેબના આવતાં ખુરસી માગી કે લાગલી એણે આપી દીધી. અત્યારે તો દસ માણસો સામે એની બેઇજ્જતી થઈ રહી છે.

લગભગ અડધા કલાક સુધી ઘૂમી ઘૂમીને છેવટે ઊગમણા તળાવ પાસેના ઢોળાવ પર થઈને બધા લોકો પીપળાના ઝાડ પાસે પહોંચી ગયા. ખુરસીવાળાએ ખુરસી હેઠે મૂકી. કદાચ એણે ઊંડો શ્વાસ લીધો હશે. એટલામાં પ્રેસિડેન્ટ, નાયડુ, પ્રકાશમ્ અને બીજા લોકો ચેરમેનસાહેબ તેમ જ એમના અનુચરોને ચા-પાણી માટે લઈ ગયા. ઘણા દિવસ પછી આવેલા ચેરમેનસાહેબને યોગ્ય આગતા- સ્વાગતા

કર્યા વિના કેમ મોકલાય ? ઉપરાંત હમેશાં એમનું કંઈ ને કંઈ કામ પડતું હોય છે. આટલા મોટા અધિકારીનું સન્માન તો કરવું જોઈએ. હવે આખું યે ધાડું પીપળાના ઝાડ પાસે અટક્યું. ઈંશર્ટવાળા ગામના નેતા અને ચેરમેન નાસ્તા- પાણી માટે ચાલ્યા ગયા.

'આખું ગામ બળીને ઉજ્જડ થઈ ગયું છે. ગામવાળા ભૂખ અને તરસથી તરફડે છે. ત્યારે આ લોકોને નાસ્તાપાણીની મઝા માણવાનું શેં સૂઝયું હશે ?' રામમૂર્તિએ મનોમન વિચાર્યું. બધા લોકો એવી ઉમેદમાં બેઠા છે કે અમલદાર લોકો આવીને એમને મદદ કરશે. લોકો કહે છે, કે ચેરમેનસાહેબે ચૂંટણીમાં એક લાખ રૂપિયાથી વધારે ખર્ચ કર્યો હતો. આવા માણસે આ ગામમાં પગ મૂક્યો છે તો ગામવાસીઓનું જીવતર ચોક્કસ સુધરી જશે. ઉપરાંત આ ચેરમેનસાહેબની સજ્જનતા અને ઉદારતા વિશે પણ લોકોમાં ઠીક ઠીક વાતો ચાલે છે. હોદ્દો સંભાળ્યાને હજી માંડ એક વરસ થયું છે, પણ વહીવટ કરવાની એમની રીત ઘણી ઉત્સાહજનક રહી છે. આથી બાપડા ગામલોકો મોટી આશા લઈને રાહ જુએ છે કે નાસ્તા–પાણી કરીને પાછા આવ્યા પછી તે શું શું કહેશે, શું આપશે.

ત્યાં ઊભેલા કેટલાક લોકોને શંકા પણ થઈ – ક્યાંક એ પ્રેસિડેન્ટના હાથમાં જ કંઈક આપીને ચાલ્યા ન જાય. એવું થશે તો સામા પક્ષવાળાઓને અન્યાય થશે. "ઠીક છે, જોઈએ શું થાય છે !" કહીને કેટલાક લોકોએ પોતાની શંકા પ્રગટ પણ કરી.

રામમૂર્તિએ જોયું –

પીપળાના ઝાડની છાયામાં ખુરસી છે. એના પર કોઈએ ધ્યાન આપ્યું નહિ. કોઈના બોલાવતાં ચા-નાસ્તા માટે ચાલ્યા ગયા અને અહીં અમારું કોઈ યે મોં પણ જોયું નહિ – એવી હતી એ ખુરસીની સ્થિતિ.

પીપળાની નીચેથી કારને પસાર કરીને છ ગુણીઓથી ભરેલું એક બળદગાડું આવીને બરોબર રામમૂર્તિના ઘર આગળ અટક્યું.

રામમૂર્તિએ ગાડાવાળાને પૂછ્યું : "શું છે આ ?"

"ઠેકેદારસાહેબે ચોખા મોકલ્યા છે. સાહેબે કહ્યું, હું પાછળ સાયકલ પર આવું છું."

પ્રેસિડેન્ટનો અવાજ, કોઈનું હાસ્ય, કોઈનો ઓડકાર, કોઈનો ગળું ખંખેરવાનો અવાજ, કોઈના પગના જોડાનો ચમચમાટ અને કોઈની છીંક– બહાર રામમૂર્તિ

સાંભળતો હતો.

"ગાડું તડકામાં કેમ ઊભું રાખ્યું છે ? પેલા લીમડાના ઝાડ નીચે લઈ જા. બળદ પણ આરામ કરશે," રામમૂર્તિએ કહ્યું.

ચેરમેનસાહેબ પોતાના રસાલા સાથે પેલી તરફથી આવતા હતા. અહીંથી ગાડું જતું હતું. ગાડાને જોઈ ફરી લોકોએ જિજ્ઞાસા પ્રગટ કરી. વાત સાંભળીને કેટલાક લોકો પ્રસન્ન થયા, કેટલાક ચકિત થઈ ગયા.

પીપળાની છાયામાં –

એક તરફ કાર

બીજી તરફ ખુરસી –

વિદાય લેતાં પહેલાં આશ્વાસનભર્યા શબ્દો –

એટલામાં પ્રેસિડેન્ટનો નાનો ભાઈ – જે નોકરીની શોધમાં હતો તે – સહી કરાવવા માટે આવીને ઊભો રહી ગયો. સહી કરવા માટે અરજીપત્રની નીચે રાખવા જેવી કોઈ વસ્તુ ત્યાં નહોતી. આથી બાજુમાં પડેલી ખુરસી પર જમણો પગ મૂકી, જાંઘના ઉપર અરજીપત્ર રાખી ચૅરમેનસાહેબે જ્યાં જ્યાં સહી કરવાની હતી ત્યાં કરી. પછી પોતાના આ ઉપકાર પર પોતે જ સંતુષ્ટ થઈને મંદ હસ્યા અને છોકરાના ચહેરા પર પણ પ્રસન્નતાનાં ચિહ્ન જોઈને કારની પાછલી સીટમાં જઈને બેસી ગયા.

બાકીના લોકો પણ કારમાં જઈને બેઠા.

એન્જિન સ્ટાર્ટ થયું. હૉર્ન વાગ્યું. ગાડી જઈ રહી છે. બસ ગઈ.

"તો પછી શું નક્કી થયું ? પૈસા મોકલી આપશે ?" કોઈએ પૂછ્યું.

"હા ભાઈ, અત્યારે તો અંદાજ બાંધવા આવ્યા છે. જોઈ લીધું બધું. હવે ત્યાં જઈ બધું કામ પૂરું કરી મોકલી આપશે," બધું જાણતો હોય એવો દેખાતો એક જણ બોલ્યો.

"ચેરમેન કાંઈ નહિ આપે ?" કોઈ એ પૂછ્યું.

"એમની પાસે પૈસા છે ખરા ?"

"નહિ તો સરકારના પૈસા દેવા એ આટલે દૂર શું કામ આવ્યા ? જોઈને જવા માટે તો આ મહાલકારી પૂરતા નથી?" કોઇ કાનૂની અવાજે કહ્યું.

"ચૂંટણી માટે તો આ લોકો લાખ રૂપિયા ઉડાવી દે છે. પણ દાનધર્મની બાબતમાં એક પૈસોયે આપતા નથી. એમની પાસેથી કાંઇ આશા રાખવી નકામી

છે. જેવું સહુ સહુનું ભાગ્ય. તે આપે તોય, એનાથી શું આપણું દળદર ફીટવાનું હતું? દુનિયામાં દાન-ધર્મની ભાવના હોય તો બીજું જોઈએ જ શું ? મહિનામાં ચારવાર વરસાદ પડે. આ તો કળજુગ છે બેટા, કળજુગ ! બધા એ ભૂલી જાય છે. એને યાદ રાખ. જે વસ્તુ આપણી સામે છે એ જ આપણી થતી નથી. નહિ તો અગ્નિદેવને આપણી પર આટલો ગુસ્સો કેમ આવ્યો ? આટલાં મકાનોને કેમ બાળી નાંખ્યાં ? સામેની વસ્તુ ભગવાન ઉઠાવી લઈ ગયા પછી કોણ આપે ને ક્યાંથી આપે ? નિરાશાથી દબાયેલા સ્વરે કોઈ બુઝર્ગ માણસે કહ્યું.

ચેરમેનને બહુ અસભ્ય ગાળ દઈને એક જણાએ કહ્યું : "એ લોકો તો આપણો જીવ ખાવા આવે છે, આપણને મદદ કરવા નહિ. જુઓ ને, આ ચા-પાર્ટી માટે મારે છવ્વીસ રૂપિયા આપવા પડ્યા." આટલા પૈસા ખર્ચાવાને કારણે તે દુઃખી જણાતો હતો.

જ્યાં સુધી અમલદાર લોકોની સાથે હોય ત્યાં સુધી એમની ભાટાઈ કરવામાં અને એ પછી લોકોની ખુશામત કરવાની કલામાં વિશારદ હોય છે આ પ્રેસિડન્ટ. પ્રેસિડન્ટે આગળ કહ્યું : "એ છવ્વીસ રૂપિયા હોત તો દસ ઠેલા લાકડાં મળી જાત અને દસ મકાન બની જાત ! પણ આ બધો શિષ્ટાચાર છે. એ ન કરીએ તો ..." આ શબ્દો સાથે એમણે લોકો માટે સહાનુભૂતિ વ્યક્ત કરી. એનું ઘર બળી ગયું નહોતું, એથી ઓછામાં ઓછું આટલું કહેવા જેટલી હિંમત તેણે એકઠી કરી.

રામમૂર્તિને આ શબ્દો સંભળાયા નહિ. એના મકાનથી એ પીપળાનું ઝાડ વીસ–પચીસ ગજ દૂર છે. બધા ત્યાંથી ચાલ્યા ગયા પણ પેલી ખુરશી પરાજિત શત્રુની કાયાની જેમ ત્યાં જ ઉપેક્ષિત થઈને પડી રહી.

આ ખુરસી રામમૂર્તિની પાસે રહેતી હતી ત્યારે એને જેટલો આનંદ, જેટલો સંતોષ, જેટલો ગર્વ થતો હતો એ હવે લેશમાત્ર રહ્યો નહિ. પ્રકાશમાં ચમકતા રંગો અને પ્રકૃતિનું સૌંદર્ય અંધકારમાં જેમ ફિક્કું પડી જાય છે તેવી રીતે મંદ પડી ગઈ હતી – રામમૂર્તિના ચૈતન્યની આભા. બહારથી માર ખાઈને આવેલા છોકરાને ઘરમાં વળી વધુ મારનાર બાપના જેવું મન બની ગયું હતું એનું. કોઈ પણ સ્વમાની વ્યક્તિ સમાજમાં અપમાન થાય ત્યારે મરવાનું વધારે સારું ગણે છે. એ જ રીતે રામમૂર્તિને પણ થયું, આના કરતાં તો ખુરસી આ અગ્નિકાંડમાં બળી ગઈ હોત તો સારું હતું ! છો એની સાથે પછી અમારું ઘર પણ બળી જતું.

હવે એ ખુરસી એની નજરે ક્યાંકથી આણેલી ગાદી જેવી, પરિશ્રમથી પ્રાપ્ત

કરેલી પદવી જેવી, યશની પ્રાપ્તિ જેવી કે આત્માની આભા સમી જણાતી નહોતી. હવે તો તે નિષ્ઠુર અધિકાર, અહંપ્રેરિત અજ્ઞાન અને સંકીર્ણ સ્વાર્થ વડે મેળવેલ ઉન્મત્તતા અને લાલસાનું પ્રતીક બની ગઈ હતી.

એને થયું : આ ખુરસીને ઘેર નથી લઈ જવી. તે પોતાની મેળે પહોંચી જાય તો એણે એને તોડીફોડીને ચૂલામાં નાખી દેવાનું નક્કી કર્યું. એથી એની વિચારધારા વળી વધુ કઠોર બનવા લાગી. હવે તે બહાર ઊભો ન રહી શક્યો.

તે અંદર ગયો કે તેની પત્નીએ કહ્યું : "કેમ આટલા ઉદાસ છો ?" હમેશાં નિર્મળ, પ્રસન્ન રીતે મનોહર લાગતું તેનું મોં આજે છેક જ બદલાઈ ગયું છે. આ વાત તે સમજી ગઈ. અને એ કારણે તે સહેજ ડરી પણ ગઈ. કોઈ ભૂત, પ્રેત કે અસુરનો આભાસ મળતાં જ ઘણાખરા લોકોમાં ભીરુતા અને કાયરતાની લાગણી જન્મે છે. પતિમાં આ પરિવર્તન જોઈ તે કંઈક ચકિત થઈ ગઈ.

રામમૂર્તિ પોતાની વ્યથાને શબ્દોમાં ગૂંથી શક્યો નહિ. એના મોંમાંથી વાત નીકળતી નહોતી.

તે દિવસે સાંજે કોઈએ એની ખુરસી ઓટલા પર મૂકતાં કહ્યું : "આ લો તમારી ખુરશી." બહારની દુનિયા તરફ બિલકુલ ધ્યાન આપ્યા વિના એણે ખુરસીને ઓટલા પર પછાડી. ખુરસી તૂટી નહિ. તેણે બમણા આવેશ, આક્રોશ, ક્રોધ અને જોશથી ખુરશી જમીન પર પટકી. તો પણ તે ભાંગી નહિ. તે અપમાનના ભાવથી લજ્જિત બન્યો. ત્રીજીવાર તેણે ઓર વધારે જોરથી ખુરસી પછાડી. આ વખતે એનો એક ટુકડો તૂટીને પગના હાડકામાં ક્યાંક વાગ્યો. સારી પેઠે પીડા થઈ. બીજીવાર અવાજ સાંભળતાં અંદર રસોડામાં કામ કરતી એની પત્નીને થયું કે ઘરમાં ક્યાંક કંઈક થઈ રહ્યું છે. બહાર નીકળીને એણે જોયું તો એક તરફ હત્યારાની જેમ એનો પતિ ઊભો હતો અને બીજી તરફ એની ખુરસી પડી હતી. પણ એની છાયા તો મોજૂદ છે – એ છાયા પણ પહેલાં સાંજની છાયાની જેમ શરૂ થઈને ધીમે ધીમે અંધકારનું રૂપ ધારણ કરવા લાગી.

બધા ટુકડા એકઠા કરી એણે ચૂલામાં નાખી દીધા.

એના વિચારને આપણે માત્ર પશ્ચાત્તાપ ન કહી શકીએ, બલકે પશ્ચાત્તાપ-ભરી પીડા કહેવી જોઈએ. એ પીડાને સાચી રીતે સમજવા માટે એ દિવસે એના પર વીતેલી બધી ઘટનાઓની શોધ–તપાસ કરવી જોઈએ.

જે ઘાવ થયો છે તે ધીરે ધીરે રુઝાઈ જશે. સમયનો મલમ બધું જ બરોબર કરી આપે છે.

થોડા દિવસ પછી રામમૂર્તિએ પોતાને એક પ્રશ્ન પૂછ્યો : "તે દિવસે મારા આવેશને ખુરસી તોડી નાખવા સાથે શો સંબંધ હતો ? અમલદારો પર ગુસ્સો આવ્યો એમાં બિચારી ખુરસીનો શો વાંક ?" અધિકારીઓ વિરુદ્ધ કંઈ કહેવાની હિંમત ન ચાલે ત્યારે નાના માણસો પર પોતાનું જોર દેખાડવું એ મામૂલી બાબત છે. અને છેક ત્યારે એને સમજાયું કે મોટા લોકોની ભૂલોનું ફળ નાના માણસોને કેમ ભોગવવું પડે છે !

નાટકના રંગમંચ પર આવેલા નવા પાત્ર જેવું ખુરસીનું મન નથી હોતું, મનુષ્યનું હોય છે, પણ એ મનમાં વિવેક, સહિષ્ણુતા કે ક્ષમા જેવા ગુણ નથી હોતા.

ખુરસી નિર્જીવ હતી, એણે પણ એને નિર્જીવ જ માનેલી પણ એને એવું કંઈક લાગ્યું, જાણે ખુરસી રડી રહી છે.

# કામની શોધમાં

**આદિવિષ્ણુ**

તે ચાલ્યા ગયા.

મેં ઊંડો શ્વાસ લીધો. દિલ ભારે થઈ ગયું. આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. પથ્થરની જેમ ફાટક પર ખોડાઈને ઊભો રહી ગયો. જતાં જતાં એમણે જે શબ્દ કહ્યા હતા, તે મારા કાનમાં ગુંજી રહ્યા છે.

"મા તમને બોલાવે છે," નાના બાબાએ આવીને કહ્યું.

મને આંસુ લૂછતો જોઈ એણે પૂછ્યું : "રડો છો કે શું ?"

જીવનમાં મેં હાસ્ય કદી જોયું નથી. પિતાની ઓળખ નથી. માના ખોળામાં કદી શાંતિ મળી નથી. તેઓ કેવી રીતે રહેતાં હતાં તેની પણ ખબર નથી.

ક્યારેક ક્યારેક વિચારું છું – જેણે દેવી જેવી માની મમતા જોઈ હોય અને દેવતા જેવા પિતાનો આદર મેળવ્યો હોય, તે જ જીવનમાં કદીક હસી શકે છે. મારા ભાગ્યમાં તો એ લખાયું નથી.

મોટા ભાઈ છે, પણ એમણે મને કદી હસી લેવાનો મોકો આપ્યો નથી. ભાભી છે, પણ તે માતા બની શકી નથી, થશે પણ નહિ. એમને ત્યાં હું ઊછર્યો છું.

મારું પાલનપોષણ કરનાર ભાઈનો સમાજ ઘણો આદર કરે છે. ભાભી પ્રત્યે પણ લોકો સન્માનની દૃષ્ટિએ જુએ છે. તે બન્ને દુનિયાને છેતરવામાં કુશળ છે. હૃદયમાં પ્રેમનો અભાવ હોવા છતાં બહાર પ્રેમનું પ્રદર્શન કરવાની કલામાં તેઓ પાવરધા છે.

મને ઘણી વાતો યાદ છે. ભાઈ પાસે બહેન પણ રહેતી હતી, સાવ દીનહીન સ્થિતિમાં રહેતી હતી. હું તો પુરુષ છું, સહન કરી શકું છું, આથી અનાદર પામવા

એમના જ આશરે રહેતો હતો.

બહેન પછી માએ બીજાં ચાર બાળકોને જન્મ આપેલો. એ બધાં ભાગ્યશાળી હતાં, આથી બીજા લોકમાં પહોંચી ગયાં. બધાંના પછી હું જન્મ્યો અને જન્મતાંવેંત જ માને અને થોડા દિવસ પછી પિતાજીને દુનિયામાંથી વિદાય કરી દીધાં.

આ કારણે મોટાભાઈ મારા પર નારાજ છે. પણ બહેન પ્રત્યે તે આટલા તિરસ્કારથી કેમ જોતા હતા, તે મને સમજાતું નહોતું.

જે માણસને તે ચાહતી હતી તેની સાથે લગ્ન કરવાનો પોતાનો ઈરાદો તેણે નિર્ભયપણે પ્રગટ કર્યો, એ જ તેનો વાંક હતો. મારી નજર સામે જ ભાઈએ બહેનની ગળચી પકડીને તેને ઘરમાંથી બહાર કાઢી મૂકી. હું અસહાય રડી રહ્યો હતો, તો મારું મોં બંધ કરી મને ઘસડીને અંદર લઈ ગયા.

મારું મોં હમેશાં બંધ જ રહે છે. મારા મનસૂબા હમેશાં હણાઈ જાય છે. હું સાવ બેકાર ને ફાલતુ માણસ છું. નહિ તો બહેનનું આવું ઘોર અપમાન જોઈને ચુપ શી રીતે રહ્યો હોત ?

મારી બહેન આ નરકમાંથી છૂટીને બહાર ચાલી ગઈ ત્યાર પછી મારા પર જવાબદારીઓનો ભાર બમણો થઈ ગયો. ઘરનું બધું કામ મારે એકલાએ કરવું પડતું. ભાભી સદાય માંદી રહ્યા કરતી. ભાઈ ભાભીને પોતાનો બીજો પ્રાણ ગણતા. જે દિવસે ભાભીને માથાનો દુઃખાવો ઊપડે તે દિવસે મને શ્વાસ લેવાની યે ફુરસદ મળતી નહિ. દવા લેવા જવું, ભાઈને ઑફિસે મોકલવા અને એના એક કલાક આગળથી બીજાં ઘણાં કામોમાં રોકાયેલા રહેવું પડતું.

ભાઈ અને ભાભી બંન્ને મને અભાગિયો ગણતા હતા. મારા હાથનું ખાવાનું એમને મારા નસીબ જેવું જ લૂખું - સૂકું લાગતું હતું. પણ મહિનામાં વીસ દિવસ એમને મારા હાથની રસોઈ પર જ રહેવું પડતું. એ બન્ને માટે ખાવાનું રાંધી હું પણ થોડુંક ખાઈ લેતો અને નિશાળે જતો. શાળાએથી આવતાં ફરી એ જ સલાહ-સૂચનાઓ, હુકમો અને ગાળાગાળી.

મારી ઇચ્છાઓનું ગળું ટૂંપનાર આ બન્ને જણાં મારી અડધી મરેલા જેવી જિંદગી માટે જવાબદાર છે.

ભણીગણીને ભવિષ્ય સુધારવા માટે વ્યાકુળ એવો હું મારી જાતને શી રીતે હણી નાખી શકું ? એ વાત ખરી છે કે પરિસ્થિતિ અનુકૂલ ન હોવાથી હું ભણવા પર

જોઈએ તેટલું ધ્યાન આપી શકતો નહોતો. આ પરિસ્થિતિઓ પાછળ કયું તત્ત્વ કામ કરી રહ્યું હતું ?

મોટાભાઈએ મારી વાતો તરફ મુદ્દલે ધ્યાન આપ્યું નહિ. હું પરીક્ષામાં પાસ નથી થયો કહીને એમણે મારું ભણવાનું બંધ કરાવી દીધું. હાઈસ્કૂલના ભણતરની સાથે મારી અંદરનો આશાજીવી માણસ પણ મરી ગયો.

પછી સ્કૂલ ખૂલવા સુધી મેં મોં ન ઉઘાડ્યું. ભાઈ-ભાઈની આક્રોશભરી વાતો સાંભળતો રહ્યો. એમની બરછી જેવી તીક્ષ્ણ વાતોને મેં મારા હૃદયમાં સમાવી લીધી. પણ સ્કૂલ ખૂલવાના આગલા દિવસે મારી અભિલાષા કંઠે આવીને અટકી. મેં કહ્યું : "ભાઈ, મારે ભણવું છે."

ભાઈ રાતાપીળા થઈ ગયા.

"આવી રીતે દર વર્ષે તું નપાસ થયા કરે તો તારા ભરણ-પોષણ માટે અમારી પાસે કાંઈ સોનાની ખાણ નથી ! આ ઘરની દીકરીએ અમારો જે ઉદ્ધાર કર્યો છે એમાં વધારો કરવા હવે તું તૈયાર થઈ રહ્યો છે," ભાભીએ પલંગ પર બેઠાં બેઠાં જ કહ્યું.

એ વખતે હું જરૂર આવેશમાં આવી ગયો હતો. ભાઈએ મારા પર આરોપ મૂક્યો કે હું ઉદ્ધતાઈથી વાત કરું છું. મેં તો ફક્ત એટલું જ કહ્યું હતું : "પરીક્ષામાં નપાસ કેમ થયો ? આ ઘરનું કામ કરવાને કારણે, તમારા લોકોનો નોકર બની રહ્યો છું, એ કારણે."

ભાઈએ મને માર્યો, ભાભી રોઈ પડી. એટલા માટે નહિ કે ભાઈએ મને માર્યો હતો, પણ એટલા માટે કે મેં મોં ખોલીને કેટલીક વાતો સુણાવી દીધી હતી. ઊભરાઈ આવતાં દુઃખ, આક્રોશ અને લાચારી મેં મારી અંદર જ દાબી દીધાં.

તે દિવસથી મારો ગુજારો વળી વધુ મુશ્કેલ બની ગયો. મારી દશા વધુ દયનીય થઈ ગઈ. ડગલે ને પગલે મેણાંટોણાં સાંભળવાં પડતાં. મને થતું : આના કરતાં તો ભીખ માગીને જીવવું સારું, રાત વખતે રિક્ષા ચલાવી દિવસે ભણી શકાય. ઘણી વાતો વિચારી, પણ કશું કરી શક્યો નહિ.

એક દિવસ ભાભીની વાતોમાં આવી જઈને ભાઈએ કહ્યું : "આ રીતે ઘરમાં નકામો કેટલા દિવસ બેઠો રહીશ ? ક્યાંક કંઈ કામ શોધી કાઢ ને ?"

કામ ? મને શું કામ મળે ? કોણ આપે ? હું કલેક્ટર બનવા નહોતો ઇચ્છતો,

પંખા નીચે બેસી દસ માણસો પર હુકમ ચલાવવાની મને ખ્વાએશ નહોતી. મારે તો કોઈ સાધારણ નોકરી કરવી હતી. ભાઈની જેમ રહેવું હતું.

પણ એ પરિસ્થિતિમાં આ વાત કેવળ એક શમણું બની રહી હતી. ભાઈસાહેબે તો પટ દઈને કહી દીધું કે ક્યાંક કંઈ કામ શોધી કાઢ. પણ એમને ખબર છે કે હું કામની શોધ કરવાને લાયક પણ ક્યાં છું!

જમ જેવો ભયંકર દેખાતો સમય મારે સારું કાંઈ રોકાશે નહિ. ઘણા દિવસ વાટ જોયા પછી ભગવાને મારી વિનતિ સાંભળી. હૈદરાબાદથી પત્ર આવ્યો. આ ભૂલ્યા–ભટક્યા જીવને પહાડ જેવો વિશ્વાસ આપનાર મામા તરફથી આવેલા પત્રે મારામાં હજાર હાથીઓનું બળ પૂર્યું.

એમણે લખ્યું હતું કે એ શહેરમાં મને ક્યાંક ને ક્યાંક નોકરી અપાવવાનો ભાર તેમણે પોતાને માથે લીધો છે. ભાઈને આજ્ઞા કરી હતી કે મને તરત હૈદરાબાદ મોકલી આપવો. એ વખતે એક ક્ષણ માટે મારા સપનાનો જે માણસ મરી ગયો હતો, તે ફરી જીવંત થઈ ઊઠ્યો અને પછી – અનંત અને બહુરંગી સ્વપ્ન શરૂ થઈ ગયું.

...જાણે હવે મને કામ મળી ગયું છે. કામ કરવા સાથે ઉચ્ચ અભ્યાસ કરવાની ઘણી તક મળે છે. ભણીગણીને આગળ વધેલો હું મારી જ આંખોની સામે ઊભો થઈ ગયો છું.

સફેદ શર્ટ, સફેદ પેન્ટ, ડાબા કાંડા પર સરસ ઘડિયાળ, કાળા કાળા વાંકડિયા વાળ, વાળમાંથી નીકળતી મોંઘા તેલની ખુશબોદાર લહર મનને સુખ આપે છે. સડક પર મોટાભાઈ કરતાંયે વધારે વટથી ચાલું છું. હાથમાં ઑફિસની ફાઈલ મને આધાર આપતી હોય તેમ રાખેલી છે. એક ગંદી જગ્યાએ અચાનક હું અટકી જાઉં છું. કોણ છે ? કોણ છે આ ?

બહેન ?

બહેનની યાદ આવતાં જ મારું સપનું તૂટી ગયું. નોકરી મળ્યા પછી બહેનને શોધી કાઢી એ તપસ્વિનીના પગમાં પડવું જોઈએ. હું જીવતો છું, બહેન ! હું તારી સાથે છું. બાળપણમાં હું અકર્મણ્ય અને અબોધ હતો. એ વખતે હું નકામો હતો, તેથી તારે ઘર છોડવું પડેલું. તને ઘરમાંથી કાઢી મૂકવામાં આવેલી. હવે હું બધી રીતે મોટો થઈ ગયો છું. મામાની દયાથી મને નોકરી પણ મળી ગઈ છે. હવે હું મારા પગ પર ઊભો છું. ખૂબ ભણીગણીને ઊંચા પદ પર મેરુ પર્વતની જેમ તારી

પાસે ઊભો છું. તેં શું મને ઓળખ્યો નહિ ? હું તારો નાનો ભાઈ ચિટ્ટી (નાનકો) છું.

મન ભારે થઈ ગયું. મામાનો પત્ર મેં છાતીસરસો ચાંપી દીધો. આ પત્ર મારું નસીબ લઈને આવ્યો છે. એવામાં ભાઈ ત્યાં આવી ચડ્યા.

"હવે શાનો વેશ કાઢો છો, ભાઈ ! ધોળે દિવસે સપનાં જુએ છે ! ભલે અહીં તકલીફ પડતી હોય તો ત્યાંનાયે રંગ જોઈ આવ,' તે ધૂંધવાઈને બોલ્યા.

ભાઈ અને ભાભી મારાથી છુટકારો મેળવીને ખુશ જ થશે. ગુલામના ભોળપણને બધા સહી લે છે; પણ પોતાના કર્તવ્ય, અધિકાર અને કાયદાની વાત કરનાર ગુલામને કોઈ માલિક બરદાસ્ત કરી શકતો નથી. આથી એ બન્ને જણ બહુ ખુશ થયાં હશે. ટ્રેનમાં બેઠો ત્યારે પણ ભાઈની આંખમાં મને લેશમાત્ર આત્મીયતા દેખાઈ નહિ.

હું હૈદરાબાદ પહોંચી ગયો. અમરાવતી જેવા સુંદર ભવનમાં પગ મૂકતાં મને ડર લાગ્યો. આટલા માનમરતબા સાથે રહેતા મામાના આશ્રયમાં રહીને મારે કેવો વર્તાવ કરવો જોઈએ, તેનો હું વિચાર કરવા ગયો.

મામા દેવપુરુષ છે. ડરનો માર્યો હું ધ્રૂજતો હતો તે જોઈ એમણે હસીને કહ્યું : "આ ઘર તારું છે." હું એ ઘરનું એક અંગ બની ગયો છું એવો ભાવ એ સ્મિતમાં સ્પષ્ટ છલકાતો હતો.

મામી મારી સાથે ઝાઝી વાત ન કરતાં. પણ વેણુભાઈ અને સુગુણમ્મા મારી સાથે હળીમળીને રહેતાં. વેણુભાઈ ડૉક્ટરનું ભણી રહ્યા હતા. સુગુણમ્મા કૉલેજમાં ભણતી હતી.

એ બન્ને દેખાવમાં રમકડાં જેવાં સુંદર લાગતાં હતાં. એમના દેહ બહુ જ મૂલ્યવાન હતા અને એમનાં મન પણ બહુ જ કિંમતી જણાતાં હતાં. એમની સામે મારી શી વિસાત ? છતાં એમના આદરે મને આ બધું ભુલાવી દીધું. આ વાતાવરણમાં આત્મવિભોર બનાવનારી અદૃશ્ય શક્તિઓનું સ્મરણ કરીને હજાર દેવતાઓને હું હાથ જોડી પ્રણામ કર્યા કરતો હતો.

હૈદરાબાદ આવ્યાને બે મહિના વીતી ગયા.

મામા આઠે પહોર કોઈ ને કોઈ કામમાં રોકાયેલા રહેતા. મારી મેળે એમની પાસે જઈ નોકરીની વાત કાઢવાની હિંમત હું એકઠી ન કરી શક્યો.

એક દિવસ વેણુભાઈએ કહ્યું :

"તું કૉફી બહુ સરસ બનાવે છે."

હું લજાયો.

"સાચે જ, રસોઈનું કામ આટલી સારી રીતે શીખવામાં તને કેટલો વખત લાગ્યો ? કોણે શીખવ્યું તને ? પરમ દિવસે તેં રીંગણાનું જે શાક બનાવેલું એ તો એકદમ "લવલી" હતું. મેં ઘણીવાર એ તને કહેવાની ઇચ્છા કરી, પણ ભૂલી ગયો. સાચેસાચ, મારી મા પણ આવું શાક બનાવી શકતી નથી," મારી આંખો તરફ જોતાં તે બોલ્યા.

"ભાઈને ત્યાં હમેશાં હું જ રાંધતો. પણ તેમણે કદી મારી તારીફ નથી કરી."

"એમને શી ખબર પડે, સ્વાદ શી વસ્તુ છે."

વેણુભાઈ મને આસમાને ચડાવે છે. લાગ જોઈને મેં મારી વાત કરી.

"મામાએ હજી સુધી મને કોઈ કામે વળગાડ્યો નથી. કંઈ નહિ તો તમે મારી વાત એમના કાને નાખશો તો મોટી મહેરબાની થશે. હું પોતે જ એમને કહેવા માગતો હતો પણ મને બીક લાગે છે."

વેણુભાઈ ખડખડાટ હસવા લાગ્યા.

"અરે, બીક વળી શાની ? કાંઈ વાઘ–સિંહ તો નથી ને, કે તને ફાડી ખાય ! ભલે ભલે, હું પૂછી જોઈશ."

હું ત્યાંથી પાછો ફરતો હતો ત્યાં સુગુણમ્માના રૂમમાંથી ખિલખિલાટ સંભળાયો. જાણવા મળ્યું કે સુગુણમ્માની બે બહેનપણીઓ એની સાથે વાત કરી રહી હતી. હું નિરાંતે રસોડા તરફ જતો હતો ત્યાં સુગુણમ્માએ મને સાદ કર્યો. આટલી છોકરીઓ વચ્ચે એ ઓરડામાં જતાં મને સંકોચ થયો.

"આ અમારા રાજા નળ છે. જે કૉફીનાં તમે લોકોએ હમણાં વખાણ કર્યાં હતાં, એ આ મહાશયે બનાવી છે. એ છે મારા મામાના દીકરા ભાઈ, ભણતર ને ઉંમરમાં મારા કરતાં નાના છે, નહિ તો હું એમની પત્ની બનવા તૈયાર થઈ જાત. બાવા*, આ બન્ને મારી સખીઓ છે." સુગુણા મજાકમાં બોલી.

બન્ને બહેનપણીઓ ખિલખિલ હસી પડી. હું ઓરડાની બહાર નીકળી ગયો. સુગુણાની વાતો હજુ પણ મારા કાનમાં ગુંજે છે. 'ઉંમર અને ભણતર' માં હું નાનો છું, બીજી કોઈ રીતે નહિ. બસ એટલું પૂરતું છે. સુગુણા પ્રત્યે મારા મનમાં કોઈ હીન

ભાવના નથી. અહીં મારી અંદર પ્રાણ ફૂંકનારા લોકો છે.

બીજે દિવસે વેણુભાઈનો જન્મદિવસ ઉજવાયો – મોટા પાયા પર. એ દિવસે હું સવારથી જ કામમાં ડૂબેલો રહ્યો. શ્વાસ લેવાનીયે નવરાશ મળી નહિ.

સાંજે વેણુભાઈના બધા મિત્રો આવ્યા. એમાં અડધા જેટલી તો છોકરીઓ હતી. મેં જે વાનગીઓ બનાવી હતી, તે એમની સામે મૂકી. એ લોકોની ચમકદમક વચ્ચે મને હરતો-ફરતો જોઈ કોને ખબર કેમ, હું અંદર-અંદર બહુ ખુશ થતો હતો. આખું ઘર દેખાવમાં બહુ સુંદર લાગતું હતું. ત્યાં આવેલા લોકોની વાતોમાં, એમના હાસ્યમાં મેં એક નવું જોશ નિહાળ્યું.

કોઈ ચશ્માવાળો વેણુભાઈને મારા વિશે કાંઈક કહેતો હતો :

"અચ્છા વેણુ, તમારા લોકોનો પેલો નાયર ક્યાં ગયો ? આ કોઈ નવો છોકરો રોક્યો લાગે છે."

"એ તો રિસાઈને એને ગામ ચાલ્યો ગયો. આને અમે અમારા ગામથી બોલાવ્યો છે." વેણુભાઈએ જવાબ દીધો.

"ચાલો, કાંઈ વાંધો નહિ. આ તો એના કરતાં પણ સારો છે."

ચશ્માંવાળાની પ્રશંસાથી હું કાંઈ રાજી ન થયો, પણ વેણુભાઈએ બધાની સામે મારા વિશે આ રીતે વાત કરી એનું મને બહુ દુઃખ થયું. તો હું એમના ઘરમાં રસોઈનું કામ કરવા આવ્યો છું, એમ ? આ શહેરમાં મને જે મોટી નોકરી મળવાની હતી તે આ જ છે ? ઝડપથી ત્યાંથી જતા રહી, એક ખૂણે ભરાઈ હું આંસુ લૂછવા લાગ્યો. અચાનક ખભા પર કોઈનો હાથ અનુભવતાં હું ચમકી ગયો.

ભાસ્કરમ્‌ભાઈ !

ભાસ્કર વેણુભાઈના મિત્ર છે. બન્ને સાથે ભણ્યા છે. તે અહીં ઘણીવાર આવતા હોય છે. જ્યારે પણ આવે ત્યારે મારી સાથે વાતો કરે છે. અત્યારે તે મારી સાથે માત્ર વાત કરવા નથી આવ્યા, બલકે મને પાઠ શીખવવા આવ્યા છે. એ વાત તેમણે પોતે જ મને કહી.

"મને ખબર હતી કે તારી આ જ દશા થશે. મોટા ઘરના લોકો સામે તું મગતરું બની જાય છે. મૂળમાં તેં અહીં આવીને જ ભૂલ કરી છે. આજે તારું અહીં જે અપમાન થયું છે, તેથી ખરાબ ન લગાડીશ. આવી સ્થિતિમાં ધીરજથી કામ લેવું પડશે. અહીં રહીને તારા સારા માટે પ્રયત્ન કરતો રહેજે. તને કોઈ પણ પ્રકારની

મદદ જોઈતી હોય તો મારી પાસે આવજે. સંકોચ ન રાખતો."

આ બે શબ્દો કહીને તે ચાલ્યા ગયા.

ખૂબ દુઃખ ઊભરાઈ આવ્યું. એ રાતે હિંમતપૂર્વક મામાને કહ્યું : "મને નોકરી જોઈએ છે."

એમણે મારા ભણી અચંબાથી જોતાં કહ્યું : "નોકરી ન હોય તો તને કઈ વસ્તુની ખોટ છે, કહે જોઈએ ?"

"ખોટની વાત નથી કરતો, નોકરીની વાત કરું છું. નોકરી માટે હું અહીં આવ્યો હતો."

"ઠીક છે બેટા, બધા લોકો નોકરી શાને માટે કરે છે ? પેટ ભરવા માટે. ખરી વાત ને ? તો અત્યારે નોકરી વિના જ આરામથી તારું ખાવાપીવાનું ચાલે છે કે નહિ ? પછી શું કરવા આટલો હેરાન થાય છે ? અહીં રહે અમારી સાથે. અમે બધાં જે ખાઈએ તે તું પણ ખા. બસ, બીજું શું જોઈએ ?"

મામાની વાતમાં જે સંકેત હતો તે મને સમજાયો. હું લાચાર થઈ ગયો. એમને શું કહું, મને સમજાતું નહોતું.

"આટલી અમથી વાત માટે મારે ભાઈનું ઘર છોડીને આવવાની શી જરૂર હતી ? પેટ તો ત્યાં પણ ભરાતું હતું મારું. પણ મામા, તમારા બધા લોકોનાં ગોલાપાં કરું એ મારું ધ્યેય નહોતું. મારાં પણ ઘણાં સપનાં છે. એ સપનાં વડે જ હું જીવી રહ્યો છું. મને જીવવા દો, મામા ! મને જીવવા દો !"

મામાને ગુસ્સો ચડ્યો.

"નાના-મોટાનો ખ્યાલ કર્યા વગર તું આ શું બકે છે, કાંઈ ભાન છે ? તે દિવસે તારી બહેને પણ આ રીતે એલફેલ બોલીને છેવટ આફત વહોરી લીધી. એનો પતિ મરવા પડ્યો છે તે હવે પૈસા જોઈએ, દવા જોઈએ વગેરે અનર્ગળ વાતો લખે છે. તે દિવસે એની નજરમાં હુંયે નહોતો ને એનો ભાઈયે નહોતો. આજે અમારી મદદ જોઈએ છે. લે, આ કાગળ વાંચ. એની આપવીતી જાણીશ એટલે તારીયે અક્કલ ઠેકાણે આવશે. નહિ તો તું પણ એને રસ્તે ચાલીને પાયમાલ થઈ જઈશ, જા ... કાલે આ વખતે તારો નિર્ણય મને જણાવી દેજે.

છળ, કપટ, છેતરપિંડી, અન્યાય.

મારો નિર્ણય હવે મામા જાણી ગયા હશે.

અહીં બનેવીની સ્થિતિ જોઈને જીવ બહુ બળે છે. પલંગ સાથે એમનું શરીર જાણે ચોંટી ગયું છે. દિવસે દિવસે હાલત નાજુક થતી જાય છે.

બહેનની આંખોમાં હવે એ ચમક નથી, એમની વાતોમાં એ જોશ, એ ખુશી નથી. આ પરિવર્તનનું કારણ બનેવીની બીમારી છે, એમાં સહેજે સંદેહ નથી. આઠે પહોર તે બનેવીની સેવા-સુશ્રૂષામાં રહે છે. સાથે છે નાનકાનો શોરબકોર.

આ છે મારી બહેનનું કુટુંબ.

જ્યારથી આ ઘરમાં પગ મેં મૂક્યો છે, હું કબૂલ કરું છું, મને એક ક્ષણનીયે ફુરસદ નથી. રાંધવાનું કામ, છોકરાને સંભાળવો, બજારમાંથી દવા–દારૂ લાવવાં, બધું મારી ઉપર છે.

એક વાત સાચી છે. અત્યાર સુધીમાં મેં બે ઘરમાં મજૂરી કરી છે. કંઈક અભિમાન છોડીને, કંઈક ડરને કારણે, કંઈક અધૂરી ઉમેદોની લાલચમાં ફસાઈને. એ ઘરમાં મેં નોકરની જેમ જ કામ કર્યું હતું. પણ અહીંની સ્થિતિ જુદી છે.

આ તો મારી જીવથી યે વહાલી બહેનનું ઘર છે. મારી સેવાથી મારા બનેવીને એમનું આરોગ્ય પાછું મળશે, એ આશાએ હું મારું સર્વસ્વ ન્યોચ્છાવર કરી શકું છું. ભણવામાં આગળ વધીને, મોટી નોકરી કરીને હું કોને ખુશ કરવાનો હતો ? મારી બહેન માટે થઈને હું ગમે તેટલું કામ કરું એથી મારું લોહી ઠંડું નહિ પડી જાય, મારા સ્વમાનને ઝાટકા નહિ લાગે. ઊલટાનું એથી મારા મનમાં એક અપૂર્વ સંતોષની ભાવના પેદા થશે. મારી દેવી જેવી બહેનને મારી જરૂર હતી. તે ટાણે હું એને કંઈક કામ આવી શક્યો, એ વાતનો આનંદ હમેશા માટે રહેશે.

પણ ભાસ્કરભાઈ આ બધી વાતો આટલી સહેલાઈથી સમજી ન શક્યા. એમણે મારા પ્રત્યે એમના વાત્સલ્યભાવના ઊંડાણનો તો પરિચય આપ્યો. પણ એમની વાતથી મારા હૃદય પર કેવો તીક્ષ્ણ પ્રહાર થઈ શકે છે, એની કલ્પના તે કરી શક્યા નહિ.

આ જ ગામમાં એમનો મેળાપ થયો. બનેવી માટે હું દવા લઈને આવતો હતો કે બજારમાં એમણે મને જોઈ લીધો. જલદી જલદી મારી પાસે આવીને બોલ્યા : "ત્યાંથી નીકળતાં પહેલાં મને જણાવવું તો હતું."

હું ચૂપ રહ્યો.

"અચ્છા, અહીં શાની નોકરી મળી છે ? એ જ ને, બહેનને ઘેર મજૂરી ?"

"ડૉક્ટરસાહેબ !" હું બૂમ પાડી ઊઠ્યો. મારી આંખો સામે જોઈને તે સંયત થઈ ગયા. પાછળથી હું લજ્જિત થયો.

"માફ કરજો. એકવાર તમે મારા બનેવીને ત્યાં આવી તેને તપાસી લો. અમારું ઘર અહીં પાસે જ છે. મારી બહેનને પણ જોઈ લો. બધું જોઈ લીધા પછી જે કહેવું હોય તે કહેજો. પછી મને દુઃખ નહિ થાય. આવો ડૉક્ટરસાહેબ !'

બીજું કોઈ હોત તો મારી વાત આટલી વિગતથી કહી શક્યો ન હોત – કહેવાની જરૂર પણ ન હોત. આ સહૃદય સજ્જન છે. હું નહોતો ઈચ્છતો કે તેઓ સારા લોકો વિશે ગેરસમજ કરે. આથી હું એમને ઘેર લઈ ગયો ને પાસે બેસાડી બધી વાત સમજાવી.

ખબર નથી તે શું સમજ્યા. મને તો કાંઈ કહ્યું નહિ. બનેવીને તપાસ્યા, નાનકાના ગાલે ચીમટો ભર્યો ને હાથ પહોળા કરીને બહાર આવ્યા. હું એમની પાછળ પાછળ ચાલ્યો.

"તેં ઘણીવાર કહેલું કે તું આગળ ભણવા ઈચ્છે છે. તારા પર દયા આવવા માટે ઘણાં કારણ છે. બધાં હું કહી શકતો નથી પણ મેં તારા ભણવાની વ્યવસ્થા કરવાનો નિર્ધાર કરી લીધો છે. આ વાત હું તને કહેવાનો જ હતો, એટલામાં તું અહીં આવી ગયો. હવે ...." તે આગળ કંઈક કહેવા જતા હતા.

મેં વચ્ચે જ કહ્યું : "ના ડૉક્ટરસાહેબ, હવે મારી ઈચ્છા નથી. હવે મને મારી બહેનનું સુખી જીવન જોઈએ. મારા બનેવીની સ્થિતિ તમે જોઈ છે. તમે જે કાંઈ કરી શકતા હો તે કરો અને મારા બનેવીને ફરી બેઠા કરી દો. એટલું પૂરતું છે. બીજું કાંઈ નથી જોઈતું."

મારી પીઠ ઠોકીને તેમણે ચાલતાં ચાલતાં કહ્યું : "આ પૃથ્વી પર કેટલાક અભાગી લોકો પેદા થાય છે. એમને સુખી બનાવવાનું કોઈ માટે શક્ય નથી."

એમના આ છેલ્લા શબ્દોમાં કોની તરફ ઈશારો રહેલો છે ? મારા બદનસીબ તરફ કે મારા બનેવીની ખરાબ હાલત તરફ ?

હે ભગવાન, કહી દો – આ ઈશારો મારે માટે છે. અભાગી હું છું, હું ...

# હવેલીવાળું મકાન

**શ્રીમતી માલતી ચંદૂર**

"આયે બરસાત મેં..."

"અરે કમબખ્ત, તેલુગુ ગાયન વગાડ ને !"

"અરે તું છાની મરને બાલમ્મા..."

"છાની શી રીતે રહું ? પૈસા બધા પેલા નકામાને દઈ આવ્યો છે તે ! તેલુગુનું ગાયન મૂક, ભઈ..."

રાજય્યાએ રેકર્ડ બદલી તેલુગુ ગાયન મૂક્યું. 'રાદે ચેલી નમ્મ રાદે ચેલી' ગીત વાગવા લાગ્યું.

અહીં આવ્યાને મને એક અઠવાડિયું થયું. સાંજના છ વાગતાં જ આ રેકર્ડ વાગવાનું શરૂ થઈ જાય છે. અમારા બંગલાની સામે એક નળિયાવાળું મકાન છે. મકાનની આગળ માટીના નાના નાના ઓટલા છે. છાણથી લીંપેલા ચોખ્ખાચણાક આંગણામાં ફાટીતૂટી કામળી પાથરી રાજય્યા ગ્રામોફોનની રેકર્ડ વગાડ્યા કરે છે. બાલમ્મા ઓટા પર બેસીને ચોખા વીણવામાં પરોવાયેલી રહે છે. સવારે પૂરી દીધેલી મરઘીઓને સાંજે છોડી મૂકવામાં આવે છે અને તે લહેરથી રાજય્યા અને બાલમ્માની આસપાસ ઘૂમવા લાગે છે.

એક અઠવાડિયાથી આ કાર્યક્રમ રોજ જોઉં છું. મારી મોટી બહેન નીચે રસોઈ માંડે છે ત્યારે હું અગાસી પર જઈ ઠંડી હવામાં વાંચવાની કોશિશ કરું છું. ચોપડીનું માંડ એક પાનું ઊથલાવું ત્યાં રાજય્યાની વારંવાર મૂકાતી રેકર્ડ 'આયે' બરસાત મેં' વાગવા માંડે છે. ગમે તેટલું સારું ગીત હોય, પણ તે કેટલીવાર સાંભળી શકાય.

રાજય્યાએ મૂકેલી, રેકર્ડ સાથે ચાલતો મરઘીઓનો ઘોંઘાટ અને આ બન્નેથી ઊંચા અવાજમાં સંભળાતી બાલમ્માની ગાળાગાળી – આ બધાંને કારણે મારું વાંચવાનું જરાય આગળ વધતું નથી. લગાતાર પી પીને બાલમ્મા ક્યારેક રાજય્યાને

તો ક્યારેક કોઈ બીજાને શાપ્યા કરતી.

મકાનની અગાસી પર ઊભા રહેતાં દૂરની બંજારા હિલ્સની મોટી મોટી ઈમારતોમાંથી દીવાનાં તોરણ દેખાતાં હતાં. અમારી હવેલીની પાસે જ મોટા મોટા ખડકો એકબીજાને અડેલા ને છતાં અલગ દેખાતા હતા. એ ખડકોને જોઈને મને ડર લાગી જતો. એમાં એકાદો ખડક જરાંક આમથી તેમ થયો કે અમારા મકાન પર જ પડે તેમ હતો. લોકો કહે છે કે આ ખડકો અહીં આ જ રીતે જેમના તેમ પચાસ વર્ષથી ઊભા છે. એક તરફ આ ભૂતાવળ જેવા ખડકો, બીજી બાજુ કાન ફોડી નાખે તેવો 'આયે બરસાત મેં'નો અવાજ. આમાં વાંચવાનું થાય તો શી રીતે થાય ? આ પહાડોની પાછળ સંતાઈ જતા સૂર્યને પણ હું સરખી રીતે જોઈ શકતી નહિ – આ ગાળાગાળી અને ધાંધલ વચ્ચે.

મારા બનેવીની હૈદરાબાદમાં બદલી થઈ ત્યારથી તેમનાં તેડાં પર તેડાં આવતાં હતાં. છ મહિના સુધી તેમણે આમ તેડું મોકલ્યા કર્યું, પછી ગયા ડિસેમ્બરમાં હું અહીં આવી. એમનું મકાન ખૈરતાબાદની એક નાનકડી ગલીમાં છે. હવેલી જેવું મકાન છે અને આ ગલીમાં તે છેલ્લું છે. એ સાંકડી ગલીમાં એ જ મકાન કંઈક મોટું છે. આસપાસમાં નાની ઝૂંપડીઓ હોવા છતાં મારી બહેનનું મકાન અંદરથી સારી પેઠે સગવડવાળું છે.

ઘરની સાફસૂફીનું, વાસણ માંજવાનું, કચરો કાઢવાનું વગેરે કામ સામેની ઝૂંપડીમાં રહેતા રાજય્યા કે બાલમ્મા કરી આપતાં. બાલમ્મા મળસકે ચાર વાગ્યે ઊઠીને બહારના આંગણને છાણથી લીંપીગૂંપી ફરસ જેવું ચોખ્ખું બનાવી દેતી હતી અને સાથિયા પૂરી શોભા પણ કરતી હતી. રાજય્યા રોજ સવારે બધા ઓરડાની સાફસૂફી કરી ધીરે ધીરે .... અત્યંત કાળજીથી કચરો વાળતો હતો. એટલા સ્નેહથીતે ભોંયને ઝાડુ વડે સ્પર્શ કરતો કે તે કચરો વાળે છે એવું લાગે જ નહિ. ઘરની સફાઈનું કામ કરવા છતાં રાજય્યા અને બાલમ્મા મારાં બહેન - બનેવીની નજરમાં આદરપાત્ર હતાં. બન્ને એમનાથી સહેજ ડરતાં પણ ખરાં. આ વાતની ખબર મને એક દિવસ સવારની એક ઘટના પરથી પડી.

સવારે કૉફી પીધા પછી હું ખીલી ને હથોડી લઈને આગલા દિવસે પ્રદર્શનમાંથી ખરીદેલી રવીન્દ્રની છબિ દિવાલ પર ટીંગાડતી હતી અને બનેવીને કહેતી હતી કે આ છબિથી તમારા ઘરની શોભા વધી જશે. એટલામાં રાજય્યા આંધીની જેમ આંગણામાં આવી પડ્યો.

"શાનો અવાજ થઈ રહ્યો છે, બહેન ?" મારી તરફ જોતાં તે ગુસ્સાથી બોલ્યો

"કંઈ નહિ," એના તરફ ધ્યાન આપ્યા વિના હું બોલી, મને થયું, એ વળી મને પૂછવાવાળો કોણ ?

"આ શું કરો છો ? દીવાલ ખરાબ થશે. મૂકી દો," તે આદેશાત્મક સ્વરે બોલ્યો.

"તેમાં તારું શું જાય છે ? ભાગ અહીંથી –" હું ગુસ્સામાં આવીને કહેવા જતી હતી એટલામાં આ ગરબડનો અણસાર મળતાં રસોડામાંથી બહેન અને બાથરૂમમાંથી બનેવી દોડતાં આવ્યાં.

"શું થયું ?" બહેને મને પૂછ્યું.

"કંઈ નથી થયું. હું દિવાલમાં ખીલી ઠોકું છું. આ કોણ છે મને ના પાડવાવાળો ?"

"જુઓ જી, બહેનને હું કહું છું કે ખીલી ન ઠોકો, પણ એ મારી વાત માનતાં નથી. મકાન ખરાબ થઈ જશે, સાહેબ !" રાજય્યાએ બનેવીને કહ્યું.

"હું કહી દઈશ. તું જા રાજય્યા," કહીને મારા બનેવીએ તે દિવસે મને ખીલી ઠોકતાં અટકાવી.

માથું પકડીને વિચારવા છતાં મારી તો સમજમાં જ ન આવ્યું કે બહેન - બનેવી રાજય્યાની વાતને કેમ આટલી ગંભીરતાથી લે છે. ઘણીવાર દીવાલમાં ખીલો ઠોકતાં મકાનમાલિક સાથે ઝગડો થાય કે બીજા ભાડૂતોનો ડર લાગે, તેવું જોયું છે. પણ નોકરથી આ રીતે ડરવાનું બીજે ક્યાંય જોયું નથી.

ચોથે દિવસે સાંજના સમયે હું અગાશી ઉપર ઊભી હતી. બહેન રસોડામાં કામ કરતી હતી અને બનેવી હજુ ઑફિસેથી આવ્યા નહોતા. સામે રોજનું દૃશ્ય દેખાતું હતું, પણ ગ્રામોફોનનો અવાજ સંભળાતો નહોતો. રાજય્યા ચિરૂટ સળગાવી ઓટા પર બેઠો હતો. બાલમ્મા ફાટક પાસે બેસીને કોઈને ગાળો દેતી, વચ્ચે વચ્ચે આંસુ વહાવતી ચોખા વીણતી હતી.

દૂરથી એટલે કે ગલીને પેલે નાકે મારા બનેવીની હેટ મને દેખાઈ. એમને "વેવ'

---

*મામાના દીકરા ભાઈને તેલુગુમાં 'બાવા' કહે છે. તેની સાથે લગ્ન પણ થાય છે.

કરવા હું અગાસીની દીવાલ તરફ નમીને ઊભી રહી. રાજય્યા ચિરૂટ ફેંકી દઈ હાથ જોડી ઘણી વિનમ્રતાથી ઊભો થઈ ગયો. રાજય્યા એકદમ દૂબળોપાતળો છે. સોટા જેવો. પચાસથી ઉપરનો દેખાય છે. ધોતી હમેશાં ઘૂંટણની ઉપર જ રહે છે. માથા પર ધારીવાળી પાઘડી બાંધી, વાદળી રંગનું ખમીસ પહેરી ઊભો છે રાજય્યા.

બાલમ્માનો દેહ એના અવાજ જેવો જ લાંબોપહોળો છે. શામળા રંગની, તે કંઈક જાડી ને ઠીંગણી સ્ત્રી છે. ચોકડીવાળી સાડી પાછળથી કસીને પહેરે છે. હાથમાં ચમકતી બંગડીઓ અને કપાળે ચારઆનીના માપનો ચાંદલો. ઉંમર હશે ચાલીસની ઉપર. સાડીનો છેડો માથે નાખી, ચોખાનું સૂપડું ફાટક પર જ રહેવા દઈ બાલમ્મા ઉંબરની પાસે જઈને ઊભી રહી ગઈ.

જેવા બનેવી ફાટક પાસે પહોંચ્યા કે રાજય્યાએ એમને પૂછ્યું :

"સાહેબ, પૈસા ચૂકવી દીધા એને ?"

"હા રાજુ, આપી દીધા."

"કેટલા આપ્યા ?" રાજય્યાએ ફરી પૂછ્યું.

"દર વખતની જેમ પૂરા ૭૫ રૂપિયા આપ્યા," કહીને બનેવી દાદર ચડી ઉપર આવ્યા.

રાજય્યા ચિરૂટ સળગાવી મકાન તરફ પારખુની નજરથી જોવા લાગ્યો. પાછળથી બાલમ્માએ શરૂ કર્યું : પૈસા પણ એની પાસે જાય છે. મકાન પણ એનું થઈ ગયું છે. તારી સાથે આવી હું તો પાયમાલ થઈ ગઈ. મારું સોનુંયે માટીમાં મળી ગયું " કહી બલમ્મા જોરજોરથી રડવા લાગી. રાજય્યાએ સમજાવવાની કોશિશ કરી અને પછી બે તમાચા લગાવી દીધા. બાલમ્મા વધારે મોટેથી રડવા લાગી.

અમારા મકાન પાસેના ખડકો પર આછી ચાંદની ચમકતી હતી. એના પર થાપેલાં છાણાં મજાનાં દેખાતાં હતાં. એ તરલ ચાંદનીમાં, કંઈક વિચારમાં ડૂબેલા બનેવી આકાશ ભણી ટીકી રહ્યા હતા. બહેન બીજા દિવસની રસોઈ માટે શિંગ ફોલતી હતી. બહાર ડૂસકાંનો અવાજ બંધ થઈ ગયો હતો અને ફરી 'આયે બરસાત મેં' રેકર્ડ વાગવા લાગી હતી. એ ગીત સાંભળતાં મને બહુ કંટાળો આવતો હતો. મેં કહ્યું : "મારી વાત માનો અને રાજય્યાને બીજી બે રેકર્ડ ખરીદીને આપો. કંઈ નહિ તો વેરાયટી તો મળશે."

બનેવી અંદર ને અંદર સહેજ હસ્યા, કંઈ બોલ્યા નહિ.

"રાજય્યા પૈસાની કંઈક વાત કરતો હતો ?" બનેવી પાસેથી કોઈપણ રીતે વાત કઢાવવાના હેતુથી મેં પૂછ્યું.

"આજે કદાચ બીજી તારીખ છે. હું તો ભૂલી જ ગઈ આજની તારીખ. મારા કરતાં રાજય્યા એ વધારે યાદ રાખે છે." બહેને બનેવીને કહ્યું.

"આમાં શું રહસ્ય છે ? મને કહી શકો એમ નથી ?' બનેવીને મેં પૂછ્યું.

"રાજય્યા જેવા લોહી-પરસેવો એક કરીને મહેનત કરનારાઓને બીજી તારીખ યાદ રહે છે. આપણી જેમ આરામથી બેસીને ખાનારાઓને જેવી બીજી એવી વીસમી." બનેવીએ બહેનને કહ્યું.

"લોહી - પરસેવો એક કરી મહેનત તો કરી, પણ હાથમાં શું આવ્યું ? બધું ધૂળમાં મળી ગયું. હવે મકાન વિશે વિચારવાથી શો લાભ ?' બહેને દાણા વાટકામાં ભરતાં કહ્યું.

"ફાયદો તો નથી. પણ એમ સમજ કે દસ વર્ષનો દીકરો ક્યાંક ખોવાઈ ગયો, અને તે પાછો આવે એવી કોઈ ઉમેદ પણ નથી, તો શું માતાપિતા એના માટે આંસુ વહાવવાનું છોડી દેશે ? માને તો દુઃખ થવાનું જ. બિચારા રાજય્યાનું યે એવું જ છે. જીવથી વહાલું મકાન પારકાનું બની ગયું તો દુઃખ કેમ ન થાય ? મમતા એવી ચીજ છે. દર મહિને પાંચસો મેળવનાર તું – તને એની પીડાની ખબર શી પડે ?" બનેવીએ બહેનને લક્ષ્ય કરીને કહ્યું.

"અસલમાં વાત શી છે ?" મેં બહેનને પૂછ્યું.

"એમને પૂછ, બધી વાત કહેશે."

"આ ઘસાઈ ગયેલી રેકર્ડ પાછળનાં ઘસાઈ ગયેલાં હૃદય આપણને દેખાતાં નથી.. હકીકતમાં બીજાની વાત સમજવાનું ધૈર્ય આપણામાં નથી. રાજય્યા એટલે ઘરમાં ઝાડુ મારનારો નોકર અને બાલમ્મા તો સદાય ગાળો જ દેતી હોય. પણ આપણે જે મકાનમાં રહીએ છીએ તેના પાયામાં એ બન્નેનું જીવન પિસાયેલું પડ્યું છે. એમના પરસેવાના ટીપાં વડે આ મકાનની દીવાલો ઊભી થઈ છે," બનેવીએ લાગણીથી વ્યાકુળ બનીને કહ્યું.

"તાજમહેલ બનાવવા માટે પણ મજૂરોની જ જરૂર પડેલી. એ કામ રાજા લોકોનું નહોતું. એવી જ રીતે આ મકાન મેં કે તમે નથી બનાવ્યું. રાજય્યા જેવા મજૂર લોકોએ પૈસા માટે પરસેવો પાડીને બનાવ્યું હશે. પણ એમ જુઓ તો એવું કયું

મકાન હશે, જેના પાયામાં મજૂરોનો પરસેવો ન સિંચાયો હોય ?" મેં મારી તર્ક-શક્તિનું પ્રદર્શન કરતાં કહ્યું.

"રાજય્યાએ મજૂરી ખાતર આ મકાન બનાવ્યું હોત તો કોઈને આટલું દુઃખ ન થાત અને મારા ખ્યાલ પ્રમાણે તે પોતેયે આટલું રોતોકકળતો ન હોત ! ખરી વાત એમ છે કે એણે હાડતોડ મંહેનત કરી પોતાની કમાણીના પૈસા અને પરસેવા વડે આ મકાન બાંધ્યું હતું. એકએક ઈંટ એણે પોતાના હાથે ગોઠવી છે. ખરું માન, દસ હજારની કિંમતવાળું આ મકાન એક વર્ષ પહેલાં રાજય્યાનું હતું, માલતી ! આજે એ જ રાજય્યા સામેની ઝૂંપડીમાં રહે છે. હવે એ જ એની એકમાત્ર સંપત્તિ છે," બનેવી ધીરેથી બોલતા હતા.

મને નવાઈ લાગી. કચરો-પૂંજો કાઢનાર રાજય્યા આટલું મોટું મકાન કેવી રીતે બાંધી શક્યો ? અને પોતાની મહેનતથી બાંધ્યું તો ખોઈ શી રીતે દીધું ? એટલામાં રાજય્યાના ઘરમાંથી 'રાદે ચેલી નમ્મ રાદે ચેલી' – એ તેલુગુ ગીત સંભળાવા લાગ્યું.

બનેવીએ આગળ કહ્યું : "રાજય્યાનું પોતાનું કુટુંબ હતું. તે મિસ્ત્રીનું કામ કરતો હતો. બાલમ્મા પણ પરણેલી હતી પણ છોકરાં નહોતાં. બાલમ્માના ઘરની સામેના એક રસ્તાનું સમારકામ કરતાં રાજય્યા સાથે બાલમ્માનો પરિચય થયો. પરિચય સ્નેહમાં બદલાઈ ગયો. છેવટ બાલમ્મા પચીસ તોલા સોના સાથે રાજય્યા પાસે ચાલી આવી. બન્ને મહિને ત્રણ રૂપિયા ભાડાની એક નાની ઝૂંપડી લઈને બે વર્ષ સુધી રહ્યાં. બાલમ્મા મજૂરી કરતી હતી અને રાજય્યા મિસ્ત્રીનું કામ કરતો હતો. બન્નેએ પોતાની કમાણીમાંથી આઠસો રૂપિયા બચાવ્યા. એ પૈસામાંથી પાંચસો રૂપિયામાં આ મકાનની જમીન ખરીદી. બાલમ્માનાં ઘરેણાં વેચતાં લગભગ ત્રણ હજાર રૂપિયા મળ્યા. એમાંથી બારણાં, ફાટક વગેરે માટે જોઈતાં લાકડાં, લોખંડ, ચૂનો, પથ્થર વગેરે સામાન લાવી મકાન બાંધવાનું કામ શરૂ કર્યું.

"રોજ રાતના વખતે રાજય્યા અને બાલમ્મા પાયો નાખવા માટે ખોદકામ કરતાં. દિવસ આખો ક્યાંક બીજે કામ કરતાં. રાજય્યાને મહિને પચાસ રૂપિયા મળતા, બાલમ્માને ત્રીસ. એમાંથી વીસ રૂપિયામાં ખાવાપીવાનો ખર્ચો ચલાવીને બાકીના સાઠ રૂપિયા મકાન માટે ખર્ચતા.

"રેતીના દુકાનદારો સાથે દોસ્તી કરી રાજય્યા પોતે રેંકડીમાં રેતી લઈ આવતો. આ રીતે રેંકડીવાળાનો ખર્ચ બચી જતો. આઠ આનાની બચત કરવા

અડધી રાતે રાજય્યા અને બાલમ્મા બન્ને ગલીના નાકેથી પથ્થર ઊંચકી લાવતાં."

"આ રીતે અડધું મકાન બંધાયું ત્યાં એમના પૈસા ખલાસ થઈ ગયા. દીવાલો અડધી ચણાઈ હતી. હજુ ફાટક વગેરેનું કામ બાકી હતું. આથી શેઠ પાસેથી કરજ લેવું પડ્યું. દર મહિને બચતના સાઠ રૂપિયા મકાન પાછળ જ વાપરતાં. શક્ય હોય ત્યાં સુધી મકાનની મજૂરીના પૈસા પણ બચાવતાં. એક વર્ષમાં ચાર હજારના કરજ સાથે મકાનનું કામ પૂરું થયું. રસોડામાં એક નળ, બાથરૂમમાં બીજો નળ, પાછળના વાડામાં વળી એક નળ, સૂવા માટે જુદો ઓરડો, સામે હૉલ, સ્ટોરરૂમ, બધા ઓરડામાં મોટાં મોટાં કબાટ, વીજળી-સઘળી સગવડો સાથે મકાન તૈયાર થઈ ગયું. બે મહિના સુધી રાજય્યા અને બાલમ્માએ કોઈ ત્રીજા માણસની સહાય વગર રાત આખી મહેનત કરીને ઘરને ચૂનો લગાડવાનું, રંગવાનું, સજાવવાનું કામ પૂરું કર્યું.

"મકાન પૂરું થયું ત્યારે એના પર ચાર હજારનું કરજ હતું. કરજ પણ મકાન ગીરવી રાખવાથી મળ્યું હતું. શેઠે કરજ ચૂકવવાના બે રસ્તા બતાવ્યા હતા : એક તો બજારનો એક ટકાના મામૂલી વ્યાજનો હિસાબ હતો, બીજો ગીરવી – જમીનો હતો. બીજામાં વ્યાજ ઘણું ઓછું હતું. ચાર વર્ષમાં ચાર હજાર પર માત્ર આઠસો રૂપિયા વ્યાજ થતું હતું. એટલે કે મૂળ રકમનો પાંચમો ભાગ. કુલ મળીને ચાર હજાર આઠસો આપવાના હતા. એનો અર્થ એ કે દર છ મહિને રાજય્યાએ છસોના હિસાબે કરજ ચૂકવવાનું હતું. એમાં એકપણવાર હપતો આપતાં ચૂકે તો ગીરો મૂકેલું મકાન જપ્ત થઈ જાય. દુનિયાદારીમાં ઝાઝું ન સમજતા રાજય્યાએ ઓછા વ્યાજવાળી વાત સ્વીકારી હતી. એણે વિચાર્યું – આટલી મહેનતથી મકાન બાંધ્યું છે તો શું છ મહિનામાં છસો રૂપિયા નહિ આપી શકાય ? રાજય્યાએ મહિને પંચોતેર રૂપિયાના હિસાબે મકાન ભાડે આપ્યું. ભાડૂત મકાનનું ભાડું સીધું શેઠની ઑફિસમાં જ જમા કરાવતો. આ ઉપરાંતના દોઢસો રૂપિયાની બક્ષિસ ચૂકવવા માટે રાજય્યા અને બાલમ્મા ભૂખ્યાં રહીને પાઈપાઈની બચત કરતાં રહ્યાં અને કોઈક પણ રીતે શેઠનું દેણું ભરતાં રહ્યાં. કાંઈ નહિ તો ખાવાપીવાનો ખર્ચ નીકળી રહે એ ઉદ્દેશથી બાલમ્મા આ મકાનમાં ઝાડુ મારવાનું કામ કરવા તૈયાર થઈ. રાજય્યા પાસેની ગલીના કોઈ મકાનમાં માળીનું કામ કરતો હતો. આમ એકએક પૈસાનો હિસાબ જોડીને કરજ ચૂકવાતું હતું.

"સવારના ત્રણ વાગ્યામાં ઊઠીને, રાંધીને, હવેલીવાળા મકાનમાં કચરો વાળી, ખાવાનું ખાઈ, બપોર માટે ખાવાનું સાથે લઈ બન્ને કામ પર જતાં હતાં. સાંજે ઘેર

આવતાં જ રાજય્યા બગીચામાં જતો અને બાલમ્મા મકાનમાં કામ કરવા લાગતી. ક્યાંક ચૂનો ખરી ગયો હોય તો ફરી લગાડવો, બારણાં પર છોકરાંઓએ કાંઈ લખ્યું - કર્યું હોય તો ભીના કપડાથી તે લૂછી નાખવું, નાનકડા વાડામાં છોડ રોપવા વગેરે કામોમાં રાતના દસ વાગ્યા સુધી બન્ને રોકાયેલાં રહેતાં."

"પહેલાં બે વર્ષ શેઠને હપતા ભરવામાં કશો વાંધો ન આવ્યો. પાંચમા હપતાના છસો રૂપિયા પણ આપી દીધા. હવે બીજા ત્રણ હપ્તા ચૂકવે કે મકાન એમની માલિકીનું થઈ જવાનું હતું. ત્યાર પછી મોજથી દિવસો વીતશે – એવાં મીઠાં સપનાં તેઓ જોવા લાગ્યાં. એક દિવસ રસ્તો ખોદતા કોઈ મજૂર પાસે રાજય્યા ઊભો હતો. એની લોખંડની કોદાળી ભૂલથી રાજય્યાના પગ પર પડી, પગ સૂજી ગયો. ત્રણ મહિના સુધી બિચારો બીમાર રહ્યો. તેનાં દવાદારૂ, સેવાશુશ્રૂષા વગેરેની વ્યવસ્થા કરવા બાલમ્માને પણ કામ છોડવું પડ્યું. એ અરસામાં જ ભાડૂતની ક્યાંક બીજે બદલી થતાં તે લોકો ચાલ્યા ગયા. બે મહિના મકાન ખાલી રહ્યું. જે હોય તે, બધી આફતો રાજય્યા પર એકીસાથે પૂરની માફક આવી પડી. છઠ્ઠો હપતો સમયસર ન ચૂકવી શક્યો. તાકડો જોઈને બેઠેલા શેઠે પંદર દિવસની નોટિસ આપી તાબડતોબ મકાન જપ્ત કરી લીધું અને રાજય્યા પર દયા ખાઈને એને બારસો રૂપિયા આપ્યા.

"રાજય્યા રડી પડ્યો. બાલમ્મા માથું પટકીને રોવા લાગી, શેઠને સાચુંખોટું સંભળાવવા લાગી. શેઠે રાજય્યાના હાથનું કરારનામું દસ લોકોને દેખાડ્યું. એ કરારનામું જોઈ બધાએ કહ્યું : શેઠ તો ઘણા દયાળુ છે, એટલે જ પોતાની તરફથી બારસો રૂપિયા આપ્યા છે.

"રાજય્યાના ભીતરમાં લાગેલી ઝાળને કોણ સમજી શકે ? એકએક પથ્થર, એકએક ખીલો એણે પસંદ કરીને વાપર્યો હતો. અઢારસો રૂપિયા ઓછા પડતાં મકાન હાથમાંથી જતું રહ્યું. આ જ શું ન્યાય છે ? પેલા બારસોમાંથી તેણે એક ઝૂંપડી—આપણા મકાન સામે છે તે ઝૂંપડી ખરીદી લીધી. રાજય્યાએ પછી મિસ્ત્રીનું કામ છોડી દીધું. બન્ને મજૂરી કરીને ત્રીસ-ત્રીસ રૂપિયા કમાય છે. રાજય્યા આ મકાનને, આ જગ્યાને છોડીને જઈ શકે તેમ નથી. એને ખબર છે કે મકાન એનું નથી. રાજય્યા જાણે છે કે આ મકાનમાં રહેનારાઓને ભીંતમાં ખીલી ઠોકવાની ના પાડવાનો એને અધિકાર નથી. તો પણ દીવાલ પર ખીલી ઠોકાતી હતી ત્યારે એનાથી રહેવાયું નહિ. એનો જીવ ટૂંપાવા-તરફડવા લાગ્યો. રાજય્યાનો આત્મા આ

મકાન અને એની આસપાસની જગ્યાને સમર્પિત છે.

"દશેરાના તહેવાર વખતે મકાન ધોળાવવું હતું. રાજય્યા અને બાલમ્માએ કોઈને બહારથી બોલાવવા ન દીધા અને બજાર કરતાં ઓછા પૈસા લઈને મકાન પોતે ધોળ્યું. એમનું કહેવું છે કે બહારવાળા કામ બરોબર કરતા નથી, આથી આ કામ એમણે પોતે કરી આપ્યું.

"દરેક બીજી તારીખે રાજય્યા નિયમિત રીતે પૂછે છે કે મેં ભાડું આપ્યું કે નહિ. પોતાનો પગાર તે માગતો નથી. શેઠને આપવાના ભાડાનો બહુ ખ્યાલ રાખે છે. ક્યારેક ક્યારેક આ મકાન માટેનો તેનો રાગ જોઈને મને કંટાળો આવી જાય છે. પણ અતિ દીન અને દયનીય મુખમુદ્રા કરી રાજય્યા જ્યારે પૂછે છે : 'પૈસા આપી દીધા, બાબુજી ?" ત્યારે હું એના પર નારાજ થઈ શકતો નથી.

"જે મકાને એમનું હીરનૂર ચૂસી લીધું એના પ્રત્યે આ લોકોની આ મમતા જોઈ મારું હૈયું બહુ જ દુખાય છે. બહાર જો, બાલમ્મા આંગણું કેટલું ચોખ્ખું રાખે છે ! એવી રીતે લૂછે છે કે ફરસમાં આપણે આપણું મોં જોઈ શકીએ. એમને જીવનમાં બીજી કશી આશા નથી. જે મકાનનાં એમણે સપનાં જોયાં તે તો હાથમાંથી ગયું, પણ બિચારા કંઈ નહિ તો મકાનની છાયામાં, જિંદગીના બાકીના દિવસો વિતાવી શકે ... દરેક જિંદગી એક દીર્ઘ કથા છે.

"હું જો રાજય્યાને કહું કે ખીલી ઠોકી તેમાં તારું શું ગયું, તું તારું ગ્રામોફોન લઈને ચાલતો થા, તો એના મનને કેટલું દુઃખ થાય ! આ મકાનની છાયા અને ગ્રામોફોનનો અવાજ – બસ, આ બેનો જ એમને આશરો છે."

બનેવી આગળ કંઈ ન બોલી શક્યા. મારી આંખોમાં આંસુ ધસી આવ્યાં. રાજય્યા અને બાલમ્માનું નસીબ જ વાંકું છે. એમના જીવનમાં 'વરસાદ' નથી. આ વરસાદ એમના ગ્રામોફોનના અવાજમાં જ છે.

તમે આને વાર્તા માનો છો ? ના, આ સાચી ઘટના છે. ખૈરતાબાદ સ્ટેશનથી આકાશવાણી તરફ જતા રસ્તા પરથી ત્રીજી ગલીમાં વળી જશો તો આજે પણ "આયે બરસાત મેં" વાળું ગાયન અને બાલમ્માની ગાળાગાળી સાંભળી શકશો. તમને મારી વાત પર વિશ્વાસ ન બેસતો હોય તો એકવાર જઈને હવેલીવાળું મકાન જોઈ આવો.

# ફરી જાન જોડી

**શ્રીમતી તુરગા જાનકી રાણી**

"ઊઠો ભાઈઓ, ઊઠો ... આપણે પહોંચીશું ત્યાં તો મોંસૂઝણું પણ થઈ જશે," કોઈનો અવાજ સંભળાયો. મારી અધઊડી ઊંઘ પૂરેપૂરી ઊડી ગઈ. અમે જે ઓટા પર અમારી પથારીઓ પાથરી હતી એની પાસેના મંડપમાં સૂતેલા લોકોમાંથી એક-બે જણાએ પડખું બદલ્યું. આરામખુરસી પર કોઈક બેઠું હતું તે ઊઠ્યું. એ બીજું કોઈ નહોતું, શંકરમ્ હતો. ઊઠીને આળસ મરડતો હતો. પાસે મૂકેલા દીવાના અજવાળામાં એનું મોં સહેજ અસ્પષ્ટ દેખાતું હતું. થાક દૂર કરવા તે હાથ પટકતો હતો. મેં મારી અંદર કંઈક એવા પ્રકારની પીડા અનુભવી, જાણે કોઈએ મને મૂઠીમાં જકડી લીધી હોય.

બધાં લોકો ઊઠી ગયાં. કલાકેકમાં તૈયાર થઈને સહુ નીકળ્યાં – બે ગાડાંઓમાં. સુમિત્રાના દાદાને ત્યાં, એ નાનકડા ગામમાં લગ્ન થવાનાં છે. સુમિત્રાનો પત્ર અને શંકરમ્‌ની ચાર વાક્યોવાળી ચિઠ્ઠી – એ બન્નેને કારણે આ લગ્નમાં હાજરી આપવાની મને ફરજ પડી છે. ચાદર મારા ભણી ખેંચી મેં બહાર જોયું. આગળના ગાડામાં ત્રણ જણ હતાં. શંકરમ્ એ ગાડામાં હતો.

હલકા ભૂરા રંગની આ ચાંદની પણ કેવી અજબ જેવી છે ! મારા વાળમાં સજાવેલા મોગરા અને મારી બાજુની ટોપલીમાં રાખેલાં ખીલેલાં ફૂલ – બન્ને રહી રહીને મારા મનમાં કોઈ વિચિત્ર પીડા પેદા કરે છે. કશીક વેદનાને આલાપતા કોઈ કાગડાનો અવાજ દૂરથી સંભળાય છે. પાક ઊગ્યા વગરની જમીન મેદાનની જેમ પથરાયેલી છે. સડકની ધારે પર્ણહીન વૃક્ષોનો રેખા જેવી શાખાઓવાળો અસ્પષ્ટ આકાર દેખાય છે. અંદરની એક વેદનાથી મેં આંખો મીંચી દીધી.

ચાર વર્ષ પહેલાં – આ ચાંદની કેટલી રમ્ય હતી ! પોતાની સ્નિગ્ધ કમનીય શોભાથી આખા જગતને આપ્લાવિત કરી દેનારી ચાંદની હતી એ. એ દિવસે

રાતના વખતે એ રસ્તો, એ જમીન, એ નહેર ચમકદાર રેશમની જરીવાળી ઝાલરમાં થઈને ડોકિયાં કરતાં હોય એમ મને લાગેલું. ચાંદનીની આખીયે રાત હજુ ખુલ્લી થવાની હતી અને રૂપા જેવી ચાંદની ચમકતી હતી. સઘળાં વૃક્ષો શાંત અને મૌન દેખાતાં હતાં.

તે દિવસ આગળના ગાડામાંથી શંકરમ્‌નાં ગીત સંભળાતાં હતાં. મારાં પોપચાં બિડાવા લાગ્યાં. ચાલતા બળદોનો ખુરખુર અવાજ, સૂકી જમીન પરનાં માટીનાં ઢેફાંને ભાંગીને આગળ વધતાં પૈડાંનો અવાજ અને આ બન્નેથી વધુ તો બળદોને ગળે બાંધેલી મોટી ઘૂઘરમાળનો રણઝણ અવાજ – આ બધા ધ્વનિઓ એ સ્નિગ્ધ, શીતળ, નયનમનોહર ચંદ્રિકાના પ્રશાંત વાયુમંડળમાં ઓગળી રહ્યા હતા. આ ધ્વનિઓની વચ્ચેથી શંકરમ્‌નો અવાજ સંભળાતો હતો.

એના એક મહિના પહેલાં કોને ખબર કેમ, એણે એ બધી વાતો મને કરી હતી. શું એને ખરેખર મારી સલાહ જોઈતી હતી ? કૉલેજ છોડ્યા પછી તેને પોતાના મનની વાત કહેવા માટે મારા સિવાય બીજું કોઈ નહિ જડ્યું હોય ? અથવા કદાચ તેણે મનોમન જ સુશીલા સાથે પરણવાનું નક્કી કરી લીધું હશે અને આ માટે તેને ઔપચારિક રીતે બીજાઓનું અનુમોદન જોઈતું હશે ? કદાચ એમ હશે, કારણ બળદના ગળે બાંધેલા ઘૂઘરા આ વાતનું સમર્થન કરતા હોય એમ વાગી રહ્યા હતા.

તે દિવસે – શંકરમ્‌નો અવાજ મને ટેલિફોન પર સંભળાયો : ""હું આજે બપોરે અહીં આવ્યો છું. કાલે ઇન્ટરવ્યૂ છે."

મેં એને હૉસ્ટેલમાં મળવા આવવા કહ્યું.

"આજે તો નહિ આવી શકું. ગમે તેમ તોયે પરીક્ષા કહેવાય ને ! કાલે સાંજે આવીશ. ક્યાંક બહાર જઈશું. રજા લઈ લેજે."

"ભલે," કહીને મેં ફોન મૂકી દીધો. નાનપણમાં કોઈ ખાસ પરિચય નહોતો. પણ બનારસથી પાછા આવ્યા પછી એની સાથેનો પરિચય વધી ગયો. ગયા ઉનાળાની રજાઓમાં હું મારે ગામ ગઈ હતી અને રસ્તામાં શંકરમ્‌ને ઘેર અણધારી રીતે દસ-પંદર દિવસ રોકાવું પડ્યું હતું. એ દિવસોમાં જ અમારી વચ્ચેના સંબંધે સ્નેહનું રૂપ ધારણ કર્યું હતું.

બીજા દિવસે સાંજે –

"પરીક્ષા થઈ ગઈ ?" સ્મિત કરતાં મેં પૂછ્યું.

"થઈ ગઈ પરીક્ષા. બહાર જઈશું ? આ ચાર દીવાલોની વચ્ચે મને ગૂંગળામણ જેવું થાય છે," તેણે કહ્યું.

પંદરેક મિનિટમાં અમે દરિયાકિનારે પહોંચી ગયાં. રેતીમાં ધીરે ધીરે પગલાં મંડાતાં હતાં. જરા વાર અટકીને એણે ખિસ્સામાંથી રૂમાલ કાઢ્યો અને એનાથી ચશ્મા સાફ કરી પાછાં પહેરી લીધાં. પછી રૂમાલ ડોક પર કૉલરની નીચે ગોઠવીને મારી તરફ જોતાં બોલ્યો : "બેસીશું કે ચાલતાં ચાલતાં જ વાત કરીશું ?"

"જેવી તારી મરજી," મેં કહ્યું. તે ત્યાં જ બેસી પડ્યો. છોકરાઓ ઊડતા ફુગ્ગાને પકડવા દોડાદોડી કરતા હતા.

"હું તને એક ખાસ વાત પૂછવા માગતો હતો," એના અવાજમાં થોડી ગંભીરતા હતી. કોણ જાણે કેમ, મને આ બધું વિચિત્ર લાગતું હતું. કાલે ટેલિફોન પર એનો અવાજ સંભળાયો ત્યારથી મને બધું વિચિત્ર લાગવા માંડ્યું હતું.

"બોલ," મેં કહ્યું.

થોડીવાર તે ચુપ રહ્યો. પછી બોલ્યો : "કદાચ તું જાણતી હોઈશ. મારાં માબાપ જેમ બને તેમ જલદી મારું ઘર મંડાવવા ઈચ્છે છે."

મેં ડોક હલાવી માથું નીચે નમાવી દીધું, ને રેતી પર તર્જનીથી લીટા દોરવા માંડ્યા. તે ફરી ચુપ થઈ ગયો. તે મને શું પૂછવા માગે છે, એ પ્રશ્ન મારી અંદર વમળાતો હતો. જવાબ સાંભળવાની હિંમત હું એકઠી કરી શકતી નહોતી.

"આપણી સુશીલા વિશે તારો શો ખ્યાલ છે ?" એણે પૂછ્યું.

એક પળ મને થયું, જાણે હું કાંઠે આવીને ભાંગી પડેલા મોજા જેવી છું. પછી ફેનિલ ઉચ્છ્વાસો સાથે ફેલાતાં પાણીની જેમ મારા વિચાર પણ ફેલાવા લાગ્યા.

"અઠવાડિયા પહેલાં તારા મામાએ મારી પાસે આ કહેણ મૂક્યું છે. મેં લોકોને કહેતાં સાંભળ્યાં છે કે સુશીલા સાવ ભલીભોળી છે. હું તો એમ વિચારું છું કે મારા જેવા કઠોર માણસને તે શી રીતે નિભાવી શકશે ?"– કહેતાં એણે હળવું હાસ્ય વેર્યું. લાચાર થઈને હું પણ હસી. બોલી : "કશો વાંધો નહિ. જોડી બરોબર જ જામશે."

અંધારું થયું ત્યાં સુધી અમે ત્યાં જ બેસી રહ્યાં. એણે ઘણી વાતો કરી. એનું મન કેવી રીતે કેટલી દિશાઓમાં ભટકી રહ્યું છે એ બધું કહી દીધું . બધાંનો જવાબ મેં હંહા કહીને ટૂંકમાં જ પતાવ્યો. આ એ દિવસની વાત હતી.

એ વખતે સુશીલા અને શંકરમ્‌નાં લગ્ન માટે અમે બધાં જાન જોડીને ગયાં હતાં. હું પણ હતી. શંકરમ્‌નું ઘર મંડાયું.

– ચાર વર્ષ સપનાની માફક વીતી ગયાં. દરમિયાન ઘણું બધું બન્યું. પછી એક દિવસ સુમિત્રાનો અવાજ ફોન પર સંભળાયો : "સાંજે મારે ત્યાં આવીશ ? પછી પિક્ચર જોવા જઈશું." તેણે પ્રસ્તાવ મૂક્યો. મેં કહ્યું : "ભલે."

થિયેટરમાં બેઠા પછી દસેક મિનિટે તે મારી તરફ ફરી અને બોલી : "તને એક ખાસ વાત પૂછવી હતી એટલે આ પ્રોગ્રામ ઘડ્યો."

"અચ્છા, થિયેટરમાં ?"

"હા, આ અંધારામાં હું નિરાંતે વાત કરી શકીશ."

સમાચાર–દર્શનનો કાર્યક્રમ શરૂ થયો. એણે પોતાની આંગળીઓથી મારો હાથ દબાવ્યો ને તે બોલી. "સુશીલાનાં ભાઈ અને ભાભી અમારે ઘેર આવેલાં. સુશીલાના મૃત્યુ પછી એનો છોકરો એમની પાસે જ રહે છે." એણે શરૂ કરેલો આ આકસ્મિક પ્રસંગ કંઈ વિચિત્ર લાગ્યો, પણ તે જે વાત કહેવા જતી હતી તે તો અંધારામાં આગિયાની પેઠે ચમકતી હતી. લાંબા વખત સુધી કશી વાત થઈ નહિ. પડદા પર દેખાતું આખું દૃશ્ય મને દુર્બોધ લાગવા માંડ્યું. શંકરમ્ કોણ છે ? અને હું કોણ ? આ ઘટનામાં હું શી રીતે આવી પડી ?

"એની ભાભીએ મને પૂછ્યું હતું ... એ વિશે મેં કહ્યું, સુશીલાને મર્યે હજી એક વર્ષ પણ પૂરું નથી થયું. આટલી ઉતાવળ શી છે ?" કહેતા કહેતાં સુમિત્રા અટકી ગઈ. માથું નીચું કરી એણે હાથ વડે આંખો દાબી દીધી.

"પણ ... એમ વિચારીએ તો એકલાપણું એને અત્યારે જ વધારે સાલતું હશે. સાચે જ ... એ મુશ્કેલીમાં છે. એના વિશે તારો શો મત છે ?" તે બોલી.

મેં તરત જવાબ આપ્યો નહિ. પછી કહ્યું : "એને તો તું પણ ઓળખે જ છે ને ? હું શું કહું ?"

"ના ના, હું તો એને માત્ર જોયે ઓળખું છું. તારો એ સંબંધી થાય છે અને તમારી મિત્રતા પણ છે. મારા મનને તું જ સમજી શકે તેમ છે." તેનો અવાજ ધ્રૂજતો હતો.

"સારો માણસ છે, સુમિત્રા ! તેનામાં પ્રેમ કરવાની શક્તિ છે,' મેં કહ્યું. મારે આ જ વાત કરવી હતી અને એટલે કહી દીધી.

– અને અત્યારે શંકરમ્ અને સુમિત્રાનાં લગ્ન માટે ફરી એકવાર અમે જાન જોડીને જઈ રહ્યાં છીએ. સમસ્ત ચાંદનીને આગળ ધરીને પથરાયેલી સ્નિગ્ધ રાત નથી આ. સઘળી ચમક દેખાડીને પ્રભાતના પીળા અંધકારમાં પીડાભર્યા નિશ્વાસ નાખતી નિષ્પ્રભ ચાંદની છે આ.

મેં આંખો બંધ કરી દીધી. મારી પાછળથી મંદ શો અવાજ, પહાડો અને વૃક્ષોની વચ્ચેથી ઝડપથી વહેતા ઝરણાનો અવાજ સંભાળાય છે. એ ઝરણું મારી પાછળથી આવી, બાજુમાંથી મને સ્પર્શતું મારા પર છાંટા વેરતું ચુપચાપ વહી જાય છે. મારી બાજુમાંથી – મારી જ બાજુમાંથી એક નાની સરખી નહેરની પાતળી શી ધારા મંદમંદ ગતિએ વહેતી, આગળ વધતી, દૂર દૃષ્ટિપરિધિની બહાર જઈ, એ ઝરણામાં મળી જાય છે.

અને હું–હું અહીં ધૂસર ચાંદનીમાં એકલી રહી ગઈ છું.

# ફાટેલી ચાદર

## બોમ્મિરેડ્ડિ પલ્લિ સૂર્યારાવ

ગામે અંધારાની જે ફાટેલી ચાદર ઓઢી લીધી હતી તેનાં બાકોરાંમાંથી દીવા દેખાતા હતા. રાતના હજુ નવ માંડ વાગ્યા હશે, ત્યાં તો આખા ગામમાં સોપો પડી ગયો હતો. ક્યાંક ક્યાંક ચાર–પાંચ લોકો ઓટલા પર બેસીને તમાકુ પીતાં વાતો કરી રહ્યા છે. ચિરૂટની આગ, ઊડવાને અશક્ત આગિયાઓની જેમ ટમટમી રહી છે.

ઝૂંપડીના ફળિયામાં ઓટા પર બેસીને વૈરાગી રામસ્વામી એકતારા પર ભક્ત રામદાસનું ભજન ગાય છે. વૈરાગીનો અવાજ ભયાનક છે, પણ એ રામદાસનું ભજન હતું એટલે પડોશીઓને વાંધો નહોતો. ગામલોકો રાતવેળાએ કૂતરાના ભસવાના અવાજ સાથે આ ભજન સાંભળવાનેય ટેવાઈ ગયા છે.

વૈરાગીનો ભાણેજ સત્યમ્ જમીને ઓડકાર ખાતો ખાતો બહાર નીકળ્યો, "મામા, ઓસરીમાં ચટાઈ પાથરી ફાનસ મૂકું ?' કહીને એણે વૈરાગીના ગાવામાં ખલેલ પાડી. વૈરાગીએ એકતારો નીચે મૂકી ખિજાઈને કહ્યું : "મૂક ને ! રોજ રોજ વળી પૂછવાનું શું ?"

"વાત એમ છે મામા, કલેક્ટરનો ચપરાસી કહેતો હતો કે બે દિવસથી પોલીસવાળાનો પહેરો કંઈક વધી ગયો છે. એટલા સારુ થઈને પૂછું છું, મામા !"

"તને પણ ઠીક એ કમબખ્ત મળ્યો છે ! એ પોતાને મોટો કલેક્ટર સમજે છે ! કેમ રે સત્યમ્, પોલીસની વાત તું મારી સામે શું કરે છે ? મને શું ખબર નથી ? છ વાર જેલની હવા ખાધી છે. આ લોકો તો અમથા ગામગપાટા ચલાવે છે અને લોકોને ડરાવે છે. બસ, બીજું કાંઈ નથી."

મામાની આખીયે કહાણી સત્યમ્‌ને ખબર છે. ટાણેકટાણે તે પોતાના જીવનની વાત બહુ ઘમંડથી સંભળાવે છે. તેને લખતાં નથી આવડતું, નહિ તો જરૂર તે પોતાની આત્મકથા લખત.

આત્મવિશ્વાસ અને ગર્વ રામુના જન્મસિદ્ધ ગુણ છે. બાળપણથી ખૂબ કસરત

કરવાને કારણે એનું શરીર જુવાની આવતાં અત્યંત હૃષ્ટપુષ્ટ બની ગયું છે. ખેંચાયેલી માંસપેશીઓ સાથે તે ઘોડા જેવો દેખાય છે. હમેશાં શારીરિક વિકાસ પર જ ધ્યાન આપવાને કારણે એણે કદી મહેનતુ જીવન ગાળવાનું નામ નથી લીધું. જે છોકરી સાથે એને પરણવું હતું, પિતા સાથે લડી–કકળીને છેવટ એની સાથે પરણી જ ગયો અને પછી સાસરે જ ધામો નાખ્યો. સાસુસસરાના ઘોંચપરોણાથી એને લાચારીએ પત્તાં રમીને કે કોઈનું ગજવું કાતરીને બેચાર પૈસા કમાઈને ઘરમાં દેવા પડતા. એકવાર પકડાઈ ગયો અને છ મહિના જેલમાં રહ્યો. જેલમાંથી છૂટીને ઘેર આવ્યો ત્યાં સુધીમાં એની પત્ની એક દીકરીને જન્મ આપી, દુનિયા છોડીને ચાલી ગઈ હતી. છોકરીના ભરણપોષણ માટે જોઈતા પૈસા તે ચોરી કરીને કમાવા લાગ્યો. આ રીતે ગામેગામે ફર્યો, જેલની મહેમાનગતિ માણી ને એમ પંદર વરસ ઘરની બહાર જ કાઢી નાખ્યાં. પંદર વરસ પછી તે ઘેર ગયો ત્યારે સાસુ-સસરા પણ પરલોક સિધાવી ગયાં હતાં. હવે છોકરીની સારસંભાળ લેવાની બધી જવાબદારી એના પર આવી પડી. છોકરી ઉંમરલાયક થઈ ગઈ હતી. એને એકલી ઘેર છોડીને બહાર જવાનું શક્ય નહોતું. આથી તે એક ઝૂંપડી બાંધી ત્યાં જ રહેવા લાગ્યો. હવે એની ઉંમર પણ ઢળવા લાગી હતી. શરીરમાં કમજોરી આવી ગઈ હતી. પહેલાંના જીવનથી વિરક્ત થઈને તદ્દન નવેસરથી જીવન શરૂ કરવાના હેતુથી ભગવા રંગનાં કપડાં પહેરી સંન્યાસી બની ગયો. હવે એકતારો એનો સહારો બન્યો. રામુ રામસ્વામી તો બન્યો, પણ ગુજારો શી રીતે કરવો ? ઘરમાં ભાણેજ છે તે તો સાવ જ પ્રમાદી છે. એક પૈસોયે કમાવાને લાયક નથી. આથી તો ઘરના ફળિયામાં જ પત્તાં રમનારાને એકઠા કરી એમના માટે ચટાઈ–દીવાની વ્યવસ્થા કરે છે અને એમની પાસેથી ભાડું ઉઘરાવે છે. ચટાઈ પાથરવી, દીવો પેટાવવો અને બહાર ઊભો રહી પોલીસને જોતાં જ અંદર ખબર મોકલવી – એ ભાણેજની ડ્યૂટી છે. ખબર મળતાં જ વૈરાગી બત્તી ઓલવી નાખે છે અને રમનારા પોતપોતાનો માર્ગ લઈ લે છે.

ભાણેજ એકદમ મામા પર જ પડ્યો છે. સુગઠિત બળવાન શરીર અને વાંકડિયા વાળમાં તે ખૂબ સોહામણો લાગે છે. મામા કરતાં તે વધારે સમજદાર છે, થોડું ભણ્યો–ગણ્યો પણ છે, પણ હાડ તોડીને મહેનત કરતો નથી. આથી વૈરાગી ભાણેજ પર નારાજ રહે છે.

વૈરાગીની દીકરી ગૌરમ્મા અંદરથી ચલમ અને દિવાસળી લઈને આવી. વૈરાગીએ ચલમ ભરી, આગ સળગાવતાં કહ્યું, "દીકરી, આજે તારા મામાને ત્યાંથી કાગળ આવ્યો છે. લખ્યું છે કે એમના દીકરાને મુન્સિફ કોર્ટમાં ચપરાસીનું કામ મળી ગયું છે."

ગૌરમ્મા સત્યમ્ તરફ જોઈ મંદ હસી, સત્યમ્‌નું શરીર પુલકિત થઈ ઊઠ્યું. ગૌરમ્માનું સૌદર્ય અંધકારમાં દીપક સમાન છે. ગમે તેના મનમાં તે પ્રલોભન પેદા કરી શકે છે. ગૌરમ્માના સ્મિતનો ભેદ સત્યમ્ જાણે છે. આ પહેલાં જ ગૌરમ્માએ એ કાગળ એની પાસે છાનોમાનો વંચાવી લીધો છે. મામાની ઇચ્છા છે કે, ગૌરમ્માના લગ્ન એમના દીકરા સાથે થાય. વૈરાગીનો પણ એ જ ખ્યાલ છે.

"પણ એક મુસીબત છે. તારાં એની સાથે લગ્ન થઈ જશે તો પછી હું સાવ એકલો પડી જઈશ. નહિ તો મારે પણ તારી સાથે ત્યાં આવવું પડશે.' વૈરાગીનું મન એ દિશામાં વિચારવા લાગ્યું. વાત ખરી છે. વૈરાગી પોતાની દીકરી વિના ઘડીવારેય રહી શકે તેમ નથી. દીકરી માટે એને બહુ જ લાગણી છે.

"ભલે તો, એમ જ કરીશું, આટલું સારું ઘર ફરી નહિ મળે. અહીંથી સંબંધ છોડીને ત્યાં જઈને રહીશું," વૈરાગીએ નિશ્ચયસૂચક સ્વરે કહ્યું.

"જવા દો ને બાપા, એટલી ઉતાવળ શી છે ?' ગૌરમ્મા બોલી.

"વાહ, ઉતાવળ કેમ નથી, દીકરી ?"

"પણ હું એની સાથે લગ્ન નહિ કરું, બાપા ! સાવ કસાઈનું દિલ છે એનું. જરાય દયામાયા નથી."

"તેં ખરી વાત કહી બેટી, એથીસ્તો તે મહિને સો રૂપિયા રળે છે, પગાર ઉપરાંત ઉપરની આવક પણ છે. દયા-દિલવાળો માણસ એક પૈસોય કમાઈ શકતો નથી, ગાંડી ! દિલ તો હોવું જોઈએ મારા જેવા વૈરાગીને, કમાણી કરનારને નહિ. ગમે તેમ, આ મોકો હાથથી જવા નથી દેવો. મેં વાયદો પણ કર્યો છે."

છોકરી મોટી થઈ ગઈ, પણ વૈરાગીની નજરમાં તે હજુ નાની જ છે. એના મત પ્રમાણે છોકરીની વાત પર ધ્યાન આપવાની કાંઈ જરૂર નહિ. કોઈ સારા ઘરમાં જશે તો આખી જિંદગી આરામથી વીતશે અને પોતાને પણ કમાવાની ફિકર નહિ રહે. ભગવાનનું નામ લઈને નિરાંતે દિવસો કાઢી નાખશે. ગૌરમ્મા પિતાનો વિચાર સમજી ગઈ. કંઈ બોલી નહિ.

સત્યમે વૈરાગીને ઓસરીમાં બોલાવ્યો. ત્યાં દસેક માણસો બેઠા હતા. એક ખૂણામાં ફાનસ સળગતું હતું. એક માણસ ગંજીપાનાં પાનાં ટીપતો હતો. વૈરાગી એક ખૂણે ઊભો રહી ગયો.

"કેમ રે વૈરાગી, બત્તી કેમ ફટ ફટ થાય છે ? તેલ નથી ?"

"તેલ શાનું નથી ? હજુ હમણાં જ ચાર આનાનું તેલ ખરીદીને એમાં પૂર્યું છે.

એ તો પવનને લીધે એવું થાય છે. કદાચ વરસાદ પણ પડે. જલદી રમત પૂરી કરજો," વૈરાગીએ કહ્યું.

"વરસાદ પડશે તો શું થઈ ગયું ? અમારી રમતમાં કંઈ અડચણ નહિ આવે. ઊલટાનું પોલીસવાળાથી બચીશું."

"સારી વાત છે. ભગવાન રામચંદ્રનું નામ લઈને રમત શરૂ કરશો તો જરૂર જીતશો. પણ જેવી એક રમત પૂરી થાય કે જીતનારે મને રૂપિયા દીઠ એક આનાના હિસાબે તરત ભાડું ચૂકવી દેવાનું છે. કાલે હું એમ માનીને ઊંઘી ગયો કે તમે લોકો તમારી મેળે આપી દેશો. એમાં મને એક રૂપિયાનું નુકસાન થયું," વૈરાગીએ કહ્યું.

"બિચારાને નુકસાન થયું ! વૈરાગી, ભલે એક જ વાર, પણ અમે તારે મોંએથી સાચી વાત સાંભળવા માગીએ છીએ. રમત જ્યારે જોરમાં ચાલતી હોય ત્યારે તું પોલીસ પોલીસ કરીને બત્તી ઓલવી નાખે છે, અને એ ગભરાટ ને ધાંધલમાં અમારા પૈસા પણ ગુલ કરી નાખે છે. કેટલીવાર તેં આવું કર્યું ?"

"રામ રામ કરો, આવું હલકટપણું હું કદી નથી કરતો. ખબર નથી, અંધારામાં કોના પૈસા કોણ હડપ કરી જાય છે. હું તો રહ્યો વૈરાગી. પૈસા લઈને હું શું કરું ?"

"ઠીક બાબા, ઠીક કહ્યું. એટલે જ અમે હાથ જોડીને કહીએ છીએ કે તમે અહીં ન રહો. જોઈએ તો તમારા ભાણેજને મોકલી આપો. તમે જઈને એકતારો વગાડો."

"ભલે ભલે, માણસ ઈમાનદાર હોય તો કોઈની જરૂર નથી. ભાડાના પૈસા જુદા મૂકી દો, બસ."

"ઈમાનદારીથી તારા ભાડાના પૈસા તું લે એની અમે ના નથી પાડતા. પણ વચ્ચે પોલીસનો હવાલો દઈ બત્તી ઓલવી નાખી પૈસા ભેગા કરીશ તો તારી ખેર નથી. માર ખાઈશ, પહેલેથી કહી દઉં છું," કોઈક ખેલાડીએ ચેતવણી આપી.

રમત શરૂ થઈ. શરૂઆતમાં જ લોકો જોશમાં આવી ગયા. રમત જોતો વૈરાગી ત્યાં જ બેસી રહ્યો.

બહાર રસ્તા પર સત્યમ્ અને ગૌરમ્મા વાતે વળગ્યાં હતાં. "અરે ગાંડી, તું કેમ આટલી ઉદાસ થાય છે ? બેત્રણ દિવસમાં તારા બાપાનો ગુસ્સો ટાઢો પડી જશે. પાછી તું અહીં આવજે. મારવાડી મારું બહુ માન રાખે છે. જ્યારે કહીશ ત્યારે નોકરી અપાવશે. ટેસથી જીવીશું,' સત્યમે કહ્યું.

વૈરાગીએ જોયું. બહાર એની દીકરી સાથે ભાણેજ વાતો કરે છે. ઝટપટ બહાર જઈ એણે ભાણેજને ઓસરીમાં મોકલી દીધો. દીકરીને કહ્યું : "અંદર જઈને સૂઈ

જા." અને રસ્તાને નાકે ઓટલા પર બેસી ચલમ ફૂંકવા લાગ્યો.

દીકરીનાં લગ્ન વિશે જ તે વિચાર કરતો હતો. લગ્ન માટે તેણે પાંચસો રૂપિયા ભેગા કરી રાખ્યા હતા. દાગીના માટે બસો રૂપિયા બીજા. છોકરીનાં લગ્ન ઠાઠમાઠથી કરવાની તેની ઇચ્છા હતી. લગ્નનો ભપકો જોઈ બધા લોકો દિંગ થઈ જશે. કહેશે : વૈરાગી કમાલ માણસ છે. તે કોઈને કોઈયે વાતમાં આંગળી ચીંધવાનો અવસર નહિ આપે.

વૈરાગી ચલમ પાસે સૂઈ ગયો. અડધીપડધી ઊંઘમાં એણે સપનું પણ જોયું કે એનો જમાઈ એને બહુ માન આપે છે, અને એને પોતાની પાસે જ બોલાવી લે છે.

ખબર નથી, કેટલી રાત વીતી ગઈ. ઓસરીમાં બધા લોકો ધાંધલ મચાવતાં ઊભા થઈ ગયા. વૈરાગી ઝબકીને બેઠો થયો. ઓસરીમાં દીવો નથી. બધા પોતપોતાના માર્ગે જઈ રહ્યા છે.

"શું થયું રે ?" વૈરાગીએ આંખો ચોળતાં પૂછ્યું.

"ખરેખર જ પોલીસવાળાની સીટી સંભળાઈ. કદાચ પડખેની ગલીમાં જ હશે," કહેતો એક રમનારો ભાગ્યો.

વૈરાગી ચલમ લઈ અંદર ગયો. ચારેકોર અંધારું હતું. દિવાસળી લઈ બત્તી સળગાવી. ચટાઈ પર એક પૈસોયે નહોતો.

"કેમ સત્યમ્, પૈસા ક્યાં છે ?" તે બૂમો પાડવા લાગ્યો. ફાનસની વાટ ઊંચી કરીને અંદર જોયું. સત્યમ્ ક્યાંય નહોતો. હરામખોર દીવો ઓલવી પૈસા તફડાવીને જતો રહ્યો હશે. પછી "બેટી ગૌરી" કહીને હાંક મારી, બેટી પણ દેખાઈ નહિ.

ગૌરમ્મા શું મને છોડીને ચાલી ગઈ ? – આ વિચારે વૈરાગીને બહાવરો બનાવી દીધો. તે એકદમ ભોંયે બેસી ગયો.

અંધકાર અને પ્રકાશની આંખો બંધ કરીને સંતાકૂકડી રમનાર વૈરાગીની આંખે હવે કશું સૂઝતું નહોતું. ફાનસ ભલે ગમે ત્યાં હોય, હવે આ અંધકારની ગુફામાંથી બહાર નીકળવાનો રસ્તો સૂઝતો નથી. જિંદગી હવે સાચેસાચ એને કડવી લાગવા માંડી.

# વડ અને વેલ

**નાર્લ ચિરંજીવી**

સૌભાગ્યવતીના ભાલના ટીકા જેવો સૂર્ય પશ્ચિમ તરફ ઢળી ગયો. દેવઅર્પિત ભૂમિનો પટ્ટેદાર રામસામી કોસ વડે પાણી કાઢે છે. છેલ્લાં બે વર્ષ સુધી નિર્જન વગડા જેવો પડેલો આ વિસ્તાર હવે એના હાથમાં આવ્યો છે. બે વર્ષમાં એણે એને હર્યોભર્યો અને ફળદ્રુપ બનાવી દીધો છે. ક્યારા બનાવી, શાકભાજી ઉગાડી એમાં તેણે પ્રાણ ફૂંક્યો છે. શાકભાજીની હરિયાળીથી ખેતર લહેરાતું હતું. પહેલો પાક લેવાની તૈયારી ચાલી રહી હતી. પાક તરફ જોતાં, તાજા દોહેલા દૂધથી છલકતી તાંબડીની જેમ તેનાં નેત્રો આનંદથી છલોછલ ભરાઈ રહ્યાં હતાં. પાણી પાવાનું પૂરું થતાં જ પાક ઉતારવાનો છે, સવારે બજારમાં લઈ જવાનો છે અને ગાંઠે પૈસા બાંધવાના છે. આ વિચારોથી અસ્વસ્થ થતા રામસામીને કૂવાની નજીકમાં કેળનું ઝુંડ દેખાયું. ઉપરની લૂમ તો પાકીને તૈયાર પણ થઈ ગઈ છે.

"બાપા, મને એક કેળું નહિ આપો ?" પાંચ વરસની દીકરી હેમાએ પૂછ્યું.

"જરૂર આપીશ બેટી, આ બધું તારું જ છે ને ! કાલ સુધીમાં હજુ બીજાં પણ પાકશે ત્યારે ખાજે." બાપે સમજાવ્યું.

"જાવ બાપા, તમે તો રોજ કાલની જ વાત કરો છો,' કહેતાં હેમાએ મદનમોહનની વેલ જમીનમાંથી ઉખાડી અને એ લઈને વડના ઝાડ તરફ દોડી. દીકરીને જોઈને રામસામીને ત્રણ વર્ષ પહેલાં વિદાય લઈ ગયેલી એની પત્ની સાંભરી. જન્મ ધર્યા પછી છેક આટલા વખતે હવે તેનું નસીબ ઊઘડી રહ્યું હતું. પણ એથી શો ફાયદો ? આ બધું જોવા-સાંભળવાનું એના ભાગ્યમાં તો લખાયું નહોતું.

કૂવા પર લાકડાની ગરેડી અવાજ કરે છે. કાંઠે ફેલાયેલા વેલામાં ખિસકોલી ડરતાં ડરતાં ચરી રહી છે. સૂંઢ દ્વારા અંદર પહોંચતા પાણીની જેમ એના વિચારો પણ ચંચળપણે આગળ વધી રહ્યા છે.

ધર્માધિકારીની મહેરબાનીથી એને આ ખેતરનો પટ્ટો મળી ગયો છે. એ ગૃહસ્થે જ એની દીકરીનું નામ હેમા રાખ્યું છે. એમને રામસામી પર અને એની દીકરી પર અપાર વહાલ છે. હેમા રામસામીના અંગમાંથી નીપજેલું સોનું છે અને આ શાકભાજી એના હાથના પરસેવામાંથી નીપજેલું સોનું છે. આ બધું એ મહાનુભાવની દયાનું ફળ છે. એમનું નામ લઈ, એમને હાથ જોડી પ્રણામ કરવાનાં છે. એમના નામ પર દીવો પેટાવવાનો છે. ગામમાં બાબુજી અને મંદિરમાં ભગવાનની કૃપા હોય તો બસ, પૂરતું છે. હેમાના ભણતરની વ્યવસ્થા તે જ કરશે. ભણેલાગણેલા છોકરા સાથે એનાં લગ્ન કરાવી આપશે. આવા વિચારોથી પ્રભાવિત થયેલા રામસામીના કાનમાં શરણાઈના સૂર સંભળાવા લાગ્યા. તેની આંખો ભીંજાઈ ગઈ અને તરલ ચાંદનીની પેઠે ચમકવા લાગી. નાળિયેરીની ડાળીઓ પર હવાના ઝપાટાથી પાંદડાં હાલવા જેવો ખખડાટ થયો કે રામસામીએ ચોંકીને જોયું. સામે એ જ ધર્માધિકારી મહાશય ઉપસ્થિત છે. હેમાની પીઠ થાબડતાં હસે છે. આટલા કદાવર શરીરવાળો માણસ નાના છોકરાની જેમ ચંચળ થઈ રહ્યો છે.

"માલિક, પ્રણામ !" કહેતો રામસામી કોસ પડતો મૂકી વડ તરફ દોડ્યો.

"જો રામસામી, નાનકડી હેમા કેટલી હેરાન થાય છે ! વડની છાયામાં લીલા ઘાસનું તણખલુંયે નથી પાંગરતું તો મદનમોહનની વેલ શી રીતે ઊગશે ?"

"હા જી, હજુ નાની બાળ છે ને ! એને શી ગતાગમ પડે, બાબુજી !" રામસામી હાથ મસળવા લાગ્યો. ધર્માધિકારી હેમાનો હાથ પકડી કૂવા તરફ ચાલ્યો. રામસામીને કાંઈ સમજાયું નહિ.

"રામસામી, વાડી કેટલી રળિયામણી દેખાય છે ! રીંગણાં, ભીંડા, તૂરિયાં, કોળું – પાક તો બહુ સારો થયો છે ને કાંઈ !"

"હા જી, બધી તમારી મહેર છે, બાબુજી !"

"જો રામસામી, એમાં મેં શું કર્યું છે ? બધી પેલા વેણુગોપાલની કૃપા છે. હું તો નિમિત્તમાત્ર છું."

"એમ ન કહો બાબુજી, હું તો આ ગામમાં સાવ અજાણ્યો આવેલો. ગામમાં આટલા લોકો હતા, પણ પટ્ટો તમે મને જ અપાવ્યો. તમારી દયા ન હોત તો મારી શી વલે થાય ?" નમ્રતાથી રામસામીની કમર બેવડ વળી ગઈ.

"ઠાલાં મારાં વખાણ ન કર, રામસામી ! અને હા, હું એક વાત કહેવા માગતો હતો. ગામલોકો આપણા વિશે શું કહે છે તેં સાંભળ્યું છે ? તને જો કે એ બાજુ જવાની ફુરસદ જ ક્યાં છે ?"

"જી હા, ગામ તરફ ગયાને ઘણા દહાડા થઈ ગયા."

"લોકો કહે છે, આપણે બન્ને એક જ થાળીમાં ખાઈએ છીએ અને એક જ પલંગ પર સૂઈએ છીએ. લોકો આપણને એવા જિગરજાન દોસ્ત માને છે, સમજ્યો ?"

"હજૂર, તમે ક્યાં ને હું ક્યાં ?"

"એ વાત જ હું સાંભળવા નથી માગતો. આપણે આપસમાં નાનામોટા જેવું કાંઈ છે જ નહિ. બીજાઓને કહેવાની શી જરૂર ? આપણે બન્ને ખરેખર દોસ્ત જ છીએ. તું માનતો નથી, કહે તો ?"

"કેવી વાત બાબુજી, કેવી વાત કરો છો ?"

"રામસામી, આમ તો હું કોઈના ઘેર પગ નથી મૂકતો. કાં મંદિર જાઉં છું અથવા તારી પાસે આવું છું, બસ. અરે વાહ ... કેળાં પણ તૈયાર થઈ ગયાં છે ને શું ! શાબાશ !"

"જી હજૂર."

"લે, હવે યાદ આવ્યું. કાલે રાતે મારી ને મારી ઘરવાળી વચ્ચે ભારે ઝઘડો થઈ ગયો હતો."

"શું બનેલું, બાબુજી ?"

"એની ફરિયાદ છે કે હું તારું ને હેમાનું જરાયે ધ્યાન નથી રાખતો."

"બાબુજી, માતાજી તો સાક્ષાત્ દેવી છે."

"અસલ વાત તો મેં હજી કરી નથી. ઘરની વાતો હું બીજા કોઈને મોઢે કહેતો નથી. હવે એ મા બનવાની છે. ત્રીજો મહિનો ચાલે છે."

"બહુ રૂડા ખબર આપ્યા બાબુજી ! મારું મન કહે છે, તમને જામફળ જેવો દીકરો આવશે."

"આ તો મારા જ મનની વાત તેં કીધી. આપણું એક જ મન છે, એક જ વિચાર છે."

"જી હા, બાબુજી !"

"સવારના પહોરમાં અમારે ગામ જવાનું છે. એ પણ મારી સાથે આવશે. તને તો આ વાતની ખબર જ નથી, રામસામી ! તું નસીબવાળો છે. તારે કોઈ ઉપાધિ નથી. અમારી છઠ્ઠી સાળીનાં લગ્ન છે. અમે ખાલી હાથે જઈશું તો લોકો મજાક કરશે. દાગીના કે ઝવેરાત અમારા ગજાબહારની બાબત છે. ભેટ વગેરે તો બધા લોકો લાવતા હોય છે. ઘરવાળીના મનમાં એક વિચાર આવ્યો. કહે : લગ્ન માટે થોડાં ફળ-શાક લઈ જઈએ. મેં કહ્યું : રૂડો વિચાર છે. કહી તો મેં દીધું, પણ ફળશાક લાવવાં ક્યાંથી ? પૂછવું કોને ? તને પૂછવું જોઈએ, નહિ તો કોઈ બીજાની પાસે જવું પડે. મેં કહ્યું : આ કામ મારાથી કંઈ થાય-બાય નહિ. રામસામી ! એ મને હેરાન કરવા લાગી. અને હવે તો એ ભારેપગે છે."

ધર્માધિકારી મહાશય પર આવી પડેલી 'આપદા' સાંભળી રામસામીનું દિલ પીગળી ગયું.

"અરે બાબુજી, તમેય કેવી વાત કરો છો ? માતાજીની વાત માનવી જ જોઈએ. છેવટ આ વાડી કોની છે ? તમને વળી શાની રોકટોક હોય ?" રામસામી બોલ્યો.

"મને ખબર જ હતી કે તું આમ કહેવાનો. એ ભરોસે જ હું આવ્યો છું. અને રામસામી, મને એ પણ ખબર છે કે આના હું તને પૈસા આપું તે ઠીક નહિ, અને તું લે તે પણ ઠીક નહિ. તો એનો તોડ કેવી રીતે કાઢીશું !"

"તમારા મોંએથી આવી વાત ન નીકળવી જોઈએ, બાબુજી !"

રામસામીએ ઘણી ના પાડી તોય ધર્માધિકારી શાક ઉતારવામાં મદદ કરવા લાગ્યો. વાતો કરતાં કરતાં, સાથે ધર્માધિકારીને પોતાનેયે કામ કરતો જોઈ રામસામી અંતરમાં રાજી થઈ રહ્યો હતો. ઝૂંપડીની અંદર જઈ તે એક કોથળો લઈ આવ્યો. વરસાદના વખતે એ કોથળો માથે છત્રી જેવું કામ આપતો હતો. કોથળામાં શાકભાજી ભરી ઉપરથી એણે એ બાંધી દીધો."

"મારા બોલ પર આખો કોથળો ભરી દીધો ? મારી મુશ્કેલી દૂર થઈ ગઈ, રામસામી ! માતાજી બહુ ખુશ થશે. હવે તો એનો ખોળો પણ ભરાવાનો છે ને ! એટલે કે .. પેલાં કેળાં ..."

"ઊભા રહો બાબુજી, કેળાં પણ લઈ લઈએ."

ધર્માધિકારીએ જરા આનાકાની દર્શાવી. એના મોંમાંથી વાત હજુ માંડ

નીકળી ન નીકળી ત્યાં તો રામસામીએ કેળાંની લૂમ ઉતારી એને પ્રસન્ન કરી દીધો. ધર્માધિકારીએ કહ્યું : "સાચા સ્નેહની આ જ સાબિતી છે." રામસામીએ કોથળો માથે ઊંચક્યો અને કેળાંની લૂમ બગલમાં દબાવી. પછી તે ધર્માધિકારીની પાછળપાછળ ચાલ્યો. ધર્મરાજના સ્વર્ગારોહણ વખતે એમની પાછળ ગયેલા કૂતરાની વાત ધર્માધિકારીને યાદ આવી, પણ તે કાંઈ બોલ્યો નહિ.

અડધા કલાક પહેલાં પાકથી લહેરાતી વાડી હવે ડોસીના મોં જેવી ખાલીખમ થઈ ગઈ. સાંજ પછી રામસામીની ઝૂંપડી પર ધીમે ધીમે અંધારું છવાઈ ગયું.

ધર્માધિકારીના મકાનમાં બત્તી સળગતી હતી. રામસામીએ બોજો ઉતારી પરસેવો લૂછ્યો. ધર્માધિકારીને બહુ દયા આવી. તેણે ઝટપટ પાણીનો લોટો ભરી લાવીને રામસામીને આપ્યો. રામસામીએ પાણી પી થાક ઉતાર્યો. બત્તીના ઝાંખા અજવાળામાં બન્ને ચહેરા પ્રસન્ન દેખાયા.

"આટલું અંધારું થયું તોય હજી તે પાછળની ઓરડીમાં જ લાગે છે. જરા જઈને જો તો, રામસામી !"

રામસામીએ પાછળની ઓરડી તરફ જતાં પહેલાં કેળાની લૂમ તરફ જોયું. કેળા જેવી ખૂબસૂરત પોતાની દીકરી યાદ આવી. ત્યાંથી નજર ખસેડી તે પાછળની તરફ ચાલ્યો ગયો. ધર્માધિકારીએ ઉપરનાં ચાર-પાંચ કેળાં તોડીને એનો સ્વાદ ચાખ્યો.

પત્ની મંગમ્મા પણ આવી.

"મને મુદ્દલે ખ્યાલ નહોતો કે આ કેળાં આટલાં સ્વાદિષ્ટ હશે ! કદાચ પેલું નવું ખાતર નાખ્યા વિના જ એણે ઉગાડ્યાં હશે. કેટલો સ્વાદ છે આમાં ?" પતિની વાત સાંભળીને મંગમ્માએ પણ બે કેળાં તોડીને ચાખ્યાં.

"રામસામી ક્યાં ?"

"પાછળ બહુ બધો કચરો વેરાયેલો પડ્યો છે. મેં કહ્યું – જરા સાફ કરી નાખજે. હવે આવતો જ હશે."

"એને જોતાં જ તું તો એને કામ ચીંધે છે. એય બાપડો આપણે માટે જીવ દેવા તૈયાર થાય એવો છે. પેટનીયે પરવા કર્યા વિના વેઠ કરે છે. ખરે, આમ જો, શાકભાજી તરફ, તારી બહેનનાં લગ્નનો વટ વધી જશે."

"હાસ્તો તમારી સાળીને ખબર પડશે કે બનેવીને એના માટે કેટલો પ્રેમ છે. બસ, બીજું શું જોઈએ ?"

પતિપત્ની બન્ને હરખાઈ રહ્યાં. રામસામી આવ્યો કે ધર્માધિકારીના મીઠા ગુસ્સાની ફૂલઝડી એના પર વરસી : "જો રામસામી, અમારે માટે તને બહુ લાગણી છે તે ખરું, પણ તારે તારી જાત તરફ બેદરકારી નહિ રાખવી જોઈએ."

માલિકનો ગુસ્સો જોઈ બિચારો રામસામી ગભરાઈ ગયો. એનો ગભરાટ જોઈ ધર્માધિકારીએ એના બરડે હાથ ઠોકી અત્યંત સ્નેહથી કહ્યું : "આટલી બધી વાર સુધી તું અહીં રોકાય તો પછી ત્યાં હેમાનું ને વાડીનું શું થાય ? જા, ઝટ ઘેર પહોંચી જા. હેમાએ તો અમારા જેવા લોકોના ઘરમાં રહેવું જોઈએ. વારુ, હવે તું જા, તું તો કામનું નામ પડતાં જીવ પાથરે છે. દિવસરાત ભૂલીને કામ કરે છે." માલિકના મીઠા ઠપકાએ રામસામીના હૃદય પર મધુર ઝડી જેવી અસર કરી. દીકરી વિશે સાંભળીને તે ખુશખુશ થઈ ગયો.

"મારી તો કહેવા ખાતર દીકરી છે. તમારી છાયામાં જ એનું પાલનપોષણ થવું જોઈએ, બાબુજી ! તમારી મહેરબાનીથી તે ભણીગણીને આગળ વધી શકશે, માલિક !"

"રામસામી, હેમા તો ઘણી નસીબદાર છે. ઠીક ચાલ, આમ વાત કરવા બેસીશું તો સવાર પડશે તોય આરો નહિ આવે. અને જો, જતાં જતાં રસ્તામાં ટાંગાવાળાને કહેતો જજે કે કાલે સવારે સૂરજ ઊગતાં પહેલાં ટાંગો લઈને આવી જાય," કહીને ધર્માધિકારીએ રામસામીને વિદાય કર્યો.

"હમણાં તો મને વઢતા હતા કે હું એને કામ ચીંધું છું. અને હવે તમે પણ એ જ કર્યું ને ?" મંગમ્માએ ઠપકાના સૂરે કહ્યું.

"જો, તું એને કોઈ કામ કરવા કહે ત્યારે મને દયા આવવી જોઈએ, અને હું કામ ચીંધું ત્યારે તને દયા આવવી જોઈએ, સમજી ? બીજાની વાત સમજવામાં જ માણસની મોટાઈ છે. દુનિયાને સમજતાં સમજતાં મારા વાળ ધોળા થઈ ગયા."

"તમે કેટલી સારી રીતે સમજાવો છો ! જાણે છાલ ઉતારીને કેળું મોંમાં મૂકતા હો !" મંગમ્મા મનમાં ને મનમાં પ્રસન્ન થઈ મીઠી રાગિણી આલાપવા લાગી. "બાપડો રામસામી સાવ સીધો માણસ છે," ઝટ દેતાકને તે અતિ આત્મીયતાથી બોલી ઊઠી, જાણે કોઈ વાત અચાનક યાદ આવી ગઈ હોય !

"હવે સમજી તું. મોતી બધાં એક જ ઠેકાણે ભેગાં થાય છે, એટલે કે સારા માણસો એક ઠેકાણે એકઠા થાય છે. આ રહસ્ય તારે સમજવું જોઈએ ... ખેર, છોડ આ વાતો. બહુ વિચારવાથી તું હેરાન થઈશ. તારા પગ ભારે છે." ધર્માધિકારીએ કહ્યું.

સાંજની જૂઈની જેમ મંગમ્મા શરમાઈ ગઈ.

સાળીના લગ્નમાંથી પાછા આવ્યા પછી ધર્માધિકારી રોજ રામસામીને ત્યાં જાય છે. રામસામીનાં શાકભાજીનો સ્વાદ જાનૈયાઓને કેટલો સારો લાગ્યો, કેટલા ઉમંગથી એ લોકોએ ખાધું એ બધી વાતો વિગતવાર કહી ધર્માધિકારી જુદી જુદી રીતે દસ દિવસ સુધી વખાણ કરતો રહ્યો. રામસામીના હરખનો પાર ન રહ્યો. જુવારના મોટા દાણાવાળાં ડૂંડાં શેકીને તે માલિકને ખવડાવતો અને ધર્માધિકારી ખૂબ આનંદથી ખાઈ લેતો. શાકભાજીનો કોથળો હવે રોજ ધર્માધિકારીને ઘેર પહોંચી જતો અને આંગણના કચરાને રામસામી રોજ વાળીને અલગ ઢગલો કરતો. દિવસો વીતી ગયા. મહિના વીતી ગયા. ધીરે ધીરે ધર્માધિકારી રામસામી સાથે બાવળના ગુંદરની જેમ, વહેણને તળિયે જામતી માટીની જેમ, દીવાલ પર ગરોળીની જેમ ચોંટી ગયો. બન્ને વચ્ચેનો સ્નેહ એટલો ચીકટ થઈ ગયો કે તેમને હવે અલગ કરવાનું મુશ્કેલ હતું.

વાડી હવે કોઈ પેદા કરવાની સ્થિતિમાં નથી. વાડીની જેમ જ હેમાના મનોરથ પણ સુકાઈ ગયા છે.

રામસામીની બુદ્ધિની જેમ કાળચક્ર પણ ઘૂમવા લાગ્યું. ઉનાળો આવ્યો. એના હૃદયમાં અને ખેતરના કૂવામાં ક્યાંય પાણીનું એક ટીપું પણ નથી. ગઈ વખતે પાક હાથમાં આવ્યો નહિ. મૃત પત્નીના ઘરેણાંમાંથી એક છેલ્લું ઘરેણું બચ્યું હતું તે વેચીને આ વખતના ઈજારાના પૈસા જેમતેમ કરીને ધર્માધિકારીના હાથમાં મૂક્યા. ઈજારાના પૈસા પ્રામાણિકતાપૂર્વક વખત પહેલાં ભરી દેવા માટે ધર્માધિકારીએ ચાર લોકો સમક્ષ રામસામીની ઘણી પ્રશંસા પણ કરી.

રામસામીને લાગેવળગે છે ત્યાં સુધી, તે તો મરચા સાથે કાંજીનું પાણી પીને સંતુષ્ટ થઈ જાય છે. દીકરી માટે એકાદ ફ્રૉક પણ ન ખરીદી શક્યો, એ વિચારે બેત્રણ વાર આંસુ વહાવી લૂછી લીધાં હતાં. એની કોઈ ઇચ્છા પૂરી ન થઈ શકી. આ વખતે પાકના પૂરેપૂરા પૈસા વસૂલ કરવાનો તેણે દૃઢ સંકલ્પ કર્યો. વિચાર્યું કે હવે

વાડી છોડીને ક્યાંય બહાર ન જવું જોઈએ અને માટીમાંથી જ સોનું પેદા કરવું જોઈએ. જમીન ગોડીને સરખી કરી, ઝૂંપડીનું છાપરું બદલ્યું, કોસનું પાટિયું સરખું કરાવ્યું અને વરસાદની રાહ જોવા લાગ્યો.

એક દિવસ કાગડાનાં ઝુંડ જેવાં વાદળ છવાવા લાગ્યાં. રામસામીની આંખો સજળ થઈ ગઈ. આખી રાત આંખ ન મળી, પડખાં ઘસતો રહ્યો. જમીન માટે ખાતર નથી અને હાથમાં પૈસા નથી. ખાતર વિના ખેતી કેમ થાય ? અડધી રાતે ધર્માધિકારીની યાદ આવી, પોતાના હાથે ઢગલા ને ઢગલા એકઠો કરેલો ગોબર–કચરો યાદ આવ્યો. પચાસસાઠ ગાડી હશે. રામસામીને ખબર હતી કે હું માગીશ કે તરત બાબુજી મારી વાત માની જશે. પાક હાથમાં આવતાં જ કરજ ચૂકવી દઈશ. દસ ગાડી ખાતર તો બસ થઈ રહેશે. એ પછી રામસામી આરામથી સૂઈ ગયો.

મંગમ્મા પૂજાપાઠમાં હતી. કૉફી પીને ધર્માધિકારી બહાર ઓસરીમાં આવ્યો. રામસામીને ઊભેલો જોઈ ચમકી ગયો. "અરે, કેટલી વારથી ઊભો છે ? અંદર આવવું હતું ને ! અહીં હાથ જોડીને કેમ ઊભો રહી ગયો છે ? અચ્છા કહે, શી વાત છે ?"

"જી, નાની અમથી વાત માટે તમારી પાસે આવવું પડ્યું છે."

"મારી પાસે ? ઠીક, હેમા કેમ છે ? મને ત્યાં આવ્યાને મહિનો થઈ ગયો. ઘરવાળી ભારેપગે છે ને, એટલે બહાર નીકળવાનું મારે માટે મુશ્કેલ છે."

"જી, ખેતર આખું ખેડી લીધું છે. ઉપર વાદળ મંડાયાં છે."

"હા. હા. ઈજારો પણ પૂરો આપી દીધો છે તેં.'

"જી. હા, હવે તમારી મદદ જોઈએ."

"રામસામી, મેં કેટલીવાર કહ્યું છે કે આવી વાત કરીશ નહિ ! આપણે બન્ને દોસ્ત છીએ. બન્ને પોતપોતાની રીતે મોટા છીએ."

રામસામીના મનમાં ઘોળાતી વાત મોંમાંથી બહાર નીકળી પડી. "વાત એમ છે બાબુજી, દસ ગાડી ખાતરની તજવીજ કરવી પડશે. પાક ઊતરે કે તાબડતોબ તમારા પૈસા પાછા આપી દઈશ. અત્યારે બહાર ક્યાંયથી ખાતર ખરીદવા મારી પાસે એક પૈસોયે નથી અને ખાતર ન નાખું તો તો આપણે ધૂળ જ ફાકવી પડે. આ મુસીબતમાં તમે અમને મદદ કરશો તો હું ને હેમા તમારું નામ લઈને કાંજી પીશું."

રામસામીએ હળવાશ અનુભવતાં લાંબો શ્વાસ લીધો.

થોડી મિનિટ પહેલાં ત્યાં આવીને ઊભી રહેલી મંગમ્માએ આખી વાત સાંભળી.

ધર્માધિકારી એક પળ બેચેન થઈ ગયો, જાણે ક-ઠેકાણે ચોટ લાગી હોય. ગળું ફાડવા છતાં અંદરથી વાત નીકળતી નહોતી. ઘણી પીડા ને વેદના પ્રગટ કરતાં રામસામીની પીઠ ઠોકીને ધર્માધિકારીએ કહ્યું : "જો રામસામી, કોઈ વસ્તુ માગવાની ઘડી આવી તો હું ને તું બન્ને કેવા મુશ્કેલીમાં ફસાઈ ગયા ! આપણે ભલે ગમે તેટલા મોટા માણસ હોઈએ, ગમે તેટલા સારા હોઈએ, લેતી-દેતીની વાતમાં સહુ નાના બની જઈએ છીએ. મારી પાસે એ વસ્તુ નથી, કે તને હું આપવા માગતો નથી – એવું નથી. મોટેરાંઓએ શું કહ્યું છે, ખબર છે ? એમનું કહેવું છે કે કોઈને કશી વસ્તુ આપવી એનો અર્થ એમ કે દુશ્મનાવટ વહોરી લેવી. આપણી દોસ્તીમાં ડાઘ લાગે એમ હું ઈચ્છતો નથી. આથી આ વાત બરોબર નથી. એક વાત તને કહું. તું વિચારજે. પેલા છે ને – મંદિરમાં સ્વામી વેણુગોપાલ – તે જ તને કોઈ રસ્તો દેખાડી શકશે. તારો શો વિચાર છે ?"

"જી હા, આજ્ઞા આપો, જાઉં છું," કહી રામસામી ગયો. રસ્તામાં એને સઘળે અંધારું અંધારું દેખાયું. ધર્માધિકારીએ કહ્યું તે કદાચ બરોબર જ હશે. પણ એણે ખાતર ઉધાર આપ્યું હોત તો એનું દેણું હું ચોક્કસ ચૂકવી આપત. મારું નસીબ જ વાંકું. રામસામીના પગ મહામહેનતે આગળ વધતા હતા.

ધર્માધિકારી ત્યાં જ અવાક્ થઈને ઊભો રહ્યો. મંગમ્માના હૃદયમાં ઊંડે કોઈક ખૂણે આ વાત ખટકી રહી કે બિચારાને ખાતર આપ્યું હોત તો સારું થાત.

"કેમ જી, બાપડો મોંએ ચડીને માગવા આવ્યો હતો. આપણી પાસે ઢગલાના ઢગલા પડ્યા પણ છે," મંગમ્માના મોંમાંથી બસ આટલી વાત નીકળી.

"અરે ગાંડી, તું તો મા બનવાની છે. આવા વિચાર કરી તારા મનને દુખી ન કરીશ. અસલમાં આપણી પાસે ઘણું છે એમ માનવું જ ભૂલભર્યું છે. એ ભૂલ નથી, બલકે અહંકાર છે. ભગવાન કૃષ્ણે શું કહ્યું હતું ? "દેવાવાળો કોણ ? લેવાવાળો કોણ ? મરવાવાળો કોણ ? મારવાવાળો કોણ ? બધું હું જ છું." અમે તો દિલોજાન દોસ્ત છીએ. આ દોસ્તીને આવી રીતે નિભાવીએ, અથવા નાનીમોટી ચીજવસ્તુ લઈદઈને દોસ્તી ખતમ કરી નાખીએ. અગ્નિહોત્રની જેમ અમારું પવિત્ર જીવન આ રીતે જ

વ્યતીત થઈ જશે. કરજ લેવાથી કે આપવાથી અથવા ફરી એને ચૂકવવા માટે કૂતરા, શિયાળનો જન્મ લેવો પડે છે. આ જન્મ આવી જ રીતે પરમાત્મામાં લીન થઈ જવો જોઈએ, પુનર્જન્મની વાત મારા કાન સુધી પહોંચવી ન જોઈએ ..." એની વાક્ઝડી રોકટોક વિના વહ્યે જતી હતી.

"અરે અરે, તમે તો રાઈનો પહાડ કરી મૂકો છો," મંગમ્માએ કહ્યું.

"બસ, ચાલ અંદર, બહાર ઊભા રહેવું બરોબર નથી. તારો પગ ભારે છે," ધર્માધિકારીએ ખૂબ પ્રેમથી કહ્યું.

અમાસ હતી. અધરાત થઈ હશે. જમીન-આકાશને એકાકાર બનાવી દેતો મૂશળધાર વરસાદ વરસતો હતો. વીજળીના કડાકા ને વાદળાના ભડાકાથી દિલ ધડકી ઊઠતું હતું. રામસામી ઝૂંપડીમાં ઉદાસ બેઠો હતો. ભૂખ અને ચિંતાએ એને કમજોર બનાવી દીધો હતો. ખાતરનો અભાવ અને આવતી કાલની ચિંતા – બેની વચ્ચે તે પિસાઈ રહ્યો હતો.

દૂરથી કોઈની રાડ સંભળાઈ – "રામસામી, રામસામી !" આ અવાજ સાંભળી રામસામી ચોંકી ઊઠ્યો. "હું છું, રામસામી !" ધર્માધિકારીનો અવાજ એણે ઓળખ્યો. લથડિયાં ખાતાં એણે બારણું ઉઘાડ્યું. છત્રી બંધ કરીને ધર્માધિકારી અંદર આવ્યો.

"કેમ બાબુજી, આ અડધી રાતે તમે અહીં ક્યાંથી ?"

"મારા પર આભ તૂટી પડ્યું છે રામસામી ! મને ખબર હતી કે આ આફતમાં તું જરૂર મને આધાર આપીશ. તેથી જ હું દોડતો તારી પાસે આવ્યો."

"શું થયું છે, બાબુજી ?"

ધર્માધિકારીનો અવાજ ધ્રૂજતો હતો. તે રડતાં રડતાં કહેવા લાગ્યો : "માતાજીની સ્થિતિ બહુ નાજુક છે, પ્રસવની પીડા તેનાથી ખમાતી નથી. તારે હમણાં જ માનાપુરમ જઈને વૈદને બોલાવી લાવવા પડશે, નહિ તો એ નહિ બચે. રામસામી, તું હજી અહીં જ ઊભો છે ? મારા ઘરનો દીવો સળગતો રાખ," કહેતાં ધર્માધિકારીએ રામસામીના બન્ને હાથ પકડી લીધા.

રામસામી એક મિનિટ વિચાર કરતો ઊભો રહ્યો. માનાપુરમ્ અહીંથી ત્રણ માઈલ દૂર છે. વૈદને નહિ બોલાવી લાવે, માતાજી નહિ બચે, તો – તો- તેનાથી આગળ વિચારી શકાયું નહિ, ધર્માધિકારીથી પણ રહેવાતું નહોતું. "રામસામી,

વિચારવાથી કે મોડું કરવાથી તે નહિ બચે, અને એના પછી હું પણ નહિ બચું."

"બાબુજી !"

"શું જોઈએ !"

"લાવો, ટોર્ચ મને આપો. હું આ ચાલ્યો."

એક ક્ષણ ધર્માધિકારીના મોંમાંથી વાત ન નીકળી. છત્રી અને ટોર્ચ બન્ને એણે જોરથી પકડી લીધાં. બોલ્યો : "તું તો જુવાન છે. ચિત્તાની જેમ અંધારાને ચીરીને જઈ શકીશ. આ છત્રી ને ટોર્ચ મારા પગ અને આંખ છે. એમના વિના હું એક ડગલુંયે નહિ ચાલી શકું."

રામસામીએ માથે ઓઢવા કોથળો શોધ્યો. પણ એ એક જ કોથળો હતો, અને તે ધર્માધિકારીને ત્યાં રહી ગયો હતો. હેમા એક ચાદર ઓઢીને સૂતી હતી. એ ચાદર ખેંચીને માથે નાખી રામસામી અંધારામાં તીરની જેમ ચાલી નીકળ્યો.

ધર્માધિકારી એક મિનિટ માટે ત્યાં અટકી ગયો અને પછી બારણાં બંધ કરી ઘર તરફ ચાલ્યો. નાનકડી હેમા ટાઢને લીધે હજુ વધુ સંકોરાઈને સૂઈ ગઈ.

માનાપુરમ્‌નો વૈદ રામસામીની વાત સાંભળી ઉત્સુક બની ગયો. એને થયું– આવો સારો મોકો હાથમાંથી જવા ન દેવો જોઈએ. આ કિસ્સામાં તે સફળ થશે તો આસપાસનાં દસ ગામ સુધી એનું નામ ફેલાઈ જશે. વરસાદ પણ થોભી ગયો હતો. સાઈકલ પર નીકળતાં વૈદમહાશય બોલ્યાઃ "રામસામી, હું થોડી મિનિટમાં જ બાબુજીને ઘેર પહોંચું છું, તું ધીરે ધીરે પાછળ આવજે." તે પવનની જેમ ઊપડ્યો. રામસામી ઘર તરફ ચાલ્યો. મન સૂનું થઈ ગયું. કોઈ વિચાર ઊઠતો નહોતો. શરીર દુર્બળ અને ઢીલુંઢફ થઈ ગયું હતું. એને પોતાની તરફ જ એક વિરાગનો ભાવ પેદા થવા લાગ્યો, જેને એ પોતે જ સમજી ન શક્યો.

વરસાદ તો થંભી ગયો, પણ વીજળી હજુ ચમકતી હતી. ખેતર, ઝાડી–ચોતરફ પાણી જ પાણી હતું. બધું દરિયા જેવું લાગતું હતું. રામસામી ઝાડીનો રસ્તો છોડી ખેતરોની વચ્ચેથી ચાલવા લાગ્યો. તે પોતાની વાડી પાસે પહોંચવામાં હતો એટલામાં વીજળી પડી. રામસામીને થયું, પોતાની ઝૂંપડી પર પડી હશે. તે દોડ્યો.

"હેમા, હેમા" કહીને તે જોરજોરથી બૂમો પાડવા લાગ્યો. ધર્માધિકારીના પોતાના ખેતરની આગળ દેવ-અર્પિત ભૂમિ હતી. ધર્માધિકારીના ખેતરમાંથી તે

જતો હતો – રસ્તામાં કાંટાઝાંખરાની પરવા કર્યા વિના. રસ્તો પણ ભૂલી ગયો હતો. એને ખ્યાલ ન રહ્યો કે ખેતરમાં એક કૂવો પણ છે. હેમા હેમા પોકારતો તે કૂવામાં પડી ગયો. એનો છેલ્લો પોકાર અને છેલ્લો શ્વાસ કૂવામાં સમાઈ ગયા.

બીજે દિવસે પ્રાતઃકાળે ધર્માધિકારીના ઘરમાં પુત્રોદય થયો. એ જ સાંજે રામસામીના મૃત્યુ પર ગામના પંચે ચર્ચા કરી. ગામલોકોની સાથે ધર્માધિકારીએ પણ રામસામીના શબને સ્મશાન સુધી સાથ દીધો. જાતે હાજર રહી ક્રિયા-કર્મ કરાવ્યાં. આખો દિવસ હેમા રોતી રહી. રડી રડીને તે ધર્માધિકારીના ખભા પર જ ઊંઘી ગઈ. ગામલોકો આપસમાં વારંવાર કહેવા લાગ્યા કે ધર્માધિકારી ઊંડા શોકમાં ડૂબેલો છે.

"બાબુજી, એનાં અંજળપાણી પૂરાં થઈ ગયાં. એ ચાલ્યો ગયો. એનો ને તમારો બહુ ઊંડો સંબંધ હતો. હવે આ નાની છોડી તમારી પાસે આવી. એને હવે કોઈ આશરો નથી," સ્મશાનમાં કોઈએ વાત કહી હતી.

"રામસામી પોતાનો પ્રાણ પાથરી દે તેવો સાચો મિત્ર હતો પણ એ બધું બંધન તો એની સાથે સમાપ્ત થઈ ગયું. મમતાનું બંધન વધી જાય તો એથી છૂટવાનું મુશ્કેલ બને છે. જીવન અસ્થિર છે. એમાં આ બંધન અને સંબંધ હું સ્વીકારી શકું તેમ નથી." ધર્માધિકારીએ પ્રવચન આપ્યું.

પાછળથી કોઈ સજ્જનની સહાયથી હેમા અનાથાશ્રમમાં પહોંચી ગઈ. ગામના લોકો રામસામી અને ધર્માધિકારીના ઘનિષ્ટ સંબંધની હજુયે વાતો કરે છે. રામસામીના દયનીય મૃત્યુ વિશે કોઈ નથી વિચારતું.

# વાર્તાકારોનો પરિચય

## સ્વર્ગીય ત્રિપુરનેનિ ગોપીચંદ

આંધ્ર પ્રાંતમાં હેતુવાદનો પ્રચાર કરવા માટે પ્રસિદ્ધ થયેલા રામસ્વામી ચૌધરીના સુપુત્ર ગોપીચંદ ખેડૂતના પુત્ર હતા. તેમણે લખેલી વિખ્યાત નવલકથા 'અસમર્થુનિ જીવયાત્રા' એક હેતુવાદી વ્યક્તિનું જીવન-ચરિત્ર છે. 'પંડિત પરમેશ્વર શાસ્ત્રી વીલુનામા' નામની નવલકથા પર તેમને મરણોત્તર સાહિત્ય અકાદમી પુરસ્કાર મળ્યો હતો. થોડો વખત તેમણે ફિલ્મ–ઉદ્યોગમાં કામ કર્યું હતું. લેખક ગોપીચંદના જીવનમાં સાહિત્યિક સાધના અને સત્યની શોધ બન્નેનો સમાગમ જોઈ શકાય છે.

આ સંકલનમાં લીધેલી તેમની 'મમતા' શીર્ષકવાળી વાર્તા ખેડૂતના દિલમાં પોતાની જમીન માટે જે મમતા હોય છે તેનું ઝીણવટથી ચિત્રણ કરે છે.

**પાલગુમ્મિ પદ્મરાજુ** : "વિજ્ઞાનનો અભ્યાસ કરવાને કારણે આપણને કોઈ ને કોઈ 'ઈઝમ' આકર્ષિત કરે જ છે. આપણી પેઢીના લોકો કોઈ ને કોઈ 'ઈઝમ' ના બંધનમાં પુરાઈ ગયા છે. અતીતની શોભા કે ભૂતકાળની જાહોજલાલી ગઈ પેઢીના લોકો માટે જેટલી ઉત્તેજક હતી તેટલી આપણા લોકો માટે નથી. રાષ્ટ્રીયતાના અમે વિરોધી નથી, પણ એની વિશેષ આરાધના કરવાની સ્થિતિમાં પણ અમે નથી. પરંપરા દ્વારા નિરૂપિત એક ને એક પ્રકારનાં પાત્રોથી અમે કંટાળી ગયા છીએ. માનવતા અને મનુષ્યના વ્યક્તિત્વને અમે મહત્ત્વ જઆપીએ છીએ. જાતિ, ધર્મ ઈત્યાદિ બાબતોને અમે કોઈ ખાસ મહત્ત્વ નથી આપતાં. આથી વાચકો અમારા વિચારોથી જ્ઞાત થઈ એની સાથે તાદાત્મ્ય સ્થાપવામાં મુશ્કેલી અનુભવે, એ શક્ય છે." આ શબ્દ પદ્મરાજુના છે.

એમની 'ગાલિવાન' (તોફાન) શીર્ષકવાળી વાર્તાને ન્યૂયૉર્ક હેરોલ્ડ ટ્રિબ્યૂન પત્રિકા દ્વારા આયોજિત વિશ્વ વાર્તા-સ્પર્ધાના ઉપક્રમે તેલુગુ વાર્તાસ્પર્ધા તથા ભારતીય વાર્તાઓની સ્પર્ધામાં દ્વિતીય પુરસ્કાર મળ્યો હતો. તેલુગુ વાર્તાને આંતરરાષ્ટ્રીય યશ પ્રદાન કરવાનું શ્રેય એમને જાય છે. નાટકકાર અને ફિલ્મી

લેખકના રૂપમાં તે સારી પેઠે વિખ્યાત છે. એમની વાર્તાઓ આંધ્ર જીવનનું સાચું પ્રતિબિંબ પાડે છે. માનવ-મનનું તેમનું વિશ્લેષણ અને વાર્તા કહેવાનું કૌશલ્ય વાચકોને આશ્ચર્યમાં મૂકી દે છે.

અહીં રજૂ થયેલી વાર્તા 'નૌકાયાત્રામાં' પોતાના માણસથી પીડિત એક વર્ગવિશેષની સ્ત્રીના પતિ પ્રત્યેના અનુરાગની વિચિત્ર મનોવૃત્તિ આલેખેલી છે. આ વાર્તા વાંચતાં એવું લાગે છે, જાણે આપણે પણ નાવમાં બેસી પાણી પર તરતાં જઈ રહ્યાં છીએ.

**ચલમ્ : શ્રી** ગુડિપાટિ વેંકટ ચલમ્ તેલુગુ સાહિત્યનું એક ઉત્થાન છે. નિરર્થક આચારવિચારને લીધે સડી ગયેલા સમાજ પર ચલમ્‌ની વાર્તાઓ ચાબુકનો પ્રહાર કરે છે. એક વખત એવો હતો, જ્યારે લોકો માનતા કે ચલમ્‌ની વાર્તાઓ વાંચવાથી સ્ત્રીઓના વિચાર બગડી જાય છે અને એ કારણે ચલમ્‌ની કૃતિઓ બાળી નાખવામાં આવતી હતી. પરંપરા, નીતિ, નિયમ બધાંની વિરુદ્ધ ચલમે અવાજ ઉઠાવ્યો છે. સ્ત્રી એમને માટે આરાધ્ય છે. અતિવાદી તરીકે ચલમ્‌ની માન્યતા છે કે સ્ત્રીને સેક્સની બાબતમાં સ્વતંત્રતા મળવી જોઈએ. આજના સમાજમાં સ્ત્રીની દશાની સહાનુભૂતિપૂર્વક સમીક્ષા કરીને ચલમ્ એક મહાન વિચાર–ક્રાંતિના પ્રવર્તક બન્યા. વાર્તાઓ ઉપરાંત 'મ્યૂઝિંગ', 'સ્ત્રી', બિડ્ડલ શિક્ષણ' (બાળકોનો ઉછેર) વગેરે નિબંધ પણ એમણે લખ્યા છે. 'મૈદાન બ્રાહ્મણીકમ્', 'અમીના', 'અરુણ', 'હંપીકન્યા' વગેરે એમની પ્રસિદ્ધ નવલકથાઓ છે. 'પુરખ્' 'શશાંક' આદિ જાણીતાં નાટક છે.

વિવેચકોનું કહેવું છે કે ચલમ્ તત્ત્વજ્ઞાની નથી પણ તત્ત્વજ્ઞાન તરફ ઉન્મુખ કલ્પનાજીવી છે. હાલ તે તિરુવણ્ણમલૈના રમણ–આશ્રમમાં રહે છે. ચલમ્‌ના અન્વેષણની આ પરાકાષ્ટા છે. શિક્ષણખાતામાં ઇન્સ્પેક્ટર અને તાલીમ વિદ્યાલયોમાં શિક્ષકનું કામ કરીને તેઓ હવે નિવૃત્ત થયા છે.

અહીં રજૂ થયેલી વાર્તા 'દોષગુણ' સેક્સને કારણે સર્વનાશનો શિકાર બનતી સ્ત્રીનું દયનીય, સશક્ત અને સજીવ ચિત્રણ છે.

**સ્વ. બુચ્ચિ બાબુ**

**પાશ્ચાત્ય** સાહિત્યના સંપર્કમાંથી પ્રેરણા મેળવીને આધુનિક તેલુગુના લલિત સાહિત્યને નવી દિશા આપી એને સમૃદ્ધ બનાવનાર વિદ્વાન લેખકોમાં બુચ્ચિ બાબુનું વિશિષ્ટ સ્થાન છે. માનવમનનાં ઊંડાણોમાં પ્રવેશી તીક્ષ્ણ દૃષ્ટિથી એને

નીરખવાની એમનામાં શક્તિ છે. જે રીતે કોઈ ચિત્રકાર યોગ્ય રંગો અને ઉત્તમ પીંછી વડે અભીષ્ટ વસ્તુનું વિશદ ચિત્ર અંકિત કરે છે તે જ રીતે બુચ્ચિ બાબૂ સશક્ત સમર્થ શબ્દો યોજીને ઘટનાઓનું તાદૃશ વર્ણન કરવામાં નિપુણ છે. આ વાત પુરવાર કરવા માટે એમની વાર્તાઓ તેમ જ તેલુગુ જીવનકથા સાહિત્યનું અમૂલ્ય રત્ન ગણી શકાય તેવી તેમની 'ચિવરકુ મિગિલેદિ' (છેવટ જે બચે છે) નવલકથાને ઉદાહરણ તરીકે રજૂ કરી શકાય તેમ છે. 'બુચ્ચિ બાબૂ' નું મૂળ નામ છે શિવરાજુ વેંકટ સુબ્બારાવ. તેમણે થોડો વખત અંગ્રેજીના લેક્ચરર તરીકે અને અંતિમ સમય સુધી આકાશવાણીમાં કામ કર્યું હતું. તેમણે કેટલાંક નાટક પણ લખેલાં. 'શેક્સપીયર સાહિતી પરામર્શ' નામની તેમની વિવેચનકૃતિને આંધ્રપ્રદેશ સાહિત્ય અકાદમીનો પુરસ્કાર મળ્યો હતો.

સ્ત્રી અને પુરુષ—ચુંબક અને લોઢું એ બેની વચ્ચે જે આકર્ષણ હોય છે તે અહીં રજૂ થયેલી વાર્તા 'પસ્તાવો નથી' નો આધાર છે. આ વાર્તામાં નિરૂપાયેલું મનોવૈજ્ઞાનિક વિશ્લેષણ બુચ્ચિ બાબૂની રચનાશૈલીનો એક સરસ નમૂનો છે.

**કોડવટિગંટિ કુટુંબ રાવ**

**શ્રી** કોડવટિગંટિ કુટુંબ રાવે દર્શાવી આપ્યું છે કે વાર્તા લખવી એ કોઈ 'બ્રહ્મવિદ્યા' નથી, બલકે એ તો એક સાવ સહેલું કામ છે. તેમની બધી વાર્તાઓમાં મધ્યમ વર્ગના જીવનનું પ્રતિબિંબ ઝિલાય છે. તેલુગુ પ્રાંતના મધ્યમ વર્ગના કુટુંબ સમક્ષ ઉપસ્થિત થતી સમસ્યાઓ તેમની વાર્તાઓનો વિષય હોય છે. યુવક-યુવતીની પ્રેમકથાથી માંડી વર્ગસંઘર્ષ સુધીની સઘળા પ્રકારની સમસ્યાઓ પર તેમણે હાથ અજમાવ્યો છે. તેમની કૃતિની સૌથી મોટી વિશેષતા છે તેમની અસાધારણ વર્ણનશક્તિ. ગમે તેવી વાર્તા હોય, તેમને માટે એ ડાબા હાથનો ખેલ છે. રાજકીય ક્ષેત્રમાં તે માર્ક્સની અંતિમવાદી વિચારધારાના સમર્થક છે. અનેક ભારતીય ભાષાઓમાં પ્રગટ થતું સામયિક 'ચાંદામામા' ના સંપાદક-મંડળમાં કામ કરતાં કરતાં તેમણે બાલસાહિત્યના સર્જનમાં પણ સારો એવો ફાળો આપ્યો છે. તેલુગુમાં 'સુલભ વિજ્ઞાનમ્' નામ હેઠળ વિજ્ઞાનનાં અનેક પુસ્તકો પણ તેમણે સાધારણ વાચક માટે સુબોધ શૈલીમાં લખ્યાં છે. આધુનિક તેલુગુ સાહિત્યના ગણ્યાગાંઠ્યા સમર્થ વિવેચકોમાં તે અગ્રગણ્ય છે. તેમની પ્રસિદ્ધ લઘુ નવલકથા 'તારા' પર આંધ્રપ્રદેશ સાહિત્ય અકાદમીનો પુરસ્કાર તેમને મળ્યો છે. સમાજમાં ઉચ્ચ જાતિની સ્ત્રી નિમ્ન જાતિના પુરુષ સાથે લગ્ન કરે તો એથી નિમ્ન જાતિના પુરુષને જ હાનિ થાય છે એ તથ્યનું 'પાર્વતી પરિણય' વાર્તામાં નિરૂપણ થયું છે.

**રાચકોંડ વિશ્વનાથ શાસ્ત્રી**

**શાસ્ત્રીજી**નો વ્યવસાય વકીલાતનો છે. વાર્તાઓમાં પણ તે વકીલાત કરે છે. આજના સમાજમાં ઉચ્ચ વર્ગના અત્યાચાર અને અન્યાયનો ભોગ બની શોષાતી દીનહીન પ્રજાની તે તેમની કૃતિઓમાં વકીલાત કરે છે અને આર્થિક તથા સામાજિક દૃષ્ટિએ જે વાજબી ને ન્યાયી હોય તેનું સમર્થન કરે છે. સમાજના નિમ્નતમ સ્તરોમાં ભયભીત થઈને જીવતા આ નીચલા વર્ગના લોકોના પ્રશ્નો અને એમનાં દુઃખદર્દો એમની જ ભાષામાં હૃદયસોંસરવાં ઊતરી જાય તે રીતે રજૂ કરે છે અને એમના જીવન પ્રત્યે વાચકોમાં સહાનુભૂતિ પેદા કરે છે. તેમની શૈલી ચુસ્ત અને ધારદાર છે. નકલ કરી શકાય, પણ અનુકરણ કોઈથી થઈ શકે એમ નથી. શાસ્ત્રીજી કહે છેઃ "હું માનું છું કે દરેક લેખકે એ બાબત પર વિચાર કરવો જોઈએ કે એની રચનાથી કયા શુભને નુકસાન થઈ રહ્યું છે. મારો મત છે કે કોઈ પણ શુભને હાનિ ન પહોંચવી જોઈએ, ન કોઈ અશુભને ઉત્તેજન મળવું જોઈએ."

તેલુગુના સાહિત્ય–જગતમાં સફળ પ્રયોગાત્મક રચનાઓમાં તેમની 'અલ્પજીવી' નવલકથા ઉલ્લેખનીય છે. તે જેમ્સ જૉયસ્‌ની 'ચેતના-પ્રવાહ' ની શૈલીમાં તેલુગુમાં લખાયેલી પહેલી નવલકથા છે. તેલુગુ વાર્તાઓને જેમ્સ જૉયસની શૈલીનો ઘાટ આપવાના પહેલા પ્રયત્નનું શ્રેય પણ તેમને જ ફાળે જાય છે. નશાબંધીને લીધે આંધ્રમાં જે અવળાં પરિણામો આવ્યાં એમને અસાધારણ કૌશલ્યથી 'આરુ સારા કથલુ' નામની વાર્તામાં ચિત્રિત કર્યાં છે. આ વાર્તાએ તેલુગુ કથા-સાહિત્યમાં એક નવીન ક્રાંતિનો સૂત્રપાત કર્યો અને લોકોને ફરી એકવાર આ સમસ્યા પર વિચારવાની ફરજ પાડી. અધિકારના મદ સાથે ધનની અંધતા પણ ભળે તો અમલદાર લોકો કેવાં કેવાં અમાનુષી કાર્ય કરતાં હોય છે, તે તેમણે પોતાના 'નિજમ' (સચ્ચાઈ) નામના નાટકમાં દર્શાવ્યું છે. એમના વાર્તાસંગ્રહને આંધ્રપ્રદેશ સાહિત્ય અકાદમીનો પુરસ્કાર મળેલો છે.

અહીં પ્રગટ થયેલી વાર્તા 'આંબાનું ઝાડ' માનવપ્રકૃતિની વિચિત્ર ભાવગતિને આકર્ષક રીતે નિરૂપે છે.

**સ્વર્ગીય દેવર કોંડ બાલ ગંગાધર તિલક**

**શ્રી** તિલક મુખ્યતઃ કવિ હતા. આંધ્રમાં પરંપરિત સ્વરૂપની 'ભાવ કવિતા' અને નવી પ્રગતિવાદી 'અભ્યુદય કવિતા' વચ્ચે તેમણે સેતુનું કામ કર્યું હતું. ત્યાર પછી પ્રચલિત થયેલી 'વચન કવિતા' (ગદ્ય કાવ્ય)ને પણ તેમણે તેમની કૃતિઓ વડે

સમૃદ્ધ બનાવી હતી. 'અમૃતમ્ કુરિસિન રાત્રિ' (પીયુષવર્ષિણી નિશા) નામના તેમના કાવ્યસંગ્રહને સાહિત્ય અકાદમીએ મરણોત્તર પુરસ્કાર વડે સંમાનિત કર્યો હતો. ઉચ્ચ કોટિના પાશ્ચાત્ય લેખકોએ વાર્તાકલામાં જે ઊંચા શિખરો સર કર્યાં છે તે ઊંચાઈ તેમની વાર્તાઓમાં પણ જોવા મળે છે. અસાધારણ દૃષ્ટિકોણથી જીવનનું વિશ્લેષણ કરી અસંભવનીય પરિસ્થિતિઓને – પછી તે પરંપરા વડે અનુમોદિત હોય કે ન હોય–સહૃદયતા સાથે રજૂ કરીને વાચકોમાં તેઓ સ્પંદન પેદા કરે છે.

આ સંગ્રહમાંની "આશા-કિરણ" શીર્ષકવાળી વાર્તાને કવિની લેખિનીમાંથી જન્મેલી વાર્તા કહીશું ? હૃદયને વલોવી નાખતો કાવ્યખંડ કહીશું ? બુભુક્ષાનું અમૂર્ત ભાવચિત્ર કહીશું ? અથવા તો, શું કહીશું ?

**ચાગંટિ સોમયાજુલુ**

તેલુગુ લેખકોમાં ચા.સો.ના નામથી પ્રખ્યાત શ્રી ચાંગટિ સોમયાજુલુ ચેખોવ જેવા કથાશિલ્પી છે. તેમની વાર્તાઓની સંખ્યા બહુ મોટી નથી, પણ જે થોડીઘણી વાર્તાઓ તેમણે લખી છે તે ગુણવત્તાની દૃષ્ટિએ ઘણી ઊંચી કક્ષાની છે. પસંદ કરેલા વિષયને અનુરૂપ તે દરેક વાર્તામાં અલગ–અલગ શૈલી અને શિલ્પ પ્રયોજે છે. એમની કોઈ પણ એક વાર્તા બીજી વાર્તા જેવી હોતી નથી. તેઓ માને છે કે સામાજિક પ્રયોજન વિના વાર્તા લખવાનું નિરર્થક છે. સામાજિક ન્યાય માટે પ્રયત્નો કરવાનું તેમને ગમે છે. અલબત્ત, કોઈ આદર્શ કે સિદ્ધાંતના શુષ્ક પ્રચાર માટે વાર્તાના રચનાસૌંદર્યને નષ્ટ કરવાનું તેમને સ્વીકાર્ય નથી, વાર્તાઓ નૈસર્ગિક, સ્વાભાવિક અને ગુણયુક્ત હોવી જોઈએ એમ તે માને છે. ચા.સો.ની ચાબુક જેવી વાર્તાઓ કોઈ પણ કસોટીએ કસી જોતાં, વિશ્વની કોઈ પણ ભાષાની વાર્તાઓના મુકાબલામાં ટકી શકે તેમ છે. તેનું કારણ છે વાર્તાઓની સાર્વત્રિકતા.

'વાયુલીન' વાર્તા મધ્યમ વર્ગના તેલુગુભાષી કુટુંબોમાં ક્ષીણ થતા દેખાતા સંગીત-પ્રેમની દ્યોતક છે. પરિક્ષીણ સંગીત-પ્રેમના પ્રતીકરૂપે નિરૂપાયો છે. એક ગૃહિણીના ઘરમાં રહેતું વાયોલિન (વાયુલીન) એના હૃદયમાં માના રૂપે પ્રતિષ્ઠિત થાય છે. વાયોલિન સાથેનો એનો સંબંધ મા–સંતાનના રૂપમાં પરિણીત થઈ જાય છે. એ જ આ વાર્તાની વિશેષતા છે.

**પેદ્દિ દભોટ્લ સુબ્બરામય્યા**

યુવાન પેઢીના વાર્તાકારોમાં શ્રી સુબ્બરામય્યાની રચના–પદ્ધતિ ઠીક ઠીક વિશિષ્ટતા ધરાવતી ગણાય છે. તે સામાન્ય જીવનનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીને પોતાનું

કથા–વસ્તુ પસંદ કરે છે અને માણસના વ્યવહાર–વર્તનને અતિ અદ્ભુત રૂપમાં આલેખે છે. વાર્તા કોઈ પણ આડંબર વિનાની, તદ્દન સામાન્ય જેવી લાગે છે, પણ અંતમાં તે વાચક પર પોતાની અમીટ છાપ અંકિત કરતી જાય છે. સુબ્બારામય્યા સાચા અર્થમાં કથા–શિલ્પી છે.

આ સંગ્રહમાં લેવાયેલી તેમની વાર્તા 'પૂર્ણાહુતિ'માં પુરોહિતપદાને આજીવિકાનું સાધન બનાવી રોટલો રળતા બ્રાહ્મણના જીવનની વાત છે. શબ ઊંચકી જનારા, અંત્યેષ્ટિ કરાવનારા અને ક્ષુદ્ર દાન ગ્રહણ કરનારા કેટલાક લોકો હોય છે જેમને પરસ્પર બનતું નથી. આ પ્રકારનું હેય અને નિકૃષ્ટ જીવન પણ કોઈ ઊંચા ઉદ્દેશ અર્થે રામેશમ્‌ને સ્વીકાર્ય બને છે એ આ વાર્તાનું વિશેષ તત્ત્વ છે. જીવન ભલે ગમે તેટલું નિકૃષ્ટ હોય, કોઈ આશા ધ્રુવતારો બનીને રામેશમ્‌ને આગળ ને આગળ લઈ જાય છે. આવા લોકોનાં જીવન આખા ભારતમાં બધે લગભગ સરખાં હોય છે. સ્થાનિક સાપ્તાહિક પત્રિકાઓ દ્વારા આયોજિત વાર્તા–હરીફાઈઓમાં લેખકને ઘણીવાર પુરસ્કાર મળ્યા છે. 'ધ્રુવતારા', 'ચેદુ માત્ર' (કડવી ગોળી), 'અંગાર તલ્પમ્‌' 'મુક્તિ પંજરમ્‌' તેમની પ્રસિદ્ધ નવલકથાઓ છે. 'નયનતાર', 'નીલ્લુ' (પાણી), 'મુસુર' (વરસાદ) તેમના વાર્તા-સંગ્રહો છે. વિવેચકોએ વાર્તા-સંગ્રહોની ઘણી પ્રશંસા કરેલી છે. તેઓ વિજયવાડામાં લયોલા કોલેજના તેલુગુ વિભાગમાં અધ્યાપક છે.

**અવસરાલ રામકૃષ્ણા રાવ**

જીવનનું કેન્દ્ર–બિંદુ નારી છે; સાહિત્યનું પણ તે જ કેન્દ્રબિંદુ છે. આ સત્યને પિછાણીને સર્જન કરતા તેલુગુ વાર્તાકારોમાં શ્રી રામકૃષ્ણા રાવનું સ્થાન વિશિષ્ટ છે. ગૃહિણી બનેલી સ્ત્રીઓનો જે મર્યાદિત દૃષ્ટિકોણ હોય છે તેને તે પોતાની વાર્તાઓમાં ખાસ મહત્ત્વ આપે છે. લેખકના દૃષ્ટિકોણને કારણે એમની વાર્તાઓમાં નારીપાત્રો પ્રમુખપણે સામે આવે છે. ચમત્કારિક ચાતુર્યયુક્ત સંવાદશૈલી તેમની રચનાઓની વિશેષતા છે. 'અર્થમુન્ન કથલુ' (સાર્થક કથાઓ) નામની તેમની કૃતિને આંધ્રપ્રદેશ સાહિત્ય અકાદમીનો પુરસ્કાર મળ્યો છે. 'સંપેંગલૂસન્ન જાજુલૂ'(ચંપો અને સોનજૂઈ) નામની એમની નવલકથાએ વાચકોનો વિશેષ આદર મેળવ્યો છે. 'અઈદુરકાલ આત્મહત્યલુ' (પાંચ પ્રકારની આત્મહત્યાઓ) તેમનો અદ્યતન વાર્તાસંગ્રહ છે, જે ઘણો લોકપ્રિય છે. તેમનો વ્યવસાય છે અંગ્રેજીનું અધ્યાપન; નિવાસ બરહમપુર.

સામાન્યતઃ મનુષ્યમાં એક નિહિત સૌજન્ય સુપ્ત રૂપે પડ્યું હોય છે, એ તથ્યનું ઉદ્‌ઘાટન કરતી 'ઠાકુરની પાલખી' નામની આ સંગ્રહમાં લેવાયેલી તેમની ઉત્તેજક વાર્તા પર રામકૃષ્ણા રાવની પોતીકી મુદ્રા અંકિત છે.

**કોમ્મૂરિ વેણુ ગોપાલ રાવ**

**એક** પળ પણ આરામથી બેસવાની ફુરસદ ન આપતા તબીબી વ્યવસાયમાં રોકાયેલા હોવા છતાં નિરંતર વાર્તાનવલકથા લખતા રહેવું, એ કોઈ મામૂલી બાબત નથી. આજકાલ તેલુગુભાષી વાચકો સ્ત્રીઓની કૃતિઓને વધારે આદર અને પ્રોત્સાહન આપે છે. તેવે વખતે સ્ત્રીઓની કૃતિઓ સાથે હોડમાં ઊતરી બજારમાં ટકી રહે તેવી વાર્તાઓ લખવાનું શ્રેય ડૉક્ટર વેણુ ગોપાલ રાવને મળ્યું છે. એનું કારણ કદાચ હશે એમની નવલકથાની નાયિકાઓનો આદર્શ. તેમની પહેલી નવલકથા 'પેંકુટિલ્લુ' (નળિયાંવાળું મકાન) પર તેમને તેલુગુ ભાષા સમિતિનો પુરસ્કાર મળેલો છે. ત્યાર પછી લોકપ્રિય બનેલી કૃતિ છે 'હાઉસ સર્જન' નામની નવલકથા. તે ડૉક્ટરોના જીવન સાથે સંબંધિત વિશિષ્ટ રચના છે. તેલુગુભાષી વાચક સમાજમાં નવલકથાકાર તરીકે તે જેટલા વિખ્યાત છે, તેથી વધારે તે વાર્તાકાર તરીકે જાણીતા છે. તેમણે સેંકડો વાર્તાઓ લખી છે. તેમની શૈલીમાં કઠોરતા ઓછી છે, મૃદુતા વધારે છે. સિદ્ધાંતો કે વાદોનું તે નામ લેતા નથી, વિષય–વસ્તુ ઘણુંખરું મધ્યમ વર્ગ કે તેથી ઉપરના સ્તર સુધી મર્યાદિત રહે છે.

મશીનની જેમ જીવતો મનુષ્ય ફરી માનવી તરીકે પુનર્જન્મ પામે છે અને એનામાં મમતાની મધુરતા ફરી નવી કૂંપળો ખીલવે છે, એ વિષયવાળી 'યંત્રજીવી' નામની આ સંગ્રહમાં લેવાયેલી તેમની વાર્તા સર્જનના ચાકુની જેમ પોતાના લક્ષ્ય તરફ, સીધી તીક્ષ્ણ ધારથી ચીરતી કેવી રીતે આગળ વધે છે, તે વાચક પોતે જ પામી શકશે.

**પુરાણમ્ સૂર્યપ્રકાશ રાવ**

મધ્યમ વર્ગના સામાન્ય કૌટુંબિક જીવનને નિરૂપતી નવલકથા 'જીવનગંગા' દ્વારા આ લેખકે તેલુગુ વાચકોનો આદર મેળવ્યો છે. આંધ્રના કૌટુંબિક જીવનમાં સ્ત્રીઓની મનોવૃત્તિ તથા એના લીધે ઉત્પન્ન થતી નાજુક સમસ્યાઓને સાવધાનીથી આલેખવાનું કૌશલ્ય એ લેખકની આગવી સમૃદ્ધિ છે. તેમણે અનેક નવલિકાઓ અને થોડી નવલકથાઓ પણ લખી છે. 'મારે મનુષ્યુલુ' (પરિવર્તનશીલ મનુષ્ય) અને 'આડ બ્રતુકુ' (નારીજગત) તેમની હમણાંની જ નવલકથાઓ છે. 'કાકુલુ' (કાગડા) અને 'ગરિક પોચલુ' (ઘાસનાં તણખણાં)

એમનાં વાર્તા-સંગ્રહો છે.

અહીં રજૂ થયેલી વાર્તા 'કાગવાસ'માં પ્રાચીન પરંપરાનું ખોટું અર્થઘટન કરી એક નિર્ધન કુટુંબને જરૂરી મદદથી વંચિત કરી દેવામાં આવે છે તેની વાત છે. શ્રાદ્ધની ક્રિયામાં કાગડાને પિંડ દેવાની પ્રથાના આધાર પર લખાયેલી આ વાર્તા સોએ સો ટકા તેલુગુ લેખક જ લખે તેવી તેલુગુ વાર્તા છે.

લેખક વિજયવાડાની આંધ્રપ્રદેશ હેન્ડલૂમ કો-ઓપરેટિવ સોસાયટીમાં કામ કરે છે.

**મુલલ પૂડિ વેંકટ રમણ**

તેલુગુ સાહિત્યના આકાશમાં મુળળપૂડિ વેંકટ રમણ વીજળીની જેમ ચમકે છે.

ગૃહસ્થ જીવનના પ્રેમનો વિષય લઈને આંધ્રના આધુનિક યુવક– યુવતીઓનું મન આકર્ષનારી શૈલીમાં મંજુલ વાર્તાઓ લખવાનું શ્રેય માત્ર રમણને જ છે. તેમની લેખિની ક્યાંયે કુંઠિત થતી નથી. વાર્તાને રોચક બનાવતી તેમની શૈલી વાચકોને મંત્રમુગ્ધ બનાવી દે છે. શ્રી રમણે લાંબા સમય સુધી પત્રકાર તરીકે કામ કર્યું હતું. વ્યવસાય નિમિત્તે તેમણે જે લખેલું તેથી વાચકોમાં ગેરસમજ ફેલાઈ કે તે હાસ્યલેખક છે. ચાર્લી ચેપલીનના હાસ્યની જેમ તેમની વાર્તાઓમાં પણ બહારથી હાસ્યનો પુટ હોવા છતાં એમાં અંતઃસલિલાની જેમ એક કરુણાની ધારા વહ્યા કરતી હોય છે. 'જનતા એક્સપ્રેસ', 'મહારાજ-યુવરાજ', 'સાક્ષી' જેવી વાર્તાઓ એનું પ્રમાણ છે. છેલ્લાં દસ વર્ષમાં તેલુગુમાં પ્રગટ થયેલી મહત્વપૂર્ણ વ્યંગકૃતિઓમાં તેમના 'રાજકીય મેતાળ પંચ વિંશતિ' નો સમાવેશ થાય છે. ચૂંટણી પહેલાં તેલુગુ રાજ્યમાં જે રાજકીય વાતાવરણ જામે છે તેને તાદૃશપણે રોચક શૈલીમાં રજૂ કરતી આ વ્યંગકૃતિઓનું સંકલન રમણના રચનાકૌશલ્યની પરાકાષ્ઠાનું દ્યોતક છે.

'વેટ' (શિકાર), 'ઇદ્દરુંભાયિલુ–મુગ્ગુરબાયિલુ'(બે છોકરીઓ, ત્રણ છોકરાઓ), મુળળપૂડિની વાર્તાઓ, જનતા એકસપ્રેસ–તેલુગુ વાચકોના પ્રિય વાર્તાસંગ્રહો છે. ફિલ્મી લેખકના રૂપમાં પણ તેઓ ઘણા જાણીતા છે.

ગુરુત્તર સત્યને કનૈયાની વાંસળીની જેમ સુરુચિકર, સુમધુર અને સ્પૃહણીય શૈલીમાં રજૂ કરતી અહીં રજૂ થતી તેમની વાર્તા 'ઉપહાર' તેમની અસાધારણ રચનાઓમાંની એક છે.

**મધુરાંતકમ્ રાજારામ**

શ્રી મધુરાંતકમ્ રાજા રામની વાર્તાઓ શિષ્ટ શૈલીએ લખાયેલી, સુઘટ્ટ અને મનોહર

હોય છે. ચિત્તૂર જિલ્લાની ગ્રામશોભા તેમની વાર્તાઓમાં મહેકી ઊઠે છે. ત્યાંનાં હર્યાંભર્યાં ખેતરો, બાગ–બગીચા, સડકો–રસ્તાઓ, કૂવા–તળાવ, નર-નારી, અને એમનું જીવન એમની વાર્તાઓમાં અતિ રમ્યરૂપે ચિત્રિત થયું છે. રાજારામ માને છે કે સાહિત્ય દ્વારા વાચકોનું કલ્યાણ થવું જોઈએ. સક્રિય રાજકારણ કે રાજકીય સિદ્ધાંતો તરફ તેમનું ધ્યાન નથી. વર્ણનના વિસ્તારમાં તેમને વિશેષ રુચિ છે. એમની દૃષ્ટિને દરેક વસ્તુ અજબ જેવી અને સાવ નવી લાગે છે. તેમની વાર્તાઓને આંધ્રપ્રદેશ સાહિત્ય અકાદમીનો પુરસ્કાર મળ્યો છે.

તેમનો વ્યવસાય અધ્યાપનનો છે. તેમનો મિજાજ જરા નાજુક છે. તેમની વાર્તાઓના ઘણા સંગ્રહો પ્રગટ થયા છે. 'કમ્મતેમ્મેર,' 'વક્રગતુલુ–ઈતર કથલુ તેમના સંગ્રહો છે. 'ત્રિશંકુસ્વર્ગ' તેમની પ્રસિદ્ધ નવલકથા છે.

'આહ્‌લાદક હવા' શીર્ષકની અહીં આપેલી વાર્તામાં નવવધૂને વરની દયનીય દશા જોઈ લાગી આવે છે અને તે એને શાલ ઓઢાડીને ચાલી જાય છે. આ વાત વાચકોના મનમાં ગલગલિયાં પેદા કરે છે અને અનેક મધુર અનુભૂતિઓનું સ્મરણ કરાવે છે. શ્રી રાજારામની વાર્તાઓ પૂરેપૂરી તેલુગુ વાર્તાઓ જ છે.

**શ્રીમતી અબ્બૂરિ છાયા દેવી**

**શ્રી**મતી અબ્બૂરિ છાયાદેવી ક્યારેક ક્યારેક વાર્તાઓ લખે છે. તે નવી દિલ્હીમાં લાઈબ્રેરિયન તરીકે કામ કરે છે. વિખ્યાત કવિ અને સાહિત્યકાર શ્રી અબ્બૂરિ વરદ રાજેશ્વર રાવનાં તે ધર્મપત્ની છે. તેમણે કેટલીક પત્રિકાઓનું સંપાદન કરવા ઉપરાંત એક-બે કવિતા-સંગ્રહોનું પણ સંપાદન કર્યું છે.

પ્રસ્તુત વાર્તા 'સુખાંત'માં ઊંઘ માટે તરફડતી એક ગૃહિણીનું આત્મકથન છે. બાળપણથી માંડી અત્યાર સુધીની જીવન–ચર્યાનું નિરીક્ષણ એમાં આકર્ષક રીતે રજૂ થયું છે. આ વાર્તા એક મણિ સમાન છે. વાર્તા વાંચ્યા પછી કોઈ પણ કહી શકે કે આ વાર્તા કેવળ એક સ્ત્રી જ લખી શકે.

**સ્માઈલ**

**શ્રી** સ્માઈલનું આખું નામ "ઈસ્માઈલ' છે. શ્રી ઈસ્માઈલે બહુ ઓછી વાર્તાઓ લખી છે. તે રામચન્દ્રપુરમ્‌માં કમર્શિયલ ટેક્સ-ઑફિસરના હોદ્દા પર કામ કરે છે. તેમની વાર્તાઓ કોઈપણ જાતના સંકોચ કે નિષેધ વગર લખાયેલી હોય છે 'ઈન્હિબિશન્શ'ની તે કશી પરવા કરતા નથી. તેમના વ્યક્તિત્વમાં જ આ નિર્ભિકતા છે. તેમની વાર્તાઓમાં સેક્સ સારા પ્રમાણમાં હોય છે, તો પણ તે વાર્તાઓ સેક્સ

વિશે નથી. સમાજના નીચલા થરમાં જીવતી દીનહીન પ્રજાના જીવન અંગેનું વિષયવસ્તુ તે પોતાની કૃતિઓ માટે અપનાવે છે.

અહીં રજૂ થયેલી 'ખાલી બાટલીઓ' વાર્તાએ લેખકને ઘણો બધો યશ આપ્યો છે. ઇસ્પિતાલ પાસે ખાલી બાટલીઓ વેચી જીવન ગુજારતી બે સ્ત્રીઓ વચ્ચે બાટલીના વેચવા સંબંધમાં ઊભો થયેલો ઝગડો આ વાર્તાનું કથાતત્ત્વ છે. વાર્તાએ તેલુગુ વાચક સમાજમાં તીવ્ર આંદોલનો જન્માવ્યાં હતાં. તેમની 'સમુદ્ર' નામની વાર્તા પર પણ ઘણું મોટું તોફાન મચ્યું હતું.

**વીરાજી**

**શ્રી** વીરાજીને બધા લોકો "તોલિ મલુપુ" (પહેલો વળાંક)વાળા વીરાજી કહે છે.

પત્રકાર તરીકે કામ કરતાં કરતાં અત્યંત ઉત્સાહથી વાર્તા, નવલકથા લખીને યશ મેળવનાર તે યુવાન છે. મધ્યમ વર્ગનાં જુવાનિયાંઓનું જીવન એમની વાર્તાનો વિષય હોય છે. મધ્યમ વર્ગના ત્રિશંકુ સ્વર્ગનો ઉપહાસ કરવામાં વીરાજી નિપુણ છે. 'તોલિ મલુપુ' (પહેલો વળાંક), 'પ્રેમ પગ્ગાલુ' (પ્રેમની લગામ), 'સુખં કોસમ' - (આરામ માટે), 'ઇદ્દરં ઓકટે' (બન્ને એક છે), 'મુલગચેટ્ટ (સરગવાનું ઝાડ) એમની લોકપ્રિય નવલકથાઓ છે. મદ્રાસથી નીકળતા એક અઠવાડિકમાં કામ કર્યા પછી હવે તે એ સંસ્થા તરફથી વિજયવાડાથી નીકળતા એક દૈનિક અખબારમાં કામ કરે છે. 'એક લાખ' વાર્તા લોટરીના પરિપ્રેક્ષ્યમાં મધ્યમ વર્ગના નાગરિકની મનોદશાનું સુંદર ચિત્ર રજૂ કરે છે.

**બલિવાડ કાંતા રાવ**

**શ્રી** કાંતા રાવ આદર્શવાદી છે. તેમની માન્યતા છે કે મનુષ્યનો વિકાસ તેના સારા આચરણ પર નિર્ભર છે. વિશાખાપટ્ટનમના ઉત્તર ભાગના પ્રજાજીવનનું નિરીક્ષણ કરી તેને પોતાની વાર્તાઓમાં પ્રતિબિંબિત કરનાર લેખકોમાં કાંતા રાવ અગ્રગણ્ય છે. તે પચીસ વર્ષથી વાર્તા–નવલકથા લખે છે. વાસ્તવિક જીવનમાં તેમને વધારે રસ છે. તેમની દરેક વાર્તા પોતાની ઢબની જુદી જ રચના જેવી લાગે છે. આ રચનાવૈવિધ્યે તેમને તેલુગુ વાર્તા–સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન અપ્યું છે. તેમની વાર્તાઓનો ઉદ્દેશ માનવ–મૂલ્યોને ઉદ્‌ઘોષિત કરવાનો છે. નશાબંધીની નિષ્ફળતાને આલેખતી તેમની કથા 'દોંગલુ'(ચોર) આ દિશામાં તેલુગુની પહેલી વાર્તા છે. મધ્યમ વર્ગના કૌટુંબિક જીવનની પ્રેમના તત્ત્વ સહિતની વાર્તાઓ લખીને તેમના પોતાના સર્જનકાર્યની શરૂઆત કરી. હવે તે વિભિન્ન શાખાઓમાં

વિસ્તરીને અમૃત સમાન અનેક ફળ આપી રહી છે. 'દગા પડિન તમ્મુડુ' (છેતરાયેલા બંધુ) એમની વિખ્યાત નવલકથા છે, જેમાં ગ્રામવ્યવસ્થાનું પતન અને શહેરી જીવન માટેનો મોહ આલેખીને લેખકે વિસ્તારથી સમજાવ્યું છે કે ગામડાના લોકો શહેરમાં કોઈ રીતે સુખી થતા નથી. 'પુષ્ય ભૂમિ' પણ એમની જાણીતી નવલકથા છે. એમની અદ્યતન રચનાઓમાં આદર્શવાદ અને તાત્ત્વિક ચિંતન વધુ પ્રમાણમાં જોવા મળે છે.

અત્યારે તેઓ દિલ્હીમાં નેવલ આર્મમેન્ટ સપ્લાય વિભાગમાં સ્ટાફ-ઑફિસર છે. 'નોળિયાની કથા' એ વાર્તા નથી, દયા અને આક્રોશ વચ્ચેના અંતરને માપનારી કથા છે.

**શ્રીમતી બીના દેવી**

'રાધમ્મા પૅડ્લિ આગિ પોયિંદિ' (રાધામ્માનાં લગ્ન અટકી ગયાં) શીર્ષકની વાર્તા સાથે સાહિત્ય જગતમાં પ્રવેશ કરીને બીના દેવી આજે વાચકોના મનને ઉલ્લાસ આપે તેવી વાર્તાઓ લખે છે. પ્રસિદ્ધ લેખક રાચકોંડ વિશ્વનાથ શાસ્ત્રી તેમના ગુરુ છે. સમાલોચકોનું કહેવું છે કે બીના દેવીની ઘણીખરી વાર્તાઓ શાસ્ત્રીજીની રચના શૈલીની બહુ નિકટ લાગે છે અને ઘણી વાર્તાઓમાં શાસ્ત્રીજીની જ કૃતિઓનો પડઘો સંભળાય છે. તેમની રચનાઓ પરથી જણાય છે કે તેલુગુમાં નવલકથા કરતાં વાર્તાનું સ્તર ઊંચું છે. વિષયનું ચયન અને વાર્તા કહેવાની રીત અનોખી અને મનને આકર્ષે તેવી છે. તેમની વાર્તાઓના બે સંગ્રહ છે : 'રાધમ્મા પૅડ્લિ આગિ પોયિંદી" અને 'ફર્સ્ટ કેસ.' તેમની પહેલી નવલકથા 'હૅંગ મી ક્વિક' તેલુગુના એક પ્રમુખ અઠવાડિકમાં ધારાવાહીરૂપે પ્રગટ થઈ હતી અને તેણે ગુણજ્ઞ વાચકોનો આદર મેળવ્યો હતો. અહીં આપેલી વાર્તા 'થેંક્સ ફોર ધ પી. એમ.' ડૉક્ટરોનાં અમાનુષી કૃત્યોને પ્રગટ કરતા અદ્ભુત વિષયને ગૂંથે છે.

**આચંટ શારદા દેવી**

શારદા દેવી તિરુપતિના શ્રી વેંકટેશ્વર વિશ્વવિદ્યાલયમાં અધ્યાપક છે. સારી વાર્તાઓ લખતી લેખિકાઓમાં તે એક છે. તે બહુ લખતાં નથી. મમતા અને વાત્સલ્યના વિષયો તે પસંદ કરે છે. તેમની વાર્તાઓના પ્રકૃતિવર્ણનમાં કવિતાનો સ્પર્શ હોય છે. પ્રાચીન સાહિત્યનો સારો અભ્યાસ હોવાના કારણે તેમની કૃતિઓ પરંપરાથી પુષ્ટ થયેલી છે. આછોતરી પીડા, ખોવાયેલા હોવાની લાગણી અને એકલતામાં ઝૂરતું મન તે પોતાની વાર્તાઓમાં આલેખે છે.

માનવ–મનના છેક ઊંડાણમાં રહેલા વિષાદની અભિવ્યક્તિ વાચકોને આકર્ષે છે. તેમનો પ્રસિદ્ધ વાર્તા–સંગ્રહ પોગડાલુ(બકુલમાલિકા) તેલુગુ વાચક સમાજને તેમની અપૂર્વ ભેટ છે.

શ્રીમતી શારદા દેવી સુપ્રસિદ્ધ લેખક અને સાહિત્યબંધુ શ્રી આચંટ જાનકી રામનાં ધર્મપત્ની છે.

લીલાંછમ પર્ણોની હરિયાળી વચ્ચેથી વહેતા સરોવર જેવી અહીં રજૂ થતી વાર્તા "મરીચિકા" પાણી જેવી જ નિર્મળ છે. આ એ જ નીલાની વાત છે, એ જ મરીચિકાની વ્યાખ્યા છે. પ્રગટ થયેલા સૌંદર્ય કરતાં અપ્રગટ સૌંદર્યને વધુ માત્રામાં ઘૂંટતી આ વાર્તા એક અણકહી વાર્તા છે.

**કાળીપટ્ટનમ્ રામારાવ**

**શ્રી** રામારાવની વાર્તાઓમાં કલ્પનાનો પુટ ઓછો અને વાસ્તવિક જીવનનું ચિત્રણ વધારે હોય છે. તેલુગુના ઘણા લેખકો શરૂઆતમાં બંગાલી સાહિત્યથી પ્રભાવિત થઈને એની શૈલીમાં પોતાનું સર્જન કરતા હતા. એ પ્રભાવથી મુક્ત થઈ નિજી પ્રકારની સ્વચ્છ તેલુગુ વાર્તાઓ લખનારા લેખકોમાં રામારાવ અગ્રગણ્ય છે. શ્રીકાકુલમ્‌ની આસપાસની નિમ્ન જાતિના લોકોના સામાજિક જીવનને, તેમના આચાર–વિચારને, તેમની સમસ્યાઓને અને એ સમસ્યાઓનાં મૌલિક કારણો શોધીને તે વિશે સમીક્ષાત્મક શૈલીએ તે વાર્તાઓ લખે છે. એમની વાર્તાઓ પ્રાયઃ લઘુ નવલકથાના કદની હોય છે. 'યજ્ઞ', 'હિંસા', 'નો રૂમ', 'અભિશક્તિયાં', "પેપકપુ મમકારમ્(પાળવા–પોષવાનો મોહ), 'અભિ- માનાલુ", 'રાગમયી', 'સેનાપતિ વીરન્ના,' 'અવિદ્યા-અજ્ઞાન' વગેરે અનેક વાર્તાઓ તેમણે લખી છે. તેમની વાર્તાઓમાં વર્ણન બહુ વિગતવાર હોય છે. પાત્રોની ભાષા તળપદી છાંટવાળી, ઉચ્ચારણની કુદરતી સુંદરતાથી ભરેલી અને વક્રોક્તિથી યુક્ત હોય છે.

અહીં રજૂ થયેલી વાર્તા 'નો રૂમ' માં લેખક આ તથ્ય મર્મસ્પર્શી રીતે ઉપસાવે છે કે સમાજમાં કેટલાક લોકોની વાસનાને અતૃપ્ત રાખતી સમાજ- વ્યવસ્થા, કેટલાક બીજા લોકોમાં માનસિક દાસતા પ્રેરીને તેમને આપસમાં ટકરાવે છે. લેખક વિશાખાપટ્ટનમ્‌માં રહે છે અને અધ્યાપનનો વ્યવસાય કરે છે.

**શ્રીપતિ**

**કોઈક** ધ્યેય અને દૃષ્ટિકોણ સામે રાખીને વાર્તા લખનાર લેખકો બહુ ઓછા હોય છે. આજની યુવાન પેઢીમાં ધ્યેયનિષ્ઠ વાર્તાઓના લેખકોમાં શ્રીપતિ એક છે. તેમની

વાર્તાનું વિષયવસ્તુ દયા અને કરુણ રસ પેદા કરે તેવું હોય છે. આ સંગ્રહમાં સમાવિષ્ટ થયેલી તેમની વાર્તા 'હાથાવાળી ખુરસી' આજનાં ગામડાંમાં ચાલતી વહીવટી વ્યવસ્થા અને અધિકારીના તોર પર સારો વ્યંગ છે. વાચક આ હાથાવાળી ખુરસી સાથે આખા ગામમાં ફરીને ઘણી વાતો જાણી લે છે. 'મંચુ પલ્લકી – મરી તોમ્મિદિ (તુષારની પાલખી અને નવ વાર્તાઓ) તેમનો પ્રસિદ્ધ વાર્તા-સંગ્રહ છે. એ સંગ્રહે તેમને સારી કીર્તિ અપાવી છે. વ્યવસાય તેમનો અધ્યાપનનો છે, નિવાસ હૈદરાબાદ.

**આદિ વિષ્ણુ**

ઉત્સાહી યુવાન લેખકોમાં બહુ ઓછા સમયમાં યશસ્વી બનેલા લેખક છે શ્રી આદિ વિષ્ણુ. તેમની વાર્તાનો પ્રધાનસૂર છે સ્નેહ. તેલુગુ વાચકોમાં, ખાસ કરીને વિદ્યાર્થી સમાજમાં તેમની વાર્તાઓ વધુ વંચાય છે. આદિ વિષ્ણુની શૈલી સુખદ, પ્રસન્ન અને ચિત્તાકર્ષક છે. તેમની વાર્તાઓનો વિષય મધ્યમ વર્ગનાં સ્ત્રી-પુરુષોનાં દુઃખદર્દ, આશા-નિરાશા, મમતા, મોહ અને સુખ-સંતોષને લગતો હોય છે. લેખકમાં વ્યંગ, હાસ્ય, ભાવુકતા અને પૌરુષની મિશ્ર શૈલીમાં લખવાની કુશળતા છે. સંવાદશૈલીમાં વાર્તા લખવી એ એમની વિશિષ્ટતા છે. તેલુગુના એક અગ્રગણ્ય સાપ્તાહિક દ્વારા યોજાયેલી વાર્તા-હરીફાઈમાં તેમને પુરસ્કાર મળેલો છે.

આદિ વિષ્ણુ સારા નાટકકાર પણ છે. 'અતિથિ', 'ઇદિ આત્મહત્યા' (આ આત્મહત્યા છે), 'મંચુ તેર' (તુષારનો પટ) તેમનાં પ્રસિદ્ધ નાટકો છે. 'અરકુરાણિ, 'ચૂડુચૂડુ નીડલુ', 'વોન્ટેડ ફાધર્સ', 'એંતેંત દૂરમ'?, 'બોમ્માબો-રૂસુ' વગેરે કેટલાંક નાનાં નાટકો પણ તેમણે લખ્યાં છે, જે સારી પેઠે લોકપ્રિય બન્યાં છે. અહીં લેવાયેલી તેમની વાર્તા 'કામની શોધમાં' તેલુગુના એક અગ્રણી અઠવાડિક પત્ર દ્વારા યોજાયેલી વાર્તા-સ્પર્ધામાં પુરસ્કૃત થયેલી છે. વિષય કરુણરસથી યુક્ત છે અને ભાવુકતા ઘણા ઊંચા સ્તરની છે.

**માલતી ચંદૂર**

મધ્યમ વર્ગનાં ઘરોમાં, જ્યાં ગૃહિણી થોડુંઘણું પણ ભણી હોય ત્યાં માલતી ચંદૂરનું નામ સુપરિચિત છે. તેલુગુ પત્રકારત્વમાં સ્ત્રીઓનાં નામ આંગળીને વેઢે ગણાવી શકાય તેટલાં છે. એમાંયે માલતી ચંદૂરને જે યશ મળ્યો છે, તે બીજી લેખિકાઓને મળ્યો નથી. તેલુગુના એક વિખ્યાત અઠવાડિકમાં તે નિયમિત રીતે સ્ત્રીઓ માટેના વિભાગમાં લખે છે. આ વિભાગમાં રજૂ થતાં એમનાં લખાણોએ એ અઠવાડિકના

વાચકોની સંખ્યામાં વધારો કરીને, એ સામયિકના પ્રચાર અને પ્રસારમાં કેવો ફાળો આપ્યો છે એ દરેક તેલુગુ વાચક જાણે છે. વાનગીઓ બનાવવાની રીત, સીવણ, કોતરકામ, રંગકામ આદિ અનેક સ્ત્રી-ઉપયોગી વાતો ઉપરાંત પુસ્તક-પરિચય, યાત્રાવર્ણન વગેરે અનેક વિષયો પર સરળ, સુબોધ અને આકર્ષક શૈલીએ નિયમિત લખતાં માલતી ચંદૂરે સારી વાર્તાઓ પણ લખી છે. તેમની કેટલીક કૃતિઓ 'વટલુ-પિંડિ-વંટલુ' (પકવાન), 'અલ્લિકલુ-કુટલુ (સીવણ–ગૂંથણ), 'નવલા પરિચયાલુ' – (નવલકથા પરિચય) પુસ્તકરૂપે બહાર પડી છે અને એની ઘણી આવૃત્તિઓ પ્રગટ થઈ છે. તે 'મદ્રાસ ફિલ્મ સેન્સર બોર્ડ' માં સભ્ય છે.

અહીં સમાવિષ્ટ થયેલી વાર્તા 'હવેલીવાળું મકાન' તેમની એક વિશિષ્ટ રચના છે. લાચાર થઈને મોટું, પાકું મકાન વેચી દીધા પછી પણ એના પરની ન છૂટનારી આસક્તિને લેખિકાએ અત્યંત હૃદયંગમ શૈલીમાં ચિત્રિત કરી છે. વાચકોના હૃદય પર આ વાર્તા કરુણાની છાપ અંકિત કરી દે છે. આ વાર્તા તેમનું રચનાકૌશલ્ય છતું કરે છે.

**તુરગા જાનકી રાણી**

**સા**રી વાર્તા લખતી બહુ ઓછી લેખિકાઓ છે, જેમાં શ્રીમતી તુરગા જાનકી રાણી મુખ્ય છે. વાર્તાઓ લખ્યા વિના સીધી નવલકથા લખીને જ કેટલીક લેખિકાઓએ પ્રસિદ્ધિ મેળવી છે, પણ શ્રીમતી જાનકી રાણીએ માત્ર વાર્તાઓ લખીને ખ્યાતિ પ્રાપ્ત કરી છે.

પરંપરાથી કંઈક અલગ અને સુશિક્ષિત આધુનિક સ્ત્રીના હૃદયનાં સ્પંદન તેમની વાર્તાઓમાં સ્પષ્ટપણે સંભળાય છે. 'એર્ર ગુલાબીલુ' (લાલ ગુલાબ) તેમની વાર્તાઓનો સુંદર સંગ્રહ છે. કથા–સંવિધાનમાં સંયમ દેખાય છે. ભાવુકતાના ખોટા પ્રદર્શન વિના, નિરાડંબર અને નિર્મળ શૈલીમાં વાર્તા ગૂંથવાની કુશળતા લેખિકાની આગવી મૂડી છે. તેમની પ્રત્યેક વાર્તા હૃદય પર હળવો પ્રહાર કરે છે અને મનને આકર્ષે છે.

સ્ત્રીઓ માટે એકલતા દુષ્કર ને પીડાભરી હોય છે, એ વાત 'ફરી જાન જોડી' વાર્તામાં ઘણી કોમળ રીતે કહેવાઈ છે. શ્રીમતી જાનકી રાણી કલ્યાણ વિભાગમાં ઉચ્ચ પદ પર કાર્ય કરે છે.

**બોમ્મિરેડ્ડિ પલ્લિવ સૂર્યારાવ**

વ્યવસાયે પત્રકાર હોવા છતાં સહજ સર્જક-પ્રતિભાના બળે લેખક તરીકે ખ્યાતિ

મેળવનાર વ્યક્તિઓમાં સૂર્યારાવ પ્રમુખ છે. ન્યૂયૉર્ક હેરોલ્ડ ટ્રિબ્યૂનલ દ્વારા યોજાયેલી બીજી વિશ્વવાર્તા હરીફાઈમાં તેમની વાર્તા 'દાંગલુન્નારૂ જાગ્રત' (ચોરોથી સાવધ રહેજો) અખિલ ભારતીય ધોરણે પુરસ્કૃત થઈ હતી. 'કથાવાહિની,' 'સુવર્ણ રેખલુ' (સોનેરી રેખાઓ) તેમના પ્રકાશિત વાર્તાસંગ્રહો છે. 'શુભલેખ' (આમંત્રણ) નામનું એક નાટક પણ પ્રગટ થયું છે. તેમની વાર્તાઓ કદમાં લઘુ અને તેલુગુના પોતાકાપણાથી સુશોભિત છે. તેમની વાર્તાઓનો અંત વાચકને ચમત્કૃત કરી દે છે. અહીં રજૂ થતી તેમની વાર્તા 'ફાટેલી ચાદર' તેનો એક ઉત્કૃષ્ટ નમૂનો છે.

**નાર્લ ચિરંજીવી**

**શ્રી** ચિરંજીવીની પ્રતિભા બહુમુખી છે. તે સ્નેહશીલ છે, કવિ છે; વાર્તાકાર, નાટકકાર, બાળસાહિત્યના સર્જક, પ્રકાશક, પત્રકાર, ફિલ્મી લેખક અને બધું જ છે. તેમણે કોઈ કૉલેજમાં પગ મૂક્યો નથી. અંગ્રેજી તેમને જરા પણ આવડતું નથી. બધા લોકો તેમના મિત્ર છે. ચિરંજીવીની રચનાઓ વીસથી વધારે સંગ્રહોમાં પ્રગટ થઈ ચૂકી છે. અહીં રજૂ થયેલી તેમની વાર્તા 'વડ અને વેલ' આપણા દેશમાં ધર્માધિકારિતાની રીતિ-નીતિ પર પ્રકાશ નાખતી સશક્ત વાર્તા છે. વડની છાયામાં ફૂલની વેલ શું પાંગરશે ? નહિ જ પાંગરે. આ વાર્તા પણ એવી જ છે.

